


પુસ્તક ૧૮ મું
ડિસેમ્બર-૧૯૪૪
અંક ૧૨ મો

આગામી સાહિત્યપરિષદ
સંમેલનના વિભાગીય
બે સૂત્રધારો



જાણીતા ગુ. નવલસમ્રાટ
**શ્રી. ધૂમકેતુ**
આગામી સાહિત્યપરિષદ સંમેલનના
સાહિત્ય વિભાગના પ્રમુખ.



ગુજરાતના ગૌરવશાળી કલાકાર
**શ્રી. કનુ દેસાઈ**
ગુ. સાહિત્યપરિષદ સંમેલનના
કલાવિભાગના પ્રમુખ.



: વાર્ષિક લવાજમ :
દેશમાં રૂ. ૩-૮-૦ | પરદેશ રૂ. ૫-૦-૦ | છૂટક નકલ રૂ. ૦-૬-૦

: વ્યવસ્થાપક :
બાપજીભાઈ નારણભાઈ અમીન (બી. કૉમ)
મંત્રી, પુ. સ. સ. મંડળ લિ.

: તંત્રી :
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

## આ પુસ્તકની ઉત્તમતાનાં પ્રમાણપત્રો :

૧. વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ શાળાઓમાં ઇનામ અને પુસ્તકાલયો માટે અને પુસ્તકાલય ખાતાએ તમામ પુસ્તકાલયો માટે આ પુસ્તકના ત્રણે ભાગ મંજૂર કર્યા છે.

૨ મુંબઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ સ્કૂલોની વિદ્યાર્થીઓની લાયબ્રેરીઓ માટે આ પુસ્તકના ત્રણે ભાગ મંજૂર કર્યા છે.

૩ આ પુસ્તકના પહેલા અને બીજા ભાગની ૨૫ (પચીસ) નકલો વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરે અને ૧૧ (અગીઆર) નકલો અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ઉત્તેજન માટે ખરીદી છે.

૪ આ પુસ્તક માટે 'કચ્છ હુન્નરઉદ્યોગ' પ્રદર્શનમાંથી પ્રમાણપત્ર (Certificate of Merit) મળ્યું છે.

૫ આ પુસ્તકના પહેલા ભાગને આણંદમાં મળેલી બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદે સારાં પુસ્તકોમાં ગણ્યો છે.

૬ આ પુસ્તકની ઉત્તમતા માટે અનેક સુપ્રસિદ્ધ સામયિક પત્રોએ સારામાં સારા અભિપ્રાયો આપ્યા છે.



## આ પુસ્તકની ઉત્તમતાના થોડાક અભિપ્રાયો

...દરેક પુસ્તકાલયમાં આ પુસ્તક હોવું જ જોઇએ એટલુંજ નહિ પરંતુ તે વિશેષ વંચાય એવી પેરવી મંત્રીઓએ કરવી જોઇએ...

'પુસ્તકાલય' માસિક (વડોદરા)

...ઘરગથ્થુ હુન્નરોનાં આ જાતનાં દેખાતાં પુસ્તકો આપણે ત્યાં ઘણાં બહાર પડયાં છે, અને હજુયે ગમે તેવી જાહેરાતોનાં ચોકઠાં સાથે બહાર પડશે, પરંતુ આ પુસ્તકની વિશેષતા તેમાં મૂકેલા પ્રયોગોજ માત્ર નથી પણ જુદા જુદા વિષયોના સારા અને અનુભવી લેખકો પાસે લખાવેલા લેખોને સંગ્રહીને આ પુસ્તકને વિવિધતાભર્યું બનાવવામાં આવ્યું છે તે છે...

'રવિવાર' સાપ્તાહિક (મુંબઇ)

...થોડા ખર્ચે જે કોઇ ભાઇને આજીવિકા મેળવવા માટે પ્રયત્નો કરવા હોય, તો આ પુસ્તક જોઇ જવા જેવું છે...કારણકે ઓછી મૂડીએ જાતમહેનત કરીને પૈસા કમાઇ શકાય છે...

'શિક્ષણ અને સાહિત્ય' માસિક, (અમદાવાદ)

...વર્તમાન જીવનમાં રહીને કેટલાક હુન્નરો કરીને, માણસ પોતાના પેટ પૂરતું મેળવી શકે—એવા પ્રકારના નુસ્ખા આ ગ્રંથમાં બતાવવામાં આવ્યા છે. છતાં લેખક–સંગ્રાહકે આમાં કેટલીક વ્યવહારૂ અને બીજાં પુસ્તકોમાં ભાગ્યે મળે તેવી ઉપયોગી હકીકતો નોંધી પુસ્તકને ઉપયોગી બનાવ્યું છે. પુસ્તક અવશ્ય વાંચવા જેવું છે; તેમાંથી સૌ સૌની રુચિ પ્રમાણે કંઇ ને કંઇ મળ્યા વગર રહેશે નહી.

'ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહી' (અમદાવાદ)

...આવાં પ્રજા ઉપયોગી પુસ્તકને રાજ્યે અને ઉદ્યોગોના પ્રચાર માટે ઊભી થયેલી સંસ્થાઓએ ઉત્તેજન આપી, ગ્રામઉદ્યોગને સજીવન કરવામાં સાથ અને સહકાર આપવો જોઇએ.

'ગ્રામજીવન' માસિક (વડોદરા)

**વધુ ખાતરી માટે બીજા અભિપ્રાયોની પત્રિકા મફત મંગાવો.**

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર




પુસ્તક ૧૮ મું | ડિસેમ્બર-૧૯૪૩ | અંક ૧૨ મો

## પધારો ! સાહિત્ય પરિષદ !

--તંત્રીસ્થાનેથી

આજથી દસ દિવસ બાદ અપણા રાજ્યના પાટનગરને આંગણે ગુજરાતી સાહિત્ય પરિષદના પંદરમા અધિવેશનનાં પુનિત પગલાં થશે. અમે એ સંમેલનને હાર્દિક આવકાર આપીએ છીએ.

અત્યાર સુધીનાં દરેક અધિવેશનના પ્રમુખપદે ગુર્જર સાહિત્યસર્જનમાં જેમણે સારો એવો ફાળો નોંધાવ્યો છે તેવા સજ્જનો આવી ગયા છે, અને તેમણે એક યા બીજી રીતે ગુજરાતી ભાષા અને સાહિત્યના વિકાસમાં વિવિધ વ્યવહારુ માર્ગસૂચનો દાખવ્યાં છે.

એ બધાય પ્રમુખોની રાહબરી નીચે પરિષદ સંમેલનોએ પોતાના ધ્યેયલક્ષી ઠરાવો પણ પસાર કર્યા છે અને એની અમલબજાવણી પણ કેટલેક દરજ્જે થયેલી છે. છતાં પરિષદપ્રવૃત્તિ જેટલે દરજ્જે આમજનતાની નિકટ સંપર્કસાધક હોવી જોઇએ, એ જનતાને પોતાના કાર્યક્ષેત્ર પ્રતિ આકર્ષવા માટે જે પ્રયત્નો થવા જોઇએ તે થયા નથી, એ જરા દિલગીરીભર્યું તો છે જ.

અત્યાર સુધીમાં પરિષદે મુખ્યત્વે વિદ્દદ્ભોગ્ય પુસ્તકો પ્રકટ કર્યાં છે; અને તેમાં પણ અમુક જ લેખકોનાં. વિશેષ પ્રમાણમાં જનતાને ઉપયોગી થઇ પડે, આમ જનતાના હાર્દ સુધી પહોંચી જઇ તેમનામાં સાહિત્યસંસ્કાર પ્રત્યેની અભિરુચિને ઉત્પન્ન કરે એવાં પ્રકાશનો હજી સુધી પરિષદ દ્વારા પ્રસિદ્ધિ પામ્યાં નથી એ આવી એક કરોડસ બ્ય જનતાની ભાષાની પ્રતિનિધિરૂપ સંસ્થા તેના માટે થોડુંઘણું જ કરીને બેસી રહે તે બરાબર નથી.

અંધેરી ખાતે મળેલા પરિષદના ચૌદમા અધિવેશન પ્રસંગે, મહાત્મા ગાંધીજીએ જે સંદેશો પાઠવ્યો હતો–ગામડે વસતાં ગુજરાતીઓ માટે પરિષદે કંઇક કરવાનો જે પ્રેરક સંદેશો પાઠવ્યો હતો–તેને પણ પરિષદે છેલ્લાં બે વર્ષના ગાળા દરમિયાન પણ ઝીલ્યો જણાતો નથી !! આમજનતા પ્રત્યે અત્યાર સુધી કંઇક ઉદાસીનતા સેવતી

છતાં વિદ્વદ્ભોગ્ય સારો ફાલ આપતી પરિષદનું આગામી સંમેલન આપણા રાજ્યના પાટનગરના આંગણે મળે છે તે પ્રસંગે અમે એ પરિષદના સૂત્રધારોને કાને અમારો અવાજ નાખવા નમ્ર પણ મક્કમ નિવેદન રજૂ કરીએ છીએ કે લાખોની સંખ્યા ધરાવતા અને માત્ર લખી વાંચી શકે તેવા આપણા ભાવાભાષીઓ માટે કંઇક પણ સક્રિય પગલું ભરાય તેવી યોજના વિચારે, તેનો પૂરેપૂરો અમલ કરે અને ગામડે ગામડે ગુજરાતી સાહિત્ય પ્રત્યે જનતાની અભિરુચિ વધુ ને વધુ કેળવાય તેમ કરશે તો પરિષદ એ આમજનતાની ચિરકાળ ઋણી રહેશે.

પરિષદ સમક્ષ અનેક પ્રશ્નો પડેલા છે. તેણે માત્ર ઠરાવો કરીને બેસી રહ્યે હવે નહિ પાલવે, માત્ર ગણ્યાં ગાંઠયાં જ પુસ્તકો પ્રસિદ્ધ કરીને જ ઇતિકર્તવ્યતા સમજી લીધે નહિ ચાલે. એણે પોતાની ક્રિયાશીલતા દાખવીને જનતા જનાર્દન સુધી પહોંચી જવું જોઇએ. અભણ પ્રૌઢોને, સાક્ષર=સ–અક્ષર=ભણેલા–લખતાં–વાંચતાં અને વિચારતાં કરવાં જોઇશે.

પરિષદ સમક્ષ વિશાળ કાર્યક્ષેત્ર પડેલું છે. ચૌદ ચૌદ સંમેલનો ભરાઇ જવા છતાં પરિષદે હજી પોતાનાં દૂર પડેલાં આ ભાંડુઓ માટે સાગરમાં માત્ર ખોબા જેટલું જ કાર્ય કર્યું છે એમ લેખી શકાય.

શ્રીમંત સરકારની સંસ્કારપ્રેરક રાજનીતિથી અને તેના કેળવણીપ્રચારક રાજ્યશાસનથી વડોદરા રાજ્યમાં શાળા ત્યાં પુસ્તકાલયો સ્થપાયાં છે; એમાં સરસ સરસ ઉત્તમોત્તમ પુસ્તકો પણ વસાવાયાં છે, પરંતુ એના બહુસંખ્ય ભોક્તાઓનો હજી પણ ત્યાં અભાવ જ છે, એટલે એ તૈયાર મિષ્ટાન્નો જેમનાં તેમ જ છે.

એવા પુસ્તકોના ભોક્તાઓની ભૂખને જાગ્રત કરવા માટે પરિષદે પોતાનાં વિદ્વાન સહકાર્યકરોરૂપી વૈદ્યોની સહાયથી તેમની વાચનભૂખ ઉઘાડવા માટે પ્રયત્નશીલ થવું જોઇશે.

આવી ઉત્તમોત્તમ વાચનવાનીઓ તૈયાર કરનારા આપણે ત્યાં અનેક સાક્ષરો છે, પરંતુ હજી જેની ભૂખ ઊઘડી નથી, હજી જેઓ માત્ર માંડમાંડ પ્રવાહી ખોરાક જ પચાવી શકે તેવી સ્થિતિમાં છે તેમને માટે પરિષદસંચાલકો કંઇક કરશે તો જ શ્રીમંત સરકારે અને (હવે) પ્રજાએ આમંત્રેલી પરિષદનું આ સત્ર સફળ થશે; નહિ તો માત્ર વિદ્વાનોના મેળાથી કંઈ બહુસંખ્ય જનતા જનાર્દનને પોતા પ્રતિ આકર્ષી શકાશે નહિ, તેમનું કંઈ શ્રેય કરી શકાશે નહિ એ નિર્વિવાદ છે.

હવે તો આપણા રાજ્યમાં સ્થળે સ્થળે અને બ્રિ. ગુજરાતમાં પણ કેટલેક સ્થળે કોંગ્રેસ પ્રધાનમંડળોના શાસનકાળમાં સારી સંખ્યામાં પુસ્તકાલયો સ્થપાયાં છે. ત્યાં એ જનતાના ખરતું વિપુલ સાહિત્ય પહોંચે એ અત્યંત આવશ્યક છે.

આપણો ઉપર જણાવેલો વર્ગ જ્યારે વાંચવા ઇચ્છે છે–તેની એ માટેની જિજ્ઞાસા જાગે છે ત્યારે કંઇક વાંચવાનું મેળવવા મથે છે, પરંતુ તેના હાથમાં તેના

ખરનું સાહિત્ય નહિ આવતાં તેની એ જાગ્રત વાચનભૂખ મરી જાય છે અને અંતે એ વાચન-વિમુખ બને છે; અથવા કેટલીક વાર કચરા જેવું અનિચ્છનીય વાચન વાંચી પોતાની વાચન-ભૂખને સંતોષવા પ્રયત્ન કરે છે; પરંતુ તેથી તો તેના મગજમાં ઊલટી અવળી જ છાપ પડે છે.

> ' મગજમાં હશે તો કામમાં આવશે ' પણ પુસ્તકો વાંચ્યાં હશે તો જ મગજમાં આવશે. અને પુસ્તકાલયો હશે તો પુસ્તકો હાથમાં આવશે. પુસ્તકાલય તૈયાર છે, તો પછી વાંચવા જેટલી જ વાર છે.

આપણા લેખકો પોતાનાં પુસ્તકો વધુ સંખ્યામાં વેચાતાં નહિ હોવાનો વારંવાર ઉહાપોહ કરે છે, પરંતુ જ્યાં જનતાની ગામડે વસતાં સંખ્યાબંધ માનવીઓની વાચનભૂખ ઉઘાડવા માટે પ્રયત્નો જ ન થાય તો પછી ગમે તેવાં મિષ્ટાન્નો તૈયાર કરી પીરસવામાં આવે તે બધાં વ્યર્થજ જાય છે અને આખરે ઉકરડે નાખવા જેવી પરિસ્થિતિ ઊભી થાય છે.

એટલે સહિત્ય પરિષદનો સાચો સંદેશ જો જનતાના હાર્દ સુધી પહોંચાડવામાં આવશે, તેમની વાચનરુચિને જાગ્રત કરવાના પ્રયત્નો થશે તો આજે આપણા ગુજરાતી લેખકો–પ્રકાશકો પોતાનાં પુસ્તકોની માત્ર હજાર પંદરસો કે બે હજાર પ્રતોની આવૃત્તિઓ વેચતાં હાશ પોકારે છે, તેને બદલે સંખ્યાબંધ પ્રતો વેચાયાનો લાભ મેળવી શકશે અને આપણું સાહિત્ય પણ વધુ સમૃદ્ધ બનશે.

એટલે ગ્રામજનતાની સેવા કરવા અને તેને શિષ્ટ અને સંસ્કારપ્રેરક સાહિત્ય પ્રતિ વાળવા માટે સાહિત્ય પરિષદ માત્ર એક જ ઠરાવ–આમજનતાને લગતું સાહિત્ય તૈયાર કરાવી પ્રકટ કરવાનો જ ઠરાવ–પસાર કરી તેને સક્રિય સ્વરૂપ આપવા પ્રયત્ન કરશે તો તેટલું પણ પૂરતું થઈ પડશે.

અને આ સંમેલનને તો પોતાનાં સુકાની તરીકે શ્રી. વિદ્યાબહેન જેવાં પીઢ અને બાહોશ એવાં પ્રખર કાર્યકરની દોરવણી મળી છે; તેમણે વિવિધ સંસ્થાઓનું સંચાલન પણ કર્યું છે અને કર્યે જાય છે; એટલે તેમના અનુભવોનો લાભ પરિષદ ધારે તો સરસ રીતે લઈ શકે તેમ છે.

બાકી, વિદ્વાનોને માટે તો વિશાળ ક્ષેત્ર પડેલું છે; તેઓ તો ગમે ત્યાંથી મેળવીને પોતાની એ વાચનભૂખ સંતોષશે.

આપણે ઇચ્છીએ, ગુર્જરનરેશના પાટનગરમાં મળનાર સાહિત્યવિકાસવાઞ્છુઓ અમારી ઉપરની દરખાસ્તને વધાવી લઈ, શ્રીમંતે વિદ્યાપ્રસાર માટે વાવેલાં બીજનું જે વિશાળ વટવૃક્ષ છવાયું છે તેનો લાભ લઇ આમજનતાને પોતાપ્રતિ આકર્ષવા-વિકસાવવા–પ્રયાસ કરશે અને એ ફૂલેલા–ફાલેલા વૃક્ષનાં સુફળો જનતા–જનાર્દનને ઉપભોગ્ય બનાવવા પ્રયત્નશીલ થશે.

---

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

બનારસની નાગરી પ્રચારિણી સભાને પ્રો. આઈવિનશંકર યાજ્ઞિક તથા તેમના ભાઇ રાયસાહેબ ડૉ. ભવાનીશંકર યાજ્ઞિકે ૭૦૦ પ્રાચીન હિંદી હસ્તપ્રતોનો સંગ્રહ ભેટ આપ્યો છે. આ સંગ્રહમાં પ્રાચીન પ્રસિદ્ધ કવિઓનાં દુર્લભ હિંદી શ્રેષ્ઠ પુસ્તકો છે. પ્રો. યાજ્ઞિકે આ પુસ્તકો પ્રગટ કરવા માટે રૂ. ૧૦૦૧ ની ભેટ પણ આપી છે.

ઘણાઓને જાણીને આશ્ચર્ય થશે કે હિંદના નવા વાઇસરૉય 'એંશી ગ્રંથોના જનરલ (એઇટી-બૂક જનરલ)' તરીકે ઓળખાય છે. આનું કારણ એ છે કે તેમની દરેક મુસાફરીમાં તેમની સાથે એંશી પુસ્તકો હોય છે. તેમાં મુખ્યત્વે કાવ્યગ્રંથો હોય છે.

સોવિયેટ વર્તમાનપત્ર રેડસ્ટાર એક વાત ખુલ્લી કરે છે કે, લેનિન્ગ્રેડના યુદ્ધ પહેલાં એક 'સુવર્ણગ્રંથ' ( Golden Book )ની શરુઆત કરવામાં આવી હતી. તેમાં લશ્કરી ટુકડીઓના વીર પુરુષોનાં નામ તથા પરાક્રમોની નોંધ લેવામાં આવી હતી.

બધી ટુકડીઓમાં આ ગ્રંથ દાખલ કરવામાં આવેલ છે.

લંડનના પહેલા પુસ્તકાલયની સ્થાપના ઈ. સ. ૧૪૯૭માં 'લિંકન્સ ઇન 'માં કરવામાં આવી હતી.

ચાર્લી સિલ્વેસ્ટર લંડનની શેરીઓમાં વાસણો તથા કીટલીઓ વેચતાં વેચતાં પોતાના જીવન સંબંધી લખાતા પુસ્તકનાં પ્રકરણોનો વિચાર કરી રહ્યો હોય છે.

તેના પુસ્તકનું નામ 'રાઉન્ડ ધી સ્ટ્રીટસ '( Round the Streets ) રહેશે. પૂર્વ લંડનમાં ઠામવાસણો વેચતાં વીસ વર્ષનો ઇતિહાસ તેમાં આલેખાશે. પુસ્તકના પહેલા ૫૦૦૦ શબ્દો લખતાં તેને બાર મહિના લાગ્યા. તેની યોજના કુલ ૬૦૦૦૦ શબ્દો લખવાની છે.

ન્યુયૉર્કની 'આઇરીઅન' ( Eirean ) પબ્લિશિંગ કંપની એક પુસ્તક પ્રગટ કરવાની છે. તેમાં એવો દાવો કરવામાં આવ્યો છે કે બાઇબલ એક આઇરિશમેને લખ્યું હતું અને હિબ્રુ તો ગેલિકની ઉપભાષા છે.

શેક્સપીઅરના શહેર સ્ટ્રેટફર્ડ-ઓન-એવનના રહેવાસીઓએ સપ્ટેમ્બરની ૨૪મી તારીખે જાગ્રત થઇને જોયું તો જણાયું કે વિરોધીઓએ આખા શહેરને લાલ રંગી નાખ્યું હતું. લાલ રંગની પીંછી જેઓએ ચલાવી હશે તે એવા સિદ્ધાંતમાં માનતા હશે કે શેક્સપીઅરનાં નાટકોનો ખરો લેખક બેકન હતો. આધુનિક શેક્સપીઅરના સ્મારક થીએટરના આગલા પગથિયા પર બે ફીટ ઉંચા અક્ષરોમાં 'બેકન સ્મારક થીએટર' લખેલ હતું.

લેડી મેકબેથના પૂતળાનો ચહેરો લાલ રંગવામાં આવ્યો હતો, ત્યારે હેમલેટનું માથું અને પગ રંગવામાં આવ્યા હતા. અમેરિકન સ્મારક ઘડિયાળના ત્રણ ચંદાને વિકૃત કરવામાં

આવ્યા હતા અને વિજયની નિશાની આખી લાલ રંગી નાખવામાં આવી હતી. દુકાન નીબારીઓ તોડી નાખવામાં આવી હતી તથા એક લીલામવાળાના પાટિયામાં અનિચ્છનીય નામ લખવામાં આવ્યું હતું. આ અપકૃત્ય કરનારની પોલીસ તપાસ ચલાવી રહી છે.

**પ્રાચીન પેઢીનો વહીવંચો !**
સારૂં પુસ્તક એક વ્યક્તિ છે, એક નવી સૃષ્ટિ છે, બદલાતા દેશકાળનું પ્રતિબિંબ એ ઝીલે છે; જાળવે છે; એટલે જ એ પ્રાચીન પેઢીનો વહીવંચો છે.



દક્ષિણ હિંદનું જૂનામાં જૂનું વર્તમાનપત્ર 'ધી કોચીન આર્ગસ' છે. અત્યારે તેને ૭૫મું વર્ષ ચાલે છે.



'રશિયાને પત્ર લખો' એ અત્યારે યુનાઇટેડ સ્ટેટસમાં ફેશન થઈ પડી છે. કદાચ આવી, વ્યવસ્થિત રીતે પત્ર લખવાની ધૂન ભૂતકાળમાં કદી થઇ નહિ હોય. ૨૨મી જુને રશિયાના જર્મન આક્રમણની બીજી સંવત્સરીએ પત્રો રવાના થશે. પચાસ લાખ અમેરિકનો પચાસ લાખ રશિયનો પર પત્રો લખશે.

રશિયન યુદ્ધ રાહત કમિટિને તે પત્રો મળશે એટલે મોકલી દેશે. સોવિયેટ સરકારે તેનું ભાષાંતર કરવાનું તથા તેની વહેંચણી કરવાનું કબૂલ કર્યું છે, અને યુનાઇટેડ સ્ટેટસને અપાતા જવાબની તે ગોઠવણ કરશે. પોતાને કોની સાથે પત્રવ્યવહાર કરવો છે તેનો પ્રકાર અમેરિકનો જણાવશે. અમેરિકન એન્જીન હાંકનારાઓ રશિયાના ટ્રેન હાંકનારાઓ સાથે, ગ્રંથપાલો ગ્રંથપાલો સાથે તથા ખેડૂતો ખેડૂતો સાથે પત્રવ્યવહાર કરશે.



લંડનના પ્રસિદ્ધ પ્રકાશકો એલન એન્ડ અન્વિન સર વિલિયમ બીવરીજનું પુસ્તક 'ધી પીલર્સ ઑફ સોસાયટી' ( The Pillars of Society ) બહાર પાડવાના છે. તેમાં પ્રખ્યાત રિપોર્ટનો સંપૂર્ણ ટૂંક સાર તથા પશ્ચાદ્‌ભૂમિની અતિ રસદાયક હકીકત આપવામાં આવી છે. આગળથી આવેલા ઑર્ડરોથી સ્પષ્ટ જણાઇ આવે છે કે પહેલી આવૃત્તિની ૨૦,૦૦૦ નકલો પૂરી પડી શકશે નહિ. દેખીતી રીતે જ પ્રકાશકો કાગળના પ્રશ્ન પર મુંઝાઈ ગયા છે. તેઓએ તેમના 'ક્વોટા' ઉપરાંત કાગળ તો નહીં લીધો છે અને જો તે પૂરતો નહિ થાય તો જનતાને તે પુસ્તક વિના ચલાવી લેવું પડશે.

સર વિલિયમ બેવરીજ હિંદી સનંદી નોકરના પુત્ર અગર પૌત્ર થાય છે. તે સનંદી નોકરે ઘણાં વર્ષો પહેલાં 'નંદકુમારની ચાલેલી તપાસ' વિષે પુસ્તક લખ્યું હતું. પુસ્તક છપાતાં જ મળવું મુશ્કેલ થઇ પડયું. પણ તેની નવી આવૃત્તિ પ્રકટ કરવામાં આવી નહિ. આનું કારણ એ છે કે લેખકને કેસ સંબંધી કેટલીક બાબતોની પાછળથી ખબર પડી. જો કે આ વાતોને કેસ સાથે સીધો સંબંધ નહોતો છતાં લેખકને તેનું જ્ઞાન થવાથી, નવી આવૃત્તિ કાઢવાનું તેને અનિચ્છનીય લાગ્યું.



'ધી ટ્વેન્ટીએથ સેન્ચુરી'ના સપ્ટેમ્બર માસના અંકમાં વાય. ગીરીનોવે 'સોવિ-

ઉત્તમ પુસ્તકો એ અંતરનો આરામ છે. દુઃખીઓનું આશ્વાસન છે. ભક્તોનું આરોહણ છે. જીવનનું સાફલ્ય છે. એવાં પુસ્તકોનો સત્સંગ સદા સેવતા રહો. એ સત્સંગ મેળવવા માટે પુસ્તકાલયમાં પધારો.

ચેટ કાઝાખસ્તાનમાં સાહિત્ય અને કળા ' વિષે એક આશ્ચર્યકારક હકીકત કહી છે. ઓગણીસમી સદીના મધ્યભાગ સુધી દક્ષિણ-પૂર્વ રશિયામાં આવેલ આ પ્રદેશમાં ફક્ત મૌખિક સાહિત્ય જ હતું. આજે ત્યાં ત્રણસોથી વધારે વર્તમાનપત્રો પ્રગટ થાય છે. તેનો ફેલાવો સાત લાખ નકલોનો છે. આ ફેલાવો એવા પ્રદેશમાં છે કે જ્યાં થોડા સમય પહેલાં શિક્ષિતતાનું પ્રમાણ માત્ર એક જ ટકો હતું. દર વર્ષે કાઝાખ ભાષામાં લાંખો પુસ્તકો પ્રગટ થાય છે. ' સોવિયેટ યુનિયન 'માં કોઝાખ સ્ટેટ પબ્લીશિંગ હાઉસ એક મોટી પ્રકાશન-સંસ્થા છે.

☘

શ્રીમતી કુમુદિની બસુના કલકત્તા ખાતે તા. ૫ સપ્ટેમ્બરે થયેલ મૃત્યુથી બંગાળી સાહિત્ય તથા પત્રકારિત્વને મોટી ખોટ પડી છે. ' શિખેર ' ' બલિદાન ' ' મેરી કાર્પેન્ટર ' તથા ' જહાંગીર ' ' આત્મજીવની ' જેવાં લોકપ્રિય બંગાળી પુસ્તકોની લેખિકા હોવા ઉપરાંત ૧૯૦૭ થી વર્ષો સુધી તે બંગાળી માસિક ' સુપ્રભાત 'ના તંત્રી હતા. ૧૯૪૧ માં પોતાના પતિના મૃત્યુ પછી તેણે ' વ્યાવસાયો વાણિજ્ય 'નું તંત્રીપદ સંભાળ્યું હતું. ઉપરાંત શ્રીમતી કુમુદિની બસુ જાણીતી સમાજકાર્યકર્તી હતાં.

☘

આ વર્ષનું રૂ. ૧૨૦૦ નું મંગલાપ્રસાદ પારિતોષિક, બનારસ હિંદુ યુનિવર્સિટીના પ્રોફેસર પંડિત બલદેવ ઉપાધ્યાયને તેમના પુસ્તક ' ભારતીય દર્શન 'ને માટે આપવામાં આવ્યું છે. મે માસમાં હરદ્વાર ખાતે મળેલ અખિલ હિંદ હિંદી સાહિત્ય પરિષદની ૩૧ મી બેઠકમાં આ પારિતોષિક આપવામાં આવ્યું હતું. સાહિત્ય, તત્ત્વજ્ઞાન, સમાજવાદ તથા વિજ્ઞાન એ ચારમાંથી એક વિષય પર વારા પ્રમાણે આ પારિતોષિક પ્રતિવર્ષે આપવામાં આવે છે.

☘

ખંડવાના ' આગામી કાલે ' દશ મહિનાના ગાળા પછી ઑગસ્ટ માસથી પુનઃ પ્રકાશન શરૂ કર્યું છે. પહેલા જ વર્ષમાં આ પત્રને એનું પ્રકાશન બંધ કરવું પડયું હતું; કેમકે પહેલા તંત્રી શ્રી. પ્રભાગચંદ્ર શર્માને જેલમાં જવું પડયું હતું. મધ્યપ્રાંત અને વરાડમાં આ એક જ હિંદી માસિક છે.

☘

' વિક્રમ ' પત્રના તંત્રી, પંડિત સૂર્યનારાયણ વ્યાસ, વિક્રમ સંવતની દ્વિસહસ્રાબ્દિના સ્મરણાર્થે એક મોટો વિશિષ્ટ અંક કાઢવાની યોજના કરી રહ્યા છે. રાજા વિક્રમ તથા તેની રાજધાનીના શહેર ઉજ્જન સાથે સંકળાયેલ બધી બાબતોના સંક્ષિપ્ત અભ્યાસની યોજના કરવામાં આવી છે. તેમાં તેના સમયની કળા તથા વિદ્વત્તા તથા તેણે સ્થાપેલ સંવતનો પણ સમાવેશ કરવામાં આવેલ છે. પોતાના વિશિષ્ટ અંક માટે જે તંત્રીને ધારેલા લેખો મળે

તો તે અંક, ઉજ્જન વિક્રમ તથા તેને લગતા વિષયનો મહાન આધારભૂત ગ્રંથ ગણાશે.

❧

' જનપદ સાહિત્ય 'ના નામથી સંગ્રહ કરેલ લોકગીતોના પુસ્તકની કદર કરીને મહિસુરના મહારાજાએ શ્રી. મટીઘટ્ટા કૃષ્ણમૂર્તિને ઈનામ આપ્યું છે.

❧

જ્યારે કોઇ પણ ભાષા પ્રગતિશીલ હોય ત્યારે તેમાં પરભાષાના શબ્દો, થોડાઘણા પ્રમાણમાં આવવાનો સંભવ છે. ભાષાના વિશુદ્ધિકરણની દષ્ટિથી તેને બદલે નવા બનાવેલ શબ્દો મૂકવાનો વધારેપડતો ઉત્સાહ કેટલીક વખત હાસ્યાસ્પદ નીવડે છે. દાખલા તરીકે પૂના મ્યુનિસિપાલિટીએ પોતાના બિલમાં તથા મ્યુનિસિપાલિટીના વહીવટમાં આવા કેટલાક શબ્દોનો ઉપયોગ શરૂ કર્યો છે. મ્યુનિસિપાલિટી માટે ' નગર–પાલિકા ' સારો શબ્દ છે પરંતુ ' ટેક્સ કલેક્શન ડિપાર્ટમેન્ટ ' ( કર ઉઘરાવવાનું ખાતું ) માટે કર–સાંકલાન ખાતે' અથવા તો ' બોઇલર ઈન્સ્પેક્ટર ' માટે ' વરાળયંત્ર ભાંડ કામગાર ' જરાયે ઠીક લાગતા નથી. પરદેશી ભાષાના શબ્દોનો ધીમે ધીમે ઉપયોગ બંધ કરવો તે ઠીક છે, પણ આવા ઉતાવળિયા યત્નોથી ભાષાની વૃદ્ધિ તથા પ્રગતિ પર અસર થયા વિના રહેશે નહિ.



❧

મરાઠી નાટક તથા રંગભૂમિની શતવર્ષી ઉજવણી મોટા પાયા પર નવેંબર માસના પહેલા અઠવાડિયામાં સાંગલી ખાતે થનાર હતી. સાથે સાથે મરાઠી સાહિત્ય પરિષદ તથા મરાઠી નાટ્ય પરિષદની બેઠકો ભરવાનો પણ નિર્ણય કરવામાં આવેલ છે. પ્રો. જી. જી. કાનેટકરના પ્રમુખપણા હેઠળ એક વગદાર સંયુક્ત કમિટી નીમવામાં આવી છે.

❧

મરાઠી ભાષાના ' સાહિત્ય સમ્રાટ ' ગણાતા શ્રી. એન. સી. કેલકરને ૧૯૪૨ ના ઑગસ્ટમાં સિત્તેર વર્ષ પૂરાં થયાં. તેમની ઇચ્છાને માન આપી આ પ્રસંગે કોઇ મહોત્સવ કરવામાં આવ્યો નહોતો. પરંતુ તેના મિત્રો તથા પ્રશંસકોએ બીજી રીતે આ મહોત્સવ ઉજવ્યો. મુંબઇ યુનિવર્સિટીની એમ. એ. ની પરીક્ષામાં મરાઠી લઇને જે કોઇ વિદ્યાર્થી પહેલો આવે તેને દર વર્ષે ' કેલકર સુવર્ણ ચંદ્રક ' આપવાને તેઓએ રૂ. ૧૦,૦૦૦ ભેગા કર્યા. ૧૯૪૨ ના ૨૯ મા ઑગસ્ટે ' કેલકર સુવર્ણ ચંદ્રક ફંડ કમિટિ'એ શ્રી. કેલકરના માનમાં ' એટહોમ 'નો મેળાવડો કરી તેને ચાંદીનો એક ટી સેટ ભેટ આપ્યો.

❧

સંસ્કૃત ભાષાના ત્રણ પ્રખર વિદ્વાનો–મહામહોપાધ્યાયો, એસ. કુપ્પુસ્વામી શાસ્ત્રી, આર. વી કૃષ્ણમાચારી અને શિવદંડ પાણિદિસિતર–ના મૃત્યુથી વિદ્વજ્જગતમાં શોક પ્રસરી રહ્યો છે. ખાસ કરીને દક્ષિણ હિંદને આ આઘાત વધારે લાગ્યો છે.

❧

ભારતીય વિદ્યાભવને નિબંધોની હરીફાઈમાં ડૉ. એ. ડી. પુસાલકરને સુવર્ણચંદ્રક આપ્યો છે. હિંદી સંસ્કૃતિના કોઈ પણ વિભાગ ઉપર મૌલિક નિબંધો લખવા એક સુવર્ણચંદ્રક તથા ચાર રજત-ચંદ્રકોની જાહેરાત કરવામાં આવી હતી.

❧

પોતાની ટુકડી સાથે હિંદમાં આવ્યા પછી એલન લુઈએ ઘણાં નવાં કાવ્યો તથા વાર્તાઓ લખી છે. પોતાના પ્રકાશકોને તે 'એરમાક' દ્વારા મોકલે છે. આ લખાણને અંગે બે નવાં પુસ્તકો તૈયાર થઈ રહ્યાં છે. એક કાવ્યનું તથા બીજું તવલિકાઓનું.

લુઈની ઉંમર અઠ્ઠાવીસ વર્ષની છે, તેને આ યુદ્ધનો એડવર્ડ ટોમસ ગણવામાં આવે છે. તેનો જન્મ આબર્ડેરમાં થયો છે. તે કેળવણી ખાતાના ડિરેકટરનો પુત્ર છે અને લશ્કરમાં જોડાયા પહેલાં મન્મથશાયરમાં 'ગ્રામર સ્કૂલ'માં ઇતિહાસનો શિક્ષક હતો.

❧

યુનાઈટેડ સ્ટેટસ (અમેરિકા) ના યુદ્ધ ખબર ખાતાની ઑફિસે લંડનમાં અમેરિકન એલચી ખાતામાં સંદર્ભ ગ્રંથોનું એક જાહેર પુસ્તકાલય ખુલ્લું મૂક્યું છે. તેના ડિરેકટર તરીકે રિચર્ડ એચ. હિન્ડેલ છે. અમેરિકા બહાર યુનાઈટેડ સ્ટેટસની સરકારે શરુ કરેલું આ પહેલું પુસ્તકાલય છે.

❧

મોગલ સમ્રાટ અકબરનાં નવ રત્નોમાં ખાનખાનાન પણ એક હતા. તેનું પુસ્તકાલય ખૂબ ભવ્ય હતું. અને તે વિદ્વાનોનો આશ્રયદાતા હતો.

તેની મરજી અનુસાર મુલ્લા અબ્દુલબારી નહાવદીએ તેનું જીવનચરિત્ર લખ્યું હતું. તે પુસ્તકનું નામ 'મઆસરે રહીમી' છે. તેની અત્યારે માત્ર ત્રણ પ્રતો મોજૂદ છે. એક કેમ્બ્રિજ યુનિવર્સિટીના પુસ્તકાલયમાં, બીજી, બંગાળ એશિયાટિક સોસાયટીના પુસ્તકાલયમાં તથા ત્રીજી પટણાની ખુદાબક્ષ પુસ્તકાલયમાં. આ ત્રીજી પ્રત અધૂરી છે.

બીજી પ્રત એક વખત શાહજહાં તથા ઔરંગઝેબના પુસ્તકાલયમાં હતી. આ પ્રત ઉપર શાહજહાં તથા ઔરંગઝેબના સમયના પ્રખ્યાત પુરુષોના સિક્કાઓ તથા હસ્તાક્ષરો છે. આ પ્રતમાં કર્તાના હસ્તાક્ષરોની ફુટનોટો પણ છે. કર્તાએ આ પ્રત પોતાના મિત્ર કાઝી અબ્દુલ હમીદ હમ્દાની પાસે મોકલી હતી. શાહજહાંના સમયમાં આ પ્રત હમ્દાનથી હિંદુસ્તાન કેવી રીતે આવી તે એક કોયડો છે. મીર અલી આઝાદે આ પ્રત હી. સ. ૧૨૦૦ માં દક્ષિણ હૈદ્રાબાદમાં જોઈ હતી.

છોટાલાલ માનસિંગ કામદાર

કડી મહાલ પુસ્તકાલય ૭મી પરિષદના

# પ્રમુખશ્રીનું ભાષણ

**આ** પરિષદ સાતમી છે, સંગીતમાં ૭ સૂર હોય છે એટલે સૂરનું જ્ઞાન પૂરું થયું. એટલે હવે ખરું સંગીત વિકસાવવાનું રહ્યું. તેથી પુસ્તકાલય સ્થાપેજ આપણું કાર્ય પૂરું થતું નથી. ખરું કામ તો આપણે હવે જ કરવાનું રહે છે. ગામમા વાચકવર્ગ દિનપ્રતિદિન વધે, અંદાજપત્રો નિયમિત થાય અને પુસ્તકાલય પોતાના પગ ઉપર જ ઊભું રહે તેવી વ્યવસ્થા થવાની આવશ્યકતા છે. હાલ શાળામા ઘણેખરે સ્થળે પુસ્તકાલયો છે. **આ પુસ્તકાલયો શાળામાંથી નીકળી જનતાના રહેઠાણમાં પ્રવેશ કરે અને લોકો પૈકી ઈસમો જ તેની વ્યવસ્થા વગેરે કરતાં થાય તો જ લોકો ખરો રસ લેતા થયા છે,** એમ જાણી શકાય. પુસ્તકાલયની સંસ્થા ગામમાં સરસ્વતીના મંદિરરૂપ થવી જોઇએ. હાલ જે શાળાના આશરે છે તે આશ્રયેથી ઉઠાવી તેને સ્વતંત્ર કરવુ જોઇએ અને આમ થાય તો જ તેનો વિકાસ યોગ્ય રીતે થઇ શકે.

## હાલના જમાનાની કામધેનુ

સામાન્ય રીતે એવું જોવામાં આવે છે કે હાલનાં પુસ્તકાલયો ભણેલા જૂજ માણસો માટે જ છે. અને આ જ વર્ગ તેનો ઉપયોગ કરે છે; પણ પુસ્તકાલયનું આ ધ્યેય પૂરતું નથી. પુસ્તકાલય તો હાલની દરેક વ્યક્તિ પછી તે નાની હોય કે મોટી હોય, સ્ત્રી હોય કે પુરુષ હોય, બ્રાહ્મણ હોય કે અંત્યજ હોય તમામને સરખી રીતે ઉપયોગી નીવડવું જોઇએ. પુસ્તકાલય એ હાલના જમાનાની ખરી કામધેનુ ગાય છે. જેને જે જાતનુ ઇચ્છિત જોઇએ તે તેમાથી મળી શકે છે. પુસ્તકાલય દરેક જણને તેનું ઇચ્છિત પૂરું પાડે છે. જેને જે બાબતનો રસ હોય તે તમામ બાબતો પુસ્તકાલય પૂરી પાડે છે. પોતાનો જીવનવ્યવહાર વધારે સંસ્કારી બનાવતાં પુસ્તકાલય શીખવે છે. પુરુષોને પોતાના ધંધાની બાબતમાં તે સહાયક છે. સ્ત્રીઓને તેમના કામમાં તે મદદ આપી શકે છે અને છોકરાઓમાં જ્ઞાનનો વધારો કરે છે. વળી અભણ લોકોમાં તે ભણતરને સજીવન કરે છે. નવરાસના વખતમાં પુસ્તકાલય લોકોનું સાથી બને છે. આ પ્રમાણે તમે જોશો તો પુસ્તકાલય એ ખરેખર ભર્તૃહરિ નીતિશતકના શ્લોકાર્થ પ્રમાણે મંત્રીનું કાર્ય કરે છે અને તે આ ખાતાની જીવતી જાગતી જ્યોત છે. હવે જે આ દેવની જેટલી ઓછી સેવા કરશે તે તેટલો વંચિત રહેશે એટલે કાર્યવાહકોએ ગામની તમામ વ્યક્તિઓને ઉપર જણાવ્યા પ્રમાણેની સહાય મળી શકે તે પ્રમાણે વ્યવસ્થા કરવાની જરૂર રહે છે. ગામની તમામ વ્યક્તિઓનો વિચાર કરી તેમને માટે દર વર્ષે પોતાના અંદાજપત્રકોમાં તેવાં પુસ્તકોની માગણી કરવા ચૂકવું નહિ. સ્ત્રીઓ પુસ્તકાલયનો અવશ્ય ઉપયોગ કરે તે પ્રમાણે ગામના પુરુષવર્ગે જોવાની જરૂર છે.

## પ્રૌઢશિક્ષણ પામેલાંને પ્રેરણા

અભણ વર્ગ માટે રાજ્ય તરફથી પ્રૌઢ શિક્ષણની શાળાઓ ગામેગામ ઉઘાડવા પ્રબંધ થયેલો છે. અને આ માટે સરકારે ઉદારતાપૂર્વકની યોજના બહાર પાડેલ છે. અમારે દિલગીરી

સાથે કહેવું પડે છે કે આ દિશામાં જનતાનો સાથ અમને જોઇએ તેવો મળતો નથી. સંબબ આપ સૌને હું વિનંતિ કરું છું કે પ્રૌઢ શિક્ષણનું કાર્ય જે આ પ્રવૃત્તિના પાયારૂપ છે તેમાં આપ સૌ તનમનથી મદદ કરો અને સ્ત્રીવર્ગ અભણવર્ગને પુસ્તકાલયનો લાભ લેવા શક્તિમાન બનાવો. પુસ્તકાલયના કાર્યવાહકોએ પણ લોકોને આ દિશામાં વાળવા પ્રયત્ન કરવો જોઇએ અને તેમના માટે મહિલા પુસ્તકાલયો સ્થાપી મહિલા મંડળો બનાવવાં જોઇએ. કેળવણી ખાતા તરફથી ચાલતી વુડવર્કની યોજના આ પ્રયત્નોને જ પોષક છે અને તેથી શિક્ષકોએ પણ જ્યાં શકય હોય ત્યાં વુડવર્ગ ઉઘાડવા ચૂકવું નહિ. શ્રીમંત સરકારે કૃપાવંત થઇને આને માટે પણ પોતાનો ઉદાર હાથ લંબાવેલો છે જ.

## સહકારી ધોરણે પુસ્તકોની આપ-લે

નાનાં નાનાં ગ્રામ પુસ્તકાલયો પોતે તમામ જાતનાં બધાં પુસ્તકો વસાવી ન શકે એ દેખીતું જ છે અને તેથી સહકારી ધોરણે પુસ્તકો મેળવવાનું કાર્ય બધા મળી એકદીલથી કરવામાં આવે તો તે બધાને ઉપયોગી થઈ પડશે પુસ્તકાલય ખાતાએ આ સંબંધમાં માર્ગદર્શન કરેલું છે તેનો જરૂરી લાભ ઉઠાવવા પ્રયત્ન કરવો જરૂરી છે.

પુસ્તકાલયોમાં પુસ્તકોની નોંધવહી તરફ જરા વધુ લક્ષ આપવાની જરૂર છે કે કેટલેક સ્થળે વિષયવારી વગેરે કરવામાં આવે છે, પણ ઘણેખરે સ્થળે પુસ્તકોની એક જ નોંધવહી રાખવામાં આવે છે અને તેમાં તમામ પુસ્તકો જેમ આવે તેમ નોંધવામાં આવે છે. આ સંબંધમાં મારી એક એવી સૂચના છે કે બાળકો માટેનાં પુસ્તકો અને મોટેરાં માટેનાં પુસ્તકો એમ બે વિભાગો તો શરુઆતથી જ અલગ રાખવા જોઇએ. આથી પુસ્તકોની પસંદગીનું તથા આપ-લેનું કામ વધુ સરળ થઇ પડશે. આ ઉપરાંત વિષયવારી વગેરે થાય તે તો વધારે જ સારૂં છે.

## બાલસાહિત્ય અવશ્ય વસાવો.

પુસ્તકાલયમાં આપણે ફક્ત પુસ્તકો અને વર્તમાનપત્રોનો વિચાર કરીએ છીએ, પણ આપણે ઉપર પુસ્તકાલયનું જે મંતવ્ય રજુ કર્યું તેની સાથે આમાં ઉણપ આવે છે. નાનાં બાળકો પુસ્તકાલયમાં આવે તો શું કરે ? તેમને માટે પણ વિચાર થવાની જરૂર છે. બાળકો માટે ચિત્રો, રમતગમતનાં સાધનો, ખેલવા કૂદવા માટેનો બગીચો આ પ્રમાણે જ્યાં બની શકે ત્યાં દાખલ કરવાની જરૂર છે. કાર્યવાહકોને મારી વિનંતિ છે કે તેમણે આ દિશામાં પ્રયત્ન કરવો; આ ઉપરાંત નાના પાયા ઉપર દરેક પુસ્તકાલયમાં નાનાં નાનાં સંગ્રહસ્થાનો ઊભાં કરી શકાય કે જેની અંદર ગામની અને તાલુકાની જાણવા જેવી અને જોવાં જેવી વસ્તુઓ કાયમને માટે રાખી શકાય.

## ઉપસંહાર

આ પ્રમાણે પુસ્તકાલયની બાબતમાં જેટલું કહીએ તેટલું ઓછું છે. ટૂંકમાં, પુસ્તકાલયપ્રવૃત્તિને ખૂબ વિકસાવવાની જરૂર છે. ઉપર તેનાં કેટલાંક અંગો જણાવ્યાં છે, પણ આની સાથે કાર્યવાહકોએ ન ભૂલવું જોઇએ કે ઉપરનાં અંગો વિકસાવવામાં તેનાં બીજા

( સાંધણ સામેના પૃષ્ઠને છેડે )

# યુદ્ધસમયના છાપકામની ફૅશન

**યુદ્ધને** અંગે કાગળોનો બચાવ કરવાના પ્રચારને અંગે છાપવામાં પણ નવી નવી ફૅશનોનો પ્રચાર થવા લાગ્યો છે. અત્યારનો પ્રશ્ન ઓછા કાગળમાં, છાપવાની વધારે જગ્યાનો છે, અને આ પ્રશ્નનો નિવેડો લાવવાને સરકારી છાપખાનાં નવી નવી યોજના કર્યે જાય છે.

યુદ્ધ પહેલાં રાખવામાં આવતા મોટા હાંસિયા આજે સત્વર અદૃશ્ય થતા જાય છે. બધાં સરકારી છાપખાનાઓને સૂચના મોકલાઇ ચૂકી છે કે હાંસિયામાં કરવામાં આવતી નોંધો તથા ઉલ્લેખો, લખાણની અંદર આવી જવા જોઇએ. પ્રકરણો, પરિશિષ્ટો અને ફૂટનોટો વગેરે વગેરે માટે જગ્યા રાખવી ન જોઇએ.

એક જ બાજુ ચિત્ર છાપવાનું તો શાંતિના સમયમાં પોસાઇ રહે.

સરકારી છાપખાનાંઓમાં આ પણ અદૃશ્ય થતું જાય છે. આ કાર્ય માટે કાગળની બન્ને બાજુનો ઉપયોગ કરવામાં આવે છે. વધારે જોવા જેવું તો એ છે કે ચિત્રોની આસપાસની ખાલી સફેદ જગ્યામાં પણ લખાણ છાપવામાં આવેલ હોય છે.

કેક્ષ્ટનના સમયથી 'નવા પાનાં પર નવું પ્રકરણ' છાપવાનો પ્રાચીન નિયમ છે. જ્યારે કાગળો પુષ્કળ મળતા ત્યારે આ નિયમને ચૂસ્તપણે વળગી રહેવાનું શક્ય હતું. હવે સરકારી છાપખાનાંઓને એવી સૂચના મળી છે કે જો આગલા પાના પર જગ્યા હોય તો નવા પ્રકરણને નવા પાના પર મુલતવી રાખવું નહિ. યુદ્ધસમયની કાગળ બચાવવાની આ યોજનાથી નવા પ્રકરણની ચાલી આવતી પ્રાચીન પવિત્રતાનો નાશ થશે નહિ.

અત્યાર સુધી જે લખાણ મોટા અક્ષરોમાં છાપવામાં આવતું તે હવે ઝીણા અક્ષરોમાં છાપવામાં આવે છે. આને અંગે કોઇ વાર વાંચન ઓછું સહેલું થાય છે, પરંતુ કાગળ બચી જાય છે. આ સમયમાં બે કોલમમાં છાપવાનું વધતું જાય છે. બન્ને કોલમ વચ્ચેનું અંતર બને તેટલું ઓછું રાખવામાં આવે છે.

આ રીતે થોડા કાગળમાં, વધારે લખાણ માટે સગવડ થઇ છે અને સરકારી છાપખાનાંઓમાં તો 'કાગળ ઓછા વાપરવાનો અર્થ તસુએ તસુ કાગળ વાપરવા' નો થયો છે.

છોટાલાલ માનસિંગ કામદાર

---

( સામેના પૃષ્ઠનું ચાલુ )

બીજાં ન બને. દાખલા તરીકે અંદાજપત્રકો બનાવવાં, ઉડી ગએલાં છોકરાંઓની યાદીઓ રાખવી, નિયમિત રીતે પોતાનાં નિવેદન મોકલવાં, દફતર વ્યવસ્થિત રાખવું, પુસ્તકોની આપ-લે કાળજીથી કરવી, જૂથમંડળ નિયમિત ભરવાં, પોતાનો કાર્યનિધિ વધારવા પ્રયાસ કરવો વગેરે બાબત 'પુસ્તકાલય' માસિક પુસ્તકાલયો માટે સારું માર્ગદર્શક છે તે અવશ્ય કાર્યવાહકોએ વાંચતા રહી તેમાં જણાવેલી સૂચનાઓનો અમલ કરવા ચૂકવું નહિ. હાલમાં રા. રા. મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ સાહેબે પુસ્તકાલયોની મૂગી સેવાઓ સંબંધે એક લેખ લખ્યો છે તે અવશ્ય વાંચવા જેવો છે અને તે લેખ બોલવા વિના પુસ્તકાલયોની ઉપયોગિતાનો સચોટ જવાબ છે.

દામોદર ગોવિંદ ભાંસલે

# લેખક–તંત્રીનો ગજગ્રાહ !

## કટાક્ષ કાવ્ય

: ગજગ્રાહ :

( ક. દ. ડા. ની ' વસવામાં લોકે વિપ્ર સાથે પાડ્યો વાંધો—એ લય )

છાપાંના તન્ત્રી—લેખક વચ્ચે જામ્યો ઝઘડો,
' ખાસ અંક ' પછી લેખક લે તન્ત્રીને ઊધડો ! છાપાના૦ ૧
પત્રમાં લેખક લખે કે તન્ત્રીને નહિ કાંઇ ગમ,
' ખાસ અંક ' તેનો ' પસ્તી ' જેવો ' પોથા 'માં નહિ દમ ! છાપાના૦ ૨
તન્ત્રી વદતો ' આ લહીઆઓ મ્હારૂં માથું ખાય;
' જાખ ' લેવા લેખ કાપીએ, ' કો'ના ' તાતનું શું જાય ?' છાપાના૦ ૩
લેખક કહેશે " ' ખાસ અંક 'માં લેખસૂચિ* ન હોય;
' ખીલ ' આપતા જાહેરાતિયાની અનુક્રમણી ન્હોય ! " છાપાના૦ ૪
તન્ત્રી કહેતો " આ શાં પર્વ પછીનાં ઘર્ષણ;
નટનટી-છબીઓ, જાતીય શાસ્ત્ર, જ્યોતિષ આકર્ષણ " છાપાના૦ ૫
લેખક પૂછે ભાષારસિકને " આ અંક તપાસો;
છે પાંડિત્ય કે રસસાહિત્યનું પ્રમાણ ' તોલે માસો ? ' છાપાના૦ ૬
તન્ત્રી ખોંખારે " લપ્પી લેખક ખાલી કરે લવારી,
રૂપિયા એનો અંક ચાર લાવે, એ ખરી બલિહારી. " છાપાના૦ ૭
લેખકની દાદ એવી કે " 'ખાસઅંક'–તન્ત્રી જોઇએ ખાસ;
જે 'મૅટર' ને મૂલવી લઇને, 'પાસ' કરે કે 'નપાસ.' " છાપાના૦ ૮

: વક્તણુ :

લેખક તન્ત્રીનો જોઈ ગજગ્રાહ, વિવેચક વદે વિણ પક્ષપાત;
"વાર તહેવારે 'ખાસ અંક' છે ખોટા, એ નહિ પત્ર જાહેરાત !" છાપાના૦ ૯
વાચકવર્ગ આ સુણી વદતો.. આ શી બધી ધમાધમ ?
'ખાસ અંક' મફત વાંચવા મળે તો–**ગમે તેવો પણ એ ઉત્તમ**' છા. ૧૦
આપણા સાહિત્યની આ દશા જોઇને, કવિને થયું ઊર્મિલ અટ્ટહાસ;
'શું શાં પૈસાની ચાર' એ ઉક્તિમાં, કોણ કવશે છે જરાએ કચાશ ?

" અગ્નિકુમાર "

*કેટલાક ખાસ અંકોમાં લેખાનુક્રમણિકાને સ્થાન નથી મળતું.—તંત્રી

# ગરીબ બિચારો લેખક

**જો** કોઇ મનુષ્ય તરંગી બનીને ગુણવત્તાના પ્રમાણમાં પરાધીન ધંધાની ડિરેક્ટરી કરે તો હું ધારું છું કે પત્રકારિત્વ ઠીક ઠીક ઊંચું સ્થાન મેળવે.

અને આ પરાધીન ધંધાની પરાધીન શાખામાં લેખો લખનારનો સમાવેશ થાય છે.

તાજેતરમાં નોકરી કરતા પત્રકારની સ્થિતિ વિષે ઠીક ચર્ચા થઈ છે. મિ. પોથેન જોસેફે એક ચૂડકટ તૈયાર કરાવીને છપાવ્યું છે. તેમાં છાપાના એક મદદનીશ તંત્રીને વીસ વર્ષની નોકરી પછી માસિક ૧૫૦) રૂપિયા મળે છે. તેની ઘૂંટણ આસપાસ છ બાળકો વીંટળાઇ પડયાં છે. એટલે લેખો લખનારના તરફથી બે શબ્દો લખવાનું સમયોચિત છે, કેમકે તે પણ પત્રકારિત્વનું અગત્યનું અંગ છે.

કાગળની શોધખોળ થઈ અને લેખો લખવાનો ધંધો થઈ પડયો. ત્યાર પહેલાંના–લાંબા સમય પહેલાંના–દિવસો સારા હતા. લખવાનું અથવા કોઇનું બોલેલું ઉતારી લેવાનું કાર્ય એટલું મુશ્કેલ હતું કે જો સંસ્કૃત વૈયાકરણી એક પણ શબ્દ ઓછો વાપરવામાં અથવા કોઇ પણ સૂત્રને ટુંકાવવામાં પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી શકતો તો પુત્રજન્મની માફક તે મહોત્સવ ઉજવવામાં આવતો હતો.

પરંતુ ભૂતકાળના સુવર્ણયુગને સંભારવો વ્યર્થ છે. આજે આપણે વૈજ્ઞાનિક યુગમાં જીવી રહ્યા છીએ. આ યુગે આપણને કાગળ, શાહી તથા એવા પ્રકારનાં યંત્રો આપ્યાં છે કે જે તમે ગણી શકો તે કરતાં વધારે ઝડપથી મોટા કદનાં વર્તમાનપત્રોની હજારો નકલો છાપી શકે છે. આ દેશે વિજ્ઞાનની બધી ખૂબીઓ અપનાવીને તેનો લાભ લીધો છે, પરંતુ સાથોસાથ યંત્રો જે લખાણ છાપે છે તેના લેખકને પૈસા આપવાનો રિવાજ ગ્રહણ કર્યો નથી. થોડા અપવાદો બાદ કરતાં, લેખક અને શિક્ષકનો ધંધો આબરુદાર પરંતુ દુર્લક્ષિત રહ્યો છે.

જરા વિચાર કરી જુઓ. વર્તમાનપત્રનો આખો ધંધો વિચિત્ર કાળક્રમ વિરોધ છે. હંમેશાં સવારમાં વાચક એક આનો ( આ યુદ્ધના સમયમાં વધારે ) ખર્ચી નાખે છે અને તે એક આનાના બદલામાં, જગતના દૂર દૂરના દેશોમાં બનેલા બધા બનાવોનો ટૂંક સાર પોતે સમજી શકે તેવી ભાષામાં મેળવવાની તે આશા રાખે છે; એટલું જ નહિ, પરંતુ દરેક વિષય ઉપર વિદ્વત્તાભરી ટીકાની તથા પોતાને આનંદ આપે તેવા વિશિષ્ટ વિભાગની તે આશા રાખે છે. ખબર, શિક્ષણ તથા આનંદના આ ત્રેવડા કાર્ય માટે તે એક આનાથી વધારે આપવાને તૈયાર હોતો નથી.

આમ છતાં વસ્તુતઃ તે આડકતરી રીતે વધારે આપે છે. વર્તમાનપત્રો માત્ર લવાજમ વડે જ ચાલી ન શકે તે દેખીતું છે; તે તો જાહેર ખબરોથી ચાલે છે. જાહેર ખબર આપનારાઓ જે પૈસા છાપાવાળાઓને આપે છે તે તેઓ માલની વેચાણ કિંમતમાં ઉમેરીને મેળવી લે છે. એટલે અંતે તો વાચક પોતે ખરીદ કરેલી વસ્તુના વધારે પૈસા આપીને, છાપાના વધારે પૈસા આપે છે. પરંતુ તે સીધા પૈસા આપતો ન હોવાથી કુદરતી રીતે જ છાપા પરનો તેનો અંકુશ બહુ દૂરનો ગણી શકાય. તેને તો જે મળે તે વાંચવાનું હોય છે.

બીજા બધા કુશળ ધંધાદારીઓની માફક વર્તમાનપત્રોના માલિકો પણ ઓછામાં ઓછા પૈસા ખર્ચવાથી જે મળે તે આપે તેવા હુંશિયાર હોય છે. તદ્દન મફત નહિ તો બહુ જ સોંઘી કિંમતે વસ્તુઓ મેળવવામાં માલિકો ભાગ્યશાળી બન્યા છે. લેખની નીચે પોતાનું નામ છપાય તે જોવાને માણસો મરી પડે છે-અરે તે એક ધંધો થઈ પડયો છે. પોતાનો લેખ છપાવવાની રાહ જોતા અસંખ્ય મનુષ્યો પડયાં છે. કોઇ પણ લેખ અથવા વાર્તા વાંચનાર અન્ડર ગ્રેજ્યુએટ, પોતાના મનમાં કહે છે કે, ' આમાં શું બળ્યું છે ? આ કરતાં તો હું વધારે સારું લખી શકું. ' અને તે લખવાને કમર કસે છે, અને પોતે જે લખ્યું છે તેનાથી વધારે સારું કોઇ ન લખી શકે તેમ તે માને છે. જે મનુષ્યોને પોતાની ફુરસદનો સમય ગાળવાનું બીજું કોઈ સાધન હોતું નથી તેઓને પત્રકાર થવાનો વિચાર સારો લાગે છે અને તેઓ આડંબરયુક્ત લાંબા લાંબા શબ્દોનો ઉપયોગ કરી લેખનપ્રવૃત્તિ શરૂ કરે છે.

વર્તમાનપત્રની ઑફિસોમાં, છાપવા માટે યાચના અથવા વિનંતિ કરતા પત્રો સાથે જે લેખો આવે છે તેની સંખ્યા ખરેખર નવાઇ પમાડે તેવી છે. લખાણો પાછાં મોકલવાનું કાર્ય અનેકવાર મને સોંપવામાં આવેલ હોઇ હું તેનાથી માહિતગાર છું. વસ્તુતઃ એવા લોકો પડયાં છે, કે જેઓ પોતે મોકલેલ લેખ વા ફોટોગ્રાફ માટે પૈસાની માગણી કરતા નથી એટલું જ નહિ પરંતુ તે પ્રગટ કરવા માટે પૈસા આપવા તૈયાર પણ હોય છે. જાહેર ખબરના દર જેટલા પૈસા આપીને પોતાના લેખ છપાવનાર એક માણસને હું જાણું છું; પરંતુ આ રોગ માત્ર હિંદને જ લાગુ પડયો છે એમ નથી. મફત લેખો લખી આપનાર એક બ્રિટિશ પત્રકારની વાત મારી જાણમાં આવતાં મને આઘાત લાગ્યો હતો. તેનું નામ આપવાની ખાસ ઇચ્છા નથી; કેમ કે તેમ કરવાથી વધારે વર્તમાનપત્રો તેનો લાભ ઉઠાવશે !

અલબત્ત, કુદરતી રીતે જ આવા લખાણની કિંમત બહુ ઊંચી હોતી નથી. પણ વાચકને તો મત આપવાપણું ન હોઇ, તેને તો જે છાપ્યું હોય તે વાંચવું અને ઇશ્વરનો પાડ માનવો. પાડ ન માને તો પણ ચાલી શકે. વળી આપણા વાચકો વિષે તો કહીએ તેટલું ઓછું. તેઓ તેમના કાર્યમાં એવા ગૂંચવાઇ ગયેલા હોય છે કે લેખક વિષે વિચાર કરવાની તેમને ફુરસદ હોતી નથી. તેથી લેખકો અને પ્રકાશકો એકલા જ બાકી રહે છે, સિવાય કે કોઇ નવરાઓ તેમને કનડગત આદરે, અને કલ્પિત પત્રો લખે.

ખરેખરા લખાયેલા પત્રો તો બહુ જ ઓછા હોય છે. હું મુંબઇના એક દૈનિકમાં મારા નામથી બે વર્ષથી અને કોઇ કોઈ વાર બીજા પત્રોમાં પ્રસંગોપાત લખું છું, પણ મને માત્ર એક જ પત્ર અને તે પણ કોઇ મશ્કરા તરફથી મળ્યો છે. મેં રૂઝવેલ્ટ અને ચર્ચિલ સંબંધી કંઇક લખ્યું હતું તે પરથી તેણે ધારી લીધું કે તે બન્ને મારા અંગત મિત્ર છે ! તેણે "લઘુલિપિ" સંબંધી મારી સલાહ પૂછાવી હતી. પરંતુ હું લઘુલિપિ જ જાણતો નથી. એક મારા બીજા સાથીને મોટા જ્યોતિષી ગણવામાં આવે છે, સારે એક બીજાને ચોપગુનસ્તોના તજ્જ્ઞ ગણવામાં આવે છે.

પરંતુ અત્યારે તો યુદ્ધનો આભાર માનો કે પ્રસંગોપાત લેખ લખવાનું ( કે રમુજી પત્ર મેળવવાનું ) બંધ પડયું છે. પહેલું કારણ એ છે કે વર્તમાનપત્રોનું કદ ઘટી જવાથી લખાણો વડે કોલમો ભરી દેવાનો પ્રશ્ન બંધ પડયો છે. વર્તમાનપત્રમાં થોડી ઘણી જગ્યા હોય છે તે મફત ભરી દેવા માટે ઘણી એજન્સીઓ ખુશી હોય છે. એક તો યુનાઇટેડ સ્ટેટ્સના યુદ્ધનું ખબર ખાતું છે. તે તમારા પત્ર માટે 'ખાસ' લખાણ આપે છે અને બદલામાં આભાર માનવાની માગણી પણ કરતું નથી. ( વળી તે એક બાજુ ટાઇપ કરેલ સારા કાગળો વાપરે છે, એટલે કાગળની તંગીના આ સમયમાં ખરેખર તે આશીર્વાદરૂપ છે.) ચીન અને રશિયા વતી તેવા જ પ્રકારનું કાર્ય કરતી એજન્સીઓ છે. જો કે તેનું કામ અમેરિકાના જેટલા મોટા પ્રમાણમાં નથી આ ઉપરાંત ખબર ખાતા અને બ્રોડકાસ્ટિંગ ખાતાની સંખ્યાબંધ શાખાઓ તેમ જ પ્રાંતિક સરકારનાં ખાતાંઓ છે, તે વર્તમાનપત્રને પુષ્કળ સાહિત્ય પૂરું પાડે છે. આ લખાણોનો ગમે તે પ્રકારે ઉપયોગ થઇ શકે છે, શરત માત્ર એટલી જ કે આ લખાણ કયાંથી લેવામાં આવ્યું છે તે જણાવું ન જોઇએ ! એંગ્લો–ઇન્ડિયન વર્તમાનપત્રોમાં આ પ્રકારનું ઘણું લખાણ 'તંત્રીનોંધ' અથવા 'નોંધ' તરીકે મળી આવે છે.

જોઇએ છે ? જવાબ. ગમે તે પૂછોને ! અહીંના આકર ગ્રંથો હરકોઈ પ્રશ્નના ઉત્તર આપવા હાજર છે. ગામનું પુસ્તકાલય હરકોઇ પ્રશ્નનું નિરાકરણ કરી આપનાર અને અજોડ સલાહકાર છે.

આ ઉપરાંત બ્રિટિશ બ્રોડકાસ્ટિંગ કંપની છે. કપુરથલાની રાજકુમારી એમ્બ્યુલન્સ હાંકવામાં અને અકસ્માત વેળા પ્રાથમિક મદદમાં કેવાં પ્રવીણ છે તેનું વર્ણન આપે છે, પરંતુ આમ સભાના કામકાજનો રિપોર્ટ તો પોતાની કંપની માટે જ રાખે છે ! આટલું જ નહિ પરંતુ બ્રિટિશ બ્રોડકાસ્ટિંગ કંપની, બ્રિટિશ ખબરખાતું અને એવાં બીજાં ખાતાનાં ખબર ઉપર 'છાપવાની છૂટ છે' તેવું ખાસ લખાણ હોય છે.

તંત્રીની કૃપા મેળવવા માટે આવી એજન્સીઓ સાથે હરિફાઇ કરનાર લેખકની સ્થિતિનો વિચાર કરો. સાચું કહું તો વર્તમાનપત્રોના તંત્રીઓ કઠણ હૃદયના હોય છે, અને પ્રાર્થના ઇશ્વરને બનાવી જાય છે તેની પણ તેમના પર કશીયે અસર થતી નથી.

પણ આમાં એક અપવાદ છે. અને તે આકર્ષક, વિચિત્ર કાવ્યો લખી શકે તેવા મનુષ્યનો.

સારી કવિતા લખનારને માટે તો વર્તમાનપત્ર સિવાયનું સ્થળ પણ હોય છે. પરંતુ સંપૂર્ણ પ્રાસવાળી, તથા બીજી રીતે સર્વાંગ સુંદર કહી શકાય તેવી કવિતા લખનારાઓ બહુ જૂજ હોય છે.

એટલે આવા નરોત્તમો ( Supermen ) ની વાત જવા દઇએ. તેઓ તો અપવાદરૂપ છે. હું તો સામાન્ય લેખકોની વાત કરું છું. આવાઓને માટે તો પૃથ્વી પરથી આશા ચાલી ગઇ છે અને અનંત રાત્રિ શરૂ થઇ છે.

એટલે મુંબઇમાં મળેલ પ્રગતિશીલ લેખકોની પરિષદે, લેખકો અને પ્રકાશકો વચ્ચેના સંબંધો વિષે જે ઠરાવ પસાર કર્યો તે જરા પણ ઉતાવળિયો નથી, એમ મારે કબૂલ કરવું

જણાઇ આવ્યું કે સમૃદ્ધ જીવન કે અલ્પસંતોષી જીવન આ પ્રશ્ન વેદકાળ જેટલો જૂનો છે. સમૃદ્ધ જીવનનો આગ્રહ ધરીને તે મેળવવા માટે શું કરવું જોઇએ, એનો ઐતિહાસિક વિચાર મહાદેવ શાસ્ત્રી દિવેકરે પોતાના 'આર્ય સંસ્કૃતિનો ઉત્કર્ષાપકર્ષ' નામના ગ્રંથમાં કર્યો છે. અને પ્રો. દ. કે. કેળકરે પણ પોતાના 'સંસ્કૃતિ સંગમ' નામના પુસ્તકમાં સમૃદ્ધ જીવન એ જ સંસ્કૃતિને ટકાવશે અને અલ્પસંતોષી જીવન એ તેનો નાશ કરશે, એમ દાખલા આપીને સિદ્ધ કર્યું છે. એટલે આજે સમૃદ્ધ જીવન એ આજની પરિસ્થિતિને તદ્દન પ્રતિકૂળ એવો વિષય દેખાય તો પણ તે કાળની અપેક્ષા વગરનો અને સનાતન છે, એમ આપણને લાગશે. અને આજે ચોતરફથી સમૃદ્ધિની અટકાયત થતી હોવા છતાં તેના સંબંધમાં કોઈ વિવેચન કરે તો તે અરબી ભાષામાંની વાર્તાના કાલ્પનિક જમણના લુખ્ખા સબડકાની માફક નીરસ નહિ લાગે, એમ લાગે છે.

આજના વ્યાખ્યાનનો વિષય સૂઝવાનું નિમિત્તકારણ 'યશવંત' માસિકમાંનો એક લેખ હતો, એમ કહેવું જોઇએ. આધુનિક સમાજ પરના મોંઘવારી અને હાડમારીથી છેક ઉપરની કોટીના કે છેક નીચલી કોટીના લોકો વિશેષ હેરાન થયા નથી, પણ વચલા વર્ગની સ્થિતિ માત્ર એનાથી જુદી જ છે. એમની પાસે સંપત્તિ પહેલાં હતી તેટલી જ છે. ખર્ચનું પ્રમાણ માત્ર ત્રણચારગણું વધ્યું છે. આવી પરિસ્થિતિમાં વચલા વર્ગના લોકોને માટે જીવવાનો એક માત્ર ઉપાય એ છે, કે એમણે પોતાનું જીવન એક બે પગથિયાં નીચે ઉતારવું જોઇએ; નહિ તો કરજ અથવા શાહુકારના પંજામાં સપડાયા જ સમજો. આવા આશયનો એ લેખ છે. આ લેખમાં વિરોધ કરવા જેવું કંઈ નથી, છતાં અંતરની લાગણીવાળી આ સૂચનાઓ છે. કારણ કે પરિસ્થિતીને લીધે પેટે પાટા બાંધીને કેડનો પટ્ટો ટૂંકો કરવો પડે, એ વાત દુનિયાના અહંભાવી રાષ્ટ્રોને પણ કરવી પડી છે. છતાં પરિસ્થિતિને લીધે કરવી પડેલી કાપકૂપ અને છૂટછાટ પોતાની રાજીખુશીથી કરવી જોઇએ. કારણ કે મધ્યમવર્ગના લોકોનું જીવન પાશ્ચાત્ય લોકોના અનુકરણથી વિનાકારણે પોલી મોટાઈવાળું થયું છે. દાખલા તરીકે ઠંડા પ્રદેશમાં રહેનારા પાશ્ચાત્ય લોકોના પોશાકનું અનુકરણ કરીને સૂવાને માટે એક, જમવાને માટે બીજો, કોર્ટ કચેરીને માટે ત્રીજો, સામાજિક મુલાકાતોને માટે ચોથો, વગેરે પોશાકના પ્રકાર આપણા લોકોને શા માટે જોઇએ? નકામો સહ્યાદ્રિ ઉપર વિંધ્યાદ્રિ ચડાવવો શા માટે? વ્યવહારની દૃષ્ટિએ મધ્યમ વર્ગના લોકોનો સંસાર સાદો અને સુતરો હોવો જોઇએ, એવો તાત્ત્વિક આદેશ પણ તે લેખમાં સ્પષ્ટપણે આપ્યો છે. એ આદેશની સામે માત્ર પ્રશ્નચિહ્ન કરવાનું મન સહજજ થાય છે. ખાસ કરીને ટૂંકા જીવનમાં સંતોષ માનીને સ્વસ્થ રહેવું કે વૈભવશાળી જીવનની આકાંક્ષા રાખીને પ્રયત્ન કરતા રહેવું, એ તાત્ત્વિક પ્રશ્નનો જેમણે મનમાં નિશ્ચય કર્યો નથી, તેમને આ આદેશ તાત્કાલિક સ્વીકારવા જેવો લાગશે નહિ. એ કહેશે કે અમે પ્રસંગોપાત્ત આર્થિક મુશ્કેલીઓથી રોજના વ્યવહારમાં કરકસર કરીશું, પણ તેથી કંઈ હંમેશનું જ જીવનધોરણ નીચલે પગથિયે ઉતારવાની વાત અમે કદી કરીશું નહિ.

'યશવંત' માસિકમાંના લેખનું આ નિમિત્તકારણ છોડી દઇએ તોપણ વારંવાર એ વિષય મારા મનમાં ઘૂમ્યા કરે છે. એનું કારણ એટલે મારો પુસ્તકોની સાથેનો દરરોજનો સંબંધ. ખાસ કરીને અંગ્રેજી અને દેશી ભાષાઓમાંની ગુજરાતી તથા મરાઠી—આ ભાષાઓમાં પ્રસિદ્ધ થનાર પુસ્તકો વખતોવખત મારા જોવામાં આવે છે. અંગ્રેજી પુસ્તકો ફક્ત

અંગ્રેજ લેખકોએ જ લખેલાં નહિ, પણ અમેરિકન અને યુરોપીયન લેખકોનાં પણ હોય છે. આ અંગ્રેજી પુસ્તકો એકલાં સંખ્યામાં જ કોઇ પણ દેશી ભાષામાંના પુસ્તકો કરતાં ૬૦–૭૦ ગણાં વધારે હોય છે. અંગ્રેજી પુસ્તકોનું વાર્ષિક પ્રકાશન આશરે ૨૫૦૦૦ હોય છે અને આ દેશની ગુજરાતી કે મરાઠી પુસ્તકોની એક વર્ષની પ્રસિદ્ધિસંખ્યા ૪૦૦ જેટલી હોય છે. અંગ્રેજી જાણનારાઓની સંખ્યા આખા જગતમાં ૨૫ કરોડની હશે. ત્યારે ગુજરાતી અને મરાઠી વાચકોની સંખ્યા અનુક્રમે દોઢથી અઢી કરોડ થશે. વધારેમાં વધારે લોકપ્રિય થયેલું અંગ્રેજી પુસ્તક લાખોની સંખ્યામાં ખપશે. "Gone with the wind "ની ત્રણ લાખ નકલો ખપી હતી. અને Wendell Willkieના " Our world " નામના પુસ્તકની પાંચ લાખ નકલો હમણાં જ–એટલે ફક્ત એક બે મહિનામાં જ ખપી ગઈ છે !

ખેડૂતો ! ઉપયોગી અને ઉત્તમ પુસ્તકોના સેવનથી તમારી પેદાશ વધશે. ગપ્પાં મારવાનો વખત પુસ્તકો વાંચવામાં વીતાવો. આ રહ્યાં–તમને ઉપયોગી થઈ પડે એવાં પુસ્તકો. આવો–વાંચો અને વિશેષ ફાયદો મેળવો.

આપણા તરફની વધારેમાં વધારે ખપતના આંકડા હજારોની ઉપર ગએલા સંભળાયા નથી. ખપતના અને સંખ્યામાં વધારે એવાં આ અંગ્રેજી પુસ્તકો એકદેશીય અથવા ખાસ વિષય ઉપર જ નથી હોતાં. શાસ્ત્ર, કલા, ઉદ્યોગ, વેપાર, ચરિત્રો, નાટકો, પ્રવાસવર્ણનો વગેરે જીવનનાં બધા વિભાગો વિષે તે લખાય છે. સામાન્ય વાચક આ વિશાળ ક્ષેત્રને લઇને ગુંચાઇ જશે, એટલા માટે તેને મદદ કરવા તે વિષયને વરેલી વિશિષ્ટ સંસ્થાઓ ગ્રંથમંડળો સ્થાપે છે. અને આ ગ્રંથમંડળો તે તે વિષયના નિષ્ણાતોની સલાહ મુજબ નવાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની ગુણાનુક્રમમાં ક્રમવાર યાદી પ્રસિદ્ધ કરે છે. વર્તમાન યુદ્ધ શરૂ થતાં પહેલાં આવાં કેટલાંક ગ્રંથમંડળો અસ્તિત્વમાં હતાં. તેમાં સમાજસત્તાવાદીઓની Left Book Club, ઉદારમતવાદીઓની Right Book Club, રાષ્ટ્રીયપક્ષની National Book Club આ રાજકીય ક્લબો પ્રસિદ્ધ હતી. એ ઉપરાંત Travel Book Club, Crime Club, Scentific Book Club એટલે પ્રવાસ, ગુન્હા કે શાસ્ત્રો એ વિષય ઉપર પુસ્તકો પસંદ કરનારી ક્લબો હતી. કોઇ પણ વિષય ઉપરનાં, પણ સાહિત્યની દૃષ્ટિએ મહત્વનાં પુસ્તકો પસંદ કરનારી Book Society નામની સંસ્થા આજ પણ ઇંગ્લેંડમાં છે. અમેરિકામાં આવી જાતનું કામ કરનારી Book of the Month Club નામની સંસ્થા છે. આવી અનેક સંસ્થાઓની ગૂંથણી પાશ્ચાત્ય સાહિત્યને સળંગસૂત્રતા આપે છે. આપણા તરફનું સાહિત્ય ઉપરની સરખામણીમાં બિલકુલ નજીવું દેખાય છે. નાટકો, કાવ્ય, નવલકથાઓ, લઘુકથા, લઘુનિબંધ, શાળા-કૉલેજમાં ચાલતાં પાઠ્યપુસ્તકો વગેરેને બાદ કરીએ તો હુન્નર, કલા, શાસ્ત્રો વગેરે લલિતેતર વિષયો ઉપર આંગળીના વેઢે ગણી શકાય એટલાં પુસ્તક આપણે ત્યાં ટચુકડુ રીતે નિર્માણ થાય છે. અને તેમાં પણ સ્વતંત્ર વૈયક્તિક સ્વાનુભવ ઉપર આધાર રાખનાર તો અત્યંત અલ્પ જ હોય છે.

છેલ્લાં દસ વર્ષથી હું પુસ્તકાલયમાં કામ કરી રહ્યો છું. અને દર વર્ષે જ્યારે હું પાશ્ચાત્ય પુસ્તકોની પ્રસિદ્ધિના અને વેચાણના આંકડા વાંચું છું ત્યારે ઘડીભર થંભી જાઉં છું અને વિચારું છું કે પાશ્ચાત્યોની સરખામણીમાં આપણું સાહિત્ય કેટલું અલ્પ છે !

જે વાત પુસ્તકોના બહિરંગની છે તે જ વાત પુસ્તકોમાંના વિચારના અંતરંગની છે, એમ તે વિષયના નિષ્ણાતો સ્વીકારે છે. પુસ્તકની બાહ્ય ઉપાધિઓ એટલે કે સંખ્યા, વિષયવારી, વેચાણની સંખ્યા વગેરે બાબતો સંબંધી જેમ નક્કી આંકડા કાઢી શકાય છે, તેવું પુસ્તકોના અંતરંગ માટે થઇ શકતું નથી, એ દેખીતું છે. ખાસ કરીને ગ્રંથપાલ જેવા બધા પુસ્તકોનું ઉપર ઉપરનું જ્ઞાન મેળવવા ઇચ્છનારા અજાણ્યાઓને માટે તે આંકડા કે મૂલ્યાંકન લગભગ અશક્ય છે. ગ્રંથપાલ એટલે Jack of all books, પણ Master of none-એટલે પત્તાંના દાવની ભાષામાં કહીએ તો કોઈ પણ રંગનાં ગુલ્લાનાં પત્તાં હોય છે પરંતુ કોઇપણ એક રંગના એક્કાનું પત્તુ હોતું નથી. પ્રાકૃત ભાષામાં કહીએ તો તેઓ એક પણ આખા કપડા વગરના અસંખ્ય ચીથરાંવાળી વ્યક્તિઓ હોય છે. એમને એમની ધંધાદારી ફરજ પ્રમાણે Professional ethics-કોઇ પણ વિષય તરફ અણગમો રાખી શકાય નહિ. પણ માનવધર્મને અનુસરીને તેઓ ફક્ત પોતાના ગમતા વિષયનાં પુસ્તકો ઉપર વિશેષ વાચનનો અનુગ્રહ કરી શકે છે, વ્યક્તિશઃ મને સામાજિક, વિષયનાં પુસ્તકો ગમે છે. જેમકે નાટકો, નવલકથાઓ, ઇતિહાસ, ચરિત્રગ્રંથો, પ્રવાસવર્ણનો, લઘુ-નિબંધ વગેરે. રાજકારણ અને અર્થશાસ્ત્રનો સમાજશાસ્ત્રમાં સમાવેશ થઇ જતો હોવા છતાં તેનાથી હું બહુ ડરતો રહું છું. એક તો તે મને સમજાતાં નથી, અને અર્થશાસ્ત્રમાં તો એવી ગમ્મત હોય છે કે એમ કહેવાય છે કે બધા અર્થશાસ્ત્રીઓના પરસ્પર વિરુદ્ધ મતો સંક્ષેપમાં આપીએ તો આખું અર્થશાસ્ત્ર બ્રહ્માંડના જેવું પોલું મીંડું થઇ જાય ! આંકડાશાસ્ત્ર એ અર્થશાસ્ત્રનું પ્રબળ હથિયાર છે. આ હથિયારે કેવી ગમ્મત કરી એનો એક દાખલો Readers' Digest માં હમણાં જ આવ્યો હતો.

એક શાસ્ત્રીએ દસ જુવાન છોકરીઓનો અભ્યાસ શરૂ કર્યો હતો. તેમાં નવ કુંવારી હતી અને એક સગર્ભા હતી. ત્યારે તેણે જાહેર કર્યું કે નવ કુંવારી છોકરીઓ એકદશાંશ સગર્ભા છે અને દસમી સગર્ભા છોકરી નવદશાંશ કુમારી છે. આપણે આ અસ્થાને કરેલો વિનોદ ભૂલી જવો જોઇએ. કારણ, આ વિષય ગુંચવણ ભર્યો હોય તો પણ તેના અભ્યાસકો ઘણું કરીને સારા હોય છે. જે વિષયો મેં આપને મારા મનગમતા છે એમ કહ્યું તે વિષય ઉપર કેટલાંક પસંદ કરેલાં પુસ્તકોની કલ્પના હું તમને આપવા ઇચ્છું છું. તેનાથી કેટલાંક પુસ્તકોના અંતરંગ દર્શનની સાથે પુસ્તકોનું મૂલ્યાંકન કરવાની મારી દૃષ્ટિનો પણ પરિચય મળી જશે.

તાજેતરમાંજ પ્રસિદ્ધ થયેલાં આપણાં બે પ્રવાસવર્ણનો લ્યો અને સરખામણી કરવા માટે કેટલાંક પાશ્ચાત્ય પણ લ્યો. પુનાના અનાથ વિદ્યાર્થીગૃહના ચાલક ડૉ. ગ. શ્રી. ખૈર એમનું " હિન્દુસ્થાન અને સમાજક્રાન્તિ " અને મુંબાઇના પ્રસિદ્ધ કવિ અને નાટકકાર અનન્ત કાણેકરનું ' ધુક્યાતૂન લાલ તાર્યાકડે ' એ પુસ્તકો આપણાં ઉંચ્ચા દરજ્જાનાં છે, એમ કહેવામાં કંઇ હરકત નથી ડૉ. ખૈરે જગતનો પ્રવાસ કર્યો, કંઇક ધોરણ નક્કી કરીને કર્યો. પ્રત્યેક દેશની સંસ્થાઓ એ તે તે દેશના લોકોની જરૂરીઆતો પૂરી પાડનારી હોવાથી એ સંસ્થાઓનો ઉદ્દેશ અને પ્રત્યક્ષ વ્યવહાર અવલોકીએ તો તે દેશના આખા સમાજનું નિરીક્ષણ કર્યા જેવું થયું; આવી ભૂમિકા લઇને તેમણે પ્રવાસ કર્યો, અને જે જે જોયું તે તે હિંદુસ્તાનની પરિસ્થિતિ સાથે સરખાવાને તે ગ્રાહ્ય છે કે અગ્રાહ્ય છે; એ તેમણે પોતાના

મન સાથે નક્કી કર્યું. એ જ પ્રમાણે કવિ કાણેકરે પોતાની કાવ્યબુદ્ધિથી પોતાની સૂક્ષ્મ નિરીક્ષણશક્તિનો અને કલ્પનાશક્તિનો ઉપયોગ કરતાં કરતાં દરિયાની કાન્તિમાં એકરૂપ થતા ગયા આથી એ બન્નેનાં આ પુસ્તકો રસાળ અને જીવતાં લાગે છે એ ખરું, તોપણ હમણાં પાશ્ચાત્ય દેશોમાં પત્રકાર તરીકે પ્રવાસ કરનારા Gunther, Maurice Hindus, Douglas Reed & Shirer...અથવા... પરદેશી રાજકીય મહેમાનોના વિશિષ્ટ હક્ક ભોગવતા Davies Dodds અથવા Wendell Willkie વગેરે લેખકોનાં પુસ્તકોની સરખામણીમાં ખેર અને કાણેકરનાં આ પુસ્તકો શુષ્ક લાગે છે, એમ મને લાગે છે. આપણા પ્રવાસીઓ એ પોતાના પ્રતિનિધિ હોય છે. જવાબદાર વૃત્તપત્રોની સંસ્થાઓનો અથવા પોતાના રાષ્ટ્રની સરકારનો તેમને ટેકો હોતો નથી.

> આ મંદિરના દેવ દરિદ્રતા દૂર કરે છે. દુઃખોને વિસરાવે છે. થાકેલાનો વીસામો છે માંદાઓ માટે મહાવૈદ્ય છે એ મહાન દેવના સાચા ઉપાસક બનો અને સઘળાં દુઃખોનો અંત લાવો.

સામ, દામ, દંડ અને ભેદ આ ચાર પ્રકારનાં સાધનોથી મનુષ્યનું કાર્ય સફળ થાય છે, એમ કહે છે. તેમાંથી આપણા પ્રવાસીઓ પાસે પૈસો હોતો નથી, દંડ હોતો નથી, અને ભેદ પણ હોતો નથી. એકલા સામથી જે થાય તે તેને કરવું પડે. એનું પરિણામ એટલે આપણા પ્રવાસીઓ ઉપર તે તે દેશમાંના અધિકારીઓ જે બતાવે તે જોવાની અને જાહેર કરવાની ફરજ આવી પડે છે. પાશ્ચાત્ય પ્રવાસીઓની સ્થિતિ આનાથી બિલકુલ ઊલટી જ હોય છે. વૃત્તસંસ્થા અને સરકારની નૈતિક અને આર્થિક મદદ પણ તેમને મળે છે, અને તેના બળે જે દેશમાં તેઓ જાય છે તે દેશની ઝીણામાં ઝીણી હકીકત પોતાના દેશબાંધવોને પોતાનાં નિવેદનો મારફત અને પુસ્તકો મારફત તેઓ પહોંચાડી શકે છે. પછી આ હકીકત સ્થાનિક લોકોને ગમે કે ન ગમે.

મેં પહેલું પ્રવાસ વર્ણનનું પુસ્તક Arthur Conan Doyle નું દક્ષિણ આફ્રિકાના પ્રવાસનું વાંચ્યું. તે વાંચીને મને શંકા થઇ કે આ તો આનંદપર્યટન માટે નીકળેલો ગ્રંથકાર છે કે પછી દક્ષિણ આફ્રિકાનાં પશુપક્ષી અને માણસોનો શાસ્ત્રીય અભ્યાસ કરવા માટે આવેલો એકાદો શાસ્ત્રજ્ઞ છે ? પણ આફ્રિકન સરકારના મહેમાન તરીકે રહ્યા પછી અને સરકારી હેવાલમાંથી અથાણાની માફક સાચવી રાખેલી માહિતી મળ્યા પછી Conan Doyle ને પોતાનું પુસ્તક માહિતીવાળું અને સરસ બનાવતાં આવડયું એની મને નવાઇ ન લાગી. અમારા ખબરપત્રીઓ લંડનમાં બપોરનું ખાણું કેવી રીતે મેળવવું, એ ભાંજગડમાં ફરતા હોવાની મને પોતાને ખબર છે. આવા પ્રતિનિધિઓ પાસેથી અથઇતિ માહિતી મેળવાની આશા આપણે શી રીતે રાખીએ ?

પ્રવાસવર્ણન ઉપરથી આપણે બીજા લોકપ્રિય સાહિત્યના ક્ષેત્ર તરફ વળીએ. એ ક્ષેત્ર એટલે નવલકથા. શ્રી. ફડકે, ખાંડેકર અને માડખોલકર, એ આપણા આજકાલના અગ્રગણ્ય નવલકથાકાર છે, એમની ઘણી ખરી નવલકથાઓ આપણામાંથી ઘણાખરાએ વાંચી હશે. મેં પણ ફડકે, માડખોલકર વગેરેની ઘણી ખરી નવલકથાઓ વાંચી છે.

## ખાંડેકરનું સર્જન

શ્રી. ખાંડેકરની નવલકથાઓ કરતાં મને તેની લઘુકથા અને નિબંધ વધારે ગમે છે. તેમાંની ઉપમા અને રૂપકોમાં તેઓ જે એકાદો વિનોદી અને ભેદક વિચાર રજૂ કરે છે

તે ગને વધારે ગમે છે. દાખલા તરીકે એક નવા પુસ્તકમાં તેમણે પૃથ્વી ઉપર શંખ કેવી રીતે રાજા થયા તેનું વર્ણન કર્યું છે. તે કહે છે કે વિષ્ણુ લક્ષ્મીને ઘેર જઈને ઘરજમાઇ થયા પછી તેમને પોતાના સાળાઓની સગવડ પૃથ્વી ઉપર કરવી પડી.

## ફડકે

પ્રો. ફડકેની 'ઉદ્ધાર,' 'પ્રવાસી,' 'સમરભૂમિ,' 'ઇન્દ્ર ધનુષ્ય,' 'વાદળ' અને 'શાકુન્તલ,' એ નવલકથાઓનાં નામ મને યાદ છે, પણ દરેકનાં કથા અથવા પાત્રોનાં નામો યાદ નથી. એ મારે માટે અભિમાન લેવા જેવું નથી એ ખરૂં, પણ મને લાગે છે કે મારો અનુભવ એ જ આપનામાં ઘણાઓનો પણ હશે. સંવિધાનક એક જ સંચામાંથી સર્જાયેલું અને પાત્રો પણ સમાજના એક જ વર્ગમાંનાં હોવાને લીધે પ્રત્યેક વાર્તાની અને પાત્રોની જુદી જુદી અને સુસ્પષ્ટ એવી છાપ આપણા મન ઉપર પડતી નથી. Collegeના વાતાવરણમાં ફરતી વખતે એકાદો ડિબેટીંગનો પ્રવેશ અને કૉલેજક્રમ ખલાસ થયા પછી એકાદ રાજકીય ચળવળની આંધીમાં સપડાયેલા સુખી નાયક નાયિકા આ ઘટનાઓ બધી વાર્તાઓમાં હોય છે. પ્રો. ફડકેએ પોતાની સાહિત્યસ્મૃતિમાં નવલકથાઓમાં વિવિધતા લાવવા માટે પોતે ઘટનાનાં સ્થળો કાશ્મીરથી માંડીને કોચીન સુધી કેવી રીતે ફેરવે છે, એનું વિવેચન કર્યું છે. એને વર્ણનમાં કૃત્રિમતા દેખાય નહિ એટલા માટે બને ત્યાંસુધી લેખક પોતે તે તે ભૂપ્રદેશમાં કેવી રીતે ફરે છે તેનું વિવરણ કર્યું છે. તેઓ એ પ્રમાણે કહેતા હોવા છતાં નવલકથા વાંચતી વખતે વાચકોને કાંઈ એમ લાગતું નથી કે આપણે આખા હિંદુસ્થાનમાં ફરી આવ્યા.

## માડખોલકરની નવલકથાઓ

શ્રી. માડખોલકરની નવલકથાઓએ વાચકોને મહારાષ્ટ્ર બહારના પ્રાન્તોની ઓળખાણ કરી આપવા માટે તેમનાં સુવિદ્ય પત્નીએ " ચંદનવાડી " નામની નવલકથાની પ્રસ્તાવનામાં અભિનંદન આપ્યું છે. માડખોલકર પુના, મુંબઇ છોડી દઇને નાગપુર ગયા તે વખતે તેમના ગુરુ કે. શ્રી. કૃ. કોલ્હટકરે તેમને એવો આશીર્વાદ આપ્યો કે હવે તમે વરાડ, નાગપુર અને મહારાષ્ટ્રને પાસે પાસે લાવો. અને તે આશીર્વાદ પ્રમાણે વરાડ, નાગપુર અને મહારાષ્ટ્રની મૈત્રી મેળવવાનું શ્રેય માડખોલકરને તેમનાં પત્ની તરફથી મળ્યું છે, ' ઓઢંગણે, ' ' ઉબકાયેણે ' વગેરે કેટલાક શબ્દો મને વરાડના લાગ્યા, પણ ' ધનતોલી, સિતા બર્ડી, ' વગેરે પ્રસિદ્ધ વિભાગ સિવાય નાગપુરના બીજા ભાગની ખાસિયતવાળી ઓળખાણ મને થઇ નહિ. મહાર કોલૅનીનું વર્ણન પુનાના ઓંકારેશ્વરની સામે ભિખારી-ઓએ સ્થાપેલા ' માંગ ' કોલોની જેવું જ લાગ્યું. તેમની ' નાગકન્યા 'માં શક્ય પણ અસંભવનીય એવી ઘટનાઓના આલેખનમાં તાપી નદીના કિનારાનું જે રમણીય વર્ણન છે તે મહારાષ્ટ્ર કે નાગપુર પ્રાંતના અનુભવની બહારનું છે. માડખોલકરના લેખનમાં ભાષાનું સૌષ્ઠવ અને વર્ણનની રસિકતા હોવાથી મન પ્રસન્ન થાય છે, એ નિર્વિવાદ છે. પણ દષ્ટિનો વિકાસ થતો નથી, એ તકરાર તો રહે છે જ. આજની સિનેમા નટીઓને જ્યારે સાડી પહેરવાનું શીખવવામાં આવ્યું, ત્યારે તેમને તે બરાબર શીખવવામાં આવ્યું ન હોવાથી જ બિચારા દિગ્દર્શકોને ' બસ્ટોફાઇનની જાહેરાતને યોગ્ય એવા તેમના ફોટો કાઢવા પડે છે. એવો જ કંઇક પ્રકાર માડખોલકરની નાયિકાઓનો થવાથી તેમને પણ તેવાં જ વર્ણનો

કરવાં પડે છે. એથી જ કદાચ આ દોષ ઉત્પન્ન થતો હશે. ગમે તે કારણ હોય, પણ વિશાળ શાલ્મલી વૃક્ષ પ્રમાણે તેમની નવલકથાઓનો વિસ્તાર હોતો નથી, એ મારી તકરાર રહે છે જ. હિન્દુસ્તાનની અંદર જ જ્યાં આપણી નવલકથાઓની સીમાઓ ફેલાયેલી હોતી નથી ત્યાં હિન્દુસ્તાનની બહારના દેશ અને લોકોના સમાવેશની તો આશા જ શી રીતે કરવી?

## રણાંગણ

'રણાંગણ' નામની એક જ નવલકથામાં વિલાયતથી મુંબઈની સફરી આગબોટ ઉપર બનેલી બિનાઓની ગૂંથણી અને પરદેશી પાત્રોનું ચિત્રાલેખન મુખ્યત્વે કરાયેલું છે. આ નવલકથા અપૂર્વ સત્કાર પામી. તેનું કારણ તેમાં હિંદી વિદ્યાર્થીઓનો મોહ અથવા યહૂદી લોકોની ખરાબ હાલતનું વર્ણન તેમાં કર્યું છે એ નથી, પણ તેમાં મરાઠી સાહિત્યમાં અગાઉ ન આવેલા એવા પ્રસંગો આવેલા હોવાથી થયું એવો મારો મત છે. અને એમ કેમ ન હોય ? આજે વિમાન અને વિજળીના સદેશાઓએ એક વખતના વિશાળ જગતને સંકુચિત બનાવી દીધું છે, અને જુદા જુદા દેશના લોકો ઇચ્છાએ કે અનિચ્છાએ એકબીજાને આવીને વળગ્યા છે. તે જુદા જુદા લોકોના આચારવિચારનો તફાવત માત્ર હજી ઘણો રહ્યો છે. તે તફાવત દૂર કરવાનું કામ જે સાહિત્ય કરશે તે જ લોકોના આદર અને સ્વાગતને પાત્ર થશે એમાં શંકા નથી.

## Pearl Buck

આ રીતે દેશ દેશાવરનાં અંતરો દૂર કરવાનું કામ જે પાશ્ચિમાત્ય નવલકથાકારોએ કર્યું છે તેમની ગણતરીમાં પર્લ બકને અગ્રસ્થાન આપવું જોઇએ. આ નવલકથા લખનાર સ્ત્રીની Good Earth નામની નવલકથા તમારામાંથી ઘણાઓએ વાંચી હશે અને તેનું રૂપેરી પરદા પરનું ચિત્રણ પણ જોયું હશે. એક મિશનરીની છોકરી તરીકે તેને ચીનના અંદરના ખુણામાં રહેવાનું મળ્યું. તેનો ઉપયોગ તેણે ચીની લોકોની રહેણીકરણી, મનઃસ્થિતિ, અને સંસ્કૃતિ વગેરે સમજી લેવાનો પ્રયત્ન કરવામાં કર્યો અને સહાનુભૂતિથી અને શ્રદ્ધાથી કરેલા પ્રયત્નોને જે જશ મળવો જોઇએ તે જ તેને મળ્યો. ચીન અને જાપાનનું વંશપરંપરાનું વેર એ ચીનાઓના જીવનમાં આવવાનું જ. આ વેરનાં બીજ એક ચીની જુવાને જાપાની છોકરી સાથે લગ્ન કર્યાં પછી તેના જીવનમાં કેવી રીતે વવાયાં તેનું વિવરણ તેણે Patriot એ નામની નવલકથામાં કર્યું છે. તે જાપાની છોકરી ઉપર ફીદા થયેલી ચીની જાપાની લડાઇનું શું પરિણામ થયું તે હું કહેતો નથી, પણ તમે જ એ નવલકથા વાંચીને સમજી લ્યો એમ સિનેમાની જાહેરાત પ્રમાણે કહું છું. તેણીની તાજેતરની નવલકથા એટલે Dragon's seed છે. તેમાં ચીની ગામડિયાઓએ ભોળપણમાં વિજયી જાપાની સૈન્યનું ફૂલથી અને ચા, રોટી, કેકસ વગેરેથી સ્વાગત કરવાનું કેવી રીતે ઠરાવ્યું અને જાપાની સૈન્ય ગામડામાં દાખલ થયા પછી તેમણે કેવા અમંગળ અને અશિષ્ટ અત્યાચાર ચલાવ્યા એનું વર્ણન હોઇને તે પછી ચિડાયેલા ખેડુતો ડુંગરાઓમાં કેવી રીતે નાસી ગયા અને સંતાઇને કેવી રીતે લડયા તેનું પણ વર્ણન છે.

## Vicky Baum

પર્લ બકને પહેલો નંબર આપ્યો, કારણ કે તેને સાહિત્યમાં અતિ ઊંચુંઊંચું ઇનામ

Nobel prize મળ્યું છે માટે. પણ પર્લ બક ફક્ત ચીનનો અને થોડે અંશે જાપાનનો પરિચય આપ્યો છે. તે સિવાય તેના લેખનમાં ચટકદારપણાનો પણ અભાવ છે.

આ જોરદારપણું ખાસ કરીને પોતાની નવલકથાઓમાં બતાવનાર અને દેશદેશની અભિન્નતા પ્રસ્થાપિત કરવામાં મદદ કરનાર બીજી એક નવલકથા લખનાર સ્ત્રીલેખિકા Vicky Baum છે. એ મૂળ જર્મન હોવા છતાં હમણાં અમેરિકામાં રહે છે અને મૂળ અંગ્રેજીમાં પોતાની નવલકથાઓ લખે છે. જોરદારપણું એ તેનો મુખ્ય ગુણ; બીજો ગુણ મોટીમાના જેવા નકામા પીઢપણાનો પૂર્ણ અભાવ; ત્રીજો ગુણ એટલે તેણે નવલકથાં લખવાનું નવુંજ તંત્ર નિર્માણ કર્યું છે. એકાદ વિશિષ્ટ જગ્યાએ એકદમ બધાં પાત્રોને એકઠાં કરીને પછી તેમનો આજુબાજુનો ઇતિહાસ વર્ણવવો એ એની રીત. પણ આ બધા ગુણો કરતાં ચીન દેશથી માંડીને પેરૂદેશ સુધીનાં બધાં સ્થળો તે પોતાની નવલકથાઓમાં લાવે છે તે એની વિશિષ્ટતા છે. અને તે તે દેશનું એકલું સ્થળવર્ણન જ નહિ, પણ માણસોનાં અંતરંગ આબેહુબ વાચકોની સામે ખડાં કરે છે એ તો તેથી પણ વિશેષ છે. દાખલા તરીકે Nanking Road: આ નવલકથામાં ચીની, અંગ્રેજ, જર્મન, રશિયન, ફ્રેંચ, સાઉથ અમેરિકન, એટલા બધા લોકો એક જપાની વિમાની હલ્લાના ભોગ બન્યા અને તેઓ પેલી નાનકિંગ રોડ ઉપરની હૉટેલમાં તે વખતે શા માટે આવ્યા હતા એનું વિવરણ અથથી ઇતિ સુધી રસપૂર્ણ રીતે છસો સાતસો પાનની નવલકથામાં રજૂ કર્યું છે.

## અન્ય લેખકો

એજ રીતે લેખકની દૃષ્ટિથી એકદેશી પણ અંગ્રેજી ભાષાની દૃષ્ટિથી ઇન્દ્રધનુષ્યના રંગો સરખી વિચિત્રતાભર્યું સાહિત્ય બીજા કેટલાક લેખકો સર્જે. દાખલા તરીકે રશિયન જીવન ઉપર Maurice Hindus, Alexi Tolstoi, Sholokhov, જર્મન જીવન ઉપર Hans Fallada, Mann-અને Feuchtwanger, ફ્રેંચ જીવન ઉપર Jules Romains સ્કેન્ડિનેવિહેયન જીવન ઉપર Sigrid Undset, સ્પેનિશ ઇટાલિયન જીવન ઉપર Esrnest Hemingway, અંગ્રેજી જીવન ઉપર Aldous Huxley, Maugham Charles Morgan, P. G. Wodehonse અમેરિકન જીવન ઉપર Upton Sinclair તે દરેકની વિશેષતા સમજવાને આજ વખત પણ નથી, અથવા જરૂર પણ નથી.

હમણાં સુધી પ્રવાસવર્ણન અને નવલકથા આ બે સર્વસાધારણપણે લોકપ્રિય થયેલાં સાહિત્ય વિભાગમાંના આપણાં અને પાશ્ચિમાત્ય પુસ્તકોની સરખામણી મેં તમારી પાસે મૂકી અને આ સરખામણીથી બતાવ્યું કે પાશ્ચાત્ય પુસ્તકોમાં અનુભવ અને હકીકત ભરપૂર હોય છે. તે હકીકત મૌલિક હોય છે; અથવા બીજાના અનુભવ ઉપર આધાર રાખનારી હોતી નથી. એટલું જ નહિ પણ જગતનું વર્તુલ નાનું થતું હોવાથી જગતના લોકોને એક બીજાના આચાર વિચારની માહિતી હોવી જોઇએ, એવી દૃષ્ટિ આપનારી અને વ્યાપક છે. એ ઉપરાંત આપણે જોયું કે આપણા તરફના સાહિત્યમાં ઉપરના ગુણોની સરખામણીની દૃષ્ટિએ એટલો ઉત્કર્ષ થયો નથી. સાહિત્યનાં બીજાં ક્ષેત્રમાં પણ આપણને આ જ પ્રકારનું દૃશ્ય દેખાશે એવા તે તે વિષયોના નિષ્ણાતોના મત ઉપરથી આપણે માન્ય કર્યું.

વિપુલતા, વિવિધતા, વ્યાપકતા અને મૌલિકતાના ગુણોના ઉત્કર્ષને લીધે પશ્ચિમનાં

પુસ્તકો ' પુસ્તક સંજ્ઞાને યથાર્થપણે લાયક ઠરે છે. વ્યુત્પત્તિકારોના મત પ્રમાણે પુસ્તક શબ્દ प्रच्छ-पृच्छ् આ ધાતુ ઉપરથી સાબિત થયો છે. આયુષ્ય એ પણ એક મોટું પ્રશ્નચિહ્ન છે. તેમાં શું, કેવી રીતે, ક્યારે, ક્યાં વગેરે પ્રશ્ન ઉત્પન્ન થાય છે. તે બધાના જવાબ અમે એટલે પુસ્તકો આપીશું એવી જાતનું એક ચિત્ર અમારા મધ્યવર્તી પુસ્તકાલયમાં પુસ્તકોનું ગૌરવ બતાવનારા એક ચિત્રકારે કાઢયું છે. તે ચિત્ર આપણને સાર્થક રીતે લાગુ પડશે, એમ કહેવાની એકલાં અંગ્રેજી પુસ્તકોથી સમૃદ્ધ એવા પાશ્ચિમાત્ય સાહિત્ય સિવાય બીજું કયું સાહિત્ય હિંમત કરી શકશે ?

આ અંગ્રેજી સાહિત્યની ઐશ્વર્યસંપન્નતાની પ્રતીતિ હું પહેલાં કહી ગયો તે પ્રમાણે, મને તો દરરોજ અનુભવવાને મળે છે. આપને પણ વધારે સંકંથી તે અનુભવવા મળશે, એની પણ મને ખાતરી છે. અને તે પ્રતીતિ તમોને થાય એટલે મારી માફક તમને પણ લાગવા માંડશે કે આ અંગ્રેજી સાહિત્ય જે સંસારના પ્રતિબિંબરૂપ છે, તે સંપન્ન અને સમૃદ્ધ સંસાર પ્રમાણે જ આપણે આપણો સંસાર સમૃદ્ધ કરવો જોઇએ, અને ત્યારે જ આપણું સાહિત્ય પણ જીવંત, પ્રભાવશાળી અને વિશ્વવ્યાપી એવું નિર્માણ થવા લાગશે. **સમૃદ્ધ જીવન એને જ આપણે પુરુષાર્થ માનવો જોઇએ**, એ ધ્યેય આપણે માટે નવું નથી.

આજે પાશ્ચિમાત્ય લોકોનું જે ઐશ્વર્યસંપન્ન અને દેદીપ્યમાન એવું જીવન તેમજ સાહિત્ય આપણને આપણા સંકુચિતપણા માટે શરમાવે છે, તે જ વૈભવશાળી જીવન અને સાહિત્ય વૈદિકકાળમાં આપણું હતું, એમ આપણે અભિમાનથી કહી શકીએ. કેટલાંક કારણોથી આપણે ઐહિક અભ્યુદયના સંબંધમાં ઉદાસીન થવા લાગ્યા અને આધ્યાત્મિક મોટી મોટી વાતો કરવા ઉપરાંત કાંઇપણ પુરુષાર્થ કર્યો નહિ. તેને પરિણામે આપણી સધનતા અને સંસ્કૃતિ નષ્ટ થઇને આજે આપણે ભીખ માગવી પડે છે. શ્રી. સાવરકર જેવા લડવૈયાને પણ શત્રુની પાસે લશ્કરી શિક્ષણની અને સાધનોની યાચના કરવી પડે છે. એને માટે એક જ માર્ગ છેઃ ઐહિક ઉત્કર્ષને માટે હંમેશાં જાગ્રત રહો.

ચૌદ વિદ્યા અને ચોસઠ કળામાં જુદી જુદી વ્યક્તિઓએ પારંગત થઇને તે કલા અને શાસ્ત્રો વડે સામાજિક જીવન પરિપૂર્ણ કરવું જોઇએ. " असंतोषः श्रियः मूलं " અસંતોષ એ સંપત્તિનું મૂળ છે, એ ધ્યાનમાં રાખીને " अल्पेनापि तुष्यति " થોડાકથી પણ સંતોષ પામવા જેવું કાપુરુષનું અપલક્ષણ પોતાને લાગુ પડવા દેવું ન જોઇએ. " शान्तिः तुष्टिः पुष्टिश्चास्तु " શાન્તિ, સંતોષ અને પોષણ મળો, આ ત્રિવિધ આશીર્વાદ માની પુષ્ટિ અથવા સંપન્નતા વિશેષે કરીને પ્રાપ્ત કરી લેવી જોઇએ. સાદી રહેણી અને ઉચ્ચ વિચારસરણી એ ધ્યેય બોલવું સહેલું છે, તોપણ તેમાંની સાદી રહેણી એ સંપન્નતાને ઢાંકી રાખનારી એટલે " Art that conceals art " એવી સાદી છે, એ આપણે બરાબર સમજવું જોઇએ. અને ફક્ત जीवेम शरदः शतम् એટલું જ નહિ પણ रोहेम शरदः शतम, बोधेम शरदः शतम्, पुष्येम शरदः शतम् એવી પણ પ્રાર્થનાઓ આપણે કરવી જોઇએ. " ओम् शान्तिस्तुष्टिः पुष्टिश्चास्तु । "*

શ્રી. ત્ર્યં. દિ. ચાકનીસ

* મૂળ મરાઠીમાંથી ગુજરાતી રૂપાંતરકાર શ્રી. રામચંદ્ર દિનકર દેવપુરકર.

# પુસ્તક પરિચય



**૧. આરોગ્ય અને ખોરાક**—સંયોજકઃ શ્રી. પોપટલાલ ગોવિંદલાલ શાહ; પ્રકાશકઃ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૭૦, સાદુ પૂઠું, મૂલ્ય એક રૂપિયો ૧૯૪૩.

મુંબઈ ખાતે એક ગુજરાત સંશોધન મંડળ, ત્યાં વસતા કેટલાક અગ્રગણ્ય પ્રતિષ્ઠિત ગુજરાતી ગૃહસ્થો દ્વારા ચાલે છે. એની ખાસ પ્રવૃત્તિ સંશોધન—ગુજરાતી પ્રજાના શારીરિક, માનસિક આર્થિક ૪૦ વિષયોને લગતી તપાસને લગતી છે. આવી પ્રવૃત્તિ ચલાવીને ગુજરાતીઓની સાર્વદેશિક પરિસ્થિતિનો સાચો ખ્યાલ તેમની આગળ મૂકવાના સ્તુત્ય પ્રયાસો તે કરે છે. આવી તપાસ એ સમિતિ તરફથી મુંબઈમાં વસતા ગુજરાતીઓની સ્થિતિ સંબંધે હાથ ધરવામાં આવી હતી. એ તપાસને પરિણામે સમિતિએ બીજા પણ સલાહકારોની મદદ વડે તારવેલાં મંતવ્યો સચોટ પુરાવાઓ અને ભિન્ન ભિન્ન આંકડાઓ દ્વારા રજૂ કરીને મુંબઈમાં વસતા આપણા લોકોની દુઃખદ સ્થિતિનો સચોટ ખ્યાલ આપ્યો છે. મુંબઈમાં વસતા ગુજરાતીઓ શરીરે નબળા, આર્થિક સ્થિતિએ સામાન્ય હોવાના કારણે રહેઠાણ વગેરેની અગવડો વેઠનારા અને સત્વયુક્ત ખોરાક એક યા બીજા કારણે નહિ મેળવી શકનારા છે. તેમની રહેણીકરણી તેમ જ ખાસિયતોનો પણ આ પુસ્તકમાંથી સરસ ખ્યાલ મળતો હોઈને તેમની સ્થિતિ સુધારવા માટે જોઈતા ખોરાકની જરૂર દર્શાવી તેમની પરિસ્થિતિ કેમ સુધરે, ખાવાપીવામાં કેવાં સત્વયુક્ત ખોરાકો લેવાયા જોઈએ તેને લગતી ઉપયોગી માહિતી આ પુસ્તકમાં આપી છે.

પુસ્તકને અંતે ઉપયોગી પરિશિષ્ટ પણ આપવામાં આવેલ છે.

સ્વામીશ્રી અખંડાનંદજીએ સ્થાપેલી અને હાલ શ્રી. મનુ સુબેદાર સરખા કુશળ રાહબરની દોરવણી હેઠળ સક્રિય કામ કરતી સંસ્થા દ્વારા પ્રકટ થયેલ આ પુસ્તક ગુજરાતી જનતાની આંખ ઉઘાડવામાં સારો ફાળો આપશે, એ નિઃશંક છે.

**૨. દત્ત અને પરશુરામ**—મહાત્મા શ્રી કૃષ્ણાત્મજજી પ્રણીત, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૪૪+૧૪, સાદુ પૂઠું, મૂલ્ય રૂા. એ. પ્રકાશક ઉપર પ્રમાણે.

અધ્યાત્મજ્ઞાન પામવા માટે આપણી ગામડે વસતી જનતા એક યા બીજી રીતે જિજ્ઞાસા ધરાવે છે. પરંતુ તેઓ સમજી શકે તેવી લોકભોગ્ય ભાષામાં એને લગતાં પુસ્તકો અત્યંત અલ્પ સંખ્યામાં છે.

આ પુસ્તક, આપણી આમજનતા, અધ્યાત્મજ્ઞાનનાં સૂત્રો સમજી શકે તેવી લોકભોગ્ય ભાષામાં દૃષ્ટાંતો આપીને રચાયેલું હોવાથી અને એક મહાત્માની સ્વાનુભવસિદ્ધ વાણી સરખું હોવાથી ક્રમે ક્રમે અધ્યાત્મજ્ઞાન પામવા ઇચ્છનાર મુમુક્ષુને સારું માર્ગદર્શન આપે છે.

સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય સરખી ધર્મપ્રેરક પુસ્તકો પ્રસિદ્ધ કરનાર સંસ્થા દ્વારા આવું લોકભોગ્ય આધ્યાત્મિક પુસ્તક પ્રકટ થતાં એમાં રસ ધરાવનારને એ સારું માર્ગદર્શક નીવડે તેવું છે.

૩. ગુજરાતની ગઝલો—સંપાદકઃ દિ. મ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી; પ્રકાશક, કદ, પૂઠું ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૮૦+૧૬, મૂલ્ય એક રૂપિયો. ૧૯૪૩



ગઝલને લગતું સાહિત્ય ફારસીમાં તેમ જ ઉર્દૂમાં ઠીક પ્રમાણમાં છે; જ્યારે ગુજરાતીમાં પણ છેક કવિ, કલાપિ બાલાશંકર અને નર્મદના જમાનાથી રચાતું આવ્યું છે.

ગઝલ એટલે પ્રેમ સૌંદર્ય, મનોવેદના, ઉન્મત્તતા વગેરે ભાવોનું વ્યક્તીકરણ. જેના દ્વારા એ ભાવો વ્યક્ત કરવામાં આવે છે તે સામાન્ય રીતે ' ગઝલ ' ગણાય છે. આવા ભાવસૂચક ગુજરાતીમાં રચાયેલી ગઝલોનો, છેક નર્મદથી માંડીને આજના ગઝલકાર શ્રી. શયદા સુધીના ગઝલકારોની કૃતિઓ આમાં સંગ્રહાઇ છે. સૂફીવાદ અને પ્રેમધર્મમાં માનનારાઓ અને એમાં રસ ધરાવનારાઓને એમાંથી ભાવનાભર્યો રસાસ્વાદનો મળશે.

પુસ્તકને છેડે આપેલો ગઝલસાહિત્યને સમજાવતો શ્રી. સાગરનો એક લેખ એ સાહિત્યને પિછાનવામાં સહાયરૂપ થાય તેવો છે.

૪. હું કોણ ?—લેખકઃ શ્રી. સ્વામી માધવતીર્થજી; પ્રકાશક, કદ, પૂઠું ઉપર પ્રમાણે. ( આવૃત્તિ ત્રીજી ) પૃષ્ઠ ૩૭૬+૧૬, મૂલ્ય રૂા. બે. ૧૯૪૩

સ્વામીશ્રી માધવતીર્થે રચેલું દૃષ્ટાંતભરપૂર આ પુસ્તક, અધ્યાત્મજ્ઞાનના જિજ્ઞાસુ મુમુક્ષુઓને, દત્ત અને પરશુરામની માફક સંવાદાત્મક શૈલીએ લખાયેલું હોઇને સમજવું અત્યંત સુગમ અને સરળ થઇ પડે તેવું છે. એમાં એક ઉકા ભગતનો આત્મવૃત્તાંત રજૂ કરી તેમના જન્મસંસ્કારથી લઇને અંતે બ્રહ્મજ્ઞાન સુધીની તેમની દશાનું વર્ણન આપ્યું છે.

આપણા પ્રાચીન આર્યધર્મના સંસ્કારો આવી સરળ અને સુગમ શૈલીએ આપણી આમજનતાને આપવામાં આવે તો તેમની અનેકગણી સેવા બજાવી લેખી શકાય.

આજે મોટી મોટી પ્રકાશનસંસ્થાઓ મુઠ્ઠીભર વિદ્વાનો માટે વિદ્વદ્ભોગ્ય પુસ્તકો પ્રકટ કરવા પાછળ લખલૂટ ખર્ચ કરે છે તેમાંનો થોડોક ભાગ પણ આવાં સરળ ભાષાશૈલીયુક્ત નક્કર સાહિત્ય આપતાં પુસ્તકો પ્રકટ થાય તો, જનતાને તે જરૂર આશીર્વાદરૂપ નીવડે.

સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય એ એ જ પ્રકારનું સાહિત્ય પ્રકટ કરતી સંસ્થા તરીકે ગુજરાતભરમાં પ્રસિદ્ધિ પામી છે તેની આવી એકધારી ક્રિયાશીલતા માટે એના પ્રમુખ૦ સંચાલકની આમજનતા ચિરકાળ ઋણી રહેશે.

૫. શિવાજી છત્રપતિ—( આવૃત્તિ ત્રીજી ) અનુવાદકઃ ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા, પ્રકાશક ઉપર પ્રમાણે. રૉયલ બારપેજી પૃષ્ઠ ૬૦૦+૧૨, પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૨-૪-૦

શિવાજી છત્રપતિની આગલી બે આવૃત્તિઓ ઉપર્યુક્ત સંસ્થા તરફથી આ અગાઉ પ્રકટ થઈ ગઈ છે. તેની આ ત્રીજી આવૃત્તિ છે. તેમાં છત્રપતિ શિવાજી મહારાજનું તેમના

**બુદ્ધિવૈભવનું સાચું પ્રદર્શન**

સાચું પ્રદર્શન પુસ્તકાલયમાં—નાના ગામ અને જગતનો સુસંયોગ છે. તેનાથી દુનિયાનું દર્શન થાય છે, જીવનના સંદેશ ઝીલાય છે. નાનું ગામડું પણ જગત સાથે જીવી શકે છે. કારણ કે પુસ્તકાલય એ સૈકાઓના બુદ્ધિવૈભવનું સાચું પ્રદર્શન છે.

પૂર્વજોથી લઇને તેમના બાલ્ય, તેમનું શિક્ષણ, તેમની સ્વરાજસ્થાપના, તેમની રાજનીતિ, અને મોગલો સાથેનાં ભિન્નભિન્ન યુદ્ધોની ઐતિહાસિક પ્રમાણભૂત માહિતી આ પુસ્તકમાં આપેલી છે. છત્રપતિ શિવાજી મહારાજનું પ્રેરક અને ઐતિહાસિક વિભૂતિમત્ ચરિત્ર જાણવા ઇચ્છનારને આ પુસ્તક અત્યંત ઉપયોગી નીવડે તેવું છે. ઇતિહાસશોખીનોને માટે એ સારો આકરગ્રંથ છે, એમ સહેજે કહી શકાય. ૬૦૦ પૃષ્ઠના આવા પાકા પૂંઠામાં બાંધેલા પુસ્તકનું માત્ર રૂ. ૨ા મૂલ્ય અત્યંત અલ્પ જ લેખાય.

૬. **સંસારમાં સુખ ક્યાં છે ?**—લેખકઃ સ્વ. વાડીલાલ મોતીલાલ શાહ; પ્રકાશક કદ, પૂઠાં ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૪૫+૮, મૂલ્ય રૂ. એક. ૧૯૪૩

સ્વ. વાડીલાલ શાહ ગુજરાતી ચિંતનશીલ સાહિત્યના એક પ્રખર સર્જક હતા. તેમના સાહિત્યમાં વિચારપ્રધાનતા, પ્રેરણા, ચેતના અને ઉત્સાહ સભર ભરેલાં રહેતાં. એવા એ ચિંતનશીલ લેખકના આ સર્જનને અમે આનકારીએ છીએ.

પોતે માની લીધેલા કે કલ્પનાના પડછાયાની પાછળ રહીને કલ્પી લીધેલા દુઃખને મોટો હાઉ માની રોદણા રડનારા અને માની લીધેલા સુખની પાછળ આંધળા ભીંત થઇ ભમનારાઓ માટે આ પુસ્તક સાચું સુખ શું છે, ક્યાં છે, તેને પ્રાપ્ત કરવાનાં સાધનો શું છે વગેરેને લગતું સરળ ભાષામાં ઉત્તમ માર્ગદર્શન પૂરું પાડે છે.

સ. સા. વ. કાર્યાલયની ઉત્સાહ અને ચેતનાપ્રેરક પુસ્તકોની પ્રસિદ્ધિના તાદૃશ પ્રમાણરૂપ આ પુસ્તકને લેખી શકાય. દરેક પુસ્તકાલય આ પુસ્તક પોતાને ત્યાં અવશ્ય જ વસાવી લે.

૭. **દીઠું મેં ગામડું જ્યાં**—લેખકઃ શ્રી. રતિલાલ અદાણી; પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ, ૧૬, શ્રીમાળી સોસાઇટિ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૦૩+૯=૨૧૨, કવર આચ્છાદન સહિત પાકું બોર્ડપટ્ટીનું પૂઠું, મૂલ્ય રૂા. ત્રણ ૧૯૪૩.

ગાંધીજીએ લોકસેવકો સમક્ષ રચનાત્મક કાર્યક્રમનો આદેશ જાહેરમાં મૂક્યા પછી સંખ્યાબંધ ભાવનાશીલ સેવકો સેવાકાર્યમાં ઓતપ્રોત થઈ જઇ ગ્રામજનતાનાં સુખદુઃખના સહભાગી થયા હતા. એવા એક લોકસેવક શ્રી. બબલભાઇ મહેતાએ આપણને "મારું ગામડું" પુસ્તક, ગ્રામજનતાના રોજબરોજના જીવનને લગતું તેમજ તેમના ગુણાવગુણોનું નિદર્શન કરાવતું પુસ્તક, આપણને આપ્યું તું એવા જ એક બીજા મૂગા લોકસેવક, શ્રી. રતિલાલ અદાણીએ, તેમન પોતાના ગ્રામજનતા સાથેના જીવનસંપર્ક દ્વારા સાંપડેલા અનુભવો જાહેરમાં મૂકવા તેમના મિત્રો તરફથી વિનંતિ કરવામાં આવતાં તેમણે ઉપર જણાવેલ "મારું ગામડું"ના જેવું બીજું પુસ્તક આપણને આપ્યું છે.

ગ્રામજીવનમાં ઓતપ્રોત થનારને અનેક સારાનરસા પ્રસંગો અવારનવાર જોવા-અનુભવવા મળે છે. એ સેવકો, જો એ બધાને કાગળ પર ઉતારી જાહેરમાં મૂકે તો આજે, સાહિત્યને નામે જે કેટલીક અનેક વિઘાતક વસ્તુઓ ઘૂસી જાય છે તેને બદલે હજારોના જીવનપ્રસંગોની છણાવટ આપણને મળી આવે.

લેખકે આવાં પ્રસંગચિત્રો પોતાની તેજસ્વી કલમે અને રુચિપ્રદ શૈલીએ આ પુસ્તકમા આપ્યાં છે. એમાંના કેટલાંક "ઊર્મિ અને નવરચના" માસિકમાં છપાતાં હતાં ત્યારથી જ તેણે એના વાચકોને આકર્ષ્યા હતા. તે છપાયેલાં પ્રસંગચિત્રો ઉપરાંત લેખકનાં બીજાં નવાં લખેલાં તેવા કુલ ૧૧ આ પુસ્તકમાં સંગ્રહવામાં આવ્યાં છે.

> સ્થાવર-જંગમ મિલકત પુસ્તકાલય એ પ્રજાનો વારસો છે પ્રજાનો પ્રાણ છે સાચો ઇતિહાસ છે તેમજ લોકદષ્ટિને લોકઋદ્ધિ છે. એ ઋદ્ધિ સિદ્ધિનો લાભ આજે જ લ્યો.

ગ્રામજીવનના પ્રશ્નોને લગતાં આ પ્રસંગચિત્રો દરેક ગામે બહોળા પ્રમાણમાં વંચાવાં જોઈએ અને તેમાંના સારા નરસાને પ્રાણ-ત્યાજ્ય કરવાં જોઈએ. આ પુસ્તક દરેક પુસ્તકાલયને વસાવી લેવા અમે ખાસ ભલામણ કરીએ છીએ.

**૮. હવાનો છેલ્લો ઘૂંટડો અને કુદરતી સારવાર**—લેખકઃ શ્રી. ભૂપતરાય મો. દવે; પ્રકાશક, કદ, પૂઠું ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૫૨+૧૬, મૂલ્ય રૂ. ૨-૧૨-૦. ૧૯૪૩

આજે જ્યાં ને ત્યાં આપણાં ઘરોમાં એક યા બીજા રોગે ઘર ઘાલ્યું હોય છે, અને તેના નિવારણાર્થે, આપણે તુરત જ દાક્તરોને ત્યાં દોડી જઈએ છીએ. પરંતુ તેને મટાડવા કુદરતી ઉપચારો કરવા જરાય પ્રેરાતા નથી. એવાઓને માટે આ પુસ્તક ખાસ પ્રેરક છે.

લેખક, વ્યવસાયે ચિકિત્સક હોઈને તેમના પર જુદાં જુદાં દર્દોના દર્દીઓએ વખતોવખત પોતાની પરિસ્થિતિ અને મૂંઝવણને લગતા પૂછેલા પ્રશ્નોના તેમણે આપેલા જવાબો આ પુસ્તકમાં છે. મુખ્ય મુખ્ય ગણાતાં દર્દોને લગતા ઉપાયો-ઉપચારો એમાં સૂચવાયા છે અને તેમાં પણ, ખાસ કરીને, દર્દીને કુદરતી ઉપચારો પ્રતિ પ્રેરે તેવા છે. પુસ્તકને છેડે કુદરતી ઉપચાર કરી સારી તંદુરસ્તી પામેલાઓનાં બ્યાન સચિત્ર આપ્યાં હોઈને કુદરતી ઉપચારના હિમાયતીઓને ઠીક ઉપયોગી નીવડે તેવું આ પુસ્તક છે.

**૯ સૂર્ય, શરીરવિજ્ઞાન અને પ્રાણાયામ**—લેખકઃ શ્રી. મણિલાલ ભોગીલાલ દેસાઈ, પ્રાપ્તિસ્થાનઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૨૦+૮, સાદું પૂઠું, મૂલ્ય રૂ. દોઢ ૧૯૪૩

આ પુસ્તકના લેખક ગત યુદ્ધના સાક્ષીભૂત હતા અને તે પ્રસંગે એ યુદ્ધની અસર પામ્યા પછી પોતે આધ્યાત્મિક ચિંતન તરફ વળ્યા અને યોગાભ્યાસનો માર્ગ લીધો તેના ફલસ્વરૂપ આ પુસ્તક તેઓશ્રીએ લખ્યું છે. એમાં લેખકે, યોગને લગતી પ્રક્રિયા આપવા ઉપરાંત શરીર પર સૂર્યની અસર-પ્રભાવ અને શારીરિક સ્વાસ્થ્ય તેમ જ પ્રાણાયામની વિવિધ વિધિઓ આપી છે.

પુસ્તક અલબત્ત, સ્વાનુભવને અંતે લખાયુ છે; તેમાંની પ્રક્રિયા સાધકને ઉપયોગી થાય તેવી છે; પરંતુ એ માર્ગે પળતાં પહેલાં અને એ પ્રક્રિયાઓનો ઉપયોગ કરતા પહેલાં, એના માર્ગદર્શક કોઈ સમર્થ ગુરુની પાસે સાક્ષાત્ બોધ મેળવીને જ એ માર્ગે જવું ઉચિત છે.

યોગમાર્ગના જિજ્ઞાસુઓને એમાંથી ઘણું જાણવાનું મળે તેમ છે.

**૧૦. ધીમુ અને વિભા**—લેખકઃ શ્રી. જયંતિ દલાલ; પ્રકાશકઃ ધ મહાગુજરાત પબ્લિશિંગ કંપની, સર ફિરોજશા મહેતા રોડ, કોટ. મુંબઈ, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૩૬+૬, કવર આચ્છાદન સહિત બોર્ડપટીનું પૂઠું, મૂલ્ય રૂ. સાડાત્રણ ૧૯૪૨

શ્રી. જયંતિ દલાલ એક પ્રગતિશીલ લેખક છે. આજના જુવાનોનાં મનોમંથનો

અને તેમાંથી નીપજતાં સારાં નરસાં પરિણામોના કંઇક પ્રતિબિંબ સરખું આ પુસ્તક જુવાની અને ભણતરની બદનક્ષી (?) જેવું જણાય છે.

એમાં, એ જુવાન પ્રેમિકોની પ્રેમકથા હોઇને, અંતરનાં ચાહકોની હૃદયવ્યથા વર્ણવાઇ છે. પોતાની પ્રેયસીને પોતાના પ્રેમનું પાત્ર બનાવી કથાનાયક, પોતાનું દેશ પ્રત્યેનું કર્તવ્ય બજાવવા નીકળી પડે છે, જેલવાસી બને છે; ત્યાં રાજદ્વારી કેદીઓની ભિન્ન ભિન્ન માનસદશા એને જોવા મળે છે; અને આજે સ્વેચ્છાએ જેલને મહેલ તરીકે સ્વીકારનારાઓ પણ ત્યાંથી પાછા ઘર તરફ વળવાને કેવા ઇંતેજાર હોય છે તેવા રાજદ્વારી કેદીઓનું હૂબહૂ માનસદર્શન કરાવ્યું છે. એટલે આ પુસ્તક પ્રેમકથાને નામે, રાજદ્વારીઓના માનસનો સરસ પડઘો રજૂ કરે છે.

અંતે એ જેલનિવાસી કથાનાયકનું અને પોતાનું મિલન નહિ થાય, એમ માનતી કથાનાયિકા ઝૂરતી રહે છે, શરીરે કૃશ બનતી જાય છે, હવાફેર માટે અન્ય સ્થળે જાય છે; નાયક ધીમુ પેરોલ પર વિભાની માંદગીને કારણે મુક્ત થાય છે અને અંતે વિભાનું મૃત્યુ થાય છે. અને એ વિભાના મરણના કારણરૂપ ધીમુ ગણાય છે.

કથાની લેખનશૈલી એકધારું આકર્ષણ જમાવી રાખે તેવી હોઇને તે પૂરી કરીને પુસ્તક હેઠે મુકાવે તેવી છે.

**૧૧. ફુવારા**—લેખકઃ શ્રી. જંબુકાકા, પ્રકાશકઃ શ્રી. બાલકૃષ્ણ પ્રભાશંકર પુરોહિત; વિ. જ્યુ. લાયબ્રેરી પાછળ, રાજપીપળા. ડેમી કદનાં પૃષ્ઠ ૯૪+૪, સાદું પૂઠું, મૂલ્ય ૦–૧૨–૦ ૧૯૪૧.

આ પુસ્તકના લેખકે " રાજપીપળા સમાચાર " પ્રકટ થતું ત્યારે તેમાં છૂટક છૂટક કેટલીક પ્રસંગકથાઓ લખેલી, તેમાંની પંદરેક હાસ્યપ્રેરક કૃતિઓનો આ સંગ્રહ છે. ઘડીભર નવરાશના વખતે વાંચી જવા જેવા આ પ્રસંગો વાચકને પોતાના નવરાશના વખતનો વ્યય કરવામાં ઠીક ઉપયોગી થઇ પડશે.

**૧૨. જીવનસખી**—ખંડ ૧, ૨, ૩; કર્તાઃ શ્રી. ડુંગરસી ધરમસી સંપટ; પ્રકાશકઃ સંદેશ કાર્યાલય, અમદાવાદ. પ્રાપ્તિસ્થાનઃ એન. એમ. ઠક્કરની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨ ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૩૭+૧૯૬, સચિત્ર બૉક્સ અને કવર આચ્છાદન સહિત બોર્ડ-પટીનું પૂઠું, મૂલ્ય રા. સવાચાર.

જાણીતા સાક્ષર શ્રી. ડુંગરસીભાઇએ સ્ત્રીઓપયોગી એવા બે ગ્રંથો અત્યાર સુધીમાં આપ્યા છે. અને તે સંસ્કારલક્ષ્મી અને ઘરની રાણી. એવું જ સ્ત્રીઓપયોગી પુસ્તક બે આ " જીવનસખી " છે. પુસ્તકનું નામ લેખકે લખેલ સળંગ દૃષ્ટાંતરૂપ વાર્તા પરથી યોજાયું છે, જ્યારે એના પહેલા અને બીજા ભાગમાં સ્ત્રીઓને તેમના નિત્યજીવનમાં ઉપયોગી અને મનનશીલ એવાં સૂત્રો અને પ્રાચીન આર્ય સન્નારીઓનાં જીવનચરિત્રો આપ્યાં છે.

પુસ્તકમાં અપાયેલાં જાણીતા કલાકાર શ્રી. કનુ દેસાઇ ચિત્રિત સંખ્યાબંધ એકરંગી, દ્વિરંગી તેમ જ ત્રિરંગી આકર્ષક ચિત્રો આપી પુસ્તકના સુશોભન અને આકર્ષકપણામાં વધારો કર્યો છે.

' સંદેશ ' કાર્યાલયનું આ પ્રથમ પ્રકાશન આપણી ગુજરાતી બહેનોમાં સારો આવકાર મેળવશે. એ નિર્વિવાદ છે; અને તેમાંથી વિવિધ આદર્શો ગ્રહણ કરી પોતાના જીવનમાં ઘણું લેશે.

આવું સુરેખ અને શિષ્ટ પ્રકાશન પ્રસિદ્ધ કરવા માટે સંદેશ લિ ના સાહસિક સંચાલક શ્રી. બોડીવાલાને અમારાં અભિનંદન.

**વણમાગ્યું મૂલ્યાંકન**

" 'પુસ્તકાલય' તેના વિશિષ્ટત્વને વિકસાવતું ને સ્થાપતું જાય છે. અમો લેખકવર્ગને પણ તેની ઉપયોગિતા તાજી માહિતીની નજરે ઘણી લાગે છે. આ તેની સંતોષજનક પ્રગતિ માટે એના સર્વ સંચાલકોને અભિનંદન."

—પ્રો. વિજયરાય વૈદ્ય

**૧૩ બાગવાન**—મૂળલેખક કવિવર ટાગોર; પ્રાપ્તિસ્થાનઃ નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૯૬, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય રૂ. સવા. ૧૯૪૩

કવિવર ટાગોર રચિત The Gardener એ કવિવરની અનેક વિખ્યાત કૃતિઓમાંની એક છે એનો આ ગુજરાતી અનુવાદ છે. એ બાગવાનનાં સુગંધભરપૂર ૮૫ પુષ્પોની આ ગુલછડી એના ભાવનાશીલ વાચકને જરૂર ગમશે. અનુવાદ પણ સુગમ હોઇને હરકોઇ વાચકને એ વાંચતાં કવિવરની કૃતિનો રસાસ્વાદ આપશે.

**૧૪ ઇસપનીતિ કથામાળા**—( ૮ પુસ્તકો )—**૧ રામજીનો ખજાનો, ૨ વરૂનું સંગીત, ૩ દૂધવાળી, ૪ વાંદરાનો ન્યાય, ૫ બિલ્લીરાણી, ૬ વાઘ ભગત, ૭ ગભાનાં ગધેડાં, બાંડ શિયાળ**—લેખક અને સંપાદકઃ શ્રી. રમણલાલ નાનાલાલ શાહ; બાલજીવન કાર્યાલય, વડોદરા. દરેકનું મૂલ્ય ૦-૧૦-૦.

બાળકો વાર્તાઓનાં ખૂબ શોખીન હોય છે. એમને વાર્તાઓ સાંભળવી ખૂબ ગમે છે. અને આવી બાલભોગ્ય વાર્તાઓ ઇસપની નીતિકથાઓ વા હિતોપદેશની વાતોમાંથી મળી આવે છે.

" બાલજીવન "ના તંત્રી શ્રી. રમણલાલ શાહે આ દિશામાં ઠીક પ્રગતિ સાધી છે, એમ આ પુસ્તકો પરથી જાણવા મળે છે. હિતોપદેશની વાતો વા ઇસપ નીતિકથાઓ મોટાઓ સમજી શકે તેવી શૈલીએ જુદે જુદે સ્થળેથી પ્રકટ થઈ છે; પરંતુ બાલકોને રુચિપ્રદ શૈલીએ અને તેમને હોંશે હોંશે વાંચવી ગમે—વાંચવામાં તેમને રસ ઉત્પન્ન થાય તેવી પ્રેરક શૈલીએ શ્રી. રમણલાલે આ વાર્તાઓ રચી છે, જે બાળકોને જ્ઞાન સાથે ગમ્મત અને બોધ આપે તેવી છે.

મોટેરાઓ આવી વાર્તાઓથી ભાગ્યે જ અજાણ હોય છે; પરંતુ બાળકોને શિક્ષણ સાથે આનંદ આપે તેવી આ સંખ્યાબંધ ચિત્રોવાળી વાર્તાઓને, પોતાને ત્યાં આવતાં બાલવાચકો માટે પુસ્તકાલયો જરૂર વસાવે.

**૧૫. કિશોર સાહિત્યમાળા**–શ્રેણી ૧ લી–**(૧) કિશોર વાર્તાવલિ, (૨) પન્નાકુમારી, (૩) પ્રશ્નધારા, (૪) આનંદ તરંગ, (૫) સત્ય કથાઓ**—૧, ૩, ૪ ના લેખક શ્રી. રમણલાલ નાનાલાલ શાહ અને ૨ તથા ૫ ના લેખકો અનુક્રમે શ્રી. માધવરાવ બા. કર્ણિક અને કુ. જ્યોત્સ્ના મોતીલાલ ઠાકોર તથા ડૉ. મોહનલાલ જ. પાઠક; પ્રકાશક ઉપર પ્રમાણે. પહેલી ચારનું મૂલ્ય ૦–૮–૦ અને પાંચમીનું મૂલ્ય ૦–૬–૦.

કિશોર સાહિત્ય માળાની આ પાંચ પુસ્તિકાઓ, ૧૧ થી ૧૬ વર્ષની વયનાં કિશોર-કિશોરીઓને ઇતર વાચન મળે એ હેતુ લક્ષ્યમાં રાખી પ્રકટ કરવામાં આવી છે. બાળકોનું વય વધવા સાથે, તેમનામાં વવાયેલાં સંસ્કારબીજને પોષણ મળતાં તે ક્રમાનુસાર વિશેષ વાચનની જિજ્ઞાસા ધરાવે છે, અને કંઇ ને કંઇ વાંચવા માગે જ છે. એવાં વયમાં અને ભણતરમાં આગળ વધતાં કિશોર-કિશોરીઓની વાચનભૂખ તૃપ્ત કરવાના સદુદ્દેશથી આ માળામાં આ પુસ્તિકાઓ પ્રસિદ્ધ કરાઇ છે. તેમાંની પહેલીમાં ટૂંકી ટૂંકી જ્ઞાનદાયક, લગભગ દરેક સચિત્ર ટૂંકી વાર્તાઓ આપી છે, જ્યારે બીજીમાં રાજપૂતાનાની વીર ધાત્રી પન્નાના આત્મત્યાગના આદર્શરૂપ વાર્તા રજૂ કરી છે. ત્રીજી " પ્રશ્નધારા "માં, આવાં કિશોર-કિશોરીઓને પોતાના વાચન દ્વારા વા નિત્ય અનુભવવા મળતા પ્રસંગોમાંથી ઉદ્‌ભવતા જ્ઞાન-વિજ્ઞાનને લગતા પ્રશ્નોના વિગતવાર ઉત્તરો આપવામાં આવ્યા છે, જે વાંચતાં એ કિશોરોના જ્ઞાનમાં કંઇક ને કંઇક વૃદ્ધિ થાય એમ છે; ત્યારે " આનંદ તરંગો "માં રમુજી અને ગમ્મત-ભર્યો આનંદ આપે તેવા રમુજી ટુચકાઓ આપ્યા છે, જે વાંચી વાંચનાર પ્રફુલ્લ બની જાય તેમ છે. આ ઉપરાંત "સત્ય કથાઓ" એમાં ગુજરાત, મહારાષ્ટ્ર અને હિંદમાં બની ગયેલા સત્યાત્મક ઇતિહાસપ્રસંગો આપવામાં આવ્યા છે, જે વાંચતાં તેના વાચકના ઇતિહાસજ્ઞાનને ઠીક વેગ મળે તેમ છે.

દરેક પુસ્તિકા સચિત્ર હોઇને તેમાંની વસ્તુ સમજવામાં તે નાનાં વાચકોને ઠીક રસ પડશે.

પુસ્તકાલયો આ બાલ અને કિશોર સાહિત્યના ગુચ્છો પોતાને ત્યાં વસાવવા પ્રયત્ન કરે.

**૧૬. બાલજીવન હાસ્યવિનોદ પુસ્તકમાળા**—પુ. ૧, ૨. **હાસ્યગંગા**—લેખક અને સંપાદક તથા કદ અને પૂઠાં ઉપર પ્રમાણે. દરેકનું મૂલ્ય ૦-૬-૦. ૧૯૪૩

બાળકોને ઇતર વાચન સાથે રમૂજભર્યું વાચન વાંચવા મળે અને તેમાંથી તેઓ આનંદપ્રમોદ મેળવી શકે તે માટે બાલજીવન કાર્યાલય તરફથી ઉપરની પુસ્તકમાળા પણ શરૂ કરવામાં આવી છે. તેનાં પ્રથમ પ્રસિદ્ધ થયેલાં આ બે પુસ્તકો છે. એમાં નાના નાના પરંતુ બાળકોને વાંચતાં વાંચતાં જ હસાવી મૂકે તેવા રમૂજી ટુચકાઓ આપ્યા છે.

બાળકોને એ નિર્દોષ છતાં હાસ્યપદ ટુચકાઓ જરૂર ગમશે. પુસ્તકાલયો પોતાને ત્યાં આવતાં બાળકો માટે વસાવે. **મણિલાલ પ્ર. વ્યાસ**

**૧૬. પ્રથમ આષાઢ**—લેખકઃ શ્રી. નીરૂ દેસાઈ; પ્રકાશક, નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ, ૧ લી આવૃત્તિ ઇ. સ. ૧૯૪૩; ક્રાઉન ૧૬ પેજી પૃ. ૧૨૦; પૂઠું કાર્ડ બોર્ડ પટ્ટીનું; કિંમત ૨-૦-૦.

આ પુસ્તકમાં (૧) પ્રથમ આષાઢ, (૨) ભલો માણસ, (૩) ઉકેલ, (૪) સાગરનાં નીર, (૫) અજિત, (૬) અદમ્યના ઊંડાણ, (૭) પ્રણય કલહ, (૮) મૂંઝવતી પળો, (૯) રોમાન્ટિક પ્રેમ, (૧૦) અર્વાચીન મેઘદૂત, અને (૧૧) તે દિવસ આજે-એ નામની ૧૧ નવલિકાઓ સંચિત થઇ છે ને તેમાં વિવિધ નાના સ્ત્રી-પુરુષોના ગાઢ સહવાસ અને આકર્ષણના કેવા વિચિત્ર જાતીય પ્રશ્નો ઉપસ્થિત થાય છે તેની શિષ્ટ ભાષાશૈલિમાં મર્યાદાસર ચર્ચા કરેલી હોઇ પુસ્તક પ્રૌઢ વયનો વાચકવર્ગ ખુશીથી વાંચી શકે.

# શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ ભાગ ૧—૨*

## ( એક અવલોકન )

સમાલોચકઃ—શ્રી. મણિલાલ મોહનલાલ ઝાલા, એમ. એ. એલએલ. બી.

[ ના. વરિષ્ટ ન્યાયાધીશીના ન્યાયાધીશ, વડોદરા રાજ્ય. ]

વિશ્વવંદ્ય વિભૂતિઓની માળામાં ભારતવર્ષની જૂજ વ્યક્તિઓને જ સ્થાન મળી શકે છતાં તેમાં કૈલાસવાસી શ્રીમંત સયાજીરાવ મહારાજનું સ્થાન તો નિર્વિવાદ રીતે છે જ અને રહેશે.

શ્રીમંત સયાજીરાવ મહારાજના પૂર્વગામી મહારાજાના વહિવટની ગેરવ્યવસ્થાને લીધે રાજ્યમાં જે સડો પેઠો હતો તે દૂર કરી રાજ્યને આદર્શ રાજ્ય બનાવવામાં સયાજીરાવ મહારાજાએ વેઠેલી જહેમતો તથા તેમને નડેલી અડચણોનું લેખકે બહુ જ સરળ ભાષામાં વર્ણન આપેલું છે. શ્રીમંત સયાજીરાવ મહારાજાને સાર્વભૌમ સત્તા સાથે થયેલી અથડામણો તથા તેમના દેશભક્ત હૃદયને વીતેલી વિડંબનાઓ લેખકે (આ પુસ્તકમાં) યથાસ્થિતિ વર્ણવી છે. બાપટ કમિશનની નિમણોક, કર્ઝન સરક્યુલર, સને ૧૯૧૧ ના દિલ્હી દરબારનો પ્રસંગ, એ બધા નાજુક પ્રસંગોમાં શ્રીમંત સયાજીરાવ મહારાજાએ બતાવેલ સંયમ અને રાજ્યદ્વારી કુનેહની અને પ્રભુની દયાથી છેવટ શ્રીમંત સયાજીરાવની તાજ પ્રત્યેની વફાદારીની ખાતરી તેમના અગાઉના પ્રતિસ્પર્ધીઓને કેવી સચોટ રીતે થઇ હતી તેનો આ જીવનચરિત્ર ઉપરથી સંપૂર્ણ ખ્યાલ આવે છે.

લંડનના ટાઇમ્સે સને ૧૯૨૩ માં રાજકુમાર જયસિંગરાવના અવસાન વખતે સયાજીરાવ મહારાજની કરેલી ટીકા ગણી જઇ હીરક મહોત્સવને પ્રસંગે તેમની કરેલી પ્રશસ્તિ ઉપરથી તથા મુંબઇના ટાઇમ્સ ઓફ ઇંડીઆએ તેમના અવસાન વખતે તેમને અર્વાચીન હિંદના વિધાયકોમાંના એક તરીકે જણાવેલા હતા તે ઉપરથી, સયાજીરાવ મહારાજની કારકિર્દી દરેક દૃષ્ટિબિંદુથી ફતેહમંદ થઇ હતી, એવી પ્રતીતિ થાય છે. શ્રીમંત સયાજીરાવ મહારાજ મોટા દેશી સંસ્થાનના રાજ્યકર્તા તરીકેજ નહિ પરંતુ વિશ્વવિખ્યાત અને સમર્થ વિદ્વાન વિભૂતિ તરીકે સર્વ દેશોમાં પૂજ્ય હતા, એમ તેમની વિશ્વધર્મ સંઘ ( World Fellowship of Faiths ) ની પહેલી પરિષદના પ્રમુખ તરીકે થયેલી પસંદગી ઉપરથી માનવું પડે તેમ છે. ભારતવર્ષના તે અગ્રણી નેતા તરીકે સમસ્ત ભારતવર્ષને વંદ્ય હતા એમ તેમની સને ૧૯૦૩ માં અમદાવાદમાં ભરાયેલા ઔદ્યોગિક પ્રદર્શનના પ્રમુખ તરીકે, સને ૧૯૦૪ માં હિંદી સંસાર સુધારક પરિષદના ઉદ્ઘાટન માટે, સને ૧૯૦૬ માં હિંદી ઔદ્યોગિક પરિષદના પ્રમુખ તરીકેના, સને ૧૯૧૧ માં ફર્સ્ટ યુનિવર્સલ રેસીઝ કોન્ગ્રેસના પ્રમુખ તરીકે, સને ૧૯૧૮ માં અખિલ ભારત અસ્પૃશ્યતા-નિવારણ પરિષદના ઉદ્ઘાટન માટે અને સને ૧૯૩૪ માં હિંદી સાહિત્ય સંમેલનના અધ્યક્ષ તરીકે તેમની થયેલી વરણી ઉપરથી જણાય છે. આ પ્રસંગોએ સયાજીરાવ મહારાજે કરેલાં વ્યાખ્યાનોનાં અવતરણો પુસ્તકોમાં આપવામાં આવ્યાં છે તે ઉપરથી જણાય છે કે શ્રીમંત સયાજીરાવ મહારાજા કેવળ એક રાજવી તરીકે નહિ પરંતુ સ્વદેશભક્ત હિંદી તરીકેનું પોતાનું ધ્યેય હંમેશા નીડરપણે રજૂ કરતા અને તેમણે બ્રિટિશ સલ્તનતને હિંદને કેનેડા અને

* લેખકઃ શ્રી. ચિમનલાલ મગનલાલ ડૉક્ટર; પ્રકાશકઃ લુહાણામિત્ર પ્રિં. પ્રેસ, વડોદરા· મૂલ્ય બન્ને ભાગના રૂ. ૩-૧૨-૦




**વડોદરાને આંગણે સાહિત્ય સંમેલન—**

ચાલુ માસની તા. ૨૫, ૨૬, ૨૭ ના રોજ આપણા રાજ્યના પાટનગરના ન્યાયમંદિર હૉલમાં ગુજરાત સાહિત્ય પરિષદનું પંદરમું સંમેલન મળશે. એ સંમેલનનાં વરાયેલાં પ્રમુખ જાણીતાં સમાજસેવિકા અને વિદ્યારસિક એવાં સુયોગ્ય સન્નારી લેડી વિદ્યાબહેનની વરણી થઈ છે, એ તો આ અગાઉ જાહેર થઇ જ ચૂક્યું છે.

પરિષદની ઉદ્‌ઘાટનવિધિ, શ્રીમંત મહારાજા સાહેબ અથવા શ્રીમંત સૌ. મહારાણી સાહેબના હસ્તે થશે. આ પ્રસંગે સંમેલનમાં પધારનાર સાક્ષરોનાં વ્યાખ્યાનો સાંભળવાનો લાભ પણ, સંમેલનમાં ભાગ લેવા ઇચ્છનારને મળશે. ત્રણેય દિવસ માટે રાત્રે રંજન કાર્યક્રમની યોજના કરવામાં આવી છે, જેમાં ગુજરાતના અગ્રગણ્ય લેખકો અને કવિઓની વાનગી ઉપરાંત ગુર્જર કવિદર્શન, સરસ્વતીપૂજન ને નાટિકા વગેરેના રસિક ને કલામય કાર્યક્રમની યોજના કરવામાં આવી છે.

સંમેલનમાં ભાગ લેવા આવનાર માટે, સંમેલનના રસોડે જમનાર માટે દરરોજના રૂ. ત્રણ લવાજમ ઠરાવવામાં આવ્યું છે, જ્યારે પોતાનો ભોજનપ્રબંધ પોતે કરી લેનારને વિના ખર્ચે સંમેલનના ઉતારે રહેવાની વ્યવસ્થા યોજાઇ છે.

સંમેલનમાં પ્રેક્ષક તરીકે આવવા ઇચ્છનાર માટે રૂ. ૨) લવાજમ રખાયું હોઈ ત્રણે દિવસના રંજન કાર્યક્રમનું રૂ. ત્રણ લવાજમ અલગ રાખવામાં આવ્યું છે, જ્યારે સત્કાર સમિતિના સભ્યો અને આમંત્રિત મહેમાનો વિનાલવાજમે ઉપર્યુક્ત સઘળા કાર્યક્રમોમાં ભાગ લઇ શકશે.

બહેનો માટે તેમ જ પ્રાથમિક શાળાના શિક્ષકો માટે પ્રેક્ષક ફી રૂ. એક રાખવામાં આવી હોઇને, વિદ્યાર્થીઓ માટે, અગાઉ જાહેર થયા પ્રમાણે રૂ. ૧) ન રખાતાં રૂ. ૨) રાખવામાં આવ્યા છે.

સંમેલન પ્રસંગે કમાટી બાગમાં એક કલા પ્રદર્શન ગોઠવવામાં આવનાર હોઇને વિવિધ કલાકારીગરીના નમૂના પણ તેમાં જોવા મળશે, જેમાંના ઉત્તમ નમૂનાઓને પ્રમાણપત્ર આપવાની યોજના પણ કરાઈ છે.

સંમેલનના સ્વાગત સભ્ય માટે ઓછામાં ઓછા રૂ. ૧૦) ઠરાવાયા છે, પરંતુ સ્ત્રી-સભ્યો માટે રૂ. ૫) નિયત થયા છે.

સ્વાગત મંડળના પ્રમુખ તરીકે વડોદરા શહેરના જાણીતા અગ્રગણ્ય શહેરી શેઠ શ્રી. ચતુર્ભુજ ચિ. ઝવેર લક્ષ્મીચંદની વરણી થઇ ગઇ છે.

સંમેલન અંગેની વિવિધ વ્યવસ્થા માટે કુલ ૧૧ ઉપસમિતિઓ નિમાઈ છે. તે તમામ કામે લાગી ગઇ હોઇને સઘળી તૈયારીઓ પૂરઝડપે ચાલી રહી છે.

## મફત ફરતાં પુસ્તકાલયોનો વિસ્તાર—

મુંબઇ ખાતે રહેતા અને ફરતાં પુસ્તકાલયોનો વિસ્તાર વધારવા માટે જહેમત ઉઠાવતા એક સેવાભાવી સજ્જન શ્રી. ભોગીલાલ અમરતલાલ ઝવેરીએ, સદ્‌ગત અ. સૌ. મૂળીબહેને ભોગીલાલ ઝવેરીની યાદગીરીમાં સં. ૧૯૯૯ ના વર્ષમાં નીચેની સંસ્થાઓ દ્વારા મફત ફરતા પુસ્તકાલયોની તેમની સામે દર્શાવેલ પુસ્તકો ભરેલી પેટીઓની યોજનાનો અમલ કરાવવામાં સફળતા મેળવી છે.

| | | | પુસ્તકો | પેટી |
|---|---|---|---|---|
| (૧) મુનિશ્રી મોહનલાલજી જૈન સેન્ટ્રલ લાયબ્રેરી | ... | ... | ૧૦૦૦ | ૧૫૦ |
| (૨) જૈન મહિલા સમાજ | ... | ... | ૨૫૦ | ૩૦ |
| (૩) ભગિની સમાજ | ... | ... | ૩૫૦ | ૧૮ |
| (૪) હિન્દ મહિલા સમાજ (મરાઠી) | ... | ... | ૧૦૦ | ૮ |
| (૫) મુંબઇ જૈન યુવક સંઘ | ... | ... | ૩૦૦ | ૨૪ |
| (૬) મુંબઇ હિન્દી વિદ્યાપીઠ (હિન્દી) | ... | ... | ૨૦૦ | ૧૨ |
| (૭) માટુંગા ગુજરાતી સેવા સમાજ | ... | ... | ૨૫૦ | ૨૫ |
| (૮) સાર્વજનિક વાચનાલય, અગાસી | ... | ... | ૫૦ | ૪ |
| (૯) શાંતિચંદ્ર સેવા સમાજ, અમદાવાદ | ... | ... | ૩૦૦ | ૩૦ |
| (૧૦) ,, ,, ,, બારેજા | ... | ... | ૧૦૦ | ૧૦ |
| (૧૧) આપારાવ ભોળાનાથ પુસ્તકાલય, અમદાવાદ | ... | ... | ૩૦૦ | ૨૫ |
| (૧૨) રાષ્ટ્રીય યુવક મંડળ પુસ્તકાલય, અમદાવાદ | ... | ... | ૧૦૦ | ૧૫ |
| | | | ૩૩૦૦ | ૩૫૦ |

અન્ય વિદ્યાપ્રસારપ્રેમીઓ આનું અનુકરણ કરવા પ્રેરાશે એવી આશા અસ્થાને નહિ લેખાય.

❀

**વીસનગર મહાલ પુ. મંડળની કારોબારીની ત્રિમાહી સભા**—તા. ૧૫-૧૧-૪૩ ના રોજ મળી હતી તે પ્રસંગે (૧) મંત્રી તરફથી રજૂ કરવામાં આવેલું ત્રિમાહી નિવેદન સર્વાનુમતે મંજૂર કરવામાં આવ્યું, (૨) મહાલના ગ્રંથપાલોનું સંમેલન કમાણા મુકામે નવીન શાળાનું ઉદ્‌ઘાટન થાય ત્યારે આવતા મે-જુન માસમાં રાખવાનું તથા (૩) રાજરત્ન શેઠ મહાસુખભાઇ તરફથી પ્રસિદ્ધ થયેલ પુસ્તકો—અમૃત સરિતા ભા. ૧-૨, તાલુકાનાં જે જે પુસ્તકાલયોને જોઇતા હોય તેમણે મંગાવી લેવાના ઠરાવો થયા હતા.

**સ્વ. મો. ન. અમીન સ્મારક જ્યુબિલી બાગ વાચનાલય**—વડોદરા રાજ્ય પ્રજામંડળ ગેરકાયદે સંસ્થા જાહેર થયા પછી, સદર બાગ બંધ હતો; તેથી મંડળ દ્વારા સંચાલિત સદર વાચનાલયપ્રવૃત્તિ બંધ પડી હતી. પરંતુ હવે એ બાગ ખુલ્લો થઇ જતાં એ સ્વ. મો. ન. અમીન સ્મારક જ્યુબિલીબાગ વાચનાલય ચાલુ કરવાનું મંડળે ઠરાવ્યું છે. એ માટે, આગામી ૧૯૪૪ ના વર્ષ માટેના ખર્ચને પહોંચી વળવા માટે મદદની જરૂર છે. આશા છે, વાચનપ્રચારપ્રેમી ઉદાર દાનવીર ગૃહસ્થો આ સુપ્રવૃત્તિમાં સહાયભૂત થવા પ્રેરાશે. મદદ

મોકલવા ઇચ્છનાર ગૃહસ્થે, મંત્રી, પુસ્તકાલય સ. સ. મંડળ લિ. પો. ઓ. નં. ૧૦ વડોદરાને લખવા વિનંતિ છે.



**પત્રો-માસિકો શરૂ કરવા બાબત**—જે પુસ્તકાલયો તરફથી લોકમદદ તેમ જ બજેટો તા. ૧૮-૧૨-૪૩ ની સાંજ સુધીમાં પુસ્તકાલય સ. સ. મંડળના કાર્યાલયમાં આવી ગયાં હશે તેમનાં ૧૯૪૪ ના બજેટનાં પત્રો-માસિકો તા. ૧-૧-૪૪ થી શરૂ કરાવી દેવાની મંડળ તરફથી તજવીજ થશે.



**વ. રા. પુ. મંડળ**

**પ્રમાણપત્ર માટેની પરીક્ષા**—સપ્ટેમ્બર અંકમાં પ્રસિદ્ધ થયેલ જાહેરાત નં. ૧ માં ઠરેલ પ્રમાણપત્ર માટેની પરીક્ષા જાન્યુઆરી ૧૯૪૪ ની તા. ૨૨-૨૩ મીએ લેવાવાની છે. તેને માટે નોંધાયલા ઉમેદવારોએ પરીક્ષા માટેની પોતાની તૈયારી તે પહેલાં પૂરી કરી લેવી ઘટે.

# પુસ્તકાલયોની તપાસણી

**પગારદાર** પ્રાંત પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત જણાવેલી મુદત દરમ્યાન લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલય સંસ્થાઓ તપાસી છે અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે. પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના-સમજૂત આપી છે; તેમ જ પુસ્તકાલય વગરનાં સ્થળોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છેઃ—

**૧. વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ-માહે નવેંબર માસમાં-સંખેડા મહાલનાં:**—(૧) ઝરવાણ, (૨) વાગેથા, (૩) લાછરસ, (૪) પરવેટા, (૫) વાસણા, (૬) ચીખોદ્રા, (૭) પાણેજ, (૮) સરજી, (૯) હાસિન્દ્રા, **તિલકવાડા મહાલનાં:**—(૧૦) પોયંબા, (૧૧) જેમલગઢ, (૧૨) બરેલી, (૧૩) આમરોલી; **વડોદરા મહાલનાં:**—(૧૪) કરાલી, (૧૫) સુંદરપુરા, (૧૬) ધનિયાવી, (૧૭) વડસાલા, (૧૮) વરણામા, (૧૯) ખલીપુર, (૨૦) તણખલા; કામગીરી દિન ૨૪.

**૨. મહેસાણા-અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટી. ઠાકર-માહે નવેમ્બરમાં:**—(૧) રામપુર ઊંઝા તા. સિદ્ધપુર; **વિજાપુર મહાલનાં:**—(૨) વસાઇ, (૩) ડાભલા, (૪) દેવડા, (૫) કેલીસણા, (૬) દગાવાડીઆ, (૭) વડાસણ, (૮) ટીટોદણ, (૯) પડુસમા (૧૦) ચરાડા, (૧૧) પાલડી, (૧૨) વિહાર, (૧૩) ગેરીતા, (૧૪) કોલવડા.

**૩. કરજણ મહાલ માનદ પ્રચારક રા. ઈશ્વરભાઇ નાગજીભાઈ પટેલ-માહે સપ્ટેંબરમાં:**—(૧) વેમારડી, (૨) વેમાર, (૩) કાસમપુર, (૪) કુરાલી.

**૪. ચાણસ્મા મહાલ માનદ પ્રચારક રા. કરુણાશંકર મોહનલાલ-માહે ઓકટોબરમાં:**—(૧) સુરેરા, (૨) ચડાસણા.

તપાસણી દરમ્યાન પ્રચારકે જે જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ છે.

ના. નં. ચોકસી

સહમંત્રી. વ. રા. પુ. મંડળ

# હાલ નહિ મળી શકતાં પુસ્તકો

| | |
|---|---|
| રાયચુરાની રસમસ્તી | રાયચુરા |
| રાયચુરાની રસીલી વાર્તાઓ | ,, |
| ખડી દીદી | શરદ્ચંદ્ર |
| રાજમોહન | |
| રેણુની મા | ,, |
| ઘરે બાહિરે | ટાગોર |
| નૌકા ડૂબી | ,, |
| ભારતમાં અંગ્રેજી રાજ્ય ભા. ૧-૨ | સુંદરલાલજી |
| અક્કલના ઈજારદાર . | એકાર |
| એશીઆની ભીતરમાં | જ્હોન ગંથર |
| યુરોપની ભીતરમાં | ,, |
| સત્તાવન | નગીનદાસ પારેખ |
| પુસ્તકાલયપ્રવૃત્તિ ભાષણો અને લેખો ભા. ૧ લો | |
| દિનચર્યા | બાપાલાલ વૈદ્ય |
| કુમાર વીરસેન ભા. ૨ જો | ચં. મ. ભટ્ટ |
| વ્યાપક ધર્મભાવના | ગાંધીજી |
| ત્યાગમૂર્તિ | ,, |
| યરવડાના અનુભવ | ,, |
| જીવનનો આનંદ | કાકા કાલેલકર |
| જીવતા તહેવારો | ,, |
| નામાનાં તત્ત્વો | મશરૂવાળા |
| રાષ્ટ્રભાષાનો ગુજરાતી કોશ | |
| સાર્થ જોડણીકોશ | નવજીવન કા. |
| ઊર્દૂ લિપિ શિક્ષિકા | ,, |
| મધુકર | વિનોબા ભાવે |
| ગુજરાતનો નાથ | ક. મા. મુન્શી |
| નરસૈયો ભક્ત હરિનો | ,, |
| તુલસીક્યારો | મેઘાણી |
| બિડેલાં દ્વાર | ,, |
| મહીપાળદેવ | રાયચુરા |
| સ્નેહપૂર્ણા | ,, |
| ભાઇબ્હેન | ટાગોર |
| ગાંધીજીની આત્મકથા | નવજીવન કા. |
| અમર ચરિત્ર ભા. ૪ થો | |
| અરેબિયન નાઇટ્સ | રામનંદ ચેટરજી |
| સ્ત્રી–પુરુષ–મર્યાદા | મશરૂવાળા |
| કન્યાને પત્રો | નરહરિ પરીખ |
| ઘરગથ્થુ વૈદક | પ્રસ્થાન કા. |
| સ્નેહસંભ્રમ | ક. મા. મુન્શી |
| સાવકી મા | શરદ્ચંદ્ર |
| વિપ્રદાસ | ,, |
| રવિકિરણો | ટાગોર |
| અવશેષ | ધૂમકેતુ |
| ધર્મમંથન | ગાંધીજી |
| ખરી કેળવણી | ,, |
| વર્ણવ્યવસ્થા | ,, |
| ગીતાબોધ | ,, |
| સર્વોદય | ,, |
| એક સત્ય વીરની કથા | ,, |
| રચનાત્મક કાર્યક્રમ | ,, |
| જવાહરની આત્મકથા | |
| ગીતામંથન | મશરૂવાળા |
| ગીતાધ્વનિ | ,, |
| સત્યમય જીવન | ,, |
| જગતનો આવતી કાલનો પુરુષ | રાધાકૃષ્ણન્ |
| આઝાદ હિંદુસ્તાન | નવજીવન કા. |
| નળદમયંતી | પુ. સ. સ. મંડળ લિ. |
| વૃદ્ધાવસ્થામાં તંદુરસ્તી | રવિશંકર અંજારીઆ |
| નફાકારક હુન્નરો ભા. ૧ લો | |
| ગોળાબહારની મુસાફરી | હંસાકુમારી |
| વળામણાં | જયંતિ દલાલ |
| પ્રેમનો દંભ | ટૉલ્સ્ટૉય |
| સ્ત્રી અને પુરુષ | ,, |
| નવો અવતાર ભા. ૧–૨–૩ | ,, |
| દાંડીકૂચઆલ્બમ | પ્રસ્થાન કાર્યાલય |
| અંતરની વાતો | સોપાન |
| કલાપીનો કેકારવ | |
| કાઠીઆવાડની દંતકથાઓ | અડાલજા |
| વૈદકીય કાયદાશાસ્ત્રી | બાપાલાલ વૈદ્ય |
| સોરઠી પ્રેમકથાઓ | |

# આવતા માસની કાર્યદિશા

૧ તમારા અંદાજમાં મંજૂર થયા પ્રમાણે પ્રાંત પંચાયત મદદ અને સરકાર મદદની પાવતીઓ પુસ્તકાલય ખાતા તરફ જલદી મોકલો.

૨ લોકમદદની રકમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફ મોકલો અને કાયમનિધિની રકમ જે તે સ્થળે મૂકવા તજવીજ કરો.

૩ શાળામાં જે પુસ્તકાલયો છે તે પૈકી કેટલાંક પુસ્તકોનાં કબાટની આજુબાજુ ભંગાર અને કચરો નાખી મૂકે છે અને શાળાનાં જૂનાં દફતરો ખડકી રાખે છે, તેમ પુસ્તકાલયનાં પુસ્તકોમાં ઉધેઈ લાગી પુસ્તકો ખરાબ થાય છે તે બાબત યોગ્ય સ્વચ્છતા સફાઈ રાખવા કાળજી રાખો.

૪ કસ્બા પુસ્તકાલયોમાં પણ પુસ્તકાલયની વ્યવસ્થા તરફ અને પુસ્તકોના વર્ગીકરણના કામે ગ્રંથપાલોની કેટલીક નિષ્કાળજી જણાય છે તો પુસ્તકો સુવ્યવસ્થિત રાખવા અને વિષયવાર ગોઠવવા તજવીજ કરવી.

૫ ઠરેલા ધોરણ કરતાં વાચકોને વધુ પુસ્તકો વાંચવા નહિ આપતાં થોડાં થોડાં પુસ્તકો નિયમ પ્રમાણે આપવા તજવીજ કરવી, જેથી વધારે માણસોમાં પુસ્તકનો ફેલાવો થઈ શકે.

૬ ત્રિમાહી પત્રકો જેમના તરફથી ન આવ્યાં હોય તેમણે વેળાસર મોકલી આપવાં.

૭ હજુ ભણીને ભૂલી ન જાય એ ઉદ્દેશસર શાળામાંથી ઉઠી ગયેલાં પછાત કોમનાં તથા બીજાં બાળકોની યાદી શાળા તેમ જ પુસ્તકાલયના દફતરે રાખવા ઠર્યું છે તે બાબત અમલ થવા મંત્રીઓનું અને રા. મહાલ શાળાધિકારી સા. નું ધ્યાન ખેંચવામાં આવે છે.

વડોદરા,
તા. ૯–૧૨–'૪૩ } પુ. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

મધ્યવર્તી પુસ્તકાલય                                    સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના નં. ૧૫ સને '૪૩-૪૪

# વિષય

### લોકમદદ વેળાસર મોકલવા બાબત

આથી વડોદરા રાજ્યની મદદ મેળવતાં સાર્વજનિક પુસ્તકાલયોના મંત્રીઓને વિનંતિ કરવામાં આવે છે કે તેમણે લોકમદદ તેમ જ કાયમનિધિની રકમ જે તે સ્થળે તાત્કાલિક જમા કરાવવી.

ચાલુ સાલે કેટલાંક પુસ્તકાલયોએ મોટાં દૈનિક પત્રો વાંચવા માટે મોટી રકમનાં અંદાજો બનાવ્યાં છે. પરંતુ સ્થળ, પરિસ્થિતિ અને નાણાની સવડનો વિચાર કરી જે તે અંદાજો મંજૂર થયાં છે. તેમ છતાં એમ લાગે છે કે સરકાર પંચાયતની મદદ કરતાં વધારે રકમની લોકોએ માગણી કરી છે. એટલે સને ૧૯૪૪ના જાન્યુઆરી સુધીમાં જેમની મદદ પુસ્તકાલય સ. સ. મંડળમાં આવી ગઈ હશે તેમને પોતાના અંદાજની પુરેપુરી રકમ મળશે. ત્યાર પછીની જે મદદ આવશે તેને સવડ હશે તો મદદ મળશે તે જાણવું. અંદાજપત્રો મંજૂર કરી મોકલવાનું કામ ચાલુ છે. **કેટલાંક મકાનવાળાં, અને મોટાં અંદાજવાળાં પુસ્તકાલયો અંદાજના ટકાવારીના ધોરણને ભૂલી** જઈ અંદાજો બનાવે છે અને તે મંજૂર થવા માટે દુરાગ્રહ સેવે છે. તેમને ખાસ વિનંતિ છે કે પોતાનું અંદાજ પાછું મળે તો ટકાવારીના ધોરણે બનાવી મોકલે અને પુસ્તકાલયના કામમાં સંગીન સુધારો કરી લોકમદદ પૂરેપૂરી ઉઘરાવી દફતરે જમા કરે અને તેવી મદદ ઉઘરાવી પોતાના રોજમેળે જમા છે, એવી જાહેરાત અમારા તરફ કરે, જેથી તેમનાં વર્તમાનપત્રો, સામયિકો ઠરેલા ધોરણે શરૂ કરવાની અડચણ ન આવે.

વડોદરા,
તા. ૨-૧૨-૪૩          પુ. ત્રિ. શાહ          ઉ. મો. પટેલ
                                              મદદ. વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૧૬ સને '૪૩-૪૪

# વિષય

### ઊઠી ગયેલાં બાળકોમાં વાચનપ્રચાર વધારવા બાબત

અક્ષરજ્ઞાન મેળવી પ્રજા પાછળથી નિરક્ષર ન બને અને મેળવેલું જ્ઞાન તાજું રહે એવા ખાસ હેતુથી વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો લોકો માટે સ્થપાયલાં છે.

છેલ્લાં દશ વર્ષથી ભણેલું ભૂલી ન જાય એ હેતુથી ગામડાંનાં સાર્વજનિક પુસ્તકાલયના મંત્રીઓને ગુજરાતી શાળાના મુખ્ય શિક્ષકોએ પોતાની શાળામાંથી વર્ગ ૪ અને તે ઉપરાંતનાં અભ્યાસ કરી ઊઠી ગયેલાં બાળકોની યાદીઓ પૂરી પાડવાની નીતિ ઠરાવેલી છે. છતા હજુ ઊઠી ગયેલાં બાળકોમા જોઈતો વાચનપ્રચાર થતો નથી અને તેમા મોટે ભાગે ગરીબ વિદ્યાર્થીઓ તેથી વંચિત રહે છે. આનું મુખ્ય કારણ શાળાના શિક્ષકોની અપૂર્ણ યાદીઓ અને તે પૂર્ણ કરાવી લેવાની પુસ્તકાલયના કાર્યકરોની ઢીલ એ છે.

૬

પુસ્તકાલયના કાર્યકરો શાળાશિક્ષકો અને ગામડાના આગેવાનો છે. તેમને શું આ સંસ્કારપ્રવૃત્તિ નથી ગમતી કે જેથી થોડા સરખો હાથ લંબાવવાની અચારનીતિને ભૂલી જતા લાગે છે ? આપણાં બાળુંઓ નિશાળમાં ભણીને ફરી અભણ થાય એ પુસ્તકાલયના કામ કરનારાને ઝાંખપ નથી લગાડતી ?

આવી યાદીઓ રાખવાનું ઠર્યું છે, વાચકોનું રજીસ્ટર રાખવાનું ઠર્યું છે છતાં નિરીક્ષકો જ્યારે ગામ પર જાય છે ત્યારે તેઓને તપાસ કરતાં જણાય છે કે ગ્રંથપાલ કે મંત્રી આવી હકીકત રજૂ કરી શકતા નથી અને છતાં એવાં પુસ્તકાલયનું અંદાજ બહુ મોટી રકમનું બને છે.

પુસ્તકાલયની વાચનપ્રચાર કરવાની ઘણી યોજનાઓ આપણે "પુસ્તકાલય" માસિક દ્વારા જાણીએ છીએ છતાં આપણી શાળામાં તેમાંનો મોટો ભાગ ગરીબ અને પુસ્તકાલયમાં આવતાં અચકાતો હોવાના કારણે પુસ્તકાલયથી વંચિત રહે એ તમને શોભે ખરું ?

પુસ્તકાલયપ્રવૃત્તિના સ્થાનિક કાર્યકરોએ સમગ્ર ગામની ભણેલી પ્રજાને ઉપયોગી સાહિત્ય પૂરું ન પાડે તો તે પાછળ થતો ખર્ચ નિરર્થક નિવડે.

પુસ્તકાલયપ્રવૃત્તિ દ્વારા જે સમૂહ વર્તમાનપત્ર વાંચે છે તે પણ ઘણો થોડો છે. તો ભવિષ્યમાં એનું વાચન વધે એ હેતુએ પણ ઊઠી ગયેલાં બાળકોમાં વાચનપ્રચાર વધારવાની ખાસ જરૂર છે.

જેથી તમામ પુસ્તકાલયોના મંત્રીઓને જણાવવામાં આવે છે કે ઊઠી ગયેલાં બાળકોની યાદી દરેક શાળાના મુખ્ય શિક્ષક પાસેથી અવશ્ય મેળવવી. અને તેવી યાદી ન મળે તો તે અમારી મારફત મંગાવી લેવી. અને તે બાળકોમાં વર્ષમાં બે ત્રણ વખત તેમને ગમતાં પુસ્તકોની આપ-લે કરવી.

| | | |
|---|---|---|
| વડોદરા,<br>તા. ૨-૧૨-૪૩ | પુ. ત્રિ. શાહ | ઉ. મો. પટેલ<br>મદદ. વ્યવસ્થાપક. |

---

## પુ. સ. સ. મંડળ લિ.

# જાહેરાત નં. ૧ સને ૧૯૪૩-૪૪

**વિષય : ટ્રસ્ટ ફંડોના વહીવટ અંગે મંડળે લેવાના મહેનતાણા બાબત**

પુસ્તકાલય સ. સ. મંડળ લિમિટેડે અત્યાર અગાઉ ૪૭ ટ્રસ્ટ ફંડો સ્વીકાર્યાં છે. તેના વહીવટ અંગે મંડળને દર વર્ષે પત્રવ્યવહાર કરવો પડે છે, તેમજ વ્યાજ વસૂલ મેળવી દરેક ટ્રસ્ટ ફંડના જુદા જુદા હિસાબો રાખી દર વર્ષે વાર્ષિક રિપોર્ટ સાથે પ્રસિદ્ધ કરવાનું ઠરેલું છે. વળી ટ્રસ્ટ ફંડોની સંખ્યા ઉત્તરોત્તર વધતી જાય છે. સારાસારનો વિચાર કરી મંડળના વ્યવસ્થાપક મંડળે ઠરાવ નં. ૨૨ તા. ૨૭-૧૧-૪૩ થી ઠરાવ્યું છે કે આ અગાઉ મંડળે સ્વીકારેલાં અને હવે પછી નવાં સોંપાનારાં ટ્રસ્ટ ફંડોના વાર્ષિક ચોખ્ખા ઉત્પન્નમાંથી જે તે ટ્રસ્ટ ખાતેથી મંડળના વહીવટી ખર્ચ માટે મંડળે મહેનતાણું અને ખર્ચના મળીને સવા ૭ ટકા લેવાનું નક્કી કર્યું છે. લાગતાવળગતા સૌ મંત્રી ભાઈઓએ આ બાબત નોંધ લેવા વિનંતિ છે.

| | |
|---|---|
| વડોદરા,<br>તા. ૩-૧૨-૪૩ | વા. ના. અમીન,<br>મંત્રી : પુ. સ. સ. મંડળ લિ., |

# પુસ્તકાલય

## પુસ્તક ૧૮ સું

## [ જાન્યુઆરીથી ડિસેમ્બર ૧૯૪૩ ]

## લેખોની અનુક્રમણિકા

---

# લેખકોની અનુક્રમણિકા

# સામયિક દોહન (લેખવાર)

# સામયિક દોહન (લેખકવાર)

---

# અનુક્રમણિકા

લેવા માટે તથા તેજી મંદી, વધઘટ, પાક ઉત્પન્ન અને ભવિષ્યની આગાહી મેળવવા માટે ભવિષ્યવાણી (રૂા. ૬ાા વી. પી. ૧૨ આના) જેવું એકકે પુસ્તક ગુજરાતીમાં નથી. એ એક સિદ્ધ હકીકત છે.

આવી જ રીતે બધી જ નવલકથાઓમાં મોખરે બિરાજતી તેમ જ જેને **શ્રી. કનૈયાલાલ મુન્શીએ** આવકાર આપ્યો છે તે **આમ્રપાલી** ભાગ ૧-૨ ( રૂા. ૬ વી. પી. ૧૨ આના ) જેમાં રસની જમાવટ એવી કુશળતાથી કરાઈ છે કે એકી બેઠકેજ તે પુરી કરવી ગમે એવી છે. આ બધાંજ પુસ્તકો એન. એમ. ઠક્કરની કંપનીની યશકલગી સમાં બન્યાં છે. લોકોએ એને ખૂબ વખાણ્યાં છે ને આવૃત્તિ પર આવૃત્તિ બહાર પડયે જાય છે. આ આખા સેટની કીંમત રૂા. ૩૪-૮-૦ (પેકીંગ સાથે) છે ને આ કિંમતમાં તે ઘેર બેઠાં (રેલ્વે તથા પોસ્ટેજ ખર્ચ માફથી) આખો સેટ મોકલવાની વ્યવસ્થા કરી છે. અમે અમારા વાચકોને એ વસાવી લેવાની આગ્રહભરી ભલામણ કરીએ છીએ. આ પુસ્તકો નીચેના ઠેકાણે મળે છે:—

# એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ : પબ્લીશર્સ — ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨

# મોતીભાઇ અમીન

લેખક: શ્રી. પુ. છ. શાહ, એમ. એ.

## જીવન અને કાર્ય

ગુજરાતને સેવાનાં સાચાં મૂલ્યો સમજાવનાર એ નરહેવના જીવનમાંના જાણવા જેવા પ્રસંગો એમાં આલેખાયેલા છે.

લગભગ સાતસો પૃષ્ઠના આ પુસ્તકનું **પડતરથી પણ ઓછું** મૂલ્ય રૂા. અઢી છે.

## સેંકડો પુત્રોના પિતા

" મોતીભાઇને છોકરો નહોતો. અને એમના કાકા એમને છોકરા માટે ફરી પરણાવવાનો આગ્રહ લઇ બેઠેલા. ત્યારે મોતીભાઇએ કહેલું કે, વંશવૃદ્ધિ માટે તો મારા કરતાં તમેજ પરણો; મારે તો સેંકડો છોકરા છે. અને ખરેજ, એ ગુજરાતની સેવા કરવા સેંકરો પુત્રો મૂકી ગયા છે. "

" હું ભલામણ કરું છું કે તમારાં વિદ્યાર્થીઓ માટે પુસ્તકો ખરીદનો; પણ **એમાં સૌથી પહેલું સ્વ. મોતીભાઇ અમીનનું જીવનચરિત્ર લઇ લેજો.** × × એ ગુજરાતને ગૌરવ અપાવી ગયા છે એ શિક્ષકોના આદર્શ હતા અને આ નવા થનાર શિક્ષક-શિક્ષિકા સમક્ષ આપ એ એમનું જીવન દષ્ટાંત માટે મૂકજો. " —ડૉ. હરિપ્રસાદ દેસાઇ.

**લખો—:પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.**

# અમારી એજન્સીનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| સોરઠરાણી | ગો. હા. રાયચુરા | ૧-૮-૦ |
| નગાધિરાજ | ,, | ૧-૮-૦ |
| કુળદીપક | ,, | ૧-૮-૦ |
| સોરઠપતિ | ,, | ૧-૮-૦ |
| સોમનાથની સખાતે | ,, | ૧-૮-૦ |
| નવલખ સોરઠ | ,, | ૧-૮-૦ |
| સોરઠી વીરાંગનાની વાતો | ,, | ૨-૦-૦ |
| સોરઠી લોકવાર્તાઓ | ,, | ૧-૧૨-૦ |
| કાઠિયાવાડની લોકવાર્તા ભા. ૨જો | | ૧-૮-૦ |
| દુહાની રમઝટ | રાયચુરા | ૧-૮-૦ |
| કૂચગીતો | ,, | ૦-૧૨-૦ |
| રાયચુરાની રસકથાઓ | ,, | ૧-૮-૦ |
| ગાંધીયુગની વાર્તાઓ | ,, | ૦-૧૨-૦ |
| દાળચિવડાની દશ વાર્તાઓ | ,, | ૧-૮-૦ |
| દાળચીવડાનો ડાયરો | ,, | ૧-૮-૦ |
| પ્રેમલીલા—ભાગ ૧ | ,, | ૧-૪-૦ |
| લખેશરી | ,, | ૨-૮-૦ |
| રાસમંદિર | ,, | ૧-૦-૦ |
| રસિયાના રાસ | ,, | ૧-૦-૦ |
| સોરઠને સીમાડે | ,, | ૧-૮-૦ |
| મો. ન. અમીન, જીવન અને કાર્ય | | ૨-૮-૦ |
| ગુજરાતણ ટાઇપીસ્ટ: | ગંગાબેન પટેલ | ૧-૪-૦ |
| કુમારી હેલન | રસૂલભાઈ વોરા | ૦-૨-૦ |
| જાતક કથાઓ | ચંદ્રશંકર ભટ્ટ | ૦-૧૦-૦ |
| રામસિંહ રાઠોડ | ચં. મ. ભટ્ટ | ૦-૬-૦ |
| કુમાર વીરસેન ભા. ૩ | ,, | ૦-૬-૦ |
| ક્રીસ્ટોફર કોલમ્બસ | ,, | ૦-૬-૦ |
| કથામણિ | વીમાવાળા | ૨-૮-૦ |
| ગ્રામદેવતા | મ. કા. પટેલ | ૧-૮-૦ |
| બલિદાન | આ. કા. મુનશી | ૦-૮-૦ |
| ચાંદરણાં | પ્ર. ગિ. મહેતા | ૦-૮-૦ |
| શારીરિક તંદુરસ્તી | રવિશંકર અંજારીઆ | ૧-૪-૦ |
| હરિગીત ગીતા | ,, | ૦-૮-૦ |
| જીવનસંભારણાં (શારદા મહેતા) | | ૨-૮-૦ |
| બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા.૧-૨ | | ૨-૨-૦ |
| છત્રપતિ શિવાજી | વા. મુકાદમ | ૫-૮-૦ |
| સામાજિક શૃંખલાઓ | યુવક કાર્યાલય | ૦-૮-૦ |
| રાજ્ય અને રાજકારણ | પ્રો. હરકાન્ત શુકલ | ૬-૮-૦ |
| ગજવે ઘૂમતો ગુજરાતી શબ્દકોષ | | ૧-૪-૦ |
| જવનિકા | રેખા કાર્યાલય | ૦-૧૨-૦ |
| હંસી (નાટક) | બી. પી. વૈદ્ય | ૧-૦-૦ |
| જૂની ગુજરાતી ભાષા | | ૧-૧૨-૦ |
| જાપાનની કેળવણી | | ૦-૮-૦ |

લખોઃ—

## પુસ્તકાલય સહાયક સહકારી મં. લિ.

પો. ઓ. નં. ૧૦, રાવપુરા—વડોદરા.

# ખાસ ઘટાડેલી કિંમતે આપવાનાં છે

## આ જૂજ પ્રતો સિલક છે

પાછળથી નહિ મળે માટે આજે જ મંગાવીને વસાવો.

| મૂળ કિંમત | પુસ્તકનું નામ | લેવાની કિંમત |
|---|---|---|
| રૂા. આ. | | રૂા. આ. |
| ૭– ૦ | ૮૦૦૦ ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત નામાવલી ભા. ૧ લો | ૫– ૪ |
| ૫– ૦ | ૪૦૦૦ ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત નામાવલી ભા. ૨ જો | ૩–૧૨ |
| ૩– ૦ | વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ | ૧– ૮ |
| ૦–૧૪ | કસરત અને આરોગ્ય | ૦– ૭ |
| ૧– ૧ | પ્રગતિને પંથે | ૦– ૮ |
| ૦–૧૧ | ભૂરચના | ૦– ૫ |
| ૧– ૧ | વિદ્યાશાળા | ૦– ૮ |
| ૦– ૬ | સિંહ | ૦– ૩ |
| ૦–૧૪ | આહારશાસ્ત્ર | ૦– ૭ |
| ૦–૧૩ | બાળકેળવણી | ૦– ૭ |
| ૦–૧૨ | તારાશાસ્ત્ર | ૦– ૬ |
| ૦– ૬ | રામાયણરહસ્ય | ૦– ૩ |
| ૦– ૬ | શ્રેષ્ઠ સલાહકાર ભા. ૨ જો | ૦– ૩ |
| ૦–૧૧ | મધુમક્ષિકા અને ભ્રમર | ૦– ૫ |
| ૦–૧૪ | ઉત્તર હિંદુસ્તાની સંગીતનો ઇતિહાસ | ૦– ૭ |
| ૦–૧૩ | કેટલાક રોગો—ભા. ૨ જો | ૦– ૬ |

| મૂળ કિંમત | પુસ્તકનું નામ | લેવાની કિંમત |
|---|---|---|
| રૂ. આ. | | રૂા. આ. |
| ૧– ૮ | વીર ગાર્ફીલ્ડ | ૧– ૦ |
| ૦–૧૪ | માનસશાસ્ત્રની દૃષ્ટિએ શિક્ષણકળા | ૦– ૭ |
| ૧– ૪ | રોગ અને આરોગ્ય | ૦–૧૦ |
| ૦–૧૩ | માટીનો પ્રાકૃતિક ઇતિહાસ | ૦– ૬ |
| ૦–૧૧ | શિક્ષણનો શાસ્ત્રાર્થ | ૦– ૫ |
| ૦–૧૨ | હિંદના ઇતિહાસની વાતો | ૦– ૬ |
| ૦– ૮ | હાડપિંજર | ૦– ૪ |
| ૦– ૫ | પરિમલ | ૦– ૩ |
| ૨– ૦ | ફૂલછાબ | ૦–૧૦ |
| ૧– ૦ | અ. સૌ. કુમારી | ૦–૧૦ |
| ૦–૧૦ | મદનમંદિર | ૦– ૬ |
| ૧– ૮ | વૈયાસિક ન્યાયમાળા | ૦–૧૨ |
| ૧– ૨ | મોન્ટેસોરી પદ્ધતિનો આત્મા | ૦– ૯ |
| ૦– ૫ | આર્યોની ઓળખાણ | ૦– ૨ |
| ૧–૧૨ | બુકર ટી. વૉશિંગ્ટન | ૧– ૦ |
| ૧– ૮ | બાલવિજ્ઞાન ભાગ ૩ જો | ૧– ૪ |
| ૨– ૦ | અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયો | ૧– ૦ |
| 1– 8 | Flowers of Life | 1– 0 |

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. રાવપુરા, વડોદરા**

# સોનું અને સુગંધ

શ્રી. ડુંગરશી ધરમશી સંપટ, શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇ અને રામરાજ્યના કલાનિર્દેશક શ્રી. કનુ દેસાઇ; આ રીતે સાક્ષર નવલકથાકાર અને કલાકારના સંયુક્ત સહકાર દ્વારા તૈયાર થયેલ

દામ્પત્ય જીવનની અપૂર્વ રસકથા

# જીવનસખી

**ખંડ ૧–૨–૩ સાથે**



કર્તા
શ્રી. ડુંગરશી ધરમશી સંપટ

પ્રસ્તાવના લેખક :
સાક્ષર શ્રી
રમણલાલ વસંતલાલ દેસાઈ
M. A.

કલાનિર્દેશક
શ્રી. કનુ દેસાઈ

સોલ એજન્ટ
એન. એમ. ઠક્કરની કંપની
બુકસેલર્સ પબ્લીશર્સ
૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

કિંમત : રૂા. ૪–૪–૦
વી. પી દસ આના જુદું
૯૫ જેટલાં દ્વિરંગી; ત્રિરંગી ચિત્રો
સુંદર ત્રિરંગી બોક્ષ સાથે

સંસ્કારલક્ષ્મી અને ઘરની રાણી ને મળેલા અપ્રતિમ આવકારથી પ્રેરાઈને શ્રી. ડુંગરશી ધરમશી સંપટે આ પુસ્તકની રચના કરી છે. અને તેમના પ્રસિ

સર્જન સંસ્કારલક્ષ્મીમાં જે છે તે ઘરની રાણીમાં નથી અને ઘરની રાણીમાં જે છે તે સંસ્કારલક્ષ્મીમાં નથી અને એ બન્નેમાં જે નથી તે જીવનસખીમાં છે. એવી ઢબનું આ અનોખું અને ચિત્રાંકનોથી પૂર્ણ સુંવાળું સર્જન છે. શ્રી. ડુંગરશી સંપટની લેખિની માટે બે મત નથી. ગુજરાત એમને એક સિદ્ધહસ્ત લેખક તરીકે માને છે અને આ પુસ્તકની પ્રસ્તાવનામાં ગુજરાતના પ્રસિદ્ધ નવલકથાકાર શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇએ કહ્યું છે તેમઃ— "તેમનો વિદ્યા-વ્યાસંગ બહુવિધ પ્રકારનો છે અને અર્થશાસ્ત્રના શુષ્ક



વિષયથી માંડી નવલકથાના રસમય લેખન સુધીની તેમની લેખનપ્રવૃત્તિ પ્રશસ્ત છે." આવા પ્રસિદ્ધ લેખકની આ કૃતિ હોવાથી તેની સફળતા માટે બે મત છે જ નહિ.

'જીવનસખી' એ એક રસકથા છે. એને રસકથા કહેવી કે સ્ત્રીઓ માટેની સંસારકથા કહેવી એ બન્ને સરખું જ છે. પુસ્તકને ત્રણ ખંડમાં વહેંચી નાખવામાં આવ્યું છે. પહેલા બે ખંડ વિવિધ વિષયોથી ભરપૂર છે અને તે સુન્દર, સચિત્ર સ્વરૂપમાં અપાયલા છે. ખંડ પહેલામાં અર્ધનારીશ્વર અને માતૃસ્નેહ, સ્ત્રીઓની મહત્તા, વેદ-મહાભારત અને સંસારમાં તેમનું સ્થાન વગેરેની ચર્ચા કરવામાં આવી છે. સ્ત્રી-પ્રશસ્તિનાં અનેક વચનામૃતો, સાચી ગૃહિણી બનવા જીવનસખીએ પાળવા જોઇતા નિયમો વગેરે વિષયો આ વિભાગોમાં સુન્દર અને આકર્ષક સ્વરૂપમાં આપવામાં આવ્યા છે. એ જ ખંડમાં "ઘરવૈદું" ને લગતું એક પ્રકરણ પણ આપવામાં આવ્યું છે. આપણી સ્ત્રીઓને ઘરગથ્થુ વૈદકનું જ્ઞાન પણ હોવું જરૂરનું છે અને તેઓ જો આવા જ્ઞાનથી પૂર્ણ હોય તો તેમનું પોતાનું જ નહિ પણ ઘરનાં માણસોનું, સંતાનોનું આરોગ્ય પણ સદા કાયમ જ રહેવા પામે છે. નાના પ્રકારના અનેક રોગના સરળ ઈલાજો આ ખંડમાં બતાવવામાં આવ્યા છે.

ખંડ બીજામાં ભારતની આદર્શ સન્નારીઓ જેવી કે અરુંધતી, અનસૂયા,

દમયંતી, શકુંતલા, સાવિત્રી, મૈત્રેયી, લીલાવતી, અહલ્યા, ચાંદબીબી, રાણી લક્ષ્મીબાઇ, કમળા નહેરૂ, સૌ. કસ્તુરબા વગેરેનાં પ્રેરણાત્મક જીવનચરિત્રો તેમના જીવન-સન્દેશ સાથે આપવામાં આવ્યાં છે. આ ખંડની નવીનતા શ્રી. કનુ દેસાઇનાં ચિત્રોથી ભરેલી છે. શ્રી. કનુ દેસાઇએ આ ખંડમાં આપણી સતી સાધ્વી સ્ત્રીઓનાં જીવનો એવી તો કુશળ અને આબેહુબ કલમે ચિત્રિત કર્યાં છે કે એ ખૂબ જ સજીવન ને પ્રેરક લાગે છે. આજ વિભાગમાં 'સ્ત્રી અને પુરુષ' પરનો મહાત્મા ગાંધીજીનો લેખ પણ સુંદર રીતે મૂકી દઇ આ ગ્રન્થનું મહત્ત્વ વધારી દેવામાં આવ્યું છે. આ લેખ દરેક સ્ત્રી-પુરૂષે વાંચવા જેવો છે. એમાં સ્ત્રી-પુરૂષનો સંબંધ, એકબીજા પ્રત્યેની ફરજ અને હિંદુ ધર્મમાં એનું શું સ્થાન છે તેની ઝીણવટભરી મિમાંસા કરવામાં આવી છે.

ખંડ ત્રીજો એક સળંગ કથા તરીકે આપણી આગળ રજુ થાય છે. ગુજરાતના સંખેડા જેવા વિભાગમાં આવેલા ગામથી એની શરૂઆત થાય છે અને તેનો વિસ્તાર સંયુક્ત પ્રાન્તો, પંજાબ, નેપાળ, અને વાયવ્ય સરહદ તેમ જ અફઘાનિસ્તાન સુધીના પ્રદેશ ઉપર ફરી વળે છે. પાત્રોની ગૂંથણીમાં પણ નવીનતા છે. સંન્યાસીથી માંડીને સોશ્યાલિસ્ટ અને કમ્યુનિસ્ટ પાત્રો ખેતી, જમીનદારી, નવીન કેળવણી અને સિનેમાના ધંધા સુધીના કાર્યમાં રત રહેલાં ચિતરાયેલાં છે. જૂના, વચગાળાના અને ઝડપથી ફરતા ચાલુ જમાનામાં પણ શ્રી. ડુંગરશીભાઇએ અતિ કુશળતાપૂર્વક આ વાર્તામાં ઉકેલ્યાં છે. આખી ય વાર્તામાં આર્ય સ્ત્રીઓ માટેની ઉચ્ચ ભાવના, સંયુક્ત કુટુમ્બની મધ્યમ વર્ગીય સમાજમાં વધતી જતી ગરીબાઈ એ બધા વિષયોને પ્રાધાન્ય આપી તેનો ઉકેલ પણ તેમણે 'વ્યવહારૂ બુદ્ધિથી' સૂચવ્યો છે. અને આથી જ રસભર્યો ઉદ્દેશવાળી આ વાર્તા રસભરી બની છે, એમાં જરાય શંકા નથી.



આમ 'જીવનસખી' સ્ત્રીજીવનને જ નહિ પરન્તુ સમગ્ર કુટુમ્બજીવનને સ્પર્શતું એક અનોખી ઢબનું પ્રકાશન છે. આખું ય પુસ્તક યુવાન ચિત્રકાર શ્રી. કનુ દેસાઇની કલા કારીગરીથી શણગારવામાં

આવ્યું છે. પાને પાને સુશોભનો, ત્રિરંગી, દ્વિરંગી ચિત્રો અને આકૃતિઓ મૂકવામાં આવી છે. ત્રિરંગી ચિત્રોમાં જીવનસખી, જીવનનૃત્ય, સ્નેહ અને સંવેદના, ચિત્રો ખૂબ જ કલાપૂર્ણ ભાવ બતાવે છે. દ્વિરંગી ચિત્રોમાં વટ સાવિત્રી, વીજમાની વેલડી, માતૃસ્નેહ, પ્રાચીન અને અર્વાચીન યુગલ, શ્રી આદિ ચિત્રો ખાસ આકર્ષણ ઉપજાવે એવાં છે. આખું પુસ્તક બેરંગી શાહીમાં છાપવામાં આવ્યું છે અને આપણા પુસ્તકપ્રકાશનમાં આ એક અતિ આવકારદાયક અને અનુકરણીય નવીનતા છે.

પુસ્તકની પ્રસ્તાવના પ્રસિદ્ધ નવલકથાકાર શ્રી. રમણલાલ દેસાઈએ લખી આ પુસ્તકનું મૂલ્યાંકન વધારી દીધું છે. શ્રી. રમણલાલ દેસાઈની સાહિત્યપ્રસાદીથી સારૂંય ગુજરાત પરિચિત છે: આવા વિદ્વાન લેખકની કલમથી આ પુસ્તકની પ્રસ્તાવના લખાઈ છે તે સોનામાં સુગંધ મળ્યા બરાબર છે.



શ્રી. કનુ દેસાઈ ચિત્રિત ત્રિરંગી ચિત્રેથી અને એક દ્વિરંગી ચિત્રથી ઓપતાં એ ચિત્રોવાળા આકર્ષક બોક્સમાં આ પુસ્તક મૂકવામાં આવ્યું છે. પુસ્તક રૂપ-રંગમાં બેનમૂન છે. ભેટ આપવા માટે, જ્ઞાનસંસ્કાર ખિલવવા માટે, સ્મૃતિ માટે આ પુસ્તક જેવું બીજું કોઈ વાંચન કે ભેટ નથી. પ્રસિદ્ધ પત્ર " સંદેશ " લિમિટેડનું આ પ્રથમ પ્રકાશન છે. અને તેને તૈયાર કરવામાં સંદેશના ઉપતંત્રી શ્રી. રતીલાલ સરખેજીએ જે શ્રમ લીધો છે તે સફળ થયો છે. આવા સુંદર અને ઉત્તમ પુસ્તકને વસાવવાની અમે અમારા વાંચકોને આગ્રહભરી વિનંતિ કરીએ છીએ. કિં. ૪–૪–૦ છે. વી. પી. ખર્ચ ૦–૧૦–૦ અલગ. આ પુસ્તક નીચેના સ્થળેથી મળશે:—

## અનુક્રમણિકા



### સામયિક દોહન



## ગુજરાતી પ્રકાશનસંસ્થાઓને

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત નામાવલિઓના ૨ ભાગ આ પહેલાં પ્રસિદ્ધ કરવામાં આવેલા છે, અને તેમાં ઇ. સ. ૧૯૩૨ સુધીનાં કુલ ૧૨૦૦૦ પુસ્તકોની વિષયવારી, નામવારી અને કર્તાવારી વર્ગીકૃત યાદીઓ પ્રસિદ્ધ કરવામાં આવી છે. એ જ ધારીએ સન ૧૯૩૩ થી આજ સુધીનાં પ્રકાશનોની નામાવલિનો નવીન ભાગ તૈયાર કરીને પ્રગટ કરવાની યોજના સદર મંડળે કરી છે. એ કામમાં પ્રકાશનસંસ્થાઓના સહકારની જરૂર હોઈ અને તે માટે ઇ. સ. ૧૯૩૩ થી તે ચાલુ સન ૧૯૪૩ નાં અત્યારલગીનાં જે તે પ્રકાશનસંસ્થા મારફત પ્રસિદ્ધ થયેલાં પ્રાપ્ય તેમ જ અપ્રાપ્ય પુસ્તકોની લેખક, પ્રસિદ્ધિસાલ તેમ જ કિંમત સહિતની યાદી છાપેલી વા હસ્તલિખિત સેન્ટ્રલ લાઈબ્રેરી વડોદરાને શિરનામે વડોદરા રાજ્ય પુ. મંડળ તરફ મોકલી આપવાની ગુજરાતની તમામ પ્રકાશનસંસ્થાઓને વિનંતિ કરવામાં આવે છે.

આ માસિક વડોદરામાં ' ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસ 'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે, છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫–૧૧–૪૩

નવા વરસમાં તમારી લાયબ્રેરીમાં નીચેનાં પુસ્તકો તથા માસિક વસાવી લ્યો

એક આદર્શ રાજવીના જીવનની આબેહૂબ ઝાંખી કરાવતો સુંદર ચરિત્રગ્રંથ

# શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ

૮૦૦ પાનાના દળદાર — ભાગ ૧–૨ — મૂલ્ય બન્ને ભાગના રૂ., ૩-૧૨-૦

કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજના બાલ્યકાળથી અવસાન પર્યન્તના વિવિધ પ્રસંગો જાણવા, આ ગ્રંથમણિ તમારે વસાવવો જ રહ્યો.

સંખ્યાબંધ ફોટા–ચિત્રો અને આર્ટ પ્લેટોના સુશોભન સહિત

૨૦ વર્ષથી સ્ત્રીઉપયોગી વિષયોને રજૂ કરતું ગુજરાતનું અજોડ માસિક પત્ર

# ગુણસુન્દરી

સ્ત્રી–ઉપયોગી વિષયોના ખાસ મનનીય લેખો, જાણીતા કવિઓના રસભર્યા રાસ, જાણીતા લેખકોની સુંદર ટૂંકી વાર્તાઓ, સ્ત્રીજગતના સમાચારો, બાલકો માટે બાલવિભાગ

તંત્રી : શ્રી. જયવતી દેસાઈ

વાર્ષિક લવાજમ : હિંદમાં રૂા. ૪।। : પરદેશ શિલિંગ ૧૦

ગ્રાહક ન થયા હો તો આજે જ લવાજમ મોકલી નામ નોંધાવો

વ્યવસ્થાપક, "ગુણસુન્દરી", C/o લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

ગુજરાત અને એના સીમાપ્રાંતોના પરમારો અને ચૌહાણોના વીરતા અને નેક–ટેકના ઇતિહાસનું મૂર્ત સ્વરૂપ હૂબહૂ રીતે રજૂ કરતો વાર્તાનો અનોખો ઐતિહાસિક ગ્રંથ

## પરમાર ધારાવર્ષાદેવ

ભાગ ૧–૨ ] 卐 [ મૂલ્ય રૂ. ૮)

## બુલહઠબંકા દેવડા

ભાગ ૧–૨ — મૂલ્ય રૂ ૬।।

આ ઐતિહાસિક નવલને દરેક પુસ્તકાલયે વસાવવી જ પડશે.

હિંદી રાષ્ટ્રીય મહાસભાનો ઇતિહાસ જાણવા માટે વસાવો

## મહાસભાનો ઇતિહાસ

ભાગ ૧–૨–૩

મૂલ્ય ત્રણે ભાગના રૂા ૧૧)

ગુજરાતના બે મહાનગરો

## વડોદરા અને સુરત

મૂલ્ય ૦–૮–૦ — ભા. ૧–૨ મૂલ્ય રૂ. ૧)

બાળકો અને મોટેરાને આ બે મહાનગરોનો પરિચય રસમય શૈલીએ આપે છે.

મંગાવવા માટે આજેજ લખો: લુહાણામિત્ર પ્રિ. પ્રેસ–રાવપુરા, વડોદરા.

છેલ્લાં ૩૨ વર્ષથી શિષ્ટ અને ઉપયોગી સાહિત્ય પૂરું પાડી રહેલી

# વિવિધ ગ્રંથમાળા

સંવત ૨૦૦૦  ભિક્ષુ અખંડાનંદે સ્થાપેલી  વર્ષ ૩૩ મું

વાર્ષિક લવાજમ રૂ. ૫)

ટપાલખર્ચ માફ

✠

લડાઈના આ પાંચમા વર્ષમાં કાગળો, પૂંઠાં, છીંટ, શાહી ઇ૰ ની છ થી આઠ ગણી મોંઘવારી હોવા છતાં વાર્ષિક લવાજમમાં વધારો કર્યો નથી.

✠

**સંવત ૨૦૦૦ માં**

**નીચેનાં પુસ્તકો પ્રકટ થશે**

૧ ઉપનિષદો–બે ભાગમાં
૨ આર્યોના સંસ્કાર
૩ મહાત્મા કબીરનાં આધ્યાત્મિક પદો
૪ જ્યોતિર્વિદ ક. હરેની વાતો
૫ અખંડવાણી
૬ સંવત ૨૦૦૧નું પંચાંગ

ઉપરનાં પુસ્તકોમાં કાંઈ કારણસર ફેરફાર કરવાની વ્યવસ્થાપકોને છૂટ છે.

✠

વરસે દિવસે કદ ઇંચ ૫॥" × ૭॥"નાં ૨૦૦૦ પાનાંનું વાચન ચારથી છ પુસ્તકોમાં મળીને ઘેર બેઠાં અપાય છે.

---

આ લીટીમાં છે તેવા

મોટા અક્ષરોમાં

કદ ૭॥×૧૦, પાન ૫૨૦૦
કાપડી પાકાં પૂંઠાં
અનેક ચિત્રો
મજબૂત જેકેટ

✠

૧–આદિ ને સભાપર્વ
૨–વન ને વિરાટપર્વ
૩–ઉદ્યોગ ને ભીષ્મપર્વ
૪–દ્રોણપર્વ
૫–કર્ણ,શલ્ય,સૌપ્તિક, સ્ત્રીપર્વ
૬–શાંતિપર્વ
૭–અનુશાસન, આશ્વમેધિક, આશ્રમવાસિક, મૌસલ; મહાપ્રસ્થાનિક ને સ્વર્ગારોહણપર્વ

## મહાભારત

એટલે

## પુસ્તકોનો રાજા

✠

મ૰ ગાંધીજી કહે છે કે,

"મહાભારતને અમૂલ્ય રત્નોની એકાદ અખૂટ ખાણ સાથે જ સરખાવી શકાય; એ ખાણને જેમ જેમ વધુ ઊંડી ખોદીએ છીએ તેમ તેમ તેમાંથી વધારે કીમતી જવાહિરો નીકળે છે."

## સસ્તું સાહિત્ય

નું અદ્ભુત સાહસ!!!
દળદાર ૭ ભાગમાં
સંપૂર્ણ સેટ. મૂલ્ય માત્ર
રૂપિયા ૪૫)

✠

ભિક્ષુ અખંડાનંદની
ગુજરાતને ભેટ

જે જ્ઞાન અને વિનોદ સેંકડો પુસ્તકોમાંથી પણ નથી મળતાં, તે જ્ઞાન ને વિનોદ વીર, શૃંગાર, ભક્તિ તેમજ હાસ્યરસથી ભરપૂર એકલા મહાભારતમાંથી મળે છે.

---

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—ભદ્ર પાસે, અમદાવાદ ને કાલબાદેવી–મુંબઈ

# સસ્તા મૂલ્યે પુસ્તકો મેળવવાની યોજના

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી સ્વામી અખંડાનંદજીના સ્મરણાર્થે લાયબ્રેરીની યોજના ગયા ડિસેંબર માસમાં જાહેર કરેલી. તેમાં આપવાના જાહેર કર્યા ઉપરાંતના સેટો અપાઇ ગયા છે. આમ છતાં હજી પણ વાચકવર્ગ તરફથી ઘણી માગણી આવ્યા કરે છે. તેથી તે ગ્રાહકોને નીચેનાં ૬૫ પુસ્તકો જેની છાપેલી કિંમત રૂા. ૧૩૯-૦-૦ છે, તે માત્ર રૂા. ૧૦૦)માં આપવાનું ઠરાવ્યું છે. પુસ્તકો રેલ્વે પારસલથી મોકલાશે અને પેકિંગ તથા મુકાદમીનું ખર્ચ લેવાશે નહિ. રેલ્વે ખર્ચ મંગાવનારે ભરવાનું છે.

| પુસ્તકનું નામ | મૂલ્ય |
|---|---|
| યોગવાસિષ્ઠ રામાયણ-૪ ગ્રંથો | ૧૨-૦-૦ |
| માનસ રામાયણ-૨ ગ્રંથમાં | ૫-૪-૦ |
| ભગવતી ભાગવત ... ... | ૬-૦-૦ |
| દત્ત-પરશુરામ-વેદાંતનો ઉત્તમ ગ્રંથ | ૨-૦-૦ |
| પાતંજલ યોગસૂત્ર-ટીકા સાથે | ૧-૦-૦ |
| તુકારામ ગાથા-ગ્રંથ ૧ લો | ૨-૪-૦ |
| ,, ,, -ગ્રંથ ૨ જો | ૨-૮-૦ |
| રામતીર્થનાં વ્યાખ્યાનો (૧) | ૨-૮-૦ |
| ,, -ઉપદેશો (૩) | ૨-૮-૦ |
| ,, -ચરિત્ર (૪) | ૩-૦-૦ |
| વિવેકાનંદના ઉપદેશો (૪-૫) | ૨-૪-૦ |
| ,, -ભક્તિયોગ (૮) | ૧-૮-૦ |
| ,, -ચરિત્ર (૯) | ૩-૦-૦ |
| ,, રાજયોગ ને જ્ઞાનયોગ(૧૦-૧૧) | ૨-૦-૦ |
| આખ્યાનમાળા-ગ્રંથ ૧ લો | ૨-૪-૦ |
| ,, ,, ગ્રંથ ૨ જો | ૨-૦-૦ |
| વૈદિક વિનય-૩૬૦ વૈદિક પ્રાર્થનાઓ | ૩-૧૨-૦ |
| મહાભારત મંજરી ... ... | ૩-૦-૦ |
| સંસારમાં સ્વર્ગ-આવૃત્તિ ૫મી | ૨-૦-૦ |
| સાચું સ્વર્ગ- ,, ૩જી | ૨-૦-૦ |
| સ્વર્ગનું વિમાન ,, ૫મી | ૨-૦-૦ |
| સ્વર્ગની કૂંચી ,, ૫મી | ૨-૦-૦ |
| સ્વર્ગનો પ્રકાશ ,, ૨જી | ૨-૦-૦ |
| સ્વર્ગની જિંદગી ,, ૩જી | ૨-૦-૦ |
| સ્વર્ગનો ખજાનો ,, ૪થી | ૨-૦-૦ |
| સ્વર્ગનો આનંદ- ,, ૨જી | ૨-૦-૦ |
| સ્વર્ગની સીડી- ,, ૨જી | ૨-૦-૦ |
| સ્વર્ગની સડક- ,, ૨જી | ૨-૦-૦ |
| ગામડિયા નરદેવો-પઢિયારકૃત | ૧-૬-૦ |
| હૃદયતરંગ ને બ્રાહ્મણની ગૌ | ૧-૦-૦ |
| પ્રીતમદાસની વાણી ... ... | ૨-૮-૦ |

| | |
|---|---|
| બુદ્ધચરિત્ર ને અન્ય સંતપુરુષો | ૨-૦-૦ |
| રામકૃષ્ણ પરમહંસ-ચરિત્ર | ૨-૮-૦ |
| સંત તુકારામ-વિસ્તૃત ચરિત્ર | ૨-૮-૦ |
| ચૈતન્યમહાપ્રભુ-વિસ્તૃત ચરિત્ર | ૬-૮-૦ |
| જ્ઞાનેશ્વર મહા૦-સંત એકનાથ | ૨-૮-૦ |
| સ્વામી બ્રહ્માનંદ ને શિવાનંદ | ૨-૬-૦ |
| શ્રીરામચંદ્ર ને નાગ મહાશય | ૧-૦-૦ |
| મ૦ મંગળદાસ તથા જાનકીદાસ | ૦-૧૦-૦ |
| ભક્તચરિત્ર-૨૯ ચરિત્રો | ૧-૮-૦ |
| આદર્શ ચરિત્રસંગ્રહ-૨ જો | ૨-૮-૦ |
| સંસારમાં સુખ ક્યાં છે? | ૧-૦-૦ |
| દાસબોધ | ૨-૦-૦ |
| મુસ્લીમ મહાત્માઓ | ૨-૪-૦ |
| કચ્છની લોકવાતો | ૨-૦-૦ |
| આગળ ધસો-પ્રેરક ગ્રંથ | ૨-૮-૦ |
| આદર્શ દૃષ્ટાંતમાળા-૧ લો | ૨-૦-૦ |
| ,, ,, -૨ જો | ૨-૦-૦ |
| કતલખાનું-મહાન ગ્રંથ ... | ૨-૪-૦ |
| શુભસંગ્રહ-ભાગ ૨ જો ... | ૨-૮-૦ |
| ,, -ભાગ ૯ મો ... | ૨-૮-૦ |
| બાળકોની વાતો-ભાગ ૨ જો | ૦-૮-૦ |
| ભારતના વીર પુરુષો-ચરિત્રો | ૧-૪-૦ |
| વિષ્ણુની વાટે ને રામા૦ રત્ન૦ | ૦-૪-૦ |
| સુબોધ પુષ્પવાટિકા ... ... | ૦-૫-૦ |
| ઉપદેશસારસંગ્રહ ... ... | ૧-૦-૦ |
| ટૂંકી વાર્તાઓ-(૧ લો) ... | ૨-૮-૦ |
| ,, ,, -(૨ જો) ... | ૧-૮-૦ |
| ,, ,, -(૬ ઠ્ઠો) ... | ૨-૦-૦ |
| મૂળ પંચરત્નગીતા ... | ૧-૦-૦ |
| મૂળ મૂળ ગીતા-બોર્ડ પટ્ટી | ૦-૧૦-૦ |
| ગીતા માત્ર ગુજ૦ ભાષાંતર | ૦-૪-૦ |
| જ્ઞાનપટ, સોપાનપટ ને મોક્ષબાજી | ૦-૧-૦ |
| કુલ રૂા | ૧૩૯-૦-૦ |

નોંધઃ—ઉપર પ્રમાણે રૂા. ૧૩૯-૦-૦ નાં ૬૫ પુસ્તકોનો સેટ માત્ર રૂા. ૧૦૦)માં મળશે.

આ ૬૫ પુસ્તકો દ્વારા એકંદર ૩૩૫૫૨ પાનનું વાચન મળે છે, અને તેનું વજન લગભગ ૮૪ રતલ થાય છે. આજે તો આટલા રૂપિયામાં આટલા કોરા કાગળ પણ નથી મળતા!!

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** } ઠે. ભદ્ર, રેશન્સ કોર્ટ પાસે, અમદાવાદ<br>કાલબાદેવી રોડ, દાણી બિલ્ડિંગ, મુંબઇ-૨

# નવજીવન કાર્યાલયનાં અવશ્ય વસાવવા જેવાં પુસ્તકો

**સ્વદેશી સમાજ :** કવિવર રવીન્દ્રનાથ ઠાકુર 0–8

મૂળ બંગાળી ઉપરથી શ્રી. નગીનદાસ પારેખે આ અનુવાદ કરેલો છે. બંગાળામાં ૧૯૦૫ થી ૧૯૧૦ દરમ્યાનનાં વર્ષોમાં જે સ્વદેશી હિલચાલ શરૂ થઈ હતી, તે સમયની પરિસ્થિતિને સ્પર્શતા આ લેખો છે.

**જાતે મજૂરી કરનારાઓને :** 0–

જાતમહેનતનું મહત્ત્વ ને ગૌરવ દર્શાવતા ટૉલ્સ્ટૉયના ઉદ્બોધક નિબંધનો અનુવાદ. ખેડૂતો અને મજૂરોના ઉદ્ધારનો મહર્ષિ ટૉલ્સ્ટૉયે બતાવેલો માર્ગ આ નાનકડા નિબંધમાંથી મળી રહે છે.

**જીવનશોધન** : શ્રી. કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા 1– 4–

**કેળવણીના પાયા :** " " " 1– 0–

**ઉધઈનું જીવન,** : સુપ્રસિદ્ધ લેખક મોરીસ મેટરલીંકના 0–10–

The White Ant નામના બોધક પુસ્તકનો અનુવાદ.

**બાપુ** : શ્રી ઘનશ્યામદાસ બીરલાના 0–10–

મૂળ હિંદી પુસ્તકનો ગુજરાતી અનુવાદ. ગાંધીજીના જીવનની મીમાંસા કરતું મનનીય પુસ્તક.

**સો ટકા સ્વદેશી :** ગાંધીજી 1– 4–

સ્વદેશી તથા ખાદી અને ગ્રામોદ્યોગની મીમાંસા કરતા લેખોનો સંગ્રહ.

**શ્રીમદ્ ભાગવત :** શ્રીમદ્ ભાગવત મહાપુરાણનો છાયાનુવાદ 1–8–

**આપણો આર્થિક પ્રશ્ન :** શ્રી. છગનલાલ જોશી 1–0–

હિંદની વિકટ આર્થિક પરિસ્થિતિ રજૂ કરી તેના ઉકેલનો માર્ગ દર્શાવતું પુસ્તક.

**મારી વ્યાપક કેળવણી :** અનુ: ચંદુભાઈ શ. પટેલ 1–4–

બૂકર ટી વૉશિંગ્ટનની 'My Larger Education' નામની બોધક અને રસપૂર્ણ આત્મકથાનો અનુવાદ.

**ટૉલ્સ્ટૉય અને શિક્ષણ :** અનુવાદક: પાંડુરંગ વિઠ્ઠલ વળામે 0– 8–

ટૉલ્સ્ટૉયના કેળવણી વિષેના વિચારો અને અનુભવ નો સંગ્રહ.

**હિંદુ જીવનદર્શન** : સર્વપલ્લી રાધાકૃષ્ણન્ 0–10–

The Hindu View of Life નો અનુવાદ.

**ગામગોષ્ઠી** : લેખકો—વિઠ્ઠલદાસ કોઠારી, રાવજીભાઈ ના. પટેલ 0–6–

ગામડાના પ્રશ્નોની સંવાદરૂપે ચર્ચા, તથા ખેડૂત ઉપયોગી ત્રણ કાયદાઓની સંવાદરૂપે સમજૂતી.

**મારું ગામડું** : બબલભાઈ મહેતા 0–10–

આ પુસ્તકમાં એક નિષ્ઠાવાન ગ્રામસેવકે ગામડાના વસવાટ દરમ્યાન પોતાને મળેલા કડવા મીઠા અનુભવોનો આબેહૂબ ચિતાર આપ્યો છે.... તે ઉપરાંત એમાં ગ્રામજીવનને સ્પર્શતા આર્થિક તેમ જ સામાજિક પ્રશ્નોની છણાવટ કરી તેના ઉકેલની દિશા પણ બતાવી છે.

**પુસ્તકાલય સ. સં. મંડળ લિ.** પો. બો. નં. ૧૦, રાવપુરા વડોદરા

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૧૮ મું નવેમ્બર-૧૯૪૩ અંક ૧૧ મો

## આગામી સાહિત્ય પરિષદ સંમેલન

—તંત્રીસ્થાનેથી

**ગુજરાતી** સાહિત્ય પરિષદનું પંદરમું સંમેલન વડોદરા મુકામે શ્રીમંત સરકારના આમંત્રણથી ડિસેમ્બર માસની તા. ૨૫, ૨૬, ૨૭ ના રોજ મળનાર છે.

એના પ્રમુખસ્થાને ગુજરાતના પ્રથમ સ્ત્રીગ્રેજ્યુએટ અને સેવાભાવી સન્નારી વિદુષી શ્રી. વિદ્યાબ્હેન નીલકંઠની વરણી થઇ છે તેને અમે સહર્ષ આવકારીએ છીએ.

લેડી વિદ્યાબ્હેન ગુજરાતનાં એક અગ્રગણ્ય સમાજસેવાદક્ષ અને કુશળતાપૂર્વક દોરવણી આપી શકે તેવું વ્યક્તિત્વ ધરાવતાં હોઇને આ ક્ષેત્રની તેમની અનેકવિધ સેવાઓ ગુજરાતી સાહિત્યમાં રસ ધરાવનાર કોઈથી પણ ભાગ્યે જ અજાણ હશે એમની અનેકવિધ સેવાઓની ભક્તિભાવનાના પ્રતીકરૂપે તેમની પચાસ વર્ષની યાદગીરી અંગે મણિમહોત્સવ અંક અર્પણ કરાયો હતો. ઉપરાંત, ગુજરાતના સાહિત્યની, લગભગ છેલ્લાં એક સૈકાથી સેવા બજાવતી સંસ્થા–ગુજરાત વર્નાકયુલર સોસાઇટિના અધિકારપદે રહ્યાં રહ્યાં તેમણે બજાવેલી ગુર્જર ગિરાની સેવા ચિરસ્મરણીય છે.

એવાં સેવાના વ્રતને વરેલાં શ્રી. વિદ્યાબ્હેનને ગુજરાતી સાહિત્ય પરિષદના આગામી સંમેલનપ્રસંગે પ્રમુખ તરીકે સ્વીકારીને–પરિષદ તેમની આ વરણી કરીને–ગિરા ગુર્જરીની તેમણે કરેલી સેવાનો યત્કિંચિત્ ઋણભાર હળવો કરવા ભાગ્યશાળી થશે.

અમે શ્રી. વિદ્યાબ્હેનની પ્રમુખ તરીકેની વરણીને સહર્ષ વધાવી લઇએ છીએ.

પરિષદના સંમેલનની કાર્યવાહીના ત્રણ વિભાગ રખાયા છે, જેમાં (૧) સાહિત્ય વિભાગ, ( ૨ ) કલા વિભાગ અને ( ૩ ) વિજ્ઞાન વિભાગ.

આ સંમેલન અંગે બીજા પણ હર્ષદાયક સમાચાર મળ્યા છે. અને તે છે શ્રી. ધૂમકેતુની સાહિત્ય વિભાગના પ્રમુખ તરીકેની પસંદગીના.

આપણા સાહિત્યકારોમાં આમજનતાને માટે લખનારા ગણ્યાગાંઠ્યા લેખકોમાં શ્રી. ધૂમકેતુ અગ્રસ્થાને છે. પરિષદ વિદ્દદ્ભોગ્ય અને અભ્યસનીય સાહિત્ય પ્રકટ કરે છે, પરંતુ જે જનતાની સેવા અર્થે આ પરિષદનું અસ્તિત્વ હોવું જોઇએ તે ગામડ

વસતી આમજનતાના ખરનું સાહિત્ય તેના તરફથી મળતું નથી એ ખરેજ, જનતાનું દુર્ભાગ્ય છે. પરંતુ એ દુર્ભાગ્યમાં પણ ક્વચિત્ ક્વચિત્ શ્રી. ધૂમકેતુ જેવા સર્જકો આ જનતાને પણ વાચનીય સાહિત્ય–એ જનતાના ખરનું સાહિત્ય આપે છે ત્યારે આપણને સહજ એમ થઇ આવે છે કે, એ વર્ગને માટે સર્જન કરનાર સહાનુભાવી લેખકો છે ખરા. અને એ આમજનતાના લેખક, જ્યારે પરિષદના સાહિત્ય વિભાગના પ્રમુખ તરીકે સ્વીકારાયા છે ત્યારે આપણા લેખકો તેમની પાસેથી એને ખરના સાહિત્ય અંગેની કાર્યદિશાની અપેક્ષા જરૂર સેવશે.

જનતાના લેખક શ્રી. ધૂમકેતુની થયેલી આ પસંદગીને પણ અમે વધાવી લઇએ છીએ. અને તેઓની રાહબરી નીચે આપણા આમવર્ગના સાહિત્યસર્જન અંગેની નવીન દિશા આપણા લેખકો મેળવશે તો જનતાની સાહિત્ય પ્રત્યેની અભિરુચિને વિશેષ વેગ મળશે.

અને કલાવિભાગના પ્રમુખ તરીકે આપણાં પુસ્તકોનાં વેષ્ટનચિત્રોથી તેમ જ તેમની વિવિધ ચિત્રકલાથી ગુજરાતભરમાં–દેશભરમાં–આંતરરાષ્ટ્રીય–ખ્યાતિ પામેલા શ્રી. કનુ દેસાઈની વરણી પણ સુયોગ્ય જ થઈ છે, એ માટે બે મત છે જ નહિ.

સંમેલનનાં પ્રમુખશ્રી અને ઉપર્યુક્ત વિભાગીય પ્રમુખોની યોગ્ય વરણીથી પરિષદનું આગામી સંમેલન જરૂર સફળ નીવડશે અને ગુર્જરનરેશના પાટનગરમાં પરિષદ સાહિત્ય, કલા અને સંસ્કારની ત્રિવેણીનો સુભગ સુમેળ પામી સારી પ્રગતિ સાધશે એ આશા અસ્થાને નહિ જ લેખાય.

# મારી અવગણના કરશો નહિ

હું પુસ્તકાલય છું. મને ન અવગણશો, જો મને અવગણશો તો કદાચ દુનિયામાં તમારી જ અવગણના થશે.

મેં મારા પેટાળમાં ઉષ્માભર્યો જ્ઞાનાગ્નિ સંઘર્યો છે. મારા એ જ્ઞાનાગ્નિએ કેટલાય સત્પુરુષોના પથને અજવાળ્યા છે. અરે, તમે તો કદાચ નાના માણસ હશો, કદાચ સાધારણ માણસ હશો. પણ તમારામાંના નરોત્તમોનું–નરપુંગવોનું જીવન, તેમના જ એકલાના ભલા માટે નહિ, બલ્કે સારા વિશ્વના ભલા માટે–મારા ગ્રંથોએ બિલકુલ પલટી નાખ્યું છે, પલટી જાણ્યું છે. કેટલાયને ખરે ટાણે લાલ બત્તી ધરીને નુકસાન વેઠતાં અટકાવ્યા છે. છતાં ય, તમે મારો લાભ ન ઉઠાવો, મારા પ્રત્યે સૂગ રાખો, દંભ રાખો–તો પછી તો ' यादृशा भावना पतादृशम् फलम् ' જેવી ભાવના તેવું ફળ !

હું જ મારા ગુણ શા માટે ગાઉં ?

હું તો માત્ર એટલું જ કહીશ કે સાધારણ માણસથી માંડીને સત્પુરુષ સુધી કોઇએ મને અવગણ્યું નથી. તમારા પૂજ્ય પુરુષોએ તો ઊલટાનું મને પૂજ્યું છે.

—હિંમતલાલ પટેલ

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

ગાંધીજી સંબંધી અત્યાર સુધી પ્રગટ થયેલાં અગર થવાનાં પુસ્તકો પૈકી, હિંદમાં અને કદાચ ઇંગ્લંડ અને અમેરિકામાં ઑક્સફર્ડ યુનિવર્સિટી તરફથી પ્રગટ થવાનું પુસ્તક 'ધી માઇન્ડ ઑફ મહાત્મા ગાંધી' ( The Mind of Mahatma Gandhi ) અતિ અગત્યનું ગણાશે. વર્ષોથી ગાંધીજીનાં લખાણોનો સંગ્રહ તથા તેનું વર્ગીકરણ કરનાર શ્રી. આર. કે. પ્રભુ તેના સંગ્રાહક છે. તેના જ પુસ્તક 'ક્વિટ ઇન્ડિયા' (Quit India) એ દેશભરમાં ચકચાર જગાવી હતી. આ પુસ્તકમાં, એક જ ગ્રંથમાં, ગાંધીજીના તત્ત્વજ્ઞાનનો નીચોડ તથા મનુષ્યજીવનના અંતિમ ધ્યેય સંબંધી તેમના વિચારો સંગ્રહયેલા છે. આ ગ્રંથમાં સત્ય તથા દયા માટેની તેમની ચિંતા, મનુષ્યજાતિ માટેનો તેમનો પ્રેમ અને તેમની નમ્રતા બધું એકી સાથે મળી આવે છે. એક મિત્રને આ પુસ્તકોનાં પ્રૂફ વાંચવાનો લાભ મળ્યો હતો. તેના મત પ્રમાણે આ પુસ્તકની આ યુગના તત્ત્વજ્ઞાનનાં મહાન પુસ્તકોમાં ગણતરી થશે અને જેવી રીતે ૩૦ વર્ષ પહેલાં ટાગોરની ગીતાંજલિનું પ્રકાશન એક મહત્ત્વનો બનાવ ગણાયો હતો તેવી જ રીતે આ પ્રકાશન પણ ગણાવા સંભવ છે.



પ્રસિદ્ધ વ્યક્તિત્વ ધરાવતા ફાધર એલ્વિનના નામથી ભાગ્યે જ કોઇ અપરિચિત હશે. તેણે હિંદને પોતાની માતૃભૂમિ બનાવેલ છે એટલું જ નહિ પરંતુ તેણે મધ્ય હિંદના મૂળ રહેવાસી સાથે લગ્ન પણ કર્યાં છે. તેણે જે જાતિ વિષે સંશોધનકાર્ય કરેલ છે તેના સંબંધી અનેક પુસ્તકો લખ્યાં છે એટલું જ નહિ પરંતુ તેમના જીવનના આકર્ષક પ્રસંગોની ફિલ્મ પણ ઉતારેલ છે. તેના 'ભૂમિજન સેવામંડળ'ના બુલેટીનમાંથી તેની તથા તેના મિત્ર શામરાવ હિમલેની અનેક પ્રવૃત્તિઓની આપણને જાણ થાય છે. ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસે આદિવાસી સબંધી એક પેમ્ફલેટ પ્રગટ કર્યું છે એટલું જ નહિ પરંતુ તાતા આયર્ન અને સ્ટીલ કંપનીની મદદ વડે 'ધી એગેરિયા' ( The Agaria ) નામક પુસ્તક પણ પ્રગટ કર્યું છે. આ પુસ્તકનું સારું વેચાણ થયું છે, એટલું જ નહિ પરંતુ તેથી મધ્ય પ્રાંતના આદિવાસી ગરીબ લુહારોને આર્થિક ફાયદો પણ થયો છે.



મહાસભા તરફથી ચીન મોકલાયેલ વૈદ્યકીય મિશનના એક સભ્ય ડૉ. બી. કે. બસુના કહેવા મુજબ ચીનમાં કવિવર ટાગોર ખૂબ લોકપ્રિય છે. તેમનાં ઘણાંખરાં પુસ્તકોનું ચીની ભાષાંતર કરવામાં આવ્યું છે. તેમના મૃત્યુ પ્રત્યે સમગ્ર ચીનના સાહિત્યકારોએ શોક દર્શાવ્યો હતો, અને ઘણી સ્મારક સભાઓ ભરવામાં આવી હતી. પં. જવાહરલાલ નહેરૂની આત્મકથાનું પણ ચીની ભાષામાં ભાષાંતર કરવામાં આવ્યું છે, અને ચીનની રાજકીય વિચારપ્રણાલિ પર તેણે ઠીક અસર કરી છે.



'આઇ ઇન્ડિયા,' તથા 'આઇ અમેરિકા'થી અમેરિકામાં પ્રસિદ્ધિ પામેલા હિંદી

લેખક શ્રી. કૃષ્ણલાલ શ્રીધરાણી અર્વાચીન હિંદની પ્રથમ નવલકથા ન્યુયોર્કમાં લખશે તેના ખબર મળ્યા છે. પુસ્તકનું નામ હજુ જણાવાયું નથી.



મુંબઇમાં ઇસ્લામીક સોસાયટીના આશરા હેઠળ તાજેતરમાં એક ઉર્દૂ સાહિત્યપરિષદ ભરવામાં આવી હતી, જેમાં ઠીક પ્રમાણમાં હાજરી હતી. પ્રસિદ્ધ ઉર્દૂકવિ મોહરુલ કાદરીએ પોતાના ભાષણમાં, ઉર્દૂમાં અપભ્રંશ દાખલ કરવા માટે, સખત નાપસંદગી દર્શાવી હતી.



યુદ્ધના સમયમાં ચીનમાં પ્રગટ થતાં પુસ્તકો તથા સામયિકો વિષે ૧૧ મી ઑગસ્ટના 'ચાઇના ઇન્ફર્મેશન બુલેટીન નં. ૬૧'માં વિગતો પૂરી પાડવામાં આવી છે. મુદ્રણની મુશ્કેલી, કાગળના ઉંચા ભાવ તથા દુશ્મનો તરફથી વારંવાર થતા બોમ્બમારાને અંગે થતો નાશ–આ બાબતોની પ્રકાશનો પર અસર થયા સિવાય રહે નહિ. આ મુશ્કેલીઓ છતાં, શાંતિના સમય કરતાં ગયા વર્ષમાં વધારે પ્રકાશનો થયાં તે પુસ્તકોની આવશ્યક્તા વિષે ચીનની સરકારનું વલણ બતાવે છે. બુલેટીન જણાવે છે કે ૧૯૪૨ માં મુક્તચીનમાં દરરોજ સરેરાશ વીસ નવાં પુસ્તકો અથવા માસિકો પ્રગટ થતાં હતાં.



લંડનની ટાગોર સોસાયટીની કારોબારીએ અમેરિકામાં શાખા ખોલવાનો નિર્ણય કર્યો છે. આ હિલચાલને મિસિસ પર્લ. એસ. બક, લુઇ બ્રુમફીલ્ડ, રિચર્ડ વોલેસ અને મિસિસ એડવર્ડ વેસ્ટન તરફથી ટેકો મળી રહ્યો છે. રવીન્દ્રનાથ ટાગોરની પ્રસિદ્ધ નવલકથા 'ગોરા'ની ફિલ્મ ઉતારવા માટે પણ વાટાઘાટો ચાલી રહી છે. તેની એક કરતાં વધારે નવલકથાને ફિલ્મમાં ઉતારી શકાય તેમ છે. ખાસ કરીને 'ધી રેક' માટે આ સંભવ ઘણો વધારે છે.



ઇંદોરના આગેવાન વકીલ તથા સામાજિક કાર્યકર સ્વ. વામન ગણેશ પંત વૈદ્યના સંતાનો તરફથી, હવે પછી જાહેર કરવામાં આવનાર વિષય પર મરાઠી પુસ્તકના દાથલખાણ માટે વાર્ષિક રૂા. ૧૦૦) આપવાનું હોલ્કર રાજ્યની વર્તમાનપત્રો જોગ બહાર પાડેલ યાદીમાં જણાવવામાં આવ્યું છે. ઇનામી હસ્તલખાણ સ્થાનિક મહારાષ્ટ્ર સાહિત્ય સભાના સહકારથી બહાર પાડવામાં આવશે. ચાલુ વર્ષની હરિદ્વારમાં મરાઠી રંગભૂમિની શતવર્ષીના માનમાં આ ઇનામ અનામત રાખવામાં આવ્યું છે. ૧૯૪૦ ના જાન્યુઆરી પછી પ્રગટ થયેલ શ્રેષ્ઠ મરાઠી નાટક માટે આ ઇનામ આપવામાં આવશે.



શ્રી. કે. એસ. કરંથની અતિપ્રસિદ્ધ નવલકથા 'મદાલી મનિગે' (ફરીથી જમીન બણી)ને રૂ. ૪૦૦) નું દેવરાજ બહાદુર પારિતોષિક આપવામાં આવ્યું છે. શ્રી. કરંથ સાહિત્યના જુદા જુદા વિભાગોમાં લખે છે. પરંતુ તેમનું આ પુસ્તક કાનડી નવલકથાની શ્રેષ્ઠ સિદ્ધિ મનાવામાં આવી છે. બીજાં બે પુસ્તકો, શ્રી. બી. જી. એલ. સ્વામીનું 'સંતાન શાસ્ત્ર' તથા શ્રી. એમ. એન. શ્રીનિવાસ આયંગરનું 'સંસ્કૃત કવિ ચરિત્ર'ને

અનુક્રમે રૂા. ૨૦૦) તથા ૧૦૦) નાં પારિતોષિકો આપવામાં આવ્યાં છે. છેલ્લાં બે પુસ્તકો હજુ છપાયાં નથી.



ત્રાવણકોર યુનિવર્સિટીના પ્રકાશન ખાતાએ ' જનવિજ્ઞાન ' માટે મલાયલમમાં એક ગ્રંથમાળા શરૂ કરવાની યોજના કરી છે. આ માળાનું બીજું પુસ્તક ' આરોગ્ય માર્ગંગલ ' છે. વિદ્યાશાસ્ત્રનિપુણ ડૉ. એલ. એ. રવિવર્માએ તે લખેલું છે. તેમાં જાહેર આરોગ્યના સામાન્ય નિયમો સાદી તથા સરળ ભાષામાં સમજાવવામાં આવ્યા છે. આ ખાતું જગતનાં શ્રેષ્ઠ પુસ્તકોના ભાષાંતરનું કાર્ય હાથ ધરવાનું છે. કેરાલાની કળા તથા સંસ્કૃતિનો વિગતવાર ઇતિહાસ પણ બહાર પાડવાનો છે.



ડૉ. સી. કુન્હન રાજાએ ' મંગલોદય 'માં ' ચંદ્રોત્સવ ' નામના મલાયલમ ભાષામાં લખાયેલ કાવ્ય ઉપર એક લેખમાળા શરૂ કરી છે. આ કાવ્ય પાંચસો વર્ષ પહેલાંનું છે.



પૂનાના અભિનવ શરદોપાસક મંડળે મરાઠી રંગભૂમિની શતવર્ષી ઉજવવાની વિશાળ પાયા પર યોજના હાથ ધરી છે. આના માટે મંડળને ખૂબ સહકાર મળ્યો છે. આ યોજનાનું વર્ણન આપતી સંખ્યાબંધ પત્રિકાઓ બહાર પાડવામાં આવી છે. પ્રાથમિક યોજનામાં લગભગ ૨૫૦ નાટય સંસ્થાઓ, ૧૦૦૦ નાટકો તથા ૨૦૦ પાત્રોનું અવલોકન કરવાનું છે. પ્રતિકૂળ સંયોગો છતાં, મંડળે જનતાને મદદ માટે વિશ્વાસપૂર્વક અરજ કરી છે. મરાઠી નાટયના ઇતિહાસમાં આ યોજના એક એક મહત્ત્વનું આગેકદમ પગલું ગણાશે

મરાઠી નાટકના ઉદ્ભવસ્થાન સાંગલીમાં ' નાટય શતાબ્દિ મહોત્સવ કમિટી ' નીમવામાં આવી છે. તેણે નવેંબરની શરૂઆતમાં મહોત્સવ ઉજવવાનું નક્કી કર્યું છે. સાથોસાથ નાટય સંમેલન તથા સાહિત્ય સંમેલનની વાર્ષિક બેઠકો પણ ભરવામાં આવશે.



નામદાર નિઝામ સરકારના પ્રદેશોમાં મરાઠી ભાષા બોલતી પ્રજાનો મોટો ભાગ છે, છતાં આગળના સંત-કવિઓના સમય જેટલું ત્યાં મરાઠી સાહિત્ય સમૃદ્ધ થયું નથી. સાહિત્યને પ્રોત્સાહન આપવા માટે પ્રાદેશિક સાહિત્ય પરિષદોની આવશ્યકતા છે. આવી એક પરિષદ પચીસ વર્ષના ગાળા પછી, નિઝામ રાજ્યના મરાઠી સાહિત્ય સંમેલનના નામ હેઠળ, તા. ૨૮-૨૯-૩૦ સપ્ટેમ્બરે પૂનાના પ્રોફેસર દત્તો વામન પોતદારના પ્રમુખપદ નીચે ભરવામાં આવી હતી. પહેલી પરિષદ દક્ષિણ હૈદ્રાબાદમાં ઇ. સ. ૧૯૦૭ માં ભરવામાં આવી હતી.



ગયા તા. ૪ ઑગસ્ટના રોજ અહમદનગરના કે. એલ. તેંડુલકરનું મૃત્યુ થતાં મરાઠી સાહિત્યને ભારે ખોટ પડી છે. અહમદનગરના વાઙ્મયોપાસક મંડળ તરફથી બે ભાગમાં પ્રગટ થયેલ ' શ્રી જ્ઞાનેશ્વર દર્શન ' પ્રગટ કરાવવામાં તેણે આગળ પડતો ભાગ લીધો હતો.

તે જ રીતે ' એકનાથ દર્શન ' પ્રગટ કરાવવાની તેની યોજના હતી. તુલસી રામાયણનું મરાઠી ' ઓવી છંદ 'માં રાવણના મૃત્યુ સુધી તેણે ભાષાંતર કર્યું હતું. મૃત્યુ થતાં તે કાર્ય ત્યાં જ અટકી પડયું હતું.

❧

ધૂળિયાની સત્કાર્યોત્તેજક સભાએ હમણાં જ પચાસ વર્ષ પૂરાં કર્યાં છે. તે મહારાષ્ટ્રની એક પ્રાચીન સંશોધન સંસ્થા છે. શ્રી રામદાસના સાહિત્ય પ્રત્યે અનન્ય ભક્તિ તે સભાની વિશિષ્ટતા છે. સભાએ સંખ્યાબંધ હસ્તપ્રતોનો સંગ્રહ કરીને જાળવી રાખેલ છે, અને ત્રણ માળામાં કેટલાંક પુસ્તકો પ્રગટ કર્યાં છે. મુખ્ય માળા, ' રામદાસ અને રામદાસી ગ્રંથમાળા 'માં લગભગ પચાસ પુસ્તકો પ્રગટ કરવામાં આવ્યાં છે. મરાઠી માસિક ' રામદાસ અને રામદાસી 'એ તાજેતરમાં બાવીસમા વર્ષમાં પ્રવેશ કર્યો છે. ગયા જુન માસમાં સભાનો સુવર્ણ મહોત્સવ ઉજવતાં, ' સુવર્ણ મહોત્સવ ગ્રંથ ' પ્રગટ કરવામાં આવ્યો હતો. તેમાં શ્રી રામદાસના લેખો તથા જીવનકાર્યની વિવિધ બાજુઓ પર ચાળીસ પ્રખ્યાત લેખકોના લેખો આપવામાં આવ્યા છે.

❧

૧૯૪૩ ની ૧૪ મી ઑગસ્ટે શ્રી. વિનાયક દામોદર સાવરકરને નાગપુર યુનિવર્સિટી તરફથી અપાતું ઊંચામાં ઊંચું માન ડી. લિટ્‌ની માનદ ડિગ્રી આપીને આપવામાં આવ્યું હતું. શ્રી. સાવરકર મરાઠી સાહિત્ય નભમંડળના અતિ જ્વલંત તારક છે અને મરાઠી વાચકો તેમને–પ્રસિદ્ધ રાષ્ટ્રીય શાયર, ઇતિહાસકાર, નાટયકાર, નવલિકા લેખક, જીવનચરિત-લેખક તથા વર્તમાનપત્રોના ખબરપત્રી તરીકે ઓળખે છે. ૧૯૩૮ ના એપ્રિલમાં મુંબઇમાં ભરાયેલ મરાઠી સાહિત્ય પરિષદની બાવીસમી બેઠકના તે પ્રમુખ હતા. મહારાષ્ટ્ર બહારના વાચકો પણ તેમનાં પુસ્તકોને જુદી જુદી ભાષાઓમાં થયેલા ભાષાંતરથી તેમને પિછાને છે.

❧

ઉડિયા સાહિત્ય પરિષદે બે બેઠકો ભરીને લગભગ બધા ઉડિયા સાહિત્યકારોની સહાનુભૂતિ મેળવી છે. ઉડિયા ભાષાના બધા લેખકો તેના સભ્ય થઇ શકે છે. સભ્ય થવાની શરતો પણ ખૂબ ઉદાર છે.

❧

ઉત્કલ સાહિત્ય સમાજે ઉડિયા ભાષાના પાંચ જુદા જુદા વિષયો પરના નિબંધો માટે હમેશ મુજબનાં ઇનામોની જાહેરાત કરી છે. આ ઇનામોમાં ' મિદનાપોરની માહિષ્ય જાતિના ઇતિહાસ ' માટે રૂ. ૧૦૦) નું ઇનામ પણ છે.

❧

કરાચીની ડી. જે. સિંધ કૉલેજના પ્રોફેસર એચ. વી. મલકાનીએ તાજેતરમાં રવીન્દ્રનાથ ટાગોરની ' ગીતાંજલિ 'નું સિંધી ભાષામાં ભાષાંતર કર્યું છે. એક પ્રાંતની ભાષાના એક પુસ્તકનું બીજા પ્રાંતની ભાષામાં ભાષાંતર કરવામાં ઠીક સફળતા પ્રાપ્ત થઇ હતી. પરંતુ ૧૯૪૩ ના ઑગસ્ટની ૧૧ મી તારીખે પ્રો. રામ પુંજવાણીએ આ સિંધી ભાષાંતરને સિંધી

રાગમાં બેસાડીને કરાંચીમાં મોટી સભા સમક્ષ ગાઈ બતાવ્યું ત્યારે જ તેની ખરી કિંમત સમજાઇ. કવિતાનાં ગીતોના માધુર્ય તથા પ્રકાશનો સિંધના જનસમૂહમાં પ્રચાર કરવાનો આ શ્રેષ્ઠ રસ્તો હોવાનું દરેકને લાગ્યું. બીજા પ્રાંતોમાં પણ આ દાખલો અનુકરણ કરવા જેવો છે.



અલ્લાહાબાદની હિંદુસ્તાની એકેડેમીએ ૧૯૪૨ સુધી પ્રગટ થયેલ ઉર્દૂ પુસ્તકોની એક યાદી તૈયાર કરવાનો નિર્ણય કર્યો છે. ઉર્દૂના ચાહકો આ પગલાને વધાવી લેશે. સંશોધનકાર્યને આથી ખૂબ પ્રોત્સાહન મળશે.



જુદી જુદી યુનિવર્સિટીઓ તથા સંશોધન સંસ્થાઓની મદદ લઇને હિંદી સરકારના અગત્યના રેકર્ડો હિંદની જુદી જુદી ભાષાઓમાં પુસ્તક આકારે પ્રગટ કરવાનું શરૂ થયું છે. તેથી કરીને ભવિષ્યની પ્રજાને હિંદના ભૂતકાળ સંબંધી ઉપયોગી બાબતોના મોટા ગ્રંથો સહેલાઇથી પ્રાપ્ત થઇ શકશે. એક વર્ષ પહેલાં હિંદી ઐતિહાસિક રેકર્ડ કમિશને કરેલી ભલામણ પરથી સરકારે પ્રકાશનોની પંચવર્ષીય યોજનાનો સ્વીકાર કર્યો છે. માનદ તંત્રીઓ પાસે હિંદી સરકારનાં રેકર્ડોનું સંશોધન કરાવીને મુખ્ય તંત્રી તરીકે ' રેકર્ડના રક્ષક 'ને રાખી જ્યારે કાગળો મળી શકે ત્યારે છાપવાની આ યોજના છે.

પૌર્વાત્ય ભાષાના રેકર્ડોમાં, બંગાળી દસ્તાવેજના એક ગ્રંથનું સંશોધન પૂરું થયું છે. લગભગ ૨૦૦ મરાઠી પત્રો, પ્રો. ડી. વી. પોતદાર પાસે સંશોધન કરાવવા માટે પૂનાના ભારત ઇતિહાસ સંશોધન મંડળને સોંપવામાં આવ્યા છે. પર્શિયન અખબારોનો ગ્રંથ દિલ્હી યુનિવર્સિટી પ્રગટ કરશે. ગુરુમુખી ગ્રંથ માટે સાહિત્ય એકત્ર થઇ રહ્યું છે. લગભગ ૩૦૦ હિંદી દસ્તાવેજો ભેગા કરવામાં આવ્યા છે. અલ્લાહાબાદ યુનિવર્સિટીએ તે પ્રગટ કરવાની હા પાડી છે. દ્રાવિડિયન ભાષામાં પ્રકાશન કરવા માટે ગોઠવણ ચાલી રહી છે.

શાહી રેકર્ડ ખાતામાં, અરેબીક, આરાકાની, ભૂતાની, બર્મીઝ, ચીની, ઉડિયા, ટિબેટન તથા બીજી ભાષામાં લખાયેલ દસ્તાવેજો છે. જે વિદ્વાનોને આ બાબતમાં રસ પડતો હોય તેઓ આવીને તપાસી શકે છે. સ્વ. ઇ. ડેનિસન રોસે હિંદી સરકાર માટે તુર્કી ભાષાની હસ્તપ્રતો મેળવી આપી છે તે પણ તપાસી શકાય છે.



ખ્યાત નીગ્રો લેખક રોઇ ઓટલીનું છેલ્લું પુસ્તક ' ન્યુ વર્લ્ડ એ કમિન ' ( New World A comin ) તાજેતરમાં બહાર પડ્યું છે તે એક માસમાં, ખબરપત્રી તરીકે અલ્જિયર્સ જશે અને આફ્રિકા, હિંદ તથા ચીનના લોકોનો અભ્યાસ કરશે.

જાણીતા પ્રકાશકો હુટન મિફ્લિન કંપનીએ આ લોકો વિષે પુસ્તક લખવાનું ઓટલીને સોંપ્યું છે. ઉપરાંત યુનાઇટેડ સ્ટેટસના ' લિબર્ટી ' પત્રમાં પણ તે એક લેખમાળા લખશે.

ઓટલીએ જણાવ્યું હતું કે ' મારી મુસાફરીનો હેતુ, હિંદી, ચીની તથા આફ્રિકન લોકોની આશાઓ તથા મહત્ત્વાકાંક્ષાઓ અમેરિકન લોકોને સમજાવવાનો છે.

# શ્રી. ચન્દ્રવદન મહેતા અને એમનાં સર્જનો

ગૂજરાતનો શિષ્ટ સાહિત્યમાં રસ લેતો કોઈ પણ વાચક આ ભાવનાશાળી, વાસ્તવિક અને રંગદર્શી કવિ–નાટ્યકારથી અજાણ્યો નહિ હોય. મેં યોજેલ 'ભાવનાશાળી' અને 'વાસ્તવિક' પરસ્પર વિરોધી લાગતા પર્યાયો–સહેતુક છે. તેમના સ્મારક માટે લખાયેલ કાવ્યો કે સંતાકૂકડી જેવું નાટક અમુક આદર્શ લક્ષમાં રાખીને લખાયેલં છે, તો એમના 'આગગાડી' 'નાગા બાવા '–અરે ખુદ 'સંતાકૂકડી' જેવાં નાટકોમાં વાસ્તવિકતા તરી રહે છે.

ગૂજરાત એમની રંગભૂમિ પ્રત્યેની ભક્તિથી સુપરિચિત છે. એ નાટકકાર હોવા ઉપરાંત કુશળ કલાકાર અને સૂત્રધાર પણ છે. એમની વિદ્યાર્થી અવસ્થામાં નાટકોમાં સારાં કામ કરવા માટે એમણે ચંદ્રકો મેળવેલા છે. ત્યારથી જ એમની કલાની આરાધના શરૂ થાય છે. એ આરાધના 'ગૂજરાતને પોતાનું નટઘર હોવું જોઇએ' ત્યાં સુધી પહોંચી છે. એમને ગમે એવું નટઘર હોય તો રંગભૂમિને ઉચ્ચતાએ લાવવા એ પ્રયાસો કરે એ સાર્થક થાય એમ એમનું માનવું છે. આ નટઘર માટે એમણે આખા ગૂજરાતમાં ફરી ટેલ નાખી છે. પરંતુ બિચારી ગૂજરાત...!

નટઘર માટેની ટહેલ નાખ્યા પહેલાં એમણે રંગભૂમિને ઉચ્ચ કક્ષાએ લાવવા અનેક પ્રયત્નો કર્યાં છે. તેમને પ્રથમ જણાયું કે ધંધાદારી રંગભૂમિ ખામીભરેલી છે. એમાં સુધારા શક્ય નથી, માટે અવેતન નાટ્યપ્રયોગો દ્વારા રંગભૂમિનો ઉદ્ધાર થઇ શકશે. આ કાર્યમાં એમને ઘણા પ્રતિષ્ઠિત લેખકોનો સાથ મળ્યો. તેમણે નાટકો લખ્યાં, ભજવ્યાં; એ માટે સહન પણ કર્યું. 'સ્ત્રીનો પાઠ સ્ત્રી જ ભજવે' એવો આગ્રહ રાખ્યો છતાં પંદર વરસની મહેનતને અંતે પણ એમને કહેવું પડયું છે કે એમેચ્યોર નટો પણ કૃત્રિમતામાં ધંધાદારી નટોથી કોઈ રીતે ઊતરે એમ નથી. (આ વિષયની ચર્ચા લંબાણભયે અત્રે સંભવિત નથી.)

ગૂજરાત માટે પોતાથી જેટલું બને તેટલું કરવા એ તત્પર છે તેનો બીજો સમર્થ પુરાવો 'ઓલ ઇન્ડિયા રેડીઓ' પર ગૂજરાતીને સારું સ્થાન અપાવી, ગૂજરાતીઓ માટે સુંદર કાર્યક્રમો યોજાય એવી ગોઠવણ કરવા પ્રયત્ન કરે છે, તેમાં છે.

હવે આપણે એમના ગ્રંથોને વિહંગ દષ્ટિએ જોઇએઃ—

શ્રી. ચન્દ્રવદને નાટક સાહિત્યમાં જેમ કેટલાક નવા ચીલા પાડયા છે, તેમ સમસ્ત ગુજરાતી સાહિત્યમાં ભાઇબહેનના પ્રેમ વિષે લખનાર કોઇ સાહિત્યકાર હોય તો તે શ્રી. ચન્દ્રવદન છે. એ ભાઇબહેનના પ્રેમનું આલેખન કૃતિ એમની પ્રથમકૃતિ 'યમલ' બહાર પડી. આ કૃતિમાં એમણે આજે વર્તમાન ગુજરાતી કવિતાસાહિત્યના ઘડવૈયા થઇ પડેલ, પણ ત્યારે હજી સુધી અવગણાયેલ બ. ક. ઠાકોરને પૃથ્વી છંદનો પ્રયોગ કરી પ્રથમ સ્વીકાર્યો; ને એમાં સફળ પણ થયા. અતિપ્રચલિત પૃથ્વીને પ્રચલિત કરવામાં બ. ક. ઠાકોર સાથે શ્રી. ચન્દ્રવદનનો ફાળો પણ છે જ.

માત્ર ભાઇબહેનના જ પ્રેમનાં કાવ્યોનો સંગ્રહ 'ઇલાકાવ્યો' નામે ૧૯૩૩ માં બહાર પડ્યો. આની પ્રસ્તાવનામાં લેખક કહે છે:—

" ઇલા મારે મન જીવંત વ્યક્તિ છે......હું શિખરિણી હોઉં તો એકાદ ભવ્ય અને સુંદર ગિરિશૃંગ શોધી, ત્યાં ચઢી એને ' ઇલાશિખર ' નામ આપું; હું કોઇ મોટો સાગર-ખેડુ હોઉં તો એકાદ ખડક શોધી વહાણોને સાવચેત રહેવા ત્યાં એક નાજુક પણ મજબૂત દીવાદાંડી બાંધી એને ' ઇલાદેવી ' નામ આપું; અથવા તો હું એક મહાન વૈજ્ઞાનિક થાઉં તો જગતજ્યોતિમાંથી એકાદ નવું રશ્મિ શોધી એને ' ઇલાકિરણો ' નામ આપું; કે ખગોળમાં નવો જ ' ઇલાતારો ' શોધું.

" પરંતુ અત્યારે સંતોષે એવું તો આ જ છે એક સ્મારક. "

આ કાવ્યો બહાર પડયાં ત્યારે એના વિષયની નવીનતાને લઇને વાચકો કવિ પર મુગ્ધ બન્યા હતા. પણ વધારે વાર વાંચતાં એ કાવ્યોમાં રહેલ વૃત્ત અને ભાવોની એકતાનતા બધાને ખૂંચવા લાગી. આખા સંગ્રહના કાવ્યનો વિષય લેખકના ઉપર અવતારેલા શબ્દોમાં આવી જાય છે. " **દેવપાલ,** " " **સાત તાળી,** " " **દિવાળી** " વગેરે બાલકાવ્યો જેવાં અત્યારે તો લાગે છે. પરંતુ " **યમલ,** " " **કલ્યાણ** " જેવાં ખંડકાવ્યો કે " **કંચન-જંઘા** " જેવું પ્રકૃતિકાવ્ય ગુજરાતી કાવ્યસાહિત્યમાં સારું સ્થાન અવશ્ય મેળવે એમ છે.

" ઇલાકાવ્યો " પછી એમણે ભાઇબહેનના પ્રેમને આલેખતી એક કાવ્યગાથા " **રતન** " સળંગ પૃથ્વીમાં બહાર પાડી. આ કાવ્યમાં કવિએ ગ્રામ અને શહેરી સંસ્કૃતિ વચ્ચે રહેલો તફાવત દર્શાવવા પણ પ્રયત્ન કર્યો છે. નાનપણથી જ સાથે ઉછરેલ હીરો અને રતનના નિઃસ્વાર્થ પ્રેમની આ કથા કરુણ છે. કોઇ કામ ઠરે એવું નહિ હોવાથી, શહેરમાં ભણવા ગયેલા ભાઇ હીરાને રતન તનતોડ મહેનત કરી પૈસા મોકલાવે છે ને પોતાનું અંગ તોડી નાખે છે. ત્યારે ભાઈ તો ત્યાં મોહમાં પડી ગયો હોય છે. એ મોહ ઊતરતાં એ પાછો આવે છે ત્યારે બહેન માંદી હોય છે. રતન હીરાને પોતાની સહિયર મણિ સાથે પરણાવે છે. ને મણિને પુત્રપ્રસવ થાય છે ત્યારે જ રતન દેહમુક્ત થાય છે–જાણે એ જ પુત્રરૂપે ન અવતરી હોય ! અને હીરો પોતાની બહેન પ્રત્યેનો પ્રેમ તેના માટે દહેરી ચણાવી, ત્યાં મણિ સાથે હંમેશાં જઇ ફૂલ ચડાવી વ્યક્ત કરે છે. રતન અને હીરા જેવો પ્રેમ, મહેન્દ્રને સંઘમિત્રા પ્રત્યે, કે નારદને સરસ્વતી પ્રત્યે, કે રામને શાન્તા માટે નહોતો. કારણ કે એ કોઇએ પોતાની બહેનોની ચિરયાદ રાખવા કાંઇ પ્રયત્ન કર્યો નથી ત્યારે હીરાએ તો રતનના નામની દહેરી ચણાવી !–અને આપણા કવિએ પણ ' ઇલા 'પ્રેમ માટે કેટલાંયે કાવ્યો, ' રતન ' જેવું કથાકાવ્ય, ને ' ઇલવલ ઇલવલા ' જેવું નાટક લખ્યું !

'સળંગ પૃથ્વીમાં લખાએલ આ કાવ્યમાં કવિ કેટલાયે ગામડાંનાં પ્રકૃતિચિત્રો ખડાં કરે છે; મિલ્ટનના ' પેરેડાઇઝ લૉસ્ટ ' જેવી ઉપમાઓ પણ આવે છે ને પ્રથમથી છેલ્લે સુધી એકધારા પ્રવાહમાં વાચકને ખેંચી રાખે છે.

આ બન્ને કાવ્યસંગ્રહોમાં કવિનો પ્રકૃતિપ્રેમ અછનો રહેતો નથી. એમને તક મળે ત્યારે સુંદર પ્રકૃતિચિત્રો આપવાનું એ ચૂકતા નથી. એમની પ્રકૃતિની ભાવના જ એમની પોતીકી છે. એ ' યમલ 'માં કહે છેઃ

" ખરે, જગ વિષે સદા પ્રકૃતિ એક સાચો ગુરુ "

'પ્રલાકાવ્યો'માં લીધેલ 'કંચનજંઘા'માં તો સોનેરે સોનેરે રમણીય પ્રકૃતિચિત્ર મળી આવે છે. એક દાખલો:

" સમય મંદ ગતિ થઇ હાંફતો, અવનિ વેગ ધરી કૂદતી ફરે,
દિવસ રાખ થઇ કજળી જતો, ગગન ગોદ મહીં પછી નિંદરે."

હીરો રતનને શહેરમાં યાદ નથી કરતો એ પ્રસંગે કવિ કહે છે:

" અને દિવસ આખરે, ક્ષિતિજ પાળની મધ્યમાં
મનોહર સુરમ્ય રંગ ધરી દિવ્ય સન્ધ્યાતણી
ઊભેલ શુભ મૂર્તિને પલકમાં ત્યજીને નિશા
રહે મલપતી સદા જગમગાટમાં એકલી
ત્યજી સ્મરણથી ખરે રતનને હીરાએ હવે
નિશા જયમ નચિંતથી મધુર સન્ધ્યામૂર્તિ ત્યજે."

## નાટકો:

ગુજરાતનું નાટકસાહિત્ય સંતોષજનક નથી એમ સર્વે કબૂલે છે. એનો ઉત્કર્ષ કરવાના શ્રી. રણછોડભાઇ ઉદયરામથી માંડી અનેકોએ પ્રયાસ કર્યા, ને પોતાનો કાંઇ કાંઇ ફાળો આપ્યો. એ બધામાં શ્રી. ચન્દ્રવદનનું સ્થાન વિશિષ્ટ છે.

એકાંકી નાટકો લખવાનું શરૂ કર્યું હોય ભલે શ્રી. બટુભાઈ ઉમરવાડિયાએ, ને એને વેગ ભલે આપ્યો હોય શ્રી. કનૈયાલાલ મુનશીએ; પણ એને લોકપ્રિય કરનાર તો છે, શ્રી. ચન્દ્રવદન. એમણે અનેક એકાંકી નાટકો લખ્યાં છે. એમાંનાં ગ્રંથસ્થ તો થોડાંજ થયાં છે. ને આજે એકાંકી લખવાનો અને ભજવવાનો જે પ્રયાસ થાય છે એ શ્રી. ચન્દ્રવદનની મહેનતને ઘણે અંશે આભારી છે, એમ કહીએ તો અત્યોક્તિ નહિ ગણાય.

એમનાં પ્રસિદ્ધ થએલ નાટકોમાં એમણે અનેકવિધ પ્રયોગો કર્યા છે. રસ લ્યો કે વસ્તુ, પાત્રો લ્યો કે શૈલી: દરેકેદરેક વિષયનાં એમણે નવાં જ પ્રયાણ આદર્યાં છે. રસની દૃષ્ટિએ જોઇએ તો એમણે **'આગગાડી'** **'સન્ધ્યાકાળ'** ને **'આરાધના'** જેવાં કરુણ નાટકો લખ્યાં છે; **'પ્રેમનું મોતી'**, **'વરવહુ'** ને **'આણુંહદ'** ને 'નાગાબાવા' (શા માટે નહિ) જેવાં શુદ્ધ પ્રેમનાં નાટકો લખ્યાં છે; હાસ્યરસમાં તો એ સિદ્ધહસ્ત હોય તેમ **'ધારાસભા', 'દેડકાંની પાંચ શેરી', 'લગનગાળો' 'વજો તાંતરિયો'** જેવાં નાટકો લખ્યાં છે. અને પેટ પકડીને હસાવે એવું ફારસ રસનું **'મૂગી સ્ત્રી'** પણ લખ્યું છે. ને બાળકોને આનંદ આપે એવા પણ ઊંડા તત્ત્વજ્ઞાનથી ભરપૂર **'રમકડાંની દુકાન'** અને **'સંતાકુકડી'** જેવાં નાટકો પણ એમણે લખ્યાં છે.

વિષય ને શૈલીની દૃષ્ટિએ પણ એમનાં નાટકોમાં એકતાનતા માલૂમ નહિ પડે. એમના ખૂબ પ્રસિદ્ધ થઇ ગએલ **'આગગાડી'** નાટકનો વિષય આગવાળાઓના જીવનનો અને ખરું કહીએ તો 'આગગાડી'ના નોકરોનો, એમાં રહેલ સત્તાનો ચિતાર આપવાનો પ્રયત્ન થયો છે. આ નાટકની વાસ્તવિકતાનો પુરાવો ગોતવા જવો પડે એમ નથી. ડ્રાઇવરો તેમ જ ગોરા સાહેબોને હાથે ભોગવવી પડતી હાલાકી, બાપરજી કુટુંબ પર વીતતા પ્રસંગો પરથી લેખકે

બતાવી છે. સાહેબ લોકોને નાતાલની રજા હોવાથી ડ્યુટી પરથી આવીને તરત જ માંદા હોવા છતાં બાધરજીને ફરીથી ડ્યુટી પર જવું પડે છે ને પરિણામ મોતમાં આવે છે. આ નાટકમાં ઘેરો કરુણ છે એ રૂપી પર બળાત્કાર કરવા ઇચ્છતા જોન્સના જુલમ, નારણને પડતો માર, પંખાવાળાની નોકરીમાંથી વિદાય, ગવર્નરો આવે તે પ્રસંગે કડકડતી ઠંડીમાં માત્ર બે ચાર આનામાં પરાણે લઇ જવામાં આવતો નારણ, એનું મૃત્યુ, એની ગાયનું મૃત્યુ ને છેવટે માંદા બાધરજી કે નારણને જોવા આવવા માટે ડૉકટરનો ઇન્કાર-આ બધા પ્રસંગો વાચકના મન પર ઘેરી કરુણા છાઇ દે છે.

અને આ નાટકના પ્રવેશને અંતે કોઇ ભદ્રિક પાત્રના 'કૉલ બૉય' તરફ ક્રોધથી નિષ્પન્ન થતો હાસ્યરસ; બીજા અંકના ત્રીજા પ્રવેશનાં સ્ટેશનમાં એકત્રિત થએલ શંભુમેળાનો આનંદ અને વહોરો, પારસી, કાઠિયાવાડી આદિની બોલીઓથી નિષ્પન્ન થતો હાસ્યરસ આ કરુણાને ઘેરી બનાવવામાં ખૂબ મદદ કરે છે.

ગુજરાતનાં નાટકોમાં પ્રથમ વાર જ આ નાટકમાં તળપદી ભાષા સબળ રીતે રજૂ થઈ છે. પાત્રોચિત ભાષાનો નિયમ શ્રી. ચન્દ્રવદન જેવો કુશળ નાટકકાર કેમ ભૂલે ? અને આ બોલીભેદોએ તો આ કરુણરસના નાટકમાં હાસ્ય નિષ્પન્ન કરાવી પ્રેક્ષકોને-વાચકોને રાહત આપી છે-પછી એ બોલી બાધરજી કુટુંબની હોય, લૈયાજીની હોય, પારસીની હોય, વહોરાની હોય, કાઠિયાવાડીની હોય, વાણિયાની હોય કે ઠેઠઅંગ્રેજી બોલતા-અંગ્રેજી ગુજરાતીના મિશ્રણવાળી જોન્સ કે સ્ટેનલીની હોય.

"આગગાડી"માં એમણે રેલવે-જીવન યથાતથ્ય નિરૂપ્યું તો "નાગા બાવા" હિંદની મહાન થઇ પડેલ ભિખારી કોમની વાસ્તવિકતા આલેખવા, એમના જીવનધબકારા રજૂ કરવા લેખક તત્પર થયા છે. 'છાંટો દયા' નામની પ્રસ્તાવનામાં લેખક કુશળતાપૂર્વક સાબીત કરે છે કે એ ભિખારીઓ કરતાં સમાજમાં પ્રતિષ્ઠિત રીતે ફરતા ગૃહસ્થો મોટા ભિખારીઓ છે. ભિખારીઓની સાથે લેખકે ભટકીને આપણને આ નાટક આપ્યું છે. આમાં સાજાતાજા હોવા છતાં ભીખ માગવા માટે ભિખારી શું શું તરકીબો કરે છે તેનો ખ્યાલ લેખકે આપ્યો છે. અને ભિખારીઓનાં માળિયાંના મિત્રો તો જીવંત છે.

આ માળિયાનો ઉપરી 'બદેખાં મુર્ધીચોર' છે. એણે આમાંથી સારા પૈસા પેદા કર્યા છે, એની મુરાદ પોતાની પુત્રી ગોપીને નગરશેઠના દીકરા તિલકકુમાર સાથે પરણાવી સમાજ સામે વેર વાળવાની છે. એનો મદદનીશ માધવ તિલક તો મહંતનો પુત્ર છે એમ જણાવે છે ત્યારે એનું હૃદય ભાંગી જાય છે. આમ આ નાટક કરુણાંત જેવું લાગે, પણ માધવ અને ગોપી લગ્ન કરી એ માળિયાને વિસ્તૃત રીતે વિકસાવવા પ્રયત્ન કરવાનો નિશ્ચય કરે છે, એટલે એ સુખાંત બને છે.

આમાં ભિખારીઓની જમાતનો અચ્છો પરિચય આપણને મળે છે. પાત્રેપાત્ર જીવંત છે ભિખારીઓમાં પણ પ્રેમલગ્નો થાય છે, એ માળિયાનાં દશ્યો વાંચવાથી જણાઇ આવે છે.

આ બે વાસ્તવિક નાટકોના પડખે "રમકડાંની દુકાન" કે 'સંતાકુકડી" મૂકીએ તો લેખક માત્ર વાસ્તવિકતાના પૂજારી નથી, એ ભાવનાવાદી પણ છે એમ સાબીત થાય છે.

" રમકડાંની દુકાન " પ્રખ્યાત રશિયન નાચનારી આના પાવલોવાના નૃત્ય જોયા પછીથી લખાયું છે એમ લેખક પોતે પ્રસ્તાવનામાં નોંધે છે. કૌમુદીમાં " ઓનાપરી " નામે એ નૃત્ય પરનો વિવેચન લેખ પણ એમણે લખ્યો છે. આ નાટકનું વાતાવરણ રંગદર્શી છે. એને " Fairy play " પણ કહી શકાય.

હુસેન ચાચા પાસે અનેક પ્રકારનાં રમકડાં હતાં, પણ ધનપાળ શેઠની શોભાને તો નાચતી ગાતી જાદુઈ ઢીંગલી ગમે છે. હુસેન ચાચાનો બાળપ્રેમી સ્વભાવ શોભાને ગમી જાય છે. એ લોભી પિતા પાસે જાદુઇ ઢીંગલીની માગણી કરે છે, પણ એની કિંમત શેઠ આપી શકે એમ નથી એટલે એને ફૂગા અપાવે છે; પણ શોભાને તો ઢીંગલી સ્વપ્નમાં આવે છે, એ નાચે છે, ગાય છે; સમાજવાદી વિચારસરણીવાળું નાટક બતાવે છે. શોભાનું મન તો ઢીંગલીમાં જ છે, છેવટે શેઠ એને હુસેન ચાચાની દુકાને લઇ જાય છે. તે ઢીંગલી વિનામૂલ્ય આપે છે, બધાં રમકડાં બાળકોને વહેંચી દઇ પોતે મક્કા હજ્જ કરવા જાય છે.

આ નાટકનું વસ્તુ નવું, સંવાદો નવી જ તરેહના,

" મારે માથે ભર્યાં રૂપેરી માંડવા,
તારાના તેજધોધ નીતરે સદાય. "

જેવા કલ્પનાસભર ગીતો ને સુંદર પાત્રાલેખન નાટકને ખૂબ આકર્ષક બનાવે છે.

" **સંતાકૂકડી** " ટાગોરના ' ડાક-ઘર ' પરથી પ્રેરિત—અનુવાદ નહિં કે અનુકરણ નહિ, આ નાટકમાં " રમકડાંની દુકાનની " જેમ બાલમાનસનો પરિચય અપાયો છે; સાથોસાથ આજની કેળવણી પર એમાં પ્રહારો થયા છે. બાળકને ન ગમતું હોય તો પણ શાળાએ ઘસડી જવું, ત્યાં ન જાય તો માર મારવો; એને ન ગમતા વિષયો શીખવવા વગેરે પર લેખકે ટીકા કરી છે. ને એને મનગમતું શિક્ષણ અપાવું જોઇએ; એના માનસને મુક્તપણે વિહરવા દેવું જોઇએ એવું પ્રતિપાદિત કર્યું છે.

આ નાટકમાં મોરાર દાદા અને દીપકનાં પાત્ર લક્ષ ખેંચે છે. ભૂતપૂર્વ કેળવણીકાર મોંચી અને બાળક દીપકને શાળાએ ઘસડી જનારને વારતો; એને વાર્તાઓ દ્વારા કેળવણી આપતો; ગીતો ગાતો, ને રમકડાં બનાવતાં શીખવતો. બીજાં બાળકોને પણ દીપક જેવા થવું ગમે છે એ તો બધાં ' એશે સંતાકૂકડી આજે ' એ ગીત ગાય છે ત્યારે જણાય છે.

પરીક્ષાપદ્ધતિની અસર બાલમાનસ પર કેવી થાય છે એ દીપકની માંદગીથી એને પદ્ધતિ સુધર્યા પછી મોરાર દાદાની સમજાવટથી આવેલ એની સ્ફૂર્તિથી સ્ફૂટ થાય છે.

આ નાટકનાં ગીતો પણ ખૂબ મજાનાં છે. બાળકોને ફરી ફરીને ગાવાં ગમે એવાં છે.

" **નર્મદ** "ને નાટકમાં રજૂ કરી, નર્મદજીવનના મુખ્ય મુખ્ય પ્રસંગો એમણે વણી લીધા છે. એની આયોજનકલા વળી અવનવી છે; સંસ્કૃત નાટકોની પેઠે આ નાટકને પ્રસ્તાવના છે. ને ' આગગાડી 'ના લેખક ચન્દ્રવદનનું આ નાટક છે, એમ સંસ્કૃત નાટકોની પ્રસ્તાવના માફક લખ્યું છે. વિશેષ નવીનતા એ છે કે લેખક પોતે જ આ નાટકના એક પાત્ર છે, અને નર્મદ જીવનના સમાજને અણગમતા પ્રસંગો વખતે પોતે આવી સ્ફોટ કરે છે કે આ તો નર્મદના પોતાના જ શબ્દોમાં કહેલું છે. મારું

પોતાનું ઉમેરેલું કાંઈ નથી વગેરે. લેખક નાટકમાં કહે છે તેમ, આખું નાટક લગભગ નર્મદનાં લખાણો પરથી જ યોજાયું છે. આ નાટકમાં જાંગલો અગત્યનો ભાગ ભજવે છે. જે ભાગ તખ્તા પર ન ભજવવાનો હોય તેનું વર્ણન જાંગલો કરી જાય છે ને હવે શું બનશે એ વિશે પણ એ ચર્ચા કરે છે ને ડાંડીયો વગાડી લોકોમાં જાહેર કરે છે. આ તેમ જ પુરુષોને કૂટવાનો પ્રસંગ નાટકમાં હાસ્યરસ પૂરો પાડે છે, તો નર્મદે નોકરી સ્વીકારી તે પ્રસંગ કરુણ રસમાં પ્રેક્ષકોને તરબોળ કરી દે એવો છે. નર્મદને અપાએલ અનેક અંજલિઓમાં આ એક વિશિષ્ટ તેમ જ ઉત્તમ અંજલિ છે એમાં સંશય નથી.

નર્મદજીવનની જેમ કવિએ અખાનું જીવન પણ નાટકમાં વણી લેવા પ્રયત્ન કર્યો છે. '**અમો, વરવહુ, અને બીજાં નાટકો**' એ નાટકમાં પ્રચલિત મતોને અવલંબીને જ વસ્તુગૂંથન થયું છે. અખાના જીવનના પ્રસિદ્ધ પ્રસંગોનું એમાં સુરેખ નિરૂપણ છે. '**આરાધના**' કલાવિષયક નાટક છે, ને કેટલાક પૈસાદારો કલાકાર હોવાનો દંભ કરી, કલાના આશ્રયદાતા બનવાના પોકળ પ્રયાસો કરી સાચા કલાકારને કેવા હેરાન કરે છે તેનું ચિત્ર આમાં આપ્યું છે. દંશકકુમાર પૈસાદાર છે. એના કલાભવનમાં શિલ્પી, કવિ, ચિત્રકાર, ફિલસૂફ વગેરે આવી કલાની આરાધના કરે છે. શિલ્પ, કાવ્ય કે ચિત્રોના ખરા સર્જક તરંગને એ બંધ ઓરડામાં પૂરી એની કૃતિઓ બાળી દે છે–એને લગતી ચર્ચાપ્રસંગે લેખક ફિલસૂફ પાસે પોતાનાં કલાવિષયક મંતવ્યો બોલાવે છે. તરંગને માથે સ્વપ્નામાં સરસ્વતીએ અર્પેલ મુગટ એ કલાદેવીના ચરણમાં ધરે છે–ઊર્મિ પણ એની સહાયે છે–એના મૃત્યુ પછી દંશકકુમારના કલામંદિરમાં એકઠા થતા કલાકારો કાંઈ સર્જન કરી શકતા નથી. તરંગની કલાઝંખના બહુ જ કાવ્યમય ને આર્જવપૂર્ણ ભાષામાં વ્યક્ત થઇ છે.

'**આણલદે**' મેઘાણીની 'શેત્રુંજીને તીર' નામે નવલિકામાંથી વસ્તુ લઇને લખાયું છે. થંભીને પાછી આપનારને પરણેલા પતિ સાથે રહેવા છતાં સતીત્વ જાળવનારને પ્રિયતમા પાછી આપવા આવેલ ઢોલરાને પોતાની બેન આપનાર દેવરાને આણલદેની આ રોમાટિન્ક પ્રણયકથા છે.

'**સન્ધ્યાકાળ**' કરણ રાજા ઘંશેરાની ગુફામાં રહી ગૂજરાતના સ્વાતંત્ર્ય માટે લડતો લડતો મૂઓ, એ માન્યતાએ આ નાટક લખ્યું છે. દેવળદેવી ને શંકરદેવનો પ્રેમ, કરણનો પોતાને બગાડનાર શંકરિયા પર ક્રોધ, ઝૂઝણ વગેરે રાજપૂતોની છેલ્લે સુધીની વફાદારીનો પ્રસંગ આ બધા પ્રસંગો લેખકે કુશળતાથી રજૂ કર્યા છે.

'ઘડી ભર' રૂપક છે તો 'છલ્લલ–છલ્લલા' ભાઈબહેનનો પ્રેમ દર્શાવતી 'ન ભજવી શકાય એવી નાટિકા' છે. 'વરવધૂ'માં પરિણીત યુગલો પુષ્કર–ઉત્કલા અને વામન–અંજનીને એકબીજા પ્રત્યે પ્રેમ નથી, ઉત્કલા અને અંજની પોતપોતાને પિયર જાય છે ત્યારે પ્રિયતમો તે–વામન અને પુષ્કરને મેળવી લે છે ને માબાપે કરેલી ભૂલ સુધારી સાસરે જતાં નથી. નાનાં છોકરાં ઢીંગલા ઢીંગલી રમે એવું આ નથી લાગતું ?

'**પ્રેમનું મોતી અને બીજાં નાટકો**'માં આઠ નાટકો છે. 'પ્રેમનું મોતી'

Pearl tree પરથી લખાયેલ છે, તેમાં કૃષ્ણે રાધા પાસે મોતી માગ્યું એ તેણે ન આપ્યું. આવેલ અહંકારથી જસોદા પાસેથી માગેલ મોતીનું થએલ ઝાડ એ જોઇ શકી નહિ, અહંકાર ઊતરતાં એને કૃષ્ણ મળ્યો ને એના પ્રેમના મોતીની અધિકતર કિંમત છે એમ સમજાયું. નાટકની રંગયોજના, ગૂંથણી, વાર્તાલાપ વગેરે ખૂબ ચમકદાર હોઇને કાવ્યમય છે.

'**ઘટમાળ**'માં ભર્તૃહરિના '**याम् चिंतयामि सततं मयि सा विरक्ता**' વાળા શ્લોકની યાદ આપતા હોય તેમ લેખક કુસમમાં એકની પાછળ બીજા અને બીજાની પાછળ ત્રીજો એમ ભમતાં એક નહિ બે નહિ પણ આઠ આઠ જોડાં બતાવે છે. તેમાંથી માધુ અને મીઠી, ને કવિ-ગોરા જ ગંભીર છે. આમાં હાસ્યની માત્રા વધી ગઇ હોય એમ લાગે છે!

'ડેડકાની **પાંચશેરી**'માં જીવંત સાક્ષરોને પાત્ર તરીકે લઇ તેમની વિશિષ્ટ શૈલીમાં એમની વચ્ચે સંવાદો યોજી હાસ્ય નિષ્પન્ન કરવાનો લેખકે પ્રયત્ન કર્યો છે અને તેમાં તે ખૂબ સફળ થયા છે. એમનો આવો જ બીજો પ્રયોગ '**વજો તાંતરીઓ**' નામે છે.

'**ધારાસભા**' એમનું ખૂબ લોકપ્રિય થઇ પડેલું અને વિદ્યાર્થીઓમાં ખૂબ ભજવાતું નાટક છે. આમાં બંધારણવાદ ઉપર ચર્ચા કરી, મિનીસ્ટર સાહેબના ભાણેજને કાંટો વાગે છે તેના માટે સમિતિઓ યોજી, અહેવાલો વાંચી, એનો બંધારણીય રીતે નિકાલ લાવવા, ક્લોરોફોર્મ વધારે પ્રમાણમાં આપવાના પરિણામે ભાણો મરી જાય છે. ત્યારે રતનશા કહે છે: "મને તો અસંતોષ એટલો જ છે કે એ બંધારનપૂરવક નહિ ગુજર્યો" આમ બંધારણવાદીઓના માનસ પર ટીકા કરી છે. આ નાટકમાં 'આગગાડી' માફક લેખકે પારસી, વહોરા વગેરેની બોલી દ્વારા હાસ્ય નિષ્પન્ન કરવાનો પ્રયત્ન કર્યો છે.

'**લગનગાળો**' પ્રયોગ લગનની હાંસી કરતું નાટક છે, તો 'ત્રિયારાજ'માં સ્ત્રીઓ પુરુષોને કેવી સજા કરે તે વાંચી આપણને હસવું આવે છે. (સ્ત્રીબોધનાં ૧૦૦૧માં અંકમાં શ્રીમતી હંસા મહેતાએ '૧૦૦૦ વર્ષ પછી' આ વિષયને લગતું નાટક લખ્યું છે. તે સરખામણી માટે જોવું ઠીક પડશે.) '**સનાતનધર્મ**'માં અસ્પૃશ્યતાનો પ્રશ્ન છે. ભંગીનો ભાઇ ઉચ્ચ સમાજમાં હરેફરે છે, ત્યારે બીજો અસ્પૃશ્ય મનાય છે ને એકને પોતાનો જાન ગુમાવવો પડે છે. (જુઓ ઉમાશંકર જોષીનું 'ઢેડનો ઢેડભંગી'). 'કલ્યાણ'માં લેખકે એ નામના કાવ્યને નાટકમાં મૂકવા પ્રયત્ન કર્યો છે.

હવે એમનું ફારસ-રસનું નાટક '**મૂંગી સ્ત્રી**' જોઇએ. આ નાના એવા નાટકનું મૂળ વસ્તુ ગમે એનું હોય પણ એ રાબેલાસને નામે ચડયું છે, એના પરથી ફ્રાંસના મશહૂર મર્મવિદ્ આનાતોલ ફ્રાંસે "Dumb wife of cheapside." નામે નાટક લખ્યું છે, તેના પરથી કવિએ પારસી ગુજરાતીમાં આ નાટક રચ્યું છે.

પ્રસ્તાવનામાં લેખક ફારસ રસ માટે અને નાટકમાં રહેલી અતિશયોક્તિઓને ચાર્લી ચેપ્લીન, લોરેલ, હાર્ડી, તેમ જ મૂળ લેખકમાંથી દાખલા આપી વ્યાજબી ઠરાવે છે.

ખાનબહાદુર ખરશેદજી એક મૂંગી સ્ત્રીને પરણેલા છે એ વાત શીરીન 'સાપુરજી સકલાતવાળાના સોલીસીટર પોતાના દોસ્ત સોરાબજીને કરે છે, સોરાબજી પોતાના મિત્ર ડૉકટર બેળી ગ્રેક્ષોની ભલામણ કરે છે. એની દવાથી ધન બોલતી થાય છે, પણ બોલતી બંધ થતી જ નથી આથી ન્યાયાધીશ ગ્રેક્ષોના પ્રયોગથી બહેરો બની જાય છે. કોઈ કોઈનું સાંભળતું નથી. ને હસતાં રહેવાય નહિ એવું વાતાવરણ ખડું થાય છે.

ન્યાયાધીશની લાંબી પેન્સિલ, ગ્રેક્ષોના ઓપરેશન કરવાના કરવત વગેરે હથિયારોના વર્ણનથી જ હસવું આવે છે. નોકર જીવલો પણ અગત્યનું કાર્ય કરે છે. પારસીભાષા ફારસને વધારે મદદ કરે છે.

આ નાટકનાં પાત્રો મૂળ કયાં પાત્રો પરથી લેવાયાં છે તે જાણુ માટે આપું છું. જીવલો–Matthew, ખરશેદજી–John Groat, સોરાબજી–Master Quill, ધન–Ann Groat.

શ્રી. ચન્દ્રવદનનાં નાટકોને ન્યાય આપવા તો વિસ્તૃત વિવેચનને અવકાશ છે.

નાટકોથી જ સંતોષ નહિ માનતાં, કાંઈક નવનવું કરી બતાવવાની વૃત્તિએ (કદાચ) ચન્દ્રવદને 'ખમા બાપુ' નામની નવલકથા લખવાનો પ્રયાસ કર્યો છે. આ નવલકથામાં રજવાડાના કાવાદાવા, રાજાઓનો વિષયોપભોગ, મદ્યપાન વગેરે બદીઓને ખૂબ ઘેરા રંગે લેખકે આમાં રજૂ કરી છે. આમાં રજૂ કરેલ વાતાવરણ જુગુપ્સા ઉત્પન્ન કરે છે. સંકલન પણ બરાબર નથી. શૈલી નૂતન પ્રકારની છે ખરી! આ નવલકથામાં પાત્રાલેખન કે વસ્તુગૂંથન ખામીભરેલાં છે.

અહીં એક પ્રશ્ન એ થાય છે કે 'ઈલાકાવ્યો' અને 'રતન'માં ભાઈબહેનમાં નિઃસ્વાર્થ પ્રેમના ગાનાર લેખકે ભાઈબહેનનો પતિ–પત્નીરૂપેનો પ્રેમ આ નવલકથામાં કેમ આલેખ્યો હશે? હાલ ગુજરાતમાં પ્રચલિત થવા માંડેલ Neo-morality ની અસર તો એમના પર નહિ થઈ હોય ને?

આમ શ્રી. ચન્દ્રવદન કવિ તેમ જ નાટકકાર તરીકે ગુજરાતી સાહિત્યમાં સારું અને નાટક સાહિત્યમાં તો સ્પૃહણીય સ્થાન ધરાવે છે. હમણાં હમણાં 'ઓલ ઇન્ડિયા રેડિયો'ના ગુજરાતી વિભાગના વ્યવસ્થાપક બન્યા પછી એમની પાસેથી 'ખમા બાપુ' સિવાય–એ પણ પહેલાનું લખેલ–ગૂજરાતને કાંઈ પણ મળ્યું નથી. ગૂજરાત એમની પાસેથી વાસ્તવવાદ અને ભાવનાવાદનો મેળ સાધનાર, રંગભૂમિ ઉપર પણ સફળતાથી ભજવી શકાય એવાં નાટકોની આશા રાખે છે; 'ખમા બાપુ' જેવી નવલકથાઓની નહિ. ગુજરાતને નવલો લખનારા તો કિસનસિંહ (ધરતીની પુત્રી) અને પારાશર્ય (ઊર્મિલા) જેવા મળી રહેશે. અને જ્યારે ધંધાદારી રંગભૂમિ પ્રત્યે એમને હવે પ્રથમ જેવી સૂગ રહી નથી ત્યારે આપણને એવાં નાટકો મળશે તો રંગભૂમિ-ઉદ્ધારના એમના પ્રયાસમાં એ કાંઈક તો સફળ થશે જ!

ત. પ.

# વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

તા. ૨૬-૯-૪૩ ના રોજ સેન્ટ્રલ લાઇબ્રેરીમાં બપોરના એક વાગે પેટલાદની રાજરત્ન મિલ્સના મેનેજર શ્રી. હરિવલ્લભદાસ ચુ. શાહના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી. આ પ્રસંગે પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ સા. તથા મહાલોમાંથી પ્રતિનિધિ તરીકે, વડોદરા મહાલમાંથી વરણામાના શ્રી. ચિમનભાઈ હ. અમીન, માણેજના શ્રી. છોટુભાઇ રા. પટેલ, પાદરા મહાલમાંથી વણછરાના શ્રી. ચતુરભાઇ ના. પટેલ, પેટલાદ મહાલમાંથી વસોના શ્રી. રામભાઈ કા. પટેલ, માણેજના શ્રી. જયશંકર મણિલાલ; સાવલી મહાલમાંથી ખાખરીયાના શ્રી. મોહનલાલ હરજીવનદાસ; કરજણ મહાલમાંથી કરજણના શ્રી. મંગળભાઇ જે. પટેલ તથા શ્રી. શાંતિલાલ પી. શાહ, ડભોઇ મહાલમાંથી ડભોઇના શ્રી. ઝવેરભાઇ પુ. પટેલ, ભીલાપુરના શ્રી. રતિલાલ ક. ત્રિવેદી; શિનોર મહાલમાંથી શિનોરના શ્રી. નટવરલાલ ગિ. શાહ, સંખેડા મહાલમાંથી હાંડોદના શ્રી. ગિરધરભાઇ ગોવિંદભાઇ વગેરે હાજર હતા.

આ સભામાં નીચે પ્રમાણે ઠરાવો થયા હતાઃ—

ઠરાવ ૧—સન ૪૨-૪૩ નું નિવેદન તથા હિસાબ સર્વાનુમતે મંજૂર કરવામાં આવે છે.

ઠરાવ ૨—નવા વર્ષનું નીચે પ્રમાણે વ્ય. મંડળ નીમવામાં આવ્યુંઃ—

પ્રમુખઃ—શ્રી. હરિવલ્લભદાસ ચુ. શાહ, મંત્રીઃ—શ્રી. ચિમનભાઇ હ. અમીન

વ્ય. મં. ના સભ્યોઃ—શ્રી. શાન્તિલાલ પી. શાહ, શ્રી. ચતુરભાઇ ના. પટેલ, શ્રી. જયશંકર મ. ઠાકર, શ્રી. છોટાભાઇ રા. પટેલ, શ્રી. ઝવેરભાઇ પુ. પટેલ, અને તે ઉપરાંત વડોદરા પ્રાંતમાંથી ચુંટાઇ આવેલા રા. પુ. મં. ના સભ્યો.

ઠરાવ ૩—સન ૪૩-૪૪ નું નીચે પ્રમાણે અંદાજ મંજૂર કરવામાં આવે છે.

| જમા | ઉધાર |
|---|---|
| ૨૩-૩-૯ શિલક | ૩૭૬- ૦-૦ પ્રાંત પ્રચારકનો ૯ માસનો પગાર, પ્રો. ફંડ, મુસાફરી ખર્ચ |
| ૧૩૧-૧૩-૦ ફાળવણી | ૧૫- ૦-૦ છપામણી |
| ૨૬૬-૦-૦ રા. પુ. મં. ની મદદ | ૧૫- ૦-૦ કંટીજન્ટ, પોસ્ટેજ |
| ૪૨૧- ૦-૯ | ૧૫- ૦-૦ મંત્રીનો પ્રવાસખર્ચ |
| | ૪૨૧- ૦-૦ |

ઠરાવ ૪—સન ૪૩-૪૪ ના અંદાજમાં ખૂટતી રકમ રૂ. ૨૬૬-૦-૦ ની રા. પુ. મં. પાસે માગણી કરવાનું ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૫—હાલના પ્રસંગો જોતાં, પ્રાંત પરિષદ ભરવાનું મોકુફ રાખવાનું ઠરાવવામાં આવે છે અને મહાલ પરિષદો જ્યાં શક્ય હોય ત્યાં ભરવી એમ ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૬—શિષ્ટ વાચનની પરીક્ષા ( વિદ્યાર્થીઓ માટેની ) દરેક મહાલ મંડળે લેવા આ સભા ઠરાવે છે.

ઠરાવ ૭—વડોદરા મહાલના કોઇ પણ ગામે, વડોદરા મહાલનો વર્ગ ભરવાનું ઠરાવવામાં આવે છે, અને તે પ્રમાણે રા. પુ. મં. ને જણાવવા મંત્રીને સત્તા આપવામાં આવે છે.

ઠરાવ ૮—પ્રાંત પુ. મંડળના પ્રમુખ તરીકે શ્રી. જયવતીબહેન દેસાઇએ, લાંબા સમય સુધી જે સેવા કરેલી છે તે બદલ આ સભા એમનો આભાર માને છે,

## સન ૧૯૪૨-૪૩ નું નિવેદન

**(૧) મહાલ પુસ્તકાલય મંડળો**—વડોદરા પ્રાંતના અગિયારે મહાલોમાં મહાલ પુ. મંડળ સ્થપાઇ ચૂક્યાં છે. અને તે દરેક કંઇ ને કંઇ કાર્ય કરતાં પણ થઇ ગયાં છે. આ વર્ષમાં તિલકવાડા મહાલ પુ. મંડળ સિવાયનાં તમામ મહાલ મંડળોએ પોતાની વાર્ષિક સભાઓ ભરી હતી તથા તમામ મહાલ મંડળોએ પોતાનું નિવેદન અને હિસાબ પણ અત્રે મોકલી આપ્યાં હતાં.

**(૨) જૂથ પુ. મંડળો**—વડોદરા પ્રાંતમાં ૧૫૫ જૂથ મંડળો છે. આમાંથી **વડોદરા મહાલ**માં બીલ, આસોજ; **સાવલી મહાલ**માં કેસર, વેગાર, વેજપુર; **પેટલાદ મહાલ**માં પેટલાદ, વસો, સોજીત્રા; **પાદરા મહાલ**માં સોખડા રાધુ, દરાપુરા; **શિનોર મહાલ**માં શિનોર; **સંખેડા મહાલ**માં કોસીન્દ્રા; **ભાદરણ મહાલ**માં ભાદરણ મળી કુલ ૧૫ જૂથ મંડળોએ પોતાના જૂથની વાર્ષિક સભાઓ ભરી તેનાં નિવેદનો અત્રે મોકલી આપ્યાં છે. બીજાં કેટલાંક જૂથ મંડળોએ સભાઓ ભરી હશે, પણ તેના અહેવાલ આવ્યા નહિ હોવાથી અમે તેની નોંધ લીધી નથી. જૂથ મંડળની જાગૃતિ કેટલા પ્રમાણમાં છે તે આ આંકડા ઉપરથી આપ સૌ કોઇને સારી પેઠે સમજાશે. જૂથ મંડળો જ્યાં સુધી બરાબર જાગ્રત ન થાય ત્યાં સુધી મહાલ મંડળોનું કાર્ય જોઇએ તેટલું દીપી નીકળવાનું નથી, જેથી જૂથ મંડળોને જાગ્રત કરવા મહાલ મંડળો ખાસ પ્રયત્ન કરશે એવી આશા છે.

**(૩) મહાલ પરિષદો**—આ વર્ષમાં મોંઘવારી તથા બીજી કેટલીક પ્રતિકૂળતાઓને કારણે એકેય મહાલમાં મહાલ પરિષદ ભરાઇ નથી. અને નવા વર્ષમાં પણ આ જ કારણે ભરાવા સંભવ નથી. અત્યારની મોંઘવારી અંગે ભલે આવી મહાલ પરિષદો ન ભરાય પણ પુસ્તકાલયપ્રવૃત્તિમાં જે થોડી ઘણી જાગૃતિ આવી છે તેને ટકાવી રાખવા માટે જે તે મહાલના કાર્યકરો વર્ષમાં એક વખત ભેગા થઇ સુખદુઃખની વાતો કરે.

**(૪) પગારદાર અને માનદ પ્રચારકો**—આ વર્ષે પ્રચારક તરીકે ચાલુ રહેલા ભાઇ છગનભાઈ મ. પટેલે કરજણ મહાલમાં ૬૨, વાઘોડીઆ મહાલમાં ૨૨, સાવલી મહાલનાં ૩૧, વડોદરા મહાલનાં ૩, અને સંખેડા મહાલનાં ૮, મળી કુલ ૧૨૬ ગામોની ૧૬૯ દિવસમાં તપાસણી કરી છે.

આ સિવાય વડોદરા મહાલ માનદ પ્રચારક શ્રી. છોટાભાઇ રા. પટેલે ૧૩, શ્રી. લલ્લુભાઇ રા. પટેલે ૩, અને શ્રી. શનાભાઇ લ. પટેલે ૮; સાવલી મહાલ માનદ પ્રચારક શ્રી. સોમાભાઇ ગરબડભાઇએ ૧૨, શ્રી. છગનભાઇ સો. જોષીએ ૫, પાદરા મહાલ માનદ પ્રચારક શ્રી. ચતુરભાઇ ના. પટેલે ૫, તથા શિનોર મહાલ માનદ પ્રચારક શ્રી. હરિવલ્લભ બા. વૈદ્યે ૭ મળી કુલ ૫૩ પુસ્તકાલયોની તપાસણી કરી છે.

**(૫) પુસ્તકાલય પર્વણી**—ગ્રામ જનતાને પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેતા કરવાને આ પર્વણીદિન ઉજવવાની ખાસ જરૂર છે. આ વર્ષમાં માણેજા તા. વડોદરા, વઢવાણા તા. ડભોઇ, કંડારી તા. કરજણ, કરનાળી તા. તિલકવાડા, બરકાલ તા. શિનોર અને વેજપુર તા. સાવલી, એ ૭ ગામોએ પર્વણીદિન ઉજવ્યાના સમાચાર મળ્યા છે.

**(૬) શિષ્ટવાચનની પરીક્ષા**—નિવેદનના વર્ષમાં રાજ્ય પુ. મંડળે દર વર્ષની માફક જે પરીક્ષાઓ કાગળની મોંઘવારીના કારણે ન લેતાં ફક્ત એક જ પરીક્ષા " **ત્યાગમૂર્તિ**

**૩ કલોલ મહાલ**—(૧) ભોયણ રાઠોડ, (૨) સોનીપુર, (૩) હાજીપુર.

**૪ ખેરાળુ મહાલ**—(૧) દેલવાડા, (૨) નાની હીરવાણી, (૩) મઢાસણા (૪) ચોરીઆ.

**પ્રચારકાર્ય**

મહાલ પુસ્તકાલયોનાં જૂથ પાડી જુદા જુદા જૂથોના માનદ પ્રચારકોએ પોતપોતાનાં જૂથમાં પુસ્તકાલયો તપાસવાનું તથા તેમાં જણાએલ ખામીઓ સુધારવા બદલ ઠીક ઠીક પ્રયત્ન કરેલો જણાય છે. અને તે બદલ કાર્યકર્તાઓનો અમો આભાર વ્યક્ત કરીએ છીએ. આ ઉપરાંત પગારદાર પ્રચારકે આ પ્રાંતમાં નીચે જણાવ્યા પ્રમાણેની કામગીરી કરી છે તે ઉપરથી પણ જોઇ શકાશે કે આ પ્રાંતના ૧૨ તાલુકાઓ પૈકી જે તાલુકામાં પુસ્તકાલયોની તપાસણી કરી છે તે ઉપરથી એમની કામગીરી સંતોષકારક જણાય છે. કરેલ કામગીરી અને તેમની ડાયરીઓ વગેરે ઉપરથી જાણવા મળે છે કે આવી તપાસણી સતત રીતે ચાલુ રહેવાની જરૂર છે. અને જો એ પ્રમાણે તપાસણી ચાલુ રહે તો પ્રાંતમાં નવીન નીકળતાં પુસ્તકાલયો તેમ જ ચાલુ એવાં પુસ્તકાલયો કે જે દેખરેખના અભાવે મૃતપ્રાય જેવાં જણાય છે, તેમને જીવતાં રાખવા, અને પોતપોતાની ફરજ સમજી સમાજને પોતાની ઉપયોગિતા પૂરવાર કરી બતાવે તેવી સ્થિતિમાં આવે ત્યાં સુધી તેમને માટે આવા ખાસ પગારદાર પ્રચારકોથી કામ લેવાની જરૂર જણાય છે.

## ૩—નવસારી પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

નવસારી પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા તા. ૫—૯—૪૩ ના રોજ શ્રી. મગનલાલ ઝીણાભાઇ દેસાઇના પ્રમુખપદે મળી હતી. તેમાં,

ઠરાવ ૧—મંત્રીએ રજૂ કરેલ હેવાલ-હિસાબની મંજૂરીનો,

ઠરાવ ૨—નવા વર્ષના હોદ્દેદારો તથા વ્યવસ્થાપક મંડળની ચૂંટણીનો,

ઠરાવ ૩—૧૯૪૩-૪૪ વર્ષ માટેની બજેટમંજૂરીનો,

ઠરાવ ૪—ચાલુ સંજોગોને કારણે પ્રાંત પુ. પરિષદ મોકુફ રાખી મહાલ પરિષદો ભરવાનો.

ઠરાવ ૫—પ્રાંત પ્રચારકના પગાર માટેની રકમનો બજેટમાં સમાવેશ કરવા રા પુ. મંડળ પાસે રૂ. ૧૭૫—૦—૦ ની માગણી કરવાનો,

ઠરાવ ૬—શિષ્ટ વાચન પરીક્ષાઓ મહાલ મંડળોએ લેવાની તજવીજ કરવાનો તથા રા. પુ. મંડળ તરફથી લેવાતી શિ. વા. પરીક્ષાનો લાભ વધુ પ્રમાણમાં લેવાની ભલામણનો

ઠરાવ ૭—લાકડી સામાન પ્રાંત પુ. મંડળ મારફતે બનાવરાવવાની ભલામણનો,

ઠરાવ ૮—ગુજરાતી શાળાના શિક્ષકોને વગર જામીને ઠરાવ સ. ૪૮/૨૧-૨-૨૫ થી થયેલો છે, પણ તે પ્રમાણે કેટલેક ઠેકાણે અમલ થતો નથી તો તે અમલમાં લાવવા દરેક મહાલમંત્રીને પોતાના મહાલના પુ. મંત્રીઓને જણાવવાની ભલામણનો.

### સને ૧૯૪૨—૪૩ નો વાર્ષિક હેવાલ

હવે પ્રાંતમાં શાળાવાળાં પણ પુસ્તકાલય વિનાનાં બાકી ગામ પલસાણા મહાલે ૨, સોનગઢ મહાલે ૫, વ્યારા મહાલમાં ૧૭ અને મહુવા મહાલમાં ૧૩ મળી કુલ ૩૭ ગામે બાકી છે.

**વસ્તીની વિગત** પ્રાંતમાં માંગરોળ, મહુવા, વ્યારા અને સોનગઢ એ ચાર મહાલોમાં રાની ભાઇઓની વસ્તી હોઈ એ મહાલોનાં ગામોમાં લોકમદદના અભાવે જલદી પુસ્તકાલયો ઉઘાડી શકાતાં નથી. જ્યારે પલસાણા, ગણદેવી, કામરેજ અને નવસારી મહાલોમાં ઉજળિયાત

ભાઈઓની વસ્તી વધુ પ્રમાણમાં હોઈને એ મહાલોમાં પુસ્તકાલયો જલદીથી ઉઘડી જવા પામ્યાં છે.

**મહાલ મંડળનું કાર્ય** રાજ્ય પુસ્તકાલય મંડળના ઉદ્દેશ પ્રમાણે નવસારી પ્રાંતના સોનગઢ મહાલ સિવાય દરેક મહાલે પુસ્તકાલય મંડળો સ્થપાઈ ચૂક્યાં છે. અને તે દરેક કંઈ ને કંઈ પુસ્તકાલયની ઉન્નતિનાં કાર્ય કરતાં થઈ ગયાં છે. પણ નિયમિત ને સંગીન કાર્ય થવાં જોઈએ તે થતાં નથી. એ બદ્દલ ખરેખર દિલગીર થવા જેવું છે. આશા છે કે પ્રાંતના દરેક મહાલ મંડળના મંત્રી ભાઈઓ નીચેનાં કામ આ વર્ષે જરૂર કરશેઃ—

૧ જે વર્ષ રાજ્ય યા પ્રાંત પરિષદ ભરાય તે સિવાયના દરેક વર્ષે મહાલ પરિષદ ભરે.
૨ દર વર્ષે વિદ્યાર્થીઓ માટે શિષ્ટ વાચનની પરીક્ષા રાખે.
૩ રાજ્ય પુ. મંડળ તરફથી લેવાતી શિષ્ટવાચનની પરીક્ષાનો દરેક જૂથમંડળ પર સૂચના કાઢી પ્રચાર કરે અને ઉમેદવારો ઊભા કરે તથા પરીક્ષાના પુસ્તકની માગણી આવે તો તે પૂરી પાડવાની તજવીજ કરે.
૪ શાળાવાળાં પુસ્તકાલય વિનાનાં ગામે પુસ્તકાલય ઉઘાડવા પ્રયત્ન કરે.
૫ જૂથમંડળ દ્વારા જૂથના એકેએક પુસ્તકાલયની તપાસણી કરાવે.
૬ જૂથમંડળને જાગ્રત કરે, તેમની વાર્ષિક સભાઓ ભરાવી તથા કરાવાનાં કામોનું વખતોવખત સૂચન કરે.
૭ દર વર્ષે મહાલની વાર્ષિક સભાઓ ભરે અને હેવાલ તથા હિસાબ રજૂ કરે, તથા નવા વર્ષનો કાર્યક્રમ વિચારે અને સર્વે હકીકત પ્રાંત તથા રાજ્ય મંડળ તરફ મોકલી આપે.

**મકાનવાળાં તથા ગુ. વ. સોસાયટીમાં નોંધાયેલા પુસ્તકાલયો**— પ્રાંતમાં મકાનવાળાં પુસ્તકાલયો ૩૫ છે ને ગુ. વ. સોસાઈટીમાં નોંધાયેલાં ૬૭ છે. મકાન માટે શ્રી. મહારાણી શાન્તાબાઈ મહિલા અને બાળ પુસ્તકાલય નવસારી તરફથી સરકારમદદ માટે માગણી છે. પાંચ વરસથી લોકમદદ તૈયાર રાખી છે, પણ હજુ માગણી મંજૂર થઈ નથી. તેમજ તવડી, છીણમ વગેરે પાસે લોકમદદ તૈયાર છે. તો સરકારમદદ તથા પંચાયત મદદ મળે તેવી અરજ છે.

**શિક્ષણવર્ગ**—આ સાલ શિક્ષણ વર્ગ પ્રાંત માટે રાખેલ નહોતો, પણ માંગરોળ-વેળાછા માટે કોસંબા મુકામે સાર્વજનિક જીનિંગ ફેકટરીમાં મહાલના ઉમંગી કાર્યકર્તા શ્રી. મણિલાલ મોદીના પ્રયાસથી રાખેલ હતો ને તેમાં મહાલના ઘણાખરા પુસ્તકાલયના મંત્રીઓએ ભાગ લીધો હતો.

**પગારદાર અને માનદ પ્રચારકો**—પ્રાંત તરફથી પગારદાર પ્રચારક રોકવાની યોજના છેલ્લા પાંચ વરસથી શરૂ કરવામાં આવી છે. આ વર્ષે પણ વડોદરા અને નવસારી પ્રાંત માટે એક પ્રચારક ભાઈ છગનભાઈ પટેલને રોકવામાં આવ્યા હતા. જેમણે માંગરોળ, કામરેજ અને નવસારી મહાલનાં પુસ્તકાલયોની તપાસણી, વર્ગીકરણ, તથા હિસાબકામ વગેરે વ્યવસ્થિત કાર્ય ખંત અને શ્રમ લઈને કરેલ છે. પ્રાંતમાં દરેક મહાલનાં પુસ્તકાલયનાં વર્ગીકરણ થઈ ગયાં છે. હવે એક પણ પુસ્તકાલય વર્ગીકરણ વગર બાકી નથી.

**પુસ્તકાલયપર્વણી**—ગામડાના લોકોને પુસ્તકાલયમાં રસ લેતા કરવાને આ પર્વણીદિન ઉજવવાની ખાસ જરૂર છે. આ વર્ષે પણ પ્રાંતનાં ઘણાંખરાં ગ્રામ પુસ્તકાલયોમાં તેમ જ નવસારી કસ્બાના શ્રીમાન મહારાણી શાન્તાબાઈ મહિલા તથા બાલ પુસ્ત-

કાલય તરફથી ઉજવવામાં આવ્યો હતો. દરેક જૂથમંડળના મંત્રીઓએ પોતાના જૂથના પુસ્તકાલયવાળાં ગામે આ પર્વણીદિન ઉજવવા પ્રયાસ કરશે ને જનતાને પુસ્તકાલયના વાચનનો લાભ સમજાવશે.

**શિષ્ટવાચનની પરીક્ષાઓ**—રાજ્ય પુ. મંડળ તરફથી લેવાતી શિષ્ટવાચનની પરીક્ષા આ વર્ષે કાગળની મોંઘવારીથી મુલતવી રહી હતી; તેમ જ મહાલ મંડળો તરફથી પણ તે જ કારણથી રાખવામાં આવી નથી. નવીન વરસમાં અનુકૂળતા પ્રમાણે રખાશે.

**ફરતા પુસ્તકાલયની પેટીઓ**—ફરતા પુસ્તકાલયની પેટીઓનો પ્રચાર આ સાલ કામરેજ, મહુવા, નવસારી વગેરે મહાલે થયો છે. નવીન વરસમાં દરેક મહાલના મંત્રીઓ પોતાના મહાલના પુસ્તકાલયો માટે પ્રચાર કરી વધુ પ્રમાણમાં લેવાય તેમ પ્રયાસ કરશે.

**પ્રાંત તથા મહાલની ફાળવણી**—નવસારી પ્રાંત ૫૧-૬-૦, કામરેજ મહાલ ૩૦-૬-૦, ગણદેવી મહાલ ૨૩-૧-૦, નવસારી મહાલ ૩૮-૪-૦, પલસાણા મહાલ ૧૮-૯-૦, મહુવા મહાલ ૧૫-૩-૦, માંગરોળ મહાલ ૧૫-૧૨-૦, વ્યારા મહાલ ૧૦-૨-૦, સોનગઢ મહાલ ૨-૧૩-૦, કુલ રૂ. ૨૦૫-૮-૦.

ઉપર પ્રમાણે દરેકને તેમની ફાળવણીની રકમ મોકલી આપી છે.

## ૪—અમરેલી પ્રાંત પુ. મંડળની વાર્ષિક સભા

અમરેલી પ્રાંત પુ. મંડળની વાર્ષિક સભા તા. ૧૯-૯-૪૩ ને રવિવારના રોજ સા. પુસ્તકાલયના મકાનમાં શ્રી. મોહનભાઇ વીરજીભાઇ પટેલના પ્રમુખપદે મળી હતી. તેમાં નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતા:—

**ઠરાવ ૧**—૧૯૪૨-૪૩ ના વર્ષના હેવાલ-હિસાબ ને મંજૂરીનો,

**ઠરાવ ૨**—૧૯૪૩-૪૪ ના વર્ષ માટે અંદાજ બજેટની મંજૂરીનો,

**ઠરાવ ૩**—હોદ્દેદારોની તથા વ્ય. સભ્યોની ચૂંટણીનો,

**ઠરાવ ૪**—પ્રાંત પુસ્તકાલય મંડળની પરિષદ સં. ૨૦૦૦ ના માઘ માસની સુદી ૫ ( વસંતપંચમી ) ના રોજ ભરવાનો,

**ઠરાવ ૫**—પગારદાર પ્રચારક રાખવાની આ પ્રાંતમાં આવશ્યક્તા નથી, એમ અનુભવ પરથી જણાતાં, તેને બદલે મહાલવાર સ્થાનિક માનદ પ્રચારકો રોકવાનો અને તેમને યોગ્ય તે પુરસ્કાર આપવાનો,

**ઠરાવ ૬**—સહકારના ધોરણે બજેટો બનાવવાનો અને જેમણે ન બનાવ્યાં હોય તેમણે તાકીદે બનાવી મોકલી આપવાનો,

**ઠરાવ ૭**—શિષ્ટ વાચનની પરીક્ષાનો લાભ વધુમાં વધુ લેવાય અને તે માટે નિયત થયેલ પુસ્તક નમુદ થયેલ તારીખથી બે માસ અગાઉ મેળવી લેવાની ભલામણનો,

**ઠરાવ ૮**—પગારદાર પ્રચારકના ખર્ચબિલને લગતો,

**ઠરાવ ૯**—દામનગર મહિલા પુસ્તકાલય ખોલવા માટેની રકમ, હાલ સદર પુસ્તકાલય ખુલી શકે તેમ નહિ જણાવાથી તે રકમ મહાલ મંડળમાં મેળવી તેનો જરૂર જણાય ત્યાં વ્યય કરવા મહાલ મંડળમાં રાખવાનો તથા

**ઠરાવ ૧૦**—જૂથમંડળની સભા ઑગસ્ટ માસના પહેલાં રવિવારે રાખવાનો: એ પ્રમાણે કુલ દસ ઠરાવો પસાર થયા હતા.

## સને ૧૯૪૨-૪૩નો હેવાલ

મહાલ અને પુ. જૂથ મંડળો રાજ્ય પુસ્તકાલય મંડળના ઉદ્દેશ પ્રમાણે અમરેલી પ્રાંતના એકેએક મહાલમાં સ્થપાઇ ચૂક્યાં છે, અને દરેકને કંઇ ને કંઇ કાર્ય કરતાં પણ થઇ ગયાં છે, તેમ છતાં કાર્યની ગતિ મંદ છે, કારણ કે નવાં પુસ્તકાલયો સ્થાપી શકાતાં નથી. આ માટે આશા છે કે પ્રાંતના દરેક મહાલ મંડળની યોજના નીચેના કાર્યો દર વર્ષે કરશેજઃ—

૧ જે વરસમાં રાજ્ય વ પ્રાંત પરિષદ ભરાય તે સિવાયના દરેક વર્ષે મહાલ પરિષદ ભરે,

૨ દર વર્ષે વિદ્યાર્થીઓ માટેની શિષ્ટ વાચનની પરીક્ષાનો લાભ જરૂર લે.

૩ રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મોટાઓ માટે લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાનો દરેક મંડળ ઉપર સૂચના કાઢી પ્રચાર કરે અને ઉમેદવારો ઉભા કરે, તથા પરીક્ષાનાં પુસ્તકોની માગણી આવે તો તે પૂરી પાડવાની તજવીજ કરે,

૪ શાળાવાળા પુસ્તકાલય વગરના ગામોએ પુસ્તકાલયો ઉઘાડવા પ્રયત્ન કરે;

૫ જૂથમંડળ દ્વારા જૂથના એકેએક પુસ્તકાલયની તપાસણી કરાવે,

૬ જૂથમંડળોને જાગ્રત કરે, તેમની વાર્ષિક સભાઓ ભરાવે, તથા કરવાનું કામોનું વખતોવખત સૂચન કરે

૭ દર વર્ષે મહાલની વાર્ષિક સભા ભરે, અને હેવાલ તથા હિસાબ રજૂ કરે તથા નવા વર્ષનો કાર્યક્રમ વિચારે અને તે સર્વ હકીકત પ્રાંત તથા રાજ્ય તરફ મોકલી આપે.

૮ ઉપર બતાવેલ હકીકત પૈકી જૂથમંડળો નિયમિત રીતે કામ કરતાં થયાં છે અને આપેલી સૂચનાઓનો અમલ કરતાં થશે એવી આશા અસ્થાને નથી.

દરેક જૂથમંડળોએ પોતાની સભા ભરી છે, એમ મહાલ મંડળની સભા વખતે જણાવ્યું છે, દરેકે પોતાના બજેટ અને નિવેદનો મોકલી આપ્યા હશે, ન મોકલ્યા હોય તો તેમની તપાસ કરી દરેક જૂથમંડળમાં મોકલી આપે.

**પ્રાંત અને મહાલ મંડળો**—પ્રાંત અને મહાલ મંડળો પોતાની પ્રવૃત્તિઓને અંગે થતા ખર્ચને પહોંચી વળવા સારૂ રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી ફાળવણી મળે છે તે ફાળવણી નિવેદનના વરસમાં રૂા. ૧૧૭-૦-૦ મળી હતી, જેમા મહાલ મંડળોની ફાળવણી રૂા. ૮૭-૧૨-૦ મળ્યા છે, જેની ફાળવણી નીચે પ્રમાણે કરવામાં આવી છેઃ—

અમરેલી પ્રાંત મંડળને ૨૯-૪-૦, અમરેલી મહાલ મંડળને ૭૯-૬-૦, કોડીનાર મહાલ મંડળને ૧૩-૮-૦, ખાંભા મહાલ મંડળને ૩-૬-૦, દામનગર મહાલ મંડળને ૧૧-૧૩-૦, ધારી મહાલ મંડળને ૧૫-૩-૦, રતનપુર મહાલ મંડળને ૪-૮-૦ કુલ ૧૧૪-૦-૦

**પુસ્તકાલયપર્વણી**—દર સાલ મુજબ પર્વણી ઉજવીએ છીએ, તેના કરતાં ચાલુ સાલે કંઇક વિશેષ પ્રકારે પર્વણી ઉજવવામાં આવી હતી. પર્વણી ઉજવવાના દિવસ અગાઉ શાળાનાં વિદ્યાર્થીઓ, બહેનો, પુસ્તકાલયના કાર્યકર્તાઓ, શિક્ષકો અને શહેરના લોકોએ સરઘસમાં ભાગ લીધો હતો અને તા ૯-૨-૪૩ ના રોજ સાંજના જાહેર મેળાવડો રાખવામાં આવેલ હતો. મેળાવડામાં પુસ્તકાલયપર્વણી એટલે શું ? અને શા માટે ઉજવાય છે ? તેનો હેતુ શું છે ? તેમ જ શિષ્ટ વાચન એટલે શું ? તે વિષે વિવેચનો થયાં હતાં.

**પગારદાર પ્રચારક**—નિવેદનની સાલે રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી આ પ્રાંતને પગારદાર પ્રચારક ૩ માસ માટે મળવાની યોજના થઈ છે, અને તેઓએ જ્યાં જ્યાં સલાહ સૂચના આપવી ઘટે, ત્યાં જોઇતી સલાહ આપી છે.

૧ ખાસ વિનંતિ છે કે બજેટ બનાવતી વખતે સહકારી ધોરણે બજેટ બનાવવાની બાબત ખાસ લક્ષમાં રાખશો,

૨ આ મહાલના ઘણાખરા નજીકના ગામડાઓમાં ફરતા પુસ્તકાલયોની પેટીઓ, અમારા તરફથી પહોંચાડવાની તજવીજ થાય છે, અને ગામડાઓમાંથી આપ તે પેટીઓ અમો ખાતા તરફ મોકલી આપીએ છીએ.

૩ અમરેલી મહાલના અને સ્થાનિક સભ્યો તેમ જ પુસ્તકાલયો જે જે ગુજરાત વર્ના. સોસા. ના આજીવન સભ્યો છે તેઓને દરેકના ભેટનાં પુસ્તકોનાં બંડલ અમો જ પહોંચાડવાની વ્યવસ્થા કરીએ છીએ.

૪ શ્રી. મોતીભાઇ અમીન સ્મારક ફંડમાં જે મહાલ અથવા ગામડાઓની લાયબ્રેરીઓએ હજુ પણ કંઇ ફાળો ન ભર્યો હોય તો તે ભરી આપે એવી ખાસ ભલામણ છે.

---

# કડી મહાલ પુસ્તકાલય પરિષદ ૭ મું સંમેલન

કડી મહાલ પુસ્તકાલય પરિષદનું સાતમું સંમેલન વીડજ મુકામે મે. રા. રા. કલોલ વિભાગ શાળાધિકારી શ્રી. દામોદર ગોવિંદ માલસે સાહેબના પ્રમુખપદે તા. ૩-૧૦-૪૩ ના રોજ મળ્યું હતું. તે પ્રસંગે જુદા જુદા વક્તાઓ તેમ જ સંમેલનના વરાયેલા પ્રમુખનાં ભાષણો વગેરે કાર્યક્રમ થઇ નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતા:—

**ઠરાવ ૧**—શ્રીમંત મહારાજા સાહેબને દીર્ઘાયુ ઇચ્છતો થયો હતો.

**ઠરાવ ૨**—ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ માહિતીપત્રક પ્રસિદ્ધ કરીને તે મુદત-બંધી મોકલવા નોંધાયેલાં પુસ્તકાલયોને ફરજ પાડી છે અને નહિ મોકલનારને તેમના તરફથી પ્રસિદ્ધ થતાં પુસ્તકોનો લાભ નહિ આપવા ઠરાવ કરેલો છે. તે આધારે ચાલુ સાલે રજીસ્ટર પુસ્તકાલયોને પુસ્તકો મળ્યાં નથી તેથી આ પરિષદ્ એવી ભલામણ કરે છે કે 'પુસ્તકાલય ખાતું તમામ માહિતી પોતાને દફતરે રાખે છે તે ઉપરથી તેના અસ્તિત્વની જાહેરાત મેળવી દરેક રજી. પુસ્તકાલયને બનતી ત્વરાએ પુસ્તકો મોકલી આપવા તજવીજ કરવા આ પરિષદ ગુ. વ. સો. ને વિનંતિ કરે છે.*

**ઠરાવ ૩**—ગુ. વ. સોસાયટીનાં પુસ્તકો પ્રસિદ્ધ થાય છે તે સામાન્ય જનતાને ભોગ્ય ઓછાં છે તો સા. પુ. તરફ મોકલવાનાં પુસ્તકો લોકભોગ્ય બનાવવા આ પરિષદ ગુ. વ સો. ને વિનંતિ કરે છે.

**ઠરાવ ૪**—કડી મહાલના સા. પુ. ને નીચે પ્રમાણે રચનાત્મક કાર્યક્રમ હાથ પર લેવા આ પરિષદ સા. પુ. ના વ્યવસ્થાપકોને વિનંતિ કરે છેઃ—

(૧) ક્રિષ્ટ વાચનનો બહોળો પ્રચાર કરવો અને રાજ્ય તથા મહાલ મંડળ તરફથી લેવાતી શિ. વાચનની પરીક્ષાનો અને તેટલો વધુ લાભ લેવરાવવો.

(૨) પુસ્તકાલયપર્વણીની નિયમિત ઉજવણી કરવી.

(૩) જ્ઞાનમંડળની નિયમિત સભાઓ ભરી બજેટ, નિવેદન વેળાસર ખાતા તરફ મોકલી આપવાં.

(૪) વાચક મંડળની યોજના હાથ ધરવી. તેમજ વાંચનના રચનાત્મક કાર્યો હાથ ધરવા વિનંતિ કરે છે.

**ઠરાવ ૫**—શ્રીમંત સરકારે કૃપાવંત થઇ સ્થાનિક પંચાયતો अ વર્ગ અને ब વર્ગ સુધરાઇઓએ પુસ્તકાલયોને મદદ આપવાનું ફ. કાયોમાં સમાવેશ કરેલો છે, તે બદલ આ પરિષદ શ્રીમંત સરકારનો આભાર માને છે.

**ઠરાવ ૬-૭**—પરિષદ ભરવા માટે વીડજ ગામ તેમજ પુસ્તકાલયના મંત્રી શ્રી. ભોળાનાથ હરજીવનના તેમજ છેલ્લે પ્રમુખશ્રીના આભારનો.

---

* આ બાબત ગુ. વ. સો. નાં મંત્રી તરફ ખાતા તરફથી યોગ્ય તે પત્રવ્યવહાર થઇ તેનો નિકાલ થઇ જતાં હવે રાજ્યનાં રજી. પુસ્તકાલયોને પુસ્તકો મોકલવાં ચાલુ થઇ ગયેલ છે. -તંત્રી



**૧ બંગાળી જીવન અને સાહિત્ય**—લેખકઃ શ્રી. ચાંપશી વિ. ઉદેશી; પ્રાપ્તિસ્થાનઃ મેસર્સ એન. એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ—૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૯૭, સાદું પૂઠું, મૂલ્ય રૂા. એક.

લેખક પોતાના લાંબા કાળના-છેંતાલીસ વર્ષના કલકત્તા ખાતેના વસવાટ દરમિયાન બંગાળી જીવન સાથે સંપર્કમાં રહેલા અને એ સંપર્ક દ્વારા પોતે જાણેલી અનેક વાતો—છેક બાળપણથી માંડીને, તેઓ છેક એ પ્રદેશ છોડીને વડોદરા આવ્યા ત્યાં સુધીના—બંગાળી જીવનનાં વિવિધ અંગોપાંગોનું નિરીક્ષણ કરવા મળેલી તકમાંથી ઝીલેલા જીવનધબકાર પરથી આ પુસ્તકની યોજના કરી છે. તેમાં પણ બાલમાનસના પરિચયથી માંડીને વેપારી, કારકુન, રંગભૂમિનાં પાત્રો તેમ જ સામાજિક કુટુંબોના પરિચય પરથી પોતે ઝીલેલી છાપ પરથી બંગાળી જીવનનો જાણવાજોગ પરિચય આપણને આ પુસ્તક દ્વારા આપ્યો છે. અને એ જીવન-ત્યાંના લોકોનો ખોરાક, સામાજિક તેમ જ ધાર્મિક જીવન, ત્યાંની પ્રજાનું સાહિત્ય, પત્રકારત્વ, કલા વગેરે તથા પ્રજાની ખાસિયતો અને છેલ્લે બંગાલ અને ગુજરાતની તુલનામાં પરસ્પરનો કેવો મેળ છે તે પણ આ પુસ્તકમાં દર્શાવ્યું છે.

પ્રાંત પ્રાંતના જીવનવ્યવહાર અને તેના સાહિત્યને લગતાં આવાં પુસ્તકો, બૃહદ્-ગુજરાતમાં વસતા ગુજરાતીઓ જો ગુજરાતી જનતા સમક્ષ મૂકવા આ પ્રમાણે પ્રેરાય તો પ્રાંતપ્રાંત વચ્ચેની સામ્યાસામ્યતાઓનો ઠીક પરિચય મળે.

આપણે ઇચ્છીએ, લેખકની માફક બૃહદ્ગુજરાતમાં—મદ્રાસ, સિંધ, યુક્ત પ્રાંતો અથવા મધ્યહિંદમાં વસતા આપણા ગુજરાતીઓ આ પુસ્તક જોઈને એ દિશામાં પગલું ભરવા પ્રેરાશે.

**૨. કુંવરબાઇનું મામેરું**—( આવૃત્તિ બીજી ) સંપાદકઃ શ્રી. મગનભાઇ પ્રભુદાસ દેસાઇ, પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૪૮+૧૮, સાદું પૂઠું, મૂલ્ય ૦-૧૦-૦.

" કુંવરબાઇનું મામેરું " ઘણી શિક્ષણસંસ્થાઓમાં, ગુજરાતીના વર્ગો માટે પાઠ્યપુસ્તક તરીકે નિયત થયેલું છે અને તેની સંશોધિત પ્રમાણભૂત આવૃત્તિ એ શિક્ષણકાર્યમાં ઉપયોગી થઈ પડે તે માટે એની પહેલી આવૃત્તિ ૧૯૪૦માં ગૂજરાત વિદ્યાપીઠે શ્રી મગનભાઇ દેસાઇ પાસે તૈયાર કરાવી પ્રકટ કરેલી. ત્યાર પછી મળી આવેલી બીજી ત્રણ પ્રાચીન હસ્તપ્રતો પરથી વિશેષ સંશોધનપૂર્વક આ પ્રમાણભૂત આવૃત્તિ પ્રકટ કરવામાં આવી છે. એમાં કવિ પ્રેમાનંદ અને નરસિંહ મહેતાની ઉપર્યુક્ત પ્રાચીન હસ્તપ્રતો પરથી મૂળ પાઠો આપી છેવટે એને વિદ્યાર્થીઓને સમજવામાં ઉપયોગી થઇ પડે તેવી સમજૂતીભરી નોંધ પણ આપી છે.

આ મૂળ પાઠો પ્રૌઢ શિક્ષણ દ્વારા વાંચતા થયેલાઓને ઇતર વાચન માટે પણ ઠીક ઉપયોગમાં આવે તેમ છે. આજની કાગળની સખત મોંઘવારીમાં પણ એનું મૂલ્ય માત્ર

૦-૧૦-૦ રખાયું છે તે ખરેજ અલ્પ લેખાય. હાલના સંજોગોમાં પુસ્તકોની છાપેલી કિંમતો ઉપરાંત કિંમતના વિશેષ સિક્કા છાપી કિંમતો વધાર્યે જતા પુસ્તકપ્રકાશકો આનો આદર્શ ગ્રહણ કરશે તો ગુજરાતી વાચકજનતા પર ભારે ઉપકાર કર્યો લેખાશે.

**૩. સ્મરણયાત્રા** ( બીજી આવૃત્તિનું બીજું પુનર્મુદ્રણ )—લેખકઃ શ્રી. દત્તાત્રય બાળકૃષ્ણ કાલેલકર, પ્રકાશક કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૩૩૦+૧૬, ઓર્ડપાટીનું પાકું પૂઠું; મૂલ્ય રૂા. બે.

કાકા સાહેબે લખેલા બાળપણનાં મધુરાં સ્મરણોની યાદ આપતા પ્રસંગોના પુસ્તકની બીજી આવૃત્તિનું આ બીજું પુનર્મુદ્રણ છે. એમાં કાકા સાહેબે એમની સરળ અને લાક્ષણિક શૈલીએ આપેલાં સ્મરણોના આ પુસ્તક વિષે હવે ભલામણ કરવાની રહેતી જ નથી. આ પુસ્તક વ. રા. પુ. મંડળ તરફથી શિષ્ટ વાચનની પરીક્ષા માટે અગાઉ નમૂદ થયું હતું, એ જ એની ઉત્તમતાના પુરાવા માટે બસ છે. પુસ્તકાલયોના ગ્રંથપાલો હજી પોતાને ત્યાં ન હોય તો એ વસાવી લે.

**૪. ઋતુઓના રંગ**—લેખકઃ સ્વ. ગિજુભાઇ, પ્રકાશકઃ ગુજરાત બાલવિકાસ સંસ્થા, જૂનું ટોળક નગર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૭૪ + ૪, સાદું પૂઠું, મૂલ્ય ૦-૧૦ ૦; ( ૧૯૪૩ ).

ઉપર્યુક્ત સંસ્થાને સ્વ. ગિજુભાઇ સન્માન સમિતિ તરફથી સ્વ. ને અર્પણ કરવામાં આવેલી રકમ હાલમાં પ્રાપ્ત થઇ છે. તેનો વિનિમય સ્વ. નાં લખેલાં શિક્ષણવિષયક અપ્રાપ્ય અને બાલસાહિત્યનાં તેમ જ ઇતર અપ્રકટ પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું ઠરાવાયા પ્રમાણે, આ પુસ્તક તેમ જ આ પછી દર્શાવાયેલાં પુસ્તકો પ્રકટ કરવામાં આવ્યાં છે.

સ્વ. એક સાચા બાલશિક્ષણશાસ્ત્રી હતા અને તેમનાં લખાણોમાંથી અનેકોએ પ્રેરણા પીધી છે. બાળકોના તો એ પિતા જ હતા. એમનાં લખાણો પ્રસિદ્ધ કરવાની આ પ્રવૃત્તિને અમે આવકારીએ છીએ.

આ પુસ્તકમાં લેખકે, બાળકોને, વર્ષભરની ઋતુ ઋતુનાં વિવિધ દર્શન એમની બાલભોગ્ય શૈલીએ શિક્ષણાત્મક પત્રોરૂપે આપેલ છે. કુદરતનું ઋતુજ્ઞાન કરાવવામાં આ પત્રાત્મક બાલસાહિત્ય જરૂર સારો ફાળો આપશે, એ નિઃશંક છે.

**૫ વનસ્પતિ પાઠો**—લેખક-પ્રકાશકો તથા કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૮૪+૪, સાદું પૂઠું, મૂલ્ય ૦-૧૦-૦ (૧૯૪૩).

ઉપરના પુસ્તકમાં જણાવેલી યોજનાનુસાર જ આ પુસ્તક પણ પ્રકટ કરવામાં આવ્યું છે. ઉપર્યુક્ત પુસ્તકમાં બાળકોને ઋતુજ્ઞાન આપવા પ્રયત્ન થયો છે ત્યારે, આ પુસ્તકમાં આપણે ત્યાં થતી વિવિધ વનસ્પતિ-જુદી જુદી જાતના છોડવા અને વૃક્ષોને લગતા ૨૯ પાઠો આપ્યા છે, જેમાંના કેટલાક બાળકોના નિત્યપરિચિત છે, તો કેટલાક તદ્દન નવીન જ-તેમને નવું જ્ઞાન પ્રાપ્ત કરાવે તેવા છે. ભાષાશૈલી પણ સ્વ. ગિજુભાઇની-બાળકોને તરત જ સમજમાં ઊતરી જાય તેવી હોઇને બાળકો હોંશે હોંશે વાંચવા પ્રેરાશે, એ નિર્વિવાદ છે.

**૬. પ્રાણીપાઠો**—લેખક-પ્રકાશક, પૂઠું તથા કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૪૦ + ૪, મૂલ્ય ૦-૧૦-૦ (૧૯૪૩).

આ પુસ્તકમા ઘરના તેમ જ બહાર નજરે પડતા, બાળકો ઓળખે તેવા તેમ જ તેમને અપરિચિત એવા વિવિધ પ્રાણીઓને લગતા પાઠો છે. તે પૈકી શરૂઆતના સાત પાઠો પ્રાણીઓ તથા જીવજતુઓને લગતા હોઇને બાકીના વિવિધ પક્ષીઓ સંબધેના છે બાળકોને પ્રાણીવર્ણન શુષ્ક શૈલીએ શીખવાય તેને બદલે, આવી ગિજુભાઇની શિક્ષણશૈલીએ શીખવાય તો તે બાલમાનસમાં સીધા પ્રવેશી જાય. પ્રાણીવર્ણનના ઇતર પાઠોના શિક્ષણમા આ પુસ્તક પ્રથમ સ્થાન લેવાને સર્જાયું છે.

પ્રકાશકો અવારનવાર સ્વ. ગિજુભાઇના આવા અપ્રસિદ્ધ સાહિત્યને બહાર લાવશે તો તેમણે સ્વ. ગિજુભાઇ પ્રત્યેનુ ઋણ અદા કર્યું ગણાશે અને આપણી ઊગતી પ્રજાને એવા સંસ્કાર સિંચી શુભ પરિણામ લાવી તેમને પોતાના ઋણી બનાવશે. ત્રણે પુસ્તકો દરેક નાનાં મોટા સૌ પુસ્તકાલયો પોતાને ત્યા વસાવી લે.

મણિલાલ પ્ર. વ્યાસ

૭. દેશવટો ( ભા. ૧-૨ )—લેખકઃ ભારદ્વાજ; પ્રકાશક સી શાંતિલાલની કંપની, ૮૬, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુબઇ નં. ૨, ક્રાઉન ૧૬ પેજી કદના પૃષ્ઠ પહેલા ભાગના ૧૪૪ અને બીજા ભાગના ૯૬ મળી કુલ ૨૪૦; બને ભાગના સચિત્ર આચ્છાદન સહિત બોર્ડનુ પૂઠું; મૂલ્ય અનુક્રમે રૂ. ૩-૦-૦ અને રૂ ૨-૮-૦

ગામડાનો ભલો અને ભોળો ગણાતો ખેડૂત, સૂર્યનો તાપ, વર્ષાની ઝડી અને શિયાળાની બરફ જેવી ઠંડી સામે ઝઝુમીને, કાળી મહેનત કરી, ધરતી માતાના ખોળામાથી અનાજ મેળવે છે અને જગતને જીવાડે છે. અને એટલા જ માટે તે 'જગતના તાત 'નું બિરુદ પણ પામ્યો છે; પણ તે જ ખેડૂત આજે અનાજ વગર વલખા મારે છે. અને દેવાના બોજામાં ચગદાઇ ગરીબાઈના પારાવાર દુઃખ ભોગવી રહ્યો છે.

' દેશવટો ' એ આવા જ પ્રકારના એક ખેડૂતની, ગરીબાઇની હાય દર્શાવતી, એક હૃદયભેદક વાર્તા છે. આ વાર્તામા દેવો અને મોઘી એ બે મુખ્ય પાત્રો છે દેવો, મોઘીની સુવાવડ અંગે શહેરમા પોતાના શેઠ પાસે પૈસા લેવા જાય છે. શેઠ શેઠાણીને રીઝવવામા અને મૂડીવાદનું પોત પ્રકાશવામાં કેટલોક વખત ગાળી, દેવાને ઠપકાના બે શબ્દો સભળાવી, પૈસા આપે છે. દેવો એ પૈસામાથી સુવાવડનો મસાલો લઈ, ઘેર જવાની તૈયારી કરે છે એટલામાં જ એને એ શહેરના ફોજદારનો સિપાઇ જોહુકમી વાપરી થાણામા લાકડા કાપવા લઇ જાય છે. બીજી બાજુ મોંઘીને સુવાવડ થઇ રહી છે બાળક આડુ આવતા દાયણ તેના કકડા કરી બહાર કાઢે છે એટલામા દેવો ઘેર આવે છે અને પોતાની સ્ત્રીને બેભાન જુએ છે અને તેમાથી જ એને શેઠ, ફોજદાર, સિપાઇ વગેરે તરફ તિરસ્કાર—નફરત અને વેર લેવાની વૃત્તિ જન્મે છે. દેવો સુવાવડી મોઘીને એકલી અને અટુલી મૂકીને બહારવટુ ખેડનો બની જાય છે. મોઘી પણ કંઇક સારી થતા દેવાની શોધમા નીકળી પડે છે. આમ બંને પોતાના ગામનો દેશવટો ભોગવે છે. એ દેશવટો ભોગવવામા બનેને, ધર્મને નામે કેવા ધતિંગો પોષાય છે અને એમાં કેવા પાપાચાર ખેલાય છે તેના પણ દર્શન થાય છે. અને એમાથી દેવાને પોતાની સ્ત્રીનો મેળાપ થાય છે ફરી એ બને, પોતાની ભોમકાને છેલ્ટના રામરામ કરી

સુવર્ણમૃગ જેવું આસામના બગીચાનું વર્ણન સાંભળી ત્યાં નોકરી કરવા ચાલ્યાં જાય છે. અને એ રીતે આ વાર્તાનો અંત આવે છે.

વાર્તાનું વસ્તુ સાદું અને સરળ છે. સામાન્ય ભણેલ પણ વાંચી અને સમજી શકે તેવું છે. આ વાર્તા, કાંઇ નવીનતા કે પ્રેરણા આપે તેવી નહિ, છતાં ખેડુતની ગરીબાઇનું, મૂડીવાદની શોષણનીતિનું, ધર્મનાં ધતીંગોનું અને સત્તાધીશોની જોહુકમીનું દશ્ય રજુ કરી, વાચકને ઘડીભર લાગણીપ્રધાન તો બનાવે છે જ.

આ પુસ્તકના બંને ભાગમાં વપરાયલા કાગળો અને તેની છાપણી તેમજ તેની બાંધણી, વાચકોને ખરેખર પુસ્તક વાંચવાને લલચાવે તેવાં આકર્ષક છે. પણ ૨૪૦ પાનાંના વાચનની કિંમત રૂ. ૫-૮-૦ થાય એ પણ કંઇક વધારેપડતું છે.

૮. **પરબનાં પાણી**—લેખકઃ મુરલી ઠાકુર; પ્રકાશકઃ આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ નં. ૨; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૨૦૮, સચિત્ર આચ્છાદન સહિત બૉર્ડનું પૂઠું, કિંમત રૂ. ૨-૮-૦.

આ પુસ્તકમાં ટૂંકી ટૂંકી ૧૭ સામાજિક નવલિકાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે. વાર્તાઓ છે તો સામાન્ય, પણ આનંદ આપે તેવી તો છે જ. ' ભાઇબીજ ફળી ', ' ઘર બદલ્યું '; ' ગં. સ્વ. ગંગાબહેન '; ' સાચું દિલ '; ' કલેવર '; ' ઝરૂખેથી '; ' મેંનડી '; ' વહુની બંગડી ' એ વાતો વાંચવા જેવી છે. આ પુસ્તકનું નામ દર્શાવતી ' પરબનાં પાણી ' એ આ પુસ્તકની પહેલી વાર્તા છે અને તે પણ ખાસ વાંચવા જેવી છે.

૯. **ગુરુસ્વામી**—લેખકઃ ' જોગવ '; પ્રકાશકઃ ધી ધીરેન્દ્ર ખખ્ખર, કિતાબઘર, રાજકોટ; ૧૯૪૩; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૧૪૯; સચિત્ર આચ્છાદન સહિત બોર્ડ પૂઠું; મૂલ્ય રૂ. ૨-૦-૦

' ગુરુસ્વામી ' એ એક કાલ્પનિક વાર્તા છે; પણ તેમાં માધવરાવ પેશ્વા અને અન્ય ઐતિહાસિક બનાવોના સ્થળ તથા સમયની ગૂંથણી કરી, લેખકે જાણે કોઇ ઐતિહાસિક વાર્તા સર્જી હોય તેમ વાંચતાં જણાઇ આવે છે.

વાર્તાનો પ્રસંગ, એક બીજાને ચાહતાં અને લગ્નથી જોડાવાની ઇચ્છા રાખતાં બળવંત અને રમા નામનાં પાત્રોમાંથી જન્મે છે. રમા પાસેની મોટી મિલકત મેળવવાના લોભે, તેના વાલી બનેલ મોરો પંત પણ તેને પરણવા ઇચ્છે છે. અને તે માટે મોરો પંત, બળવંતને પોતાના માર્ગમાંથી દૂર કરવાને અને રમાને પોતાની કરવાને બંનેના પ્રત્યે ક્રૂરતાથી વર્તે છે. સાધુના વેશે, ગુરુસ્વામી નામ ધારણ કરી, નગરચર્યા જોતા, માધવરાવ પેશ્વા બળવંત અને રમાને મોરો પંતના ભયંકર ત્રાસમાંથી બચાવે છે. અને છેવટે એ બંનેનાં લગ્ન પણ કરાવી આપે છે. વાર્તાનું મુખ્ય વસ્તુ આ છે. . પણ આ વસ્તુ સાથે, માધવરાવ પેશ્વાને ઉથલાવી પાડવા માટે, મોરો પંતે રચેલાં કાવત્રાં અને ખેલેલા કાવાદાવા તથા પેશ્વાનો વેશપલટો અને તેનો ન્યાય તથા નીતિભર્યો રાજકારોબાર મૂકી, લેખકે વાર્તાને વધુ રસપ્રદ બનાવી છે. વાર્તાશોખીનોને આ વાર્તા જરૂર વાંચવી ગમશે.

૧૦. **પ્રેમ-પ્રતિજ્ઞા**—અનુવાદકઃ શ્રી. માણેકલાલ ગોવિંદલાલ જોશી; પ્રકાશકઃ

શ્રી. નવનીતલાલ પ. મદ્રાસી, આદર્શ પુસ્તક ભંડાર, ભદ્ર, અમદાવાદ; ૧૯૪૩; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૨૨૦; સચિત્ર આચ્છાદન સહિત બોર્ડ પૂઠું; મૂલ્ય રૂ. ૩-૮-૦

આદર્શ પુસ્તક ભંડાર તરફથી શરૂ થયેલ, મૃદુલ ગ્રંથાવલિના પહેલા વર્ષનું, આ બીજું પુસ્તક છે. અને તે સ્વ. પ્રેમચંદજી કૃત હિંદીમાં પ્રસિદ્ધ થયેલ, એક સામાજિક વાર્તાનો અનુવાદ છે. સ્વ. પ્રેમચંદજીએ આ વાર્તામાં, વિધવાનો પ્રશ્ન હાથ ધરી, સમાજમાં તેનું સ્થાન કેટલું ભયભરેલું છે તે તથા તેના ઉદ્ધાર માટે સમાજ શું કરી શકે તે દર્શાવવા ખાસ પ્રયત્ન કર્યો છે. આ વાર્તામાં અમૃતરામ અને પૂર્ણા એ બે મુખ્ય પાત્રો છે. પહેલું પાત્ર અમૃતરામ વિધુર બનતાં, પોતાની મૃતપત્નીની સગી બહેન તેને ચાહે છે. અને તેની સાથે લગ્ન કરવાનું પણ નક્કી થઇ ગયું છે; છતાં એક સભામાં વિધવાઉદ્ધારનો પ્રશ્ન ચર્ચાતાં, તે પુનર્લગ્ન કરવાનું છોડી દઇ, વિધવાઉદ્ધારના ક્ષેત્રમાં ઝંપલાવે છે. તેની સામે સમાજના અનેક પ્રકારના પ્રહારો અને ઝંઝાવાતો થાય છે. છતાં તે મૂંગે મોઢે સહન કરી, છેવટે તે સમાજનો સહારો મેળવે છે. અને એક વિધવા આશ્રમ ઊભો કરી, તેમાં જ પોતાનું જીવન અને શક્તિ ખર્ચી નાખે છે. બીજું પાત્ર પૂર્ણા વિધવા બનતાં, પોતાના પતિના ખાસ મિત્ર કમલાના આગ્રહથી, કમલાને ઘેર આશરો લે છે. કમલા ધીમે ધીમે પૂર્ણાને પોતાની જાળમાં ફસાવી, તેનું શિયળભ્રષ્ટ કરવાની તૈયારી કરે છે. પૂર્ણા હિંમતભર્યો સામનો કરી, તેના કબજામાંથી છૂટે છે અને છેવટે વિધવાઆશ્રમમાં જઇ ત્યાં શાન્તિ અનુભવે છે. વાર્તા બોધક અને પ્રેરક છે. પુસ્તકાલયો વસાવે અને તેનો પ્રચાર કરે. ' અ-દ્રષ્ટા '

**૧૧. વિસર્જન**—અનુવાદકઃ 'પલાશ', પ્રકાશકઃ નવનીતલાલ પ. મદ્રાસી, આદર્શ પુસ્તક ભંડારઃ ભદ્ર, અમદાવાદ; ૧૯૪૩, ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૧૨૫; બૉર્ડ પૂઠું; મૂલ્ય રૂ. ૨-૮-૦.

આદર્શ પુસ્તક ભંડાર તરફથી, શરૂ થયેલ, 'કિરીટ ગ્રંથાવલિ'ના, પહેલા વર્ષનું આ પહેલું પુસ્તક છે. આ પુસ્તકમાં હિંદી, બંગાળી, કાનડી અને આસામીમાં પ્રસિદ્ધ થયેલી ટૂંકી ટૂંકી ૭ અનુવાદિત વાર્તાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે. આ વાર્તામાં 'છતાં પણ' ' કુમુદ ', અને 'વિસર્જન' એ ત્રણ વાર્તા વેશ્યાજીવન ગાળતી નારીઓનાં હૃદય ઉકેલે છે. અને તેમનામાં પણ સાચી માનવતા અને સાચો પ્રેમ ખુણેખાંચરે પણ રહેલો છે તે દર્શાવે છે. ' મૃત્યુની ગોદમાં ' એ વાર્તા વિધવા પતિત બને તો તેનું સ્થાન સમાજમાં મરણ વા વેશ્યાજીવન સિવાય કોઇ ઠેકાણે નથી એ રહસ્ય બતાવે છે. ' દેવદાસી ' એ મદ્રાસી જીવનની એક વાર્તા છે. માતાપિતાએ પોતાની ભયંકર માંદગીના પ્રસંગે, દેવને સોંપી દેવાની માનતા રાખવાથી, દેવદાસી બનેલ એક કુમારિકા, ધર્મની અંધ, પણ કેટલી બધી સાચી શ્રદ્ધા સાથે, મનુષ્યને દેવરૂપ માનીને તેમની સેવા કરે છે. અને પોતાની જાતને પણ સોંપે છે. તે આ વાર્તા દર્શાવે છે.

**૧૨. ઊર્મિલા**—લેખકઃ પારાશર્ય; પ્રકાશકઃ મુકુન્દરાય વિ. પારાશર્ય-ભાવનગર; ૧ લી આવૃત્તિ, સં. ૧૯૯૯; ૧૬ પેજી પૃ. ૮+૧૫૭; પૂઠું પાકું ખાદીનું; કિં. ૨-૮-૦

' અશ્વિન, ' ' ઊર્મિલા ' અને ' પ્રભુ 'એ પાત્રત્રિપુટિની આસપાસ ગુંથાયલી આ વાર્તા લગ્નજીવનનો એક વિચારવા લાયક પ્રશ્ન રજૂ કરે છે. સહશિક્ષણ દરમ્યાન

અશ્વિન અને ઊર્મિલા વચ્ચે સારો મનોમેળ જામી સહજીવન જીવવાના કોડ તેમનામાં જાગે છે. પરંતુ સંજોગવશાત્ અશ્વિન-ઊર્મિલાનું જોડું બંધાતું નથી અને તે પ્રમુ નામની એક સુશીલ યુવતીને પરણી જાય છે. અશ્વિન–પ્રમુનું દામ્પત્ય જીવન સુખચેનમાં ચાલતું હતું તેટલામાં ઊર્મિલા આવી ચડે છે ને તેને પરિણામે પરસ્પર વસવસો ઊભો થાય છે. પતિપરાયણ પ્રમુ પોતે પતિના પ્રણયપંથમાંથી ખસી જઇને ઊર્મિલા સાથેનો તેનો સંબંધ નિષ્કંટક બનાવવાની પેરવીમાં પડે છે; એની જાણ ઊર્મિલાને થતાં તે પોતે જ એ દંપતીના માર્ગમાંથી સવેળા ખસી જઇને પોતાની હાજરીથી રચાયલા પ્રણયત્રિકોણને તોડી નાખે છે છતાં ત્રિપુટીનો પરસ્પરનો સ્નેહસંબંધ સુરક્ષિત રાખે છે.

વાર્તાલેખનમાં ઠેરઠેર વપરાયલા અંગ્રેજી શબ્દપ્રયોગો અંગ્રેજી નહિ જાણનારાં માટે રસક્ષતિ પેદા કરે તેમ છે. અને દર્શક વિશેષણ ' **પેલો–પેલી** 'ને ઠેકાણે થયેલો ' **પહેલો–પહેલી** 'નો દૂષિત પ્રયોગ પણ ભાષાપ્રેમીને ખટક્યા વગર રહે તેમ નથી.

**૧૩. કાટનાં માળખાં**—લેખકઃ રતિલાલ શ્યામજી ત્રિવેદી; પ્રકાશકઃ આર. આર. શેઠની કું. મુંબાઇ; ૧ લી આવૃત્તિ સન ૧૯૪૩; ૧૬ પેજી પૃષ્ઠ ૬+૨૮૨; પૂઠું કાર્ડ બોર્ડનું; કિં. ૩–૮–૦

સચ્ચારિત્ર્ય અને સદ્ભાવનાવાળો એક ગ્રામયુવક ઘરના ને ઘરના જ વડીલજનની વિષયલોલુપતાનો ભોગ બનેલી એક સગર્ભા વિધવા બાઇને આપઘાત કરવાના પ્રયાસમાંથી બચાવી લઇને તેની સાથે મુંબાઈ ભાગી જાય છે અને ત્યાં જીવનના વિવિધ પલટામાંથી પસાર થઇ આખરે શ્રીમંત ને સુખી કારખાનદાર બને છે. ત્યાર પછી વર્ષો બાદ એ પોતાને ગામ પાછો ફરે છે અને ગામના સડેલા તંત્રનો જાતઅનુભવ મેળવી ગામના ચૌદશિયાઓને પોતાની હિંમત અને હિકમતથી દબાવી દઇને પોતાનું બાકીનું જીવન તેમ જ દ્રવ્ય પોતાના ગામને સુખી, સમૃદ્ધ અને આબાદ બનાવવા પાછળ ખર્ચવાનો સંકલ્પ કરી તેને પાર પાડી દેખાડે છે. એમાં આદર્શ વસ્તુવાળી આ સામાજિક નવલકથાથી ગ્રામજીવનને સ્પર્શતા આપણા વાર્તાસાહિત્યમાં આદરપાત્ર ઉમેરો થાય છે એમાં શક નહિ.

વાર્તા એક વાર વાંચવા માંડ્યા પછી પૂરી કરીને જ હેઠે મૂકવાનું મન થાય એવું સરસ વસ્તુગુંથન હોઇ તે લેખકના આ પ્રથમ પ્રયાસની સફળતા સિદ્ધ કરે છે.

**૧૪ પરણ્યા પછી-ભાગ ૩ જો ( પ્રસૂતિચર્ચા )**—લેખકઃ મહાશંકર ઇંદ્રજી દવે; પ્રકાશકઃ નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ; આવૃત્તિ ૩ જી, સંવત ૧૯૯૯; ૧૬ પેજી પૃ. ૧૧+૧૮૩; પૂઠું કાર્ડબોર્ડનું; કિં. રૂ. ૨–૮–૦

' પરણ્યા પછી 'ના આ ત્રીજા ભાગમાં નારીજીવનને લગતા વિવિધ પ્રશ્નો જેવા કે-લગ્ન, ઋતુરાજ, ગર્ભાવસ્થા, પ્રસૂતિ, સુવાવડ અને બાળઉછેરની ઉપયોગી માહિતી જુક્તિપૂર્વક આપવામાં આવી છે. પરિણિત સ્ત્રીપુરુષોને આમાંથી ઘણું જાણવા શીખવાનું મળશે.

**૧૫. નયના**—લેખકઃ રસિકલાલ જોશી; પ્રકાશકઃ નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ; સન ૧૯૪૩; પૃ. ૨૬૪; પાકું પૂઠું; કિં. રૂ. ૩–૦–૦

આ સુવાચ્ય સામાજિક નવલકથાનો પરિચય અગાઉ ' એપ્રિલ 'ના અંકમાં અપાઈ ગયો હોઇ વાર્તારસિકો માટે નવાં પુસ્તકોની ખરીદી વખતે એ ન ભુલાવું જોઇએ. —ના

# દીપોત્સવીનું સાહિત્યદર્શન

## [ એક પત્ર ]

ભાઈશ્રી,

તમારો પત્ર વખતસર મળ્યો હતો અને તમે, ગુજરાતી સામયિકોના દીપોત્સવી અંકોનો પરિચય આપવા મને જણાવ્યું હતું તે મુજબ એ દીપોત્સવીના ટાંકણે પ્રકટ થયેલા ખાસ અંકોનો ઊડતો પરિચય આ પત્રમાં આપું છું.

મને મળેલા દીપોત્સવી અંકોમાં, પ્રથમ ધ્યાન ખેંચતો, સાહિત્ય અને કલાથી દીપતો, અને ખરું કહું તો ધ્યેયલક્ષી સાહિત્યની સજાવટ સાથેનો અંક મને "**હિન્દુસ્તાન-પ્રજામિત્ર**"નો જણાયો છે. એનું, સૌન્દર્ય અને પ્રકાશનો સુમેળસાધક કવરચિત્ર, આપણી કહેવત "ઊડીને આંખે વળગે" તેવું છે. અને અંદરનાં ચિત્રો પણ હેતુલક્ષી હોઈને જાણીતાં ચિત્રકલાવિદોની પ્રસાદીરૂપ હેતુપુરસ્કર છે, એ નિર્વિવાદ છે. અને એની સાહિત્યસામગ્રી ?

સાહિત્યસામગ્રી આપવામાં એણે વર્ષોથી દીપોત્સવી અંકની સુરેખ સજાવટ અને એ પત્રકારની સ્વીકૃત નીતિપ્રેરક લેખો આપવાનું ઔચિત્ય દાખવ્યું છે. તેમાં પણ શ્રી. રણછોડદાસ લોટવાળાનો "ત્રિવિધ સ્વાતંત્ર્ય" શીર્ષક લેખ સમાજવાદી વિચારસરણીની મીમાંસા કરતો અભ્યસનીય લેખ હોઈને શ્રી. જી. વાય. ચીટણીસનો "હિંદના વાર્ષિક રાજકારણનું વિહંગાવલોકન" વીતેલા વર્ષની રાજકીય પ્રવૃત્તિની સારી પિછાન આપે છે. આવા રાજદ્વારી અભ્યાસયોગ્ય લેખો ઉપરાંત ગુજરાતી સાહિત્યમાં અવારનવાર દેખા દેતા લેખકોની કાવ્ય તેમ જ વાર્તા અને ઈતર સાહિત્યની વિવિધ વાનીઓ પીરસાઈ છે. તેમાં પણ આપણી નિશાળોમાં ભણાવાતા ઇતિહાસને જવાબરૂપ લેખી શકાય તેવો શ્રી. હકીમ બદ્ર નિઝામી રાહતીનો "સુલ્તાન હયદરઅલી" શીર્ષક લેખ દક્ષિણહિંદના ઇતિહાસ પર કેટલુંક વિશિષ્ટ અજવાળું આપે છે. એ સિવાય આપણા સામાજિક, આર્થિક અને રાજદ્વારી પ્રશ્નોની છણાવટ કરતા લેખો પણ વાચનીય છે.

અને એવો જ બીજો, કદમાં અને સાહિત્યસામગ્રીમાં, તેમ જ ચિત્રકલાની વિવિધ વાનગીઓ વેરતો '**સંદેશ**"નો દીપોત્સવી અંક ખાસ ધ્યાન ખેંચે છે. એના કવર પર આજની જગતપરિસ્થિતિનો-જ્વાલાગ્રસ્ત જગતનો-ખ્યાલ આપતું ચિત્ર, આજે જગતભરમાં સળગતી અગ્નિશિખાઓ આપણને ચોંકાવી મૂકે છે તેનો હૂબહૂ ખ્યાલ રજૂ કરે છે

"**સંદેશ**" પણ દર વર્ષે, દીપોત્સવીને ટાંકણે આવી છલોછલ છનકાતી અને ઊભરાતી સાહિત્યરસગંગા વહાવે છે. એ જ મુજબ, આ વખતે પણ, દર વર્ષને ટપી જાય તેવો રૂપે, કદે અને વજને તેમ જ વિવેકપુરઃસર પીરસાયેલ સાહિત્યપતરાળીથી સમૃદ્ધ છે. એમાં દરેક વર્ગના વાચકને રૂચે તેવું કંઈ ને કંઈ છેજ વાર્તાના રસિયાને વાર્તા મળશે, કાવ્ય-રસિકોને આપણા અગ્રગણ્ય કવિઓની કાવ્યસુધાનો રસાસ્વાદ મળશે તેમ જ વિવિધ વિષયમાં રસ ધરાવનાર જેને તેને જોઈતું જરૂર મળી આવશે, એવો સર્વ સામગ્રીસંપન્ન આ અંક તૈયાર થયો છે. તેમાં પણ ગુર્જર મહાકવિ ન્હાનાલાલની પ્રસાદી બધા જ દીપોત્સવી અંકો-

માંથી આપણને માત્ર આ અંકમાંથી જ પ્રાપ્ત થાય છે. આ બધાનો સર્વ યશ, એના સંપાદક શ્રી. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ અને ખરેખર, એની પાછળ સાધનસાહિત્ય છૂટે હાથે વાપરનાર એના સંચાલક શ્રી. નંદલાલ બોડીવાળાને છે.

ઉપર્યુક્ત દળદાર અંકોની સાથે સાથે ધ્યાન ખેંચે તેવો બીજો પણ એક દળદાર અંક છેઃ " **બે ઘડી મોજ** "નો. એના તંત્રી ભાઇ શયદા દર વર્ષે આપણા લેખકો પાસેથી વિવિધ વિષયના લેખો મેળવી કેટલીક હળવી છતાં-રુચિપોષક અને કંઇક વિચારપ્રેરક વાનીઓ એના વાચકો સમક્ષ રજૂ કરે છે. એને તૈયાર કરવામાં, શ્રી. શયદાએ એ અંકનું સમર્પણ એમના સાથી બિરાદરોને કર્યું છે તે તેમની તેઓ પ્રત્યેની સમભાવનાના પ્રતીકરૂપ લેખી શકાય.

હવે હું એક એવા દીપોત્સવી અંકનો તમને પરિચય આપું છું, કે જેણે બાહ્ય રૂપ રંગ કે સજાવટની દરકાર ન કરતાં કેવળ સાદાઇભર્યું છતાં શિષ્ટ, પથ્ય અને સંસ્કારપ્રદ તેમ જ બોધક એવું સાત્વિક સાહિત્ય આપણી વાચકજનતા સમક્ષ રજૂ કર્યું છે. એ છે મુંબઇનું જૂનું છતાં એકધારી નીતિ ધારણ કરનાર " **ગુજરાતી.** " એણે વાચકો સમક્ષ અકબરકાલીન-મોગલાઇ જમાનાના-ગુજરાતની ઐતિહાસિક સામગ્રી આપી છે. તંત્રીના પોતાના જૂના ઉર્દૂ દસ્તાવેજો આપણા વયોવૃદ્ધ સાક્ષર શ્રી. કૃષ્ણલાલભાઇ પાસે વંચાવી જાહેરજનતાને એ પુરાઇ રહેલા પોતાના ખજાનાનો પરિચય કરાવ્યો છે. અકબરના-મોગલજમાનામાં આપણા ગુજરાતીઓ રાજકારોબાર સાથે કેવા સંકળાયેલા હતા અને કાનુનગી વગેરેને લગતી ઠીક માહિતી આપી છે. ગયે વર્ષે પણ આપણને એ સામગ્રીમાંનો થોડોક રસાસ્વાદ મળ્યો હતો. ઉપરાંત આપણા પ્રાચીન સાહિત્ય પર વેધક પ્રકાશ પાથરતા પણ કેટલાક લેખો અપાયા છે. તેમાં પણ હમણાં હમણાં ફરીથી ચગડોળે ચડેલા પ્રાચીન કાવ્યમાળાને લગતો લેખ પણ સાહિત્યરસિકોમાં ઠીક ઠીક ચર્ચા જગાવે તેવો છે.

આ અંકની સાથે સાથે અમદાવાદથી પ્રસિદ્ધ થતા અને હવે તો "સંદેશ" લિ. ના સંચાલન હેઠળ આવી ગયેલા " **ગુજરાતી પંચ** " દીપોત્સવી અંકનો પણ પરિચય આપી દઉં. " સંદેશ " લિ. ના હાથમાં એનું સુકાન સોંપાયા પછી એનામાં ઠીક ઠીક ચેતન સંચાર થતો રહ્યો છે. એ સંસ્થાના હાથમા જતાં જ એણે નવીન રૂપ રંગે પ્રકટ થવા માંડ્યું. આ એનો દીપોત્સવી અંક એની પાછળના એના સંપાદકના સાહિત્યવિવેકનો પરિચય આપે છે. એના સંપાદક શ્રી. ધનશંકર ત્રિપાઠી, વર્ષોજૂના એ પત્રના ઉપતંત્રીએ આ ખાસ અંકમાં એમની સંપાદનકળાનો પરિચય કરાવ્યો છે. ટૂંક સમય છતાં એક અચ્છો પત્રકાર ધારે તો પોતાના વાચકોને કેવી રીતે સંતોષી શકે તેનો પુરાવો આ અંક પૂરો પાડે છે. એને ગુજરાતના જાણીતા લેખકો–કવિઓનો ઠીક સહકાર મળ્યો છે. તેમાં શ્રી. રાયચુરા, શ્રી. કેશવ શેઠનાં કાવ્યો હોઇને ગુજરાતના પાટનગરના પત્રકારોનાં જીવનસૂત્રો વાચકનું ઠીક ધ્યાન ખેંચે છે. એમાં અપાયેલા લેખોમાં રા. બ. મગનલાલ ખખ્ખરનો " અજમેરનો અજેપાળ, " " મુંબઇ વિભાગના પુરાતન ઉલ્લેખો, " જેવા ઐતિહાસિક લેખો અને " મેઘાણીની ઉપમાઓ " " દ્વિરેફની નવલિકાઓ " તેમ જ " ગુજરાતી

સાહિત્ય અને આમજનતા " સરખા ઇતિહાસ તેમ જ સાહિત્યમાં રસ ધરાવનારાઓને ઠીક રસ પ્રેરે તેવું વાચન આપે છે. અંકને સચિત્ર કરવા કેટલાંક ચિત્રો પણ અપાયાં છે.

ઉપર મેં તમને સાહિત્ય તેમ જ ઇતર સામયિકોના દીપોત્સવી અંકોનો અલ્પ પરિચય આપ્યો છે. આ ઉપરાંત સ્ત્રીઓ અને બાળકોનાં સામયિકોએ પણ તેમનાં વાચકોને દીવાળીના ટાંકણે વાચનીય સાહિત્ય આપવા પ્રયત્ન કર્યો છે.

સ્ત્રીસામયિકોમાં " **સ્ત્રીશક્તિ** "એ ખાસ અંક પ્રકટ કરી બહેનોને ઉપયોગી એવી ઠીક વાનીઓ આપી છે. તેમાં પણ આપણી "નાગરિક ફરજો" અને " યુદ્ધકાળની કરકસર " શીર્ષક લેખો બહેનોને ખાસ ઉપયોગી જણાય છે. એમાં કાવ્યો પણ છે. ચિત્રો આપી અંકને આકર્ષક બનાવવા પણ ઠીક પ્રયત્ન કર્યો છે. જ્યારે " **ગુણસુન્દરી** "એ પણ એના દીપોત્સવી અંકમાં " મીરાંબાઇનું જીવનચરિત્ર " આપી સાથે એનો તાદશ રૂપે પરિચય મેળવવામાં સહાયભૂત થાય તેવું ગુજરાતના જાણીતા ચિત્રકાર શ્રી. કનુ દેસાઇનું તાજેતરમાં પ્રકટ થતા મીરાબાઇના ચિત્રસંપુટનું એક ચિત્ર આપ્યું છે. એમાંનો જાતીય રૂપાંતરનો લેખ લેખકે બે સામયિકોમાં એક સાથે છપાવવાની ઇચ્છાને કેમ નહિ રોકી હોય ?

અને બાળકો માટે આપણે ત્યાં પ્રકટ થતાં માસિકો " **બાલજીવન** ", " **બાલમિત્ર** ", " **બાલસખા** " અને " **બાળકે** " પોતપોતાની મર્યાદામાં અને ધ્યેયને અનુસરીને ખાસ દીપોત્સવી અંકો પ્રકટ કર્યા છે, એટલે આપણાં બાળકોને પણ દીવાળીને ટાંકણે તેમના ખરતું સાહિત્ય તેમને અપાયું છે, એ સંતોષની વાત છે.

આ બધાને અંતે, હવે લખું છું કે, એક ખાસ ઉલ્લેખપાત્ર સામયિકના દીપોત્સવી અંકનો નિર્દેશ કરવો રહી જ ગયો. એ છે સુરતથી પ્રકટ થતા " દાંડિયો " સાપ્તાહિકનો. એણે છેલ્લાં બેએક વર્ષથી પોતાના વાચકોને દીપોત્સવી પ્રસંગનું વાચન આપવા માટે નવો જ આવકારદાયક માર્ગ શરૂ કર્યો છે અને તે ખાસ **વાર્તાઅંક** આપવાનો.

દિવાળીના દિવસો આનંદ મઝામાં વીતાવવાના ( આજે તો દુઃખ ભૂલવાના ) હોય છે. એવે ટાણે ઘણાઓને વાર્તાસાહિત્ય વાંચવું ગમે એ સ્વાભાવિક છે. તેમાં પણ હાસ્યરસિક વાર્તાઓ આપીને તો સંપાદક ગમગીન માનવોના વિસામારૂપ બન્યા છે. એ દૃષ્ટિએ સંપાદકે આ યોજના ઠીક ઉપાડી છે, જેને વખતોવખત સારો આવકાર મળતો રહે છે.

એકંદરે અનાજની આંધીના આ જમાનામાં, કાગળની તંગી–ના, ના, મોંઘવારીના આ વખતમાં–પોતપોતાના વાચકો માટે ઠીક સાહિત્ય–કલાના રસથાળો પ્રકટ કર્યા છે–અનેક અગવડો, મુશ્કીબતો વેઠીને પણ એમની એ પ્રવૃત્તિને ચાલુ રાખી છે તે માટે આપણે તેમને જરૂર અભિનંદન અર્પીએ. વિશેષ કંઇ નથી.

લિ.

—'રસિક'ના વંદન.



## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદનાં પુસ્તકો

૧. પ્રાણીપાઠો—લેખકઃ સ્વ શ્રી. ગિજુભાઇ, મૂલ્ય ૦-૧૦-૦.
૨. ઋતુઓના રંગ—લેખક તથા મૂલ્ય ઉપર પ્રમાણે.
૩. વનસ્પતિ પાઠો—લેખક તથા મૂલ્ય ઉપર પ્રમાણે.

## નવયુગ પુસ્તક ભંડાર-રાજકોટનાં પુસ્તકો

૪. સ્વતંત્ર ભારત—લેખક શ્રી. ડુંગરસી ધરમસી સંપટ, મૂલ્ય રૂ. ૬.
૫. ક્રાન્તિની ઝાલરી—લેખકઃ શ્રી. બાજીગર; મૂલ્ય રૂ. ૩-૦-૦.
૬. અદૃશ્ય માનવી—લેખકઃ શ્રી. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી, મૂલ્ય રૂ. ૩-૦-૦.
૭. પ્રથમ અપાઠ—લેખકઃ શ્રી નિરુ દેસાઇ, મૂલ્ય રૂ. ૨-૦-૦.
૮. પરણ્યા પછી—લેખકઃ શ્રી. મહાશંકર ઇંદ્રજી દવે, મૂલ્ય રૂ. ૨-૮-૦.
૯. નયના—લેખકઃ શ્રી. રસિકલાલ જોષી મૂલ્ય રૂ. ૩-૦-૦.

## મેસર્સ એન. એમ. ઠક્કરની કું. મુંબઈ તરફથી

૧૦. બંગાળી જીવન અને સાહિત્ય—લેખકઃ શ્રી. ચાંપશી વિ. ઉદેશી; મૂલ્ય રૂ. ૧-૦-૦

## આર. આર. શેઠની કંપની મુંબઈ તરફનાં

૧૧. ભીરુ સાથી—લેખકઃ શ્રી. પન્નાલાલ પટેલ, મૂલ્ય રૂ. ૪-૮-૦
૧૨. સુખની શોધ—લેખકઃ પ્રૉ. વિનાયક સદાશિવ ગોગટે, મૂલ્ય રૂ. ૦-૧૫-૦
૧૩. રસબિન્દુ—લેખકઃ શ્રી. રમણલાલ વ. દેસાઈ, મૂલ્ય રૂ. ૩-૦-૦

## નવજીવન પ્ર. મંદિર-અમદાવાદનાં

૧૪. કુંવરબાઇનું મામેરું—સંપાદકઃ શ્રી. મગનભાઇ પ્ર. દેસાઇ, મૂલ્ય ૦-૧૦-૦
૧૫. અહિંસાની તાલિમ—અનુવાદકઃ શ્રી. ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ, મૂલ્ય ૦-૬-૦
૧૬. ઓતરાતી દિવાલો—લેખકઃ કાકા કાલેલકર, મૂલ્ય ૦-૬-૦

## ભારતી સાહિત્ય સંઘ-અમદાવાદ

૧૭. દવાનો છેલ્લો ઘૂંટડો—લેખકઃ શ્રી. ભૂપતરાય મો. દવે, મૂલ્ય ૦-૧૨-૦.
૧૮. દીઠું મેં ગામડું જ્યાં—લેખકઃ શ્રી. રતિલાલ અદાણી, મૂલ્ય રૂ. ૩-૦-૦.
૧૯. કાંટાની વાડ—લેખકઃ શ્રી હરજીવન સોમૈયા; મૂલ્ય રૂ. ૨-૮-૦.
૨૦. પુનરાગમન (ખંડ ૧-૨)—લેખકઃ શ્રી. હરજીવન સોમૈયા, મૂલ્ય રૂ. ૩-૦-૦.

## બાલજીવન કાર્યાલય-વડોદરાનાં પુસ્તકો

૨૧. અશ્રુધારા—લેખકઃ શ્રી. રમણલાલ નાનાલાલ શાહ, મૂલ્ય ૦-૮-૦.
૨૧. આનંદ તરંગ—લેખક-સંપાદક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦-૮-૦.

 ( સાંધણ પૃ. ૪૬૭ને છેડે )

# પુસ્તકાલયોની તપાસણી

**પ્રચારદ્વાર** પ્રાંત પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત જણાવેલી મુદત દરમ્યાન લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલય સંસ્થાઓ તપાસી છે અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે. પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના-સમજૂત આપી છે; તેમ જ પુસ્તકાલય વગરનાં સ્થળોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છેઃ—

**૧. વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઈ પટેલ-માહે ઑકટોબરમાં-સંખેડા મહાલમાં:**—(૧) હાંડોદ, (૨) અરીઠા, (૩) રેતનપુર, (૪) નંદપુર, (૫) સરડિયા, (૬) રાયપુર, (૭) ગુંડીચા, (૮) પીપળસઠ, (૯) માલપુર, (૧૦) ટીંબા, (૧૧) ખુનવાડ, (૧૨) ભાટપુર, (૧૩) ગરડા, (૧૪) સોનગીર, (૧૫) સંખેડા કસ્બા; **વડોદરા મહાલનાં**-(૧૬) માણેજા, (૧૭) મકરપુરા, (૧૮) જાંબુવાઃ કામગિરી દિ. ૨૧.

**૨. મહેસાણા-અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઈશંકર ડી. ઠાકર-માહે ઑકટોબરમાં-મહેસાણા મહાલનાંઃ**—(૧) પાંચોટ, (૨) અલોડા, (૩) છઠિયારડા, (૪) ધનપુરા વા.; **વિજાપુર મહાલનાં** (૫) ખરણા, (૬) પારસા, (૭) સમૌ, (૮) હરણાહોડા, (૯) બોરૂ, (૧૦) ઉપખલ, (૧૧) સોખડા, (૧૨) વડાસણ, (૧૩) કુકરવાડા ક. (૧૪) ગોઝારીઆ કસ્બા. કા. દિ. ૨૨.

તપાસણી દરમ્યાન પ્રચારકે જે જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ છે.

**ના. નં. ચોકસી**
સહમંત્રી, વ. રા. પુ. મંડળ

---

( પૃ ૪૬૬નું સાધણુ )

- **૨૩. બાંડ શિયાળ અને બીજી વાતો**—લેખકઃ ઉપર પ્રમાણે મૂલ્ય ૦-૧૦-૦.
- **૨૪. ગબાનાં ગધેડાં**—લેખક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦-૧૦-૦.
- **૨૫. સત્યકથાઓ**—લેખકઃ ડૉ. મોહનલાલ જ. પાઠક, મૂલ્ય ૦-૬-૦.
- **૨૬ વરૂનું સંગીત અને બીજી વાતો**--લેખકઃ શ્રી. રમણલાલ નાનાલાલ શાહ; મૂલ્ય ૦-૧૦-૦.
- **૨૭ દૂધવાળી**—લેખક તથા મૂલ્ય ઉપર પ્રમાણે.
- **૨૮ વાંદરાનો ન્યાય અને બીજી વાતો**—મૂલ્ય ઉપર પ્રમાણે.
- **૨૯ રામજીનો ખજાનો અને બીજી વાતો**—લેખક ઉપર પ્રમાણે; મૂલ્ય ૦-૮-૦.
- **૩૦ બિલ્લીરાણી**—લેખક અને મૂલ્ય ઉપર પ્રમાણે.
- **૩૧ વાઘભગત અને બીજી વાતો** - લેખક અને મૂલ્ય ઉપર પ્રમાણે.

**અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો**

- **૩૨. આહુતિ**—લેખકઃ શ્રી. ભાઇલાલ હા. પટેલ; પ્રકાશકઃ રંગમંદિર સાહિત્ય સંઘ, આણંદ.
- **૩૩. The Voice of the Autumn Leaf**—લેખકઃ ગાંધીજી, પ્રકાશકઃ હિન્દુસ્તાન હમારા પબ્લિકેશન્સ, મુંબઇ, મૂલ્ય ૬-૪-૬.




**ગુજરાતી સાહિત્ય પરિષદનું પંદરમું સંમેલન**—શ્રીમંત સરકારના આમંત્રણથી વડોદરા મુકામે તા. ૨૫–૨૬–૨૭ ડિસેમ્બરના રોજ ભરવાનું નક્કી થયું છે. તેના પ્રમુખપદે શ્રી. વિદ્યાબહેન નીલકંઠની વરણી થઇ છે. સંમેલન અંગે ત્રણ વિભાગો રાખવામાં આવ્યા છેઃ (૧) સાહિત્ય વિભાગ; (૨) કલાવિભાગ, અને (૩) વિજ્ઞાન વિભાગ. ત્રણે વિભાગોના પ્રમુખો તરીકે અનુક્રમે શ્રી. ધૂમકેતુ, શ્રી. કનુ દેસાઇ અને શ્રી. ભોગીલાલ પટવાની સ્થાનિક સત્કાર સમિતિએ પસંદગી કરી છે.

એ પ્રસંગે વાંચવા જેવા નિબંધો તા. ૧૫–૧૨–૪૩ સુધીમાં સંમેલનના મંત્રીને * સરનામે મોકલવા જણાવવામાં આવ્યું છે. નિબંધ મોકલનારે બે નકલ મોકલવા સૂચવાયું છે.

**ગુ. વ. સોસાયટીનાં પુસ્તકોની વધનારી કિંમત**—ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોના મોટા ભાગનાં પુસ્તકો સને ૧૯૩૯ ની સાલથી ઘટાડેલી કીંમતે વેચવામાં આવે છે. આ ઘટાડો હવે રદ કરી મૂળ છાપેલી કીંમતે જ પુસ્તકો વેચવાનું સોસાયટિએ હવે ઠરાવ્યું છે. પરંતુ સોસાયટીના સભ્યો, જાહેર જનતા, પુસ્તકાલયો તેમ જ બુકસેલરો પોતાને જરૂરી પુસ્તકો ઘટાડેલા ભાવે ખરીદી લઇ શકે તે માટે તા. ૩૦ મી નવેમ્બર ૧૯૪૩ સુધી ખરીદનારને પુસ્તકો ઘટાડેલી કીંમતે આપવાની જાહેરાત થઇ છે. તો ખરીદવા ઇચ્છનારને તા. ૩૦ મી નવેમ્બર ૧૯૪૩ સુધીમાં પોતાને જરૂરી પુસ્તકો ખરીદી લેવા સૂચના છે. પુસ્તકોની યાદી માગણી કરવાથી સોસાયટી પૂરી પાડશે.

**કામરેજ મહાલ પુ. પરિષદ**—કામરેજ મહાલ પુ. પરિષદ તા. ૨૮–૧૧–૪૩ ને રવિવારના રોજ, દિગસ ( તા. કામરેજ ) મુકામે મે. રા. રા. નવસારી પ્રાંત શાળાધિકારી સાહેબના પ્રમુખપદે મળનાર છે.

**વિજાપુર મહાલ પુ. મંડળ તરફથી ઇનામી નિબંધ તથા શિષ્ટવાચન પરીક્ષા**—ઉપર્યુક્ત મંડળ તરફથી "પુસ્તકાલયનો કાર્યપ્રદેશ" એ વિષય પર નિબંધ લખાવવા નિયત કરવામાં આવ્યું છે. નિબંધ લખવા ઇચ્છનારે તા. ૨૫–૧–૪૪ સુધીમાં, સદર મહાલ પુ. મંડળના મંત્રી તરફ મોકલી આપવો. નિબંધ " પુસ્તકાલય " માસિકના કદનાં પૃષ્ઠ ૮ થી ૧૦માં સમાય તેટલો હોવો જોઇશે. પહેલા નંબરે આવનાર નિબંધલેખકને રૂા. ૧૦), બીજાને રૂા. ૮ અને ત્રીજાને રૂા. ૬) પારિતોષિક તરીકે રોકડા અથવા પુસ્તકરૂપે આપવામાં આવનાર છે. આ નિબંધહરીફાઇમાં વિજાપુર મહાલના શિક્ષકો, ગ્રંથપાલો વા મંત્રીઓ ભાગ લઈ શકશે.

સદર મહાલ પુ. મંડળ તરફથી શિ. વા. પરીક્ષા માટે " ટોમસ આલ્વા એડીસન " (શ્રી. રસૂલભાઇ વહોરા કૃત ) નમૂદ થયું છે. પરીક્ષા તા. ૧૯–૧૨–૪૩ના રોજ લેવાશે અને પ્રાથમિક તેમ જ માધ્યમિક શાળાના વર્ગ ૫ થી ૭ સુધીના વિદ્યાર્થીઓ ભાગ લઇ શકશે. એ માટેની અરજી સદર મહાલ પુ. મંડળના મંત્રીને તા. ૧૨–૧૨–૪૩ પહેલાં મોકલી આપવી.

* શ્રી. ભાઇલાલ પ્રભાશંકર કોઠારી, મંત્રી ગુજરાતી સાહિત્ય પરિષદ પંદરમું સંમેલન, C/o પ્રાચ્ય વિદ્યામંદિર, વડોદરા.

# સામયિક ચિંતન

## વહેંચીને ખાઓ

એ એક દુર્ભાગ્ય બની ગયું છે કે જેઓ ગ્રામજનતામાં ઈશ્વરને પેખનારા હતા તેઓ વેરણછેરણ છે અને જે સમાગમ પ્રથમ સહેલમાં સધાતો તે અત્યારે દુષ્કર બન્યો છે.

ગામડાંઓ પોતામાં એકત્ર નથી. ગામની થાંભલી " રોપાઈ ત્યારથી એક કુટુંબરૂપ બની રહેલાં ગામડાં અત્યારે માંહોમાંહેના કલહ–દ્વેષ આદિથી છતી સમૃદ્ધિએ ભૂખાળવાં લાગે છે.

બીજી બાજુ, નહિ કોઈ એક ન્યાત–જાત, નહિ કોઈ સ્નેહ–સગપણ, નહિ કોઈ એક ગામ કે એક ધંધો, છતાં ઉદ્યોગાર્થે ક્યાં ક્યાંથી આવી વસેલા શહેરવાસીઓ સલાહ–સંપથી સૌનો જીવનનિર્વાહ સરળતાથી ચાલે તે માટે વગર પરિશ્રમે ગામડાઓનાં રાત–દિવસના અથાગ પરિશ્રમનું ફળ ભોગવી શકે એ રીતે અત્યારે પોતપોતાનું જૂથ બનાવવા લાગ્યા છે.

શહેરીઓ આ રીતે નવા આવનારને પોતામાં સમાવી દઈ પોતાનું જૂથ જમાવે છે ત્યારે ગ્રામજનતા જે હજારો વર્ષથી પોતાનો છે તે ભાઈનો તિરસ્કાર કરી, તેને તરછોડી, તેને ભૂખ્યો રાખી જે કોઈ તેને પાયમાલ કરનાર છે તેનાં ઘર હોંશે હોંશે ભરીને પોતાની બેસવાની ડાળને જ પોતે કાપે છે.

પહેલાં ગામડાંઓમાં વહેંચીને ખાવાની રસમ હતી. વાર તહેવારે ગામડાંઓ ગામ બહાર ઉજાણીએ જતાં. તે દિવસે કામધંધા બંધ રહેતા. સૌ ભેદ-ભાવ ભૂલી જતાં. સૌ પોતપોતાને ઘેરથી ભાથું લઈ જતાં. કોઈ ઢેબરાં લાવે તો કોઈ લાડુ લાવતું, કોઈ દૂધપાક લાવે તો કોઈ કઢી લાવતું;. કોઈ ભજિયાં લાવતું; કોઈ વડાં લાવતું; કોઈ શાક લાવતું, કોઈ અથાણું લાવતું, કોઈ પકવાન, મોતીચુર ચુરમું કે કેસર–કસ્તૂરી–અંબરના પાક તો કોઈ જારના ને બાજરીના રોટલા લાવતું, એમ અનેક વિવિધ વાનીઓ સહેજમાં ખડી થઈ જતી. ન્યાત જાતના ભેદ રહેતા ખરા, તથાપિ ગામડાંઓમાં અમુક ખાદ્ય પદાર્થો ના અભડાય એટલે મોટા ભાગે સૌમાં તેની લેવડદેવડ થતી. ઠાકોરજી આગળ છપ્પનભોગનો અન્નકૂટ ખડો થાય તેના કરતાંયે આ અન્નકૂટની સામગ્રી વધી જતી; કારણ કે અહીં તો પરમાત્મા પ્રકટરૂપે તે આરોગનારા હતા.

' વહેંચીને ખાવાની ' આ પદ્ધતિથી દરેક જણ અનેકની મહેનતનું ફળ સહેજે પામતો.

અત્યારે એ રસમ ચાલુ કરવાનો કાળ આવ્યો છે. શું કરવું તેનો સૌ વિચાર કરશો તો એક જ વાત આંખ આગળ તરશે. તે એ, કે, હવે ઝેર–વેર, કલહ–કંકાસ, એ બધાંને દાટી દો અને ગામનાં સૌ કોઈ એકત્ર કુટુંબરૂપ બની જાવ. કોઈને ભૂખ્યા રહેવાનો કે ચામ

છોડવાનો વખત ના આવે એ રીતે એક એકના સાથી બની જાવ. જેને અનાજની જરૂર છે તેનાં ઘર અનાજથી ભરી દો. અત્યારે એક રૂપિયો રોજ આપતાંયે મજૂર નથી મળતા તે બે રૂપિયા આપતાંયે નહિ મળે અને ધરતીનું આપ્યું અનાજ વણસી જશે અથવા તો કોઈ બીજા વાઢી લેશે. જેમનાં ઘરમાં અનાજ નહિ હોય તે ભૂખે મરવા લાગશે તો પછી ગામડાંમાં જે અનાજવાળાં હશે તે સુખે નહિ ખાઈ શકે.

પૈસાને તો 'કૂતરાંયે સુંઘતાં નથી' એ આજે પ્રત્યક્ષ અનુભવાય છે. 'સત્તા'ની વાત તો આપણા હાથમાં નથી.

એટલું યાદ રાખજો કે ગામડાંને કોઈ દેવાનું નથી; ગામડાં પાસેથી સૌ લેવાના છે. દાતાર ફીટી જઈને માગણ થયે કાંઈ મળવાનું છે જ નહિ. માગણ બનવાનો વખત ના આવે તે માટે જ વહેંચીને ખાવાનું છે અને એ ગામડાંની જૂની પુરાણી બાપદાદાના વખતથી ચાલતી આવેલી રસમ છે.

ગુજરાતનાં ગામડાંઓ પર મોટા ભાગે વૈષ્ણવ ધર્મની અસર છે. તે ધર્મના આચાર્ય શ્રી વલ્લભાચાર્યજીએ આવા આપત્કાળે શું કરવું તે માટે ગાયું છે કે 'ભગવાનનું–શ્રીકૃષ્ણનું–શરણ એ જ એકમાત્ર ઉપાય છે' અને તે કૃષ્ણ–તે ભગવાન–દરેક ગામના ગોકુળમાં સ્નેહસંમેલનના ઉત્સવોમાં જ્યારે જ્યારે તેને યાદ કરો ત્યારે ત્યારે પ્રકટે જ છે તે અનુભવની વાત છે; વાણીથી કહેવાતી વાત નથી. દરેક ગામ ગોકુળ બનીને સ્નેહસયોજિત બની રહેશે તો આવો અનુભવ મેળવી શકશે અને ઉપર જણાવ્યું તેમ જો સૌ વહેંચીને ખાશે તો એ પ્રકટ પરમાત્મા દુઃખની ઘડી નહિ આણે.

શ્રી. ડાહ્યાભાઈ મ. પટેલ

('ગુજરાત સમાચાર'માંથી.)

---

# સ્વદેશીનું અર્થશાસ્ત્ર

દેશી માલ ખરીદવાનો નિયમ પકડવાથી અર્થશાસ્ત્રના કાયદાનો ભંગ થશે તેવું જેઓ કહેતા હોય તેમને હું પૂછીશ, કે અર્થશાસ્ત્ર કોનું બનાવેલું છે? આપણી સ્કૂલોમાં અને કોલેજોમાં જે અર્થશાસ્ત્ર શિખવાય છે તે અંગ્રેજોનું બનાવેલું છે. અહીંના અર્થશાસ્ત્રની નીતિ અંગ્રેજો કેનેડા અને ઓસ્ટ્રેલિયાવાળાને કેમ લાગુ પાડતા નથી ! અંગ્રેજોએ તેમના દાસના અર્થશાસ્ત્ર માટે ઇજિપ્ત અને હિંદુસ્થાન એ બે દેશો પસંદ કર્યા છે. જેમ એક અર્થશાસ્ત્ર બનાવનાર બ્રાહ્મણ તેમાં તેના પોતાના લાભનું લખવાની સંભાળ રાખે છે, તેમ અંગ્રેજોએ તેમના બનાવેલા અર્થશાસ્ત્રમાં લખેલું છે. તેમના ઉદ્યોગધંધાઓ આબાદ થયા પછી તેમણે પોતાનું અર્થશાસ્ત્ર બનાવ્યું છે. હવે જો અંગ્રેજોનું અર્થશાસ્ત્ર ખરું હોય, તો બીજા દેશો તેમના અર્થશાસ્ત્ર પ્રમાણે કેમ વર્તતા નથી !

('ભાષણો અને લેખો,' પૃ. ૭) સ્વ. દિ. બ. અંબાલાલ સા. દેસાઈ

# પાટણની પૂર્ણિમા

પાટણની પૂર્ણિમા પ્રગટી હતી. સિદ્ધરાજ જયસિંહના રાજયુગમાં પાટણ નગરીની પરમ શોભા ત્યારે હતું સહસ્રલિંગ સરોવરઃ દેવની હથેળી સમું, મહાવિશાળ કોટિદળ પદ્મ સમું, નગરીની મધ્યમાં પડેલું. સરોવરની પાળે હતી રોણકદાર સહસ્ર શિવદહેરીઓ ને સહસ્ર શિવઘંટાઓ. એક દોરી ખેંચ્યે સહસ્ર ઘંટા શિવઘંટા સામટી ગાજી ઊઠે એવી હતી ગુર્જરેશ્વરના શિલ્પીની કલાકરામત. એ અખંડ નાદથી પાટણનગરી છ પ્રહરો ગાજી રહેતીઃ જાણે પાટણની કલ્યાણઘંટાઓ વાગી.

સરોવર વચ્ચે હતું ઘટામંડપનું ઉદ્યાન નાવડીઓમાં તરતાં–ગાતાં પાટણનાં રસિકરાજો અને પાટણની રસરસીલીઓ સરોવરજળના જળવિહારે સંચરતાં. શિવરાત્રિએ શિવરાત્રિએ, માસે માસે, જ્યારે સહસ્રલિંગની સહસ્ર દહેરીઓએ સો–સો દેવદીવડાની દીપમાળા ઝળહળતી ત્યારે એ એક લાખ દીવડાઓ ગગનઉતારેલા લાખ-લાખ તારામંડળ સમા, પાટણની અન્ધારી ચૌદશનો દિવસ કરતા. પાટણ ત્યારે અન્ધારાનાંયે અજવાળાં કરતું.

ઈસ્વી ૧૫૬૦ પર્યન્ત સહસ્રલિંગ સરોવરમાં જળનાવડીઓ ફરતી. મહાસુભટ ખાનંખાનાનના પોષપિતા, અકબરના અતાલિક, પાણીપતના વિજેતા, ઉખડી પડેલી મુગલાઈને દિલ્હીદુર્ગે પુનઃ સ્થાપનાર, બાદશાહી વંશના મહાનામ જામાતૃ મક્કા શરીફની જાત્રાએ જતાં પાટણ આવ્યા હતા. ઘટામંડળેથી પાછા વળતાં, જલવિહારિણીમાંથી ઊતરતાં જ, એ ખાન બહેરામખાનનો એક અફઘાને ઘાત કીધો. એ અફઘાનના પિતાને ખાનખાનાએ સરહિન્દના સંગ્રામમાં સંહાર્યો હતો ને પિતાનું વેર પુત્રે પાટણમાં સહસ્રલિંગની પાળે લીધું.

પાટણમાં કેટલો આરસ પથરાયો હતો એ તો ચન્દ્રાવતીની આરસખાણોને પૂછજો.

સરસ્વતી નદીને સિદ્ધરાજ મહારાજે સહસ્રલિંગમાં વહાવી હતી. રોમ પારીસ લંડનની જલસરણીઓની પેરે પાટણની હૈયાસેર સમી સરસ્વતી, નગરી વચ્ચે થઈને વહતી. જયસિંહ માત્ર દેશો જીતતો એમ નહિ; સરોવરો ગાળતો, દુર્ગો સ્થાપતો, લાખ્ખોના કરવેરા રદ કરતો, પર્વતો પાડતો, નદીઓ વાળતો સહસ્રલિંગ જળજળ ભરપૂર રહેતું. સરોવરના એક પાર્શ્વે હતો રાજપ્રાસાદ; ને સામે પાર્શ્વે પાટણની હવેલીઓએ ફડફડાટ હતા નગરીના ધનપતિઓના લક્ષ્મીધ્વજો, ને ધર્મમંદિરોએ ઝળહળતા હતા દેવશિખરોના સુવર્ણકળશો. રાજપ્રાસાદ અને રાજનગરીની વચ્ચેની પૂર્વપાળે ઉદ્યાનોમાં પાટણનાં વિદ્યાપીઠો ને વિહારો હતાં, જે ગુર્જર–મહાપ્રજાને જ્ઞાનામૃત પાઈ મેધાવી કરતાં. પડખે હતું વિશાળું યોધમયદાન. ધનુર્ધરો ત્યાં ધનુર્વિદ્યા સાધતા. અશ્વરાજો ત્યાં અશ્વો ખેલાવતા, રાયકાઓ પવનપંથી સાંઢણીઓ કેળવતા, મહામહાવતો ગજરાજોને દુર્ગદ્વારો તોડતાં શીખવતા, સરસ્વતી સિદ્ધપુરેથી વટેશ્વરે આવતી ને સહસ્રલિંગને ભરીને આયમણે વહી જતી. ત્યાં હતું ત્રણ કોસનું પાટણનું મહાવન. એ મહાવનની વનકુંજોના અવશેષરૂપે આજેયે ત્યાં કુંજેરનું ગામડું છે.

દિશાવિશાળા દેશમાળુ સમી પાટણનગરીમાંથી ચહુદિશે રાજમાર્ગોની ચતુર્ભુજાઓ વિસ્તરતી. ઉનાવા ઈડર દોહદને વટાવી પૂર્વ–રાજમાર્ગ માળવામાં ધાર ને ઉજ્જયિનીએ

( સાંધણ પૃ. ૪૭૨ને છેડે )

બોમ્બો તોડી ન શકે એવી—

# ચીનની અર્વાચીન વિદ્યાપીઠ

જાપાનીઓ આવે અને સામગ્રી અને સંસ્કૃતિનો નાશ કરે તે પહેલાં જ ચીનાઓએ તેમનાં કારખાનાંઓનાં યંત્રો ખસેડી લીધાં–તેમના વિદ્યાપીઠનાં મથકો ખસેડી નાખ્યાં. યંત્રોને તેમણે ખાંધ પર લઇ લીધાં. અને પુસ્તકોને તેમણે તેમની બગલમાં માર્યાં અને એ યંત્રો અને પુસ્તકો લઇને તેઓ અંદરના ભાગમાં આવી વસ્યા. ત્યાં તેમણે યંત્રો ગોઠવી કારખાનાઓ કર્યાં અને અભ્યાસને માટે–ચીનની સાંસ્કૃતિક જ્યોતને જવલંત રાખવાને ત્યાં તેમણે વિદ્યાપીઠ બનાવી. દુશ્મનના હાથે સંહાર થાય તે પહેલાં તેમણે વિસર્જન થતી સૃષ્ટિની સામગ્રી ખસેડીને નવી સૃષ્ટિનું સર્જન કર્યું–ચીનના પ્રાણને પ્રાણવંત રાખવાને.

## જાપાનીઓએ કરેલું વિસર્જન

પૂર્વના સમુદ્રકાંઠા પર એમનાં જે ઉદ્યોગકેન્દ્રો હતાં તે જાપાનીઓએ કબજે કર્યાં. એમની વિદ્યાપીઠોનું દુશ્મનોએ સળગાવી મૂકીને વિસર્જન કર્યું. જર્મનોની જેમ જાપાનીઓ પણ એક વાત જાણે છે કે પ્રજાનો નાશ કરવાને જેટલી આવશ્યક્તા ઉદ્યોગનો નાશ કરવાની છે તેટલી જ આવશ્યકતા વિદ્યાપીઠના અધ્યાપકોને મારી નાખવાની છે–એનાં પુસ્તકાલયોને ભસ્મીભૂત કરવાની છે. ચિનાઓ પણ જાપાનીઓ શું શું કરી શકે છે તે જાણતા હતા અને જાણે છે.

## હીજરતની ટેવ

ચીની પ્રજાના ઇતિહાસમાં દેશાંતર કરવું એ નવીન હકીકત નથી. જાપાનીઓ સાથેના યુદ્ધમાં ચાંગ કાઈ શેકના લશ્કર સાથે જોડાવાને આઠસો માઇલની લાલ લશ્કરની શાન્સી પ્રાંતમાંથી અવિરત કૂચ એ ચીનાઓ માટે આજના આક્રમણકારની સામે એક તાલીમ હતી. સહાયકારી ઉદ્યોગપ્રવૃત્તિ પણ જાગી અને એ પ્રવૃત્તિને લીધે નાનાં હથિયારો બનાવવાનાં કારખાનાંઓ ઠેકઠેકાણે થવા લાગ્યાં. તેની જ સાથે ઠેકઠેકાણે કામદારોના નાના નાના સંઘ પણ જાગ્યા.

## કાન્ગાહ વિદ્યાપીઠ

પણ નવા ચીન માટે વધારે મહત્ત્વની હકીકત તો એ છે કે તેમણે યુનાન પ્રાંતમાં કાન્ગાહ ખાતે વિદ્યાપીઠ ખસેડી. ત્યાં તેમણે ચીનના નવા નેતાઓનાં ઘડતર ઘડવા માંડ્યાં

---

( સાંધણ પૃ. ૪૭૧ને છેડે )

જતો. ચન્દ્રાવતી અર્બુદાચળ આરાવલ્લી વીંધીને ઉત્તર–રાજમાર્ગ ચૌહાણોના તારાગઢે ને રાજમાર્ગ સિદ્ધાચળે ને ગિરિવર ગિરનારે ચડતો. ડભોઇ દુર્ગે નર્મદા ઊતરી, નાગલાણ પ્રસ્થાનપુર દેવગિરિની ઘાટીઓ ઓળંગી, ચોથો દક્ષિણ રાજમાર્ગ દક્ષિણાપથમાં મલયાદ્રિના અગરચન્દન વીણવાને તૈલંગાણે જતો. પાટણની ભુજાઓ મહાવિશાળ હતી.

—કવિ ન્હાનાલાલ

( " કુમાર "માંથી )

# અનંત મહાસાગરમાં ઊંડે પહોંચવા હામ ભીડનાર ડૉ. પીકાર્ડ

**કલ્પનામાં પણ ન આવે એવી ગેબી દુનિયા અનંત મહાસાગરની ભીતરમાં છે, એક હજાર વાર ઊંડાણે તો બે અમેરિકન તારાઓએ એક વીજળીક બત્તીઓના દીવાઓની હારથી ઝગી ઉઠેલી સ્ટીમર જેવી દેખાતી માછલી જોઇ. હવે ડૉ. પીકાર્ડ છ માઇલ ઊંડે પહોંચવાના છે. ત્યાં એમને શું શું જોવા નહિ મળે? ડૉ. પીકાર્ડ છ માઇલ ઊંડે કેવી રીતે પહોંચશે તે આ લેખમાં બતાવવામાં આવ્યું છે.**

થોડાંક વર્ષો અગાઉ અમેરિકાના બે વૈજ્ઞાનિકો વિલીઅમ બીલ અને ઓ. બાર્ટન બર્મુડાના ટાપુ નજીકમાં દરિયામાં એક હજાર વાર ઊંડે જઇ આવ્યા ત્યારે એમણે મેળવેલી સિદ્ધિ લોકોને આશ્ચર્યભરી લાગેલી. પણ હવે બેલ્જિયન પ્રોફેસર પીકાર્ડ દરિયામાં છ માઇલ ઊંડે સુધી પહોંચવાના છે એટલે કે અમેરિકનો જેટલે ઊંડે ગયા હતા તેનાથીયે દસગણા ઉંડાણમાં હવે પ્રો. પીકાર્ડ જશે.

બીલ અને બાર્ટનને દરિયામાં ઊતરવા માટે ધાતુનો ગોળો બનાવેલ હતો અને તેને લોખંડના દોરડાથી લટકતો રાખવામાં આવ્યો હતો. તે દોરડું એક હજાર એકસો વાર લાંબુ હતું. આમ એમની સફળતાનો બધો આધાર પેલા દોરડા પર હતો. જો એ તૂટે તો જાય અને

( પૃ ૪૭૨નું સાંધણ )

—ચીનની પ્રજાના આવતી કાલના નાયકોને ત્યાં તાલીમ મળવા લાગી. ચીની સામ્યવાદી પક્ષના નેતા—ટસેટુંગ એ વિદ્યાપીઠના કુલપતિ છે. ચીની લાલ લશ્કરે યોજેલી સેના માટેની બધી પ્રણાલિકાઓ અને પદ્ધતિઓ અહીં વિદ્યાર્થીઓને શીખવવામાં આવે છે. અભ્યાસક્રમમાં મુખ્યત્વે રાજકીય અને તત્ત્વજ્ઞાનના વિષયો છે. પણ એની જ સાથે ચીનની સંસ્કૃતિ અને કલાના—ચીનના નવીન ઘડતરમાં—સુધારામાં ફાળો આપનાર કળાનો અભ્યાસ પણ છે. સંગીત, ચિત્ર અને સાહિત્ય પણ શીખવવામાં આવે છે.

### કેળવણીનો એક જ ઉદ્દેશ

એની બધી કેળવણીનો એક જ ઉદ્દેશ છેઃ ચીનને જાપાનીઓના હાથમાંથી છોડાવવાનો. વિદ્યાર્થીઓને જે કેળવણી, તાલીમ આપવામાં આવે છે તે નહિ કે તેમને માત્ર વિદ્યાર્થીઓ અને પંડિત બનાવવાને, પણ તેમને ચીનના તારણહાર બનાવવાને, ચીનની સંસ્કૃતિના રક્ષક બનાવવાને. વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ સમૂહગીતો ગાય છે, પણ તે સમૂહગીત ચીનના શુર-વીરોનાં હોય છે. તેઓ નાટક કરે છે, પણ તે નાટક જનતાને પ્રેરણા આપે છે સક્રીય થવાને. બધા જ માનવોને સ્વતંત્ર રહેવાનો અધિકાર છે એ તેમના તત્ત્વજ્ઞાનની ચર્ચાનો વિષય છે.

યુનાનની બોમ્બથી રક્ષિત એવી ગુફાઓમાં આજે ચીનના યુવાનો ચીનનું ભાવિ ઘડી રહ્યા છે. એ શીખ્યા પછી એ વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ કૂચ કરે છે સમરાંગણમાં જવાને—ચીનના તારણહારની કીર્તિકલગીનો યશ પામવાને વીરની વાટે!

( "પ્રવાસી" તા. ૧૦-૧૦-૪૩ )

ટકી રહે તો સફળતા મેળવીને જગતમાં નામના મેળવે ! પણ પ્રો. પીકાર્ડ માટે ૭ માઇલ લાંબું દોરડું બને કેવી રીતે ?

અને કદાચ બને તોયે તે ટકે જ નહિ. ૭ માઇલ નીચે લટકતા ગોળાનું ખેંચાણ દોરડું તોડયા વિના ન જ રહે. આથી પ્રો. પીકાર્ડે એવી શોધ કરી છે કે આવા દોરડાની એ ગોળાને કશી જરૂર પડશે જ નહિ. દરિયાની સપાટી ઉપર એમનો કોઇ પણ રીતે સંબંધ રહેશે જ નહિ. એમનો ગ્લોબ સબમરીનની જેમ નીચે જશે અને ઉપર આવશે. એ ગોળાને ખેંચવા માટે દોરડાની જરૂર નહિ રહે.

## પારદર્શક ધાતુનો ગોળો

એક હકીકત યાદ રાખવાની છે કે જે ગોળા વડે એ બે અમેરિકનો ઊતરેલા તેના કરતાં આ ગોળો ખૂબ મજબૂત હોવો જોઇશે. હજાર વારના ઊંડાણે જે દબાણ હોય તેના કરતાં ૭ માઇલ ઊંડાણે દબાણ કેટલું બધું હશે, એનો ખ્યાલ રાખવાનો છે. પ્રોફેસર પીકાર્ડે અનેક ધાતુઓના અખતરા કરી જોયા છે. આ ગોળા માટે એમને કયી ધાતુઓ ઉપયોગી થઇ પડશે તેની શોધ એમને મળશે જ એવી એમને આશા છે.

એલ્યુમીનિયમ અને મેગ્નેશિયમ ધાતુના મિશ્રણની ધાતુ એમણે શોધી છે. નવ માઇલ ઉંડાણે જે દબાણ રહે એ જ દબાણ સાથે એ ધાતુ પર અખતરો પણ કરી જોયો છે, પણ એનાં શાં પરિણામ આવ્યાં એ એમણે હજી જાહેર નથી કીધાં. બીજી બાજુ એમ કહેવાય છે કે એમણે એનાથીયે વધારે સારી ધાતુ શોધી કાઢી છે, જે આ ધાતુ કરતાં વધારે મજબૂત છે. તેની જ સાથે તે ધાતુ પારદર્શક પણ છે. આમ ગોળો પારદર્શક નહિ એવી ધાતુનો બનાવી એમાં બહાર જોવા માટે મજબૂત જાડા કાચની બારીઓ રાખવી પડે એમ ન કરતાં આ ગોળો જ એવા પ્રકારનો હશે કે પ્રો. પીકાર્ડ અંદર બેઠા બેઠા દરિયાઇ દુનિયાની લીલા જોઈ શકશે.

## ઊંચે નીચે જઇ શકે એવી વ્યવસ્થા

હવે આ ગોળાને પાણીમાં ડૂબવું પણ અઘરૂં નહિ પડશે; કારણ કે એમાં એ પ્રકારની યોજના રાખવામાં આવી છે કે જેટલી જગા એ ગોળો રોકે તેટલા જ ભાગના પાણીનું વજન એના કરતાં ઓછું હશે. આથી ગોળો સહેલાઇથી પાણીમાં નીચે ઊતરી શકશે. આ ગોળાનો વ્યાસ બે વારનો રહેશે અને એનું પડ પાંચ ઈંચ જાડું રહેશે. જ્યારે એઓ ગોળાને અટકાવીને નિરીક્ષણ કરવા માગતા હશે ત્યારે ગોળાની ગતિ એક સેકન્ડે એક વારની કરી શકશે. એઓ જ્યારે ગોળો પાછો ઉપર આણવા માગતા હશે ત્યારે તેઓ ગોળાને પાણી કરતાં હલકો કરી શકશે.

પ્રો. પીકાર્ડને આશા છે કે ૭ માઇલના ઊંડાણે એઓ પ્રાણી અને વનસ્પતિની કોઇ નવી જ દુનિયા જોશે અને આ હકીકત સાચી છે. કારણ કે કેટલાક વૈજ્ઞાનિકો માને છે કે પાણીમાં જેટલે ઊંડે પ્રાણીઓ તેટલાં મોટાં તેમનાં કદ અને એ હિસાબે ગણીએ તો ૭ માઇલના ઉંડાણે પ્રો. પીકાર્ડને રાક્ષસી પ્રાણીઓ જોવાનાં મળશે. બીજી વાત એ છે કે એમના ગોળાની દિવાલ પારદર્શક હોઇને પ્રાણીને એ ઘણી નજદીકથી પણ જોઇ શકશે.

## ગેબી દુનિયાની અજાયબીઓ

બીલ અને બાર્ટને હજાર વારના ઉંડાણે જે જોયેલું તે આંપણે મન પરીકથા સમાન છે. આ ઉંડાણના સંપૂર્ણ અંધારમાં માછલીઓને પોતાનો પ્રકાશ હોય છે અને તે પ્રકાશ વડે

તેઓ પોતાનો માર્ગ જોઇ શકે છે. જાણે એમનામાં વીજળીક બત્તી મુકાઇ હોય એમ લાગે. દુનિયામાં વીજળીક બત્તીઓનો પ્રકાશ માણસો જ માણે છે, પણ દરિયામાં પણ આ પ્રકાશ વીજળીક બત્તીના જેવો જ લાગે. કુદરતની એ રચના ખરેખર અદ્દભુત છે. એમણે એક માછલી એવી જોયેલી કે અંધારામાં તમે દરિયામાં જતી સ્ટીમરને જુઓ એવી જ દેખાય. જેમ સ્ટીમર પર લાઇટની હારનો પ્રકાશ દેખાય, તેવી જ રીતે આ માછલી સુંદર વીજળીક બત્તીઓની પાંચ હાર ધરાવતી હતી. દરેક બત્તીની આસપાસ જાંબુડા રંગનું પ્રકાશિત કુંડાળું હતું.

આ હકીકત તો હજાર વાર ઉંડાણની. પણ એના દશગણા ઉંડાણમાં શું શું જોવા મળશે એની કલ્પના જ કરી લ્યો ! આ ઉંડાણમાં તો પ્રો. પીકાર્ડને કેવા કેવા દિવ્ય પ્રકાશ જોવાના મળશે ? ગેબી દુનિયાનાં કેવાં જાદુ એમની આંખોને આંજી દેશે ? એમ કહેવાય છે કે દરિયામાં વીસ વારના ઉંડાણે માણસ ઊતરે કે પછી માનવચક્ષુ દસ વારથી આઘેના અન્તરની કોઇ પણ વસ્તુને જોઇ શકતાં નથી. ત્રીસ વારે તો લગભગ બધી જ વસ્તુઓ સહેજ અંધકાર આચ્છાદિત હોય એમ લાગે. અને પૂરા ત્રણસો વારના ઉંડાણે તો તમારે અમાસની ઘોર રાતડી જ જોવાની ! પછી તો ત્યાં તમને કશુ જોવા ન મળે.

આ હકીકત પરથી એક વાત એ પણ સિદ્ધ થાય છે કે વધારેમાં વધારે ૨૨૫ વારના ઉંડાણે વનસ્પતિ જોવી દુર્લભ બને. વનસ્પતિ એટલા ઉંડાણે થવી સંભવે જ નહિ. કારણ કે વનસ્પતિના જીવનને ઓછામાં ઓછા પ્રકાશની યે જરૂર રહે છે જ. ત્રણસો વારથી વિશેષ ઊંડાણમાં વનસ્પતિ જોવી શકય નથી, પણ બીજી બાજુ કેટલાક વિજ્ઞાનીઓનું એમ પણ કહેવું છે કે કેટલાંક કિરણોનું પૃથક્કરણ થતાં આછેરો પ્રકાશ છેક હજાર વાર સુધી પહોંચે છે અને એ ઉંડાણ સુધી પ્રાણી તેમ જ વનસ્પતિ જોવા મળી શકે. જ્યારે કેટલાકનું કહેવું એમ પણ છે, કે ચાર માઇલના ઊંડાણ સુધી પ્રાણીઓ જોવા મળી શકશે.

ગમે તેમ હોય તેમ છતાં એક વાત સિદ્ધ છે કે પ્રો. પીકાર્ડ માટે આ નવી દુનિયા છે, જેના વિષે આપણે કશું જ ચોક્કસ નથી જાણતા. એ દુનિયાના દર્શન પ્રો. પીકાર્ડને કરવા મળશે અને જ્યારે એઓ જોઇને પાછા ધરતીની સપાટી પર આવશે ત્યારે દુનિયા ગેબી મહાસાગરની ખરી હકીકત જાણી શકશે.

## એમની સાથે કેવી સાધન-સામગ્રીઓ હશે ?

હવે એમના ગોળા અંગેની ખાસ રસિક વાત. જ્યારે એમણે દરિયાના ઉંડાણમાં જોવાનું કામ પતાવ્યું હશે ત્યારે ઉપર ચડતી વખતે એ ગોળો કયાં આવી ઊભો રહેશે એ કોઈ કહી શકે નહિ. એમણે ઉપરની દુનિયા સાથે સંબંધ જાળવવાને એમની સાથે વાયરલેસ ટ્રાન્સમીટરની જોગવાઈ રાખી છે. એની જ સાથે એમની પાસે બીજું પણ એક સાધન રહેશે. તે સાધન વડે એઓ કેટલા ઊંડા ઊતર્યા છે તે એઓ જણાવી શકશે. તેમ જ નાના રૂપનું વીજળીક પાવર સ્ટેશન પણ એમની સેવામાં રહેશે, જેથી એમની યાંત્રિક રચનાઓ વ્યવસ્થિત રીતે સક્રીય રહી શકશે. એટલુંજ નહિ પણ એનાથી એમને જોઇતો પ્રકાશ પણ મળી રહેશે. એમની સાથે એઓ એક કેમેરા પણ લેશે જ, જેથી ગેબી દુનિયાનાં જાદુઇ દશ્યોની તસ્વીર લઇને એઓ ધરતી પરની જનતાને બતાવી શકશે.

[ તા. ૭-૧૧-૪૩ ના " પ્રવાસી "માંથી ]

# આપણી કેટલીક નાગરિક ફરજો

એક તરફ આપણી આમજનતા દેશનાં રાજકીય આંદોલનોને સાથ આપવા ખડે પગે તૈયાર હોય છે; ત્યારે બીજી બાજુ આપણી એ જ આમજનતા પોતાની નાગરિક ફરજો બજાવવામાં પાછી પણ પડતી જાય છે. એનાં કેટલાંક દૃષ્ટાંતો આ લેખમાં આપવા યત્ન કર્યો છે.

એક તો આપણે સુશિક્ષિત હોવાથી આપણને આપણી નાગરિક ફરજોનું પૂરું ભાન હોવા છતાં કેટલીક વાર આપણે તે પ્રત્યે, આળસના કારણે અથવા જાણી બૂઝીને કે ઇરાદાપૂર્વક બેદરકારી દાખવીએ છીએ.

આપણે સવારમાં ઊઠીને દાતણ કરીએ છીએ તે ઘરના અથવા પોળના ઓટલે બેસી કરીએ છીએ. પરંતુ તે દ્વારા બહાર કાઢવામાં આવતું થૂંક-ગળફા-બળખા કે દાતણની ચીરીઓ જેમતેમ રસ્તા વચ્ચે અથવા ગમે ત્યાં ફેંકીએ છીએ. ઘરમાં બૈરાં સવારમાં કચરો-પૂંજો વાળે છે અને તે પણ આંગણામાં જ નાખે છે; બે ડગલાં વધુ ચાલી, સુધરાઇએ નક્કી કરેલા સ્થળે નાખવા જવાની દરકાર ભાગ્યે જ કોઇ દાખવતાં હોય છે. અરે, આ બાબતમાં એકલાં બૈરાંનો જ દોષ શા માટે કાઢીએ ? આપણામાં જ કેટલીક એવી ટેવો કયાં નથી હોતી ? બહારથી આવીને કોઇ કાગળ આપી ગયું, તે વાંચ્યો, ફાડી નાખી ચૂરા કર્યા અને એ ટુકડા પોતે બેઠા હતા ત્યાં જ નાખ્યા ! ! ઘરમાં ને ઘરમાં જ, નજીકમાંજ રદ્દી કાગળ નાખવાની ટોપલી હોવા છતાં આપણી બેઠક પરથી ઊભા થઇ એ ટોપલીમાં નાખવા આપણે કયારે જઇએ છીએ ?

આ તો કાગળના ટુકડાની વાત થઈ; પરંતુ ઘરમાં એકાદ બાળકે શીશી કે શીશો ફોડી નાખ્યો હોય અથવા અરીસો ફૂટી ગયો હોય તો તેના કાચના ટુકડા આપણે ઘરમાંથી વીણીને કરચેકરચ ભેગી કરીએ છીએ; પણ એને આપણે નાખીએ છીએ કયાં આગળ ? ઘરની પછીતે અથવા આપણે વધુ બેદરકાર હોઇએ તો સડક પર વેરાતા ફેંકીએ છીએ: પરંતુ એથી કરીને એ રસ્તે થઇને જનારને કેટલું નુકસાન થશે, એ રાહદારીને પગમાં એ વાગી જતાં તેનું કેટલું લોહી વહી જશે તેની આપણે કદી દરકાર કરીએ છીએ ?

અને ઘરમાં રંધાયા-જમી રહેવાયા પછીના એઠવાડની તો આપણે વાત જ શું કરવી ? સુધરાઇએ, ગટરો કરી હોય કે ન કરી હોય, છતાં આપણી એ બાબતની ફરજમાં તો આપણી ઘણી બહેનો અથવા ઘરમાં કામ કરનારાંઓ અત્યંત બેદરકારી સેવતાં હોય છે. એ એઠવાડનું પાણી, જેમાં રંધાયેલા અનાજના દાણા અને શાકનાં ફોતરાં, વધ્યું ઘટ્યું રાંધેલું અને કોલસા—એ બધું જ સીધું સડક પર જ ઢોળવામાં આવે છે ! કદી કદી સુધરાઇની સખત તકેદારી હોય તો, રખેને, સુધરાઇનો કોઈ માણસ આવતો જતો તો નથી ને : તે જોવા આસપાસ જોઇને એ એઠવાડ ઢોળવામાં આવે છે !

વળી ઘરમાં સડી ગયેલા શાક ફેંકી દેવા ભાગ્યે જ કોઈ સુધરાઇએ નક્કી કરેલા સ્થળ સુધી જતું હશે. એ તો ઘરના આંગણામાં અથવા નજીકની સડક પર જ ફેંકાતું હશે.

પરંતુ આ પ્રમાણે ઢોળતાં નાખતાં ભાગ્યે જ એવા લોકોને એ ખ્યાલ આવતો હશે કે આ પ્રમાણે ફેંકવાથી આપણે આપણી જ તંદુરસ્તીની ઘોર ખોદીએ છીએ. વળી કોઇ કોઇ વાર કેટલાકો પોતાના ઘરમાં એકઠો થયેલો કચરો પાડોશીની પછીતે અથવા સામા બારણે પણ નાખવાની ધૃષ્ટતા કરતાં પણ અચકાતા નથી અને એ હક ભોગવવા જતાં કદીકદી પડોશી સાથે તકરાર અને મારામારી સુદ્ધાં વહોરી લે છે.

અને થૂંકનારાઓથી તો પ્રભુ તોબા ! ઇશ્વર બચાવે ! ! થૂંકનારાઓમાં મુખ્યત્વે તંબાકુ ખાનારા અને દમીઅલ માણસો હોય છે, દમીઅલ અથવા બિમાર માણસો, તેઓ હરતા ફરતા

હોય અને સમજુ હોય તો તો પોતે બેઠા હોય ત્યાંથી ઊઠી જરા દૂર જઈ કોઈ હવડ સ્થળ જોઈ ત્યાં થૂંકે છે; પરંતુ તંબાકુ ખાનારાઓથી તો પ્રભુ બચાવે! તેઓ તો પોતે બેઠા હોય તેની નજીકની ભીંત પર જ થૂંકવાના. તેઓ ઊઠીને જરા દૂર જઈ થૂંકવાની તકલીફ ભાગ્યે જ લેતા હોય છે. આથી એવાઓનાં રહેઠાણોની ભીંતો તમે જોશો તો એનો સહેજે ખ્યાલ આવી જશે. વળી કેટલાક પાન ખાનારાઓ પીચકારીના શોખીન હોય છે. તેઓ પાન ખાઈને એક મુકરર જગ્યાએ થૂંકવાને બદલે જ્યાં ત્યાં પીચકારીઓ જ મારતા ફરતા હોય છે. અને એવાઓના પાપે જ કેટલાંક નાટક-સિનેમાઓના થિએટર સંચાલકોને ભીંતે ભીંતે થૂંકવા બાબતની સૂચનાઓ મોટા અક્ષરે ચીતરાવવી પડે છે.

આપણા લોકો બીજી પણ અગત્યની નાગરિક ફરજો ઘણે ભાગે ચૂકતા જ હોય છે. એ છેઃ ગરબડ-ઘોંઘાટ. એવા લોકો કેટલીક વાર એવો ગરબડ-ઘોંઘાટ કરતા હોય છે કે તે પ્રમાણે કરતા હોવા છતાં પોતે તેમ કરીને બીજાને હરકત પહોંચાડે છે તેવો તેમને ખ્યાલ પણ આવતો નથી. રસ્તા વચ્ચે કોઈ મળે ત્યારે તેની સાથે અથવા ઘરમાં કે કોઈ જાહેર સ્થળે એવા મોટા અવાજે વાતચીત કરે છે કે જાણે કોઈ મોટા હૉલમાં એકાદ વ્યાખ્યાનવાચસ્પતિ કોઈ મહાન વિષય પર બુલંદ અવાજે ભાષણ ન કરતા હોય! તેમની બાજુમાં જ બીજાઓ બેઠેલા, ઊભેલા કે કંઈક કામ કરતા હોય છે તે બાબતનો તેઓ ભાગ્યે જ તેમના મગજમાં ખ્યાલ રાખે છે. આથી પરિણામ એ આવે છે કે આવા માણસો સામાન્ય વાતચીતમાં પણ નજીકના માણસોને ખલેલરૂપ નીવડે છે. અને એથી એ માણસે આખરે નછૂટકે કંટાળીને કહેવું પડે છે કે 'ભાઈ! ધીમેથી બોલો'

વળી કેટલાકો મોડી રાત સુધી વાજિંત્રો કે રેડીઓના મોટા ઘોંઘાટ ચાલુ રાખી નજીકના પડોશીઓની ઊંઘને પણ ખલેલ પહોંચાડે તેવા હોય છે. એવા માણસો પોતાના શોખને ખાતર મોડી રાત સુધીના પોતે ઉજાગરા કરે છે અને પડોશીઓને પણ ઉદાર ભાવે, તેમની ઇચ્છા-અનિચ્છાએ પણ પોતાના એ ઉજાગરાનો લાભ નિષ્કામ ભાવે આપતા હોય છે. આવા બનાવો બનવાને લીધે કેટલાક ચાલી કે મકાનમાલિકો પોતાની મકાનભાડાની પાવતીમાં ખાસ્સુત માટે કલમ રાખે છે કે આ ચાલીમાં રહેનારે ૧૧ વાગ્યા પછી રેડીઓ કે કોઈ વાજિંત્રો વગાડવા નહિ. પડોશીઓની ઊંઘમાં ખલેલ પાડે તેવા ગાનતાનના કે એવા કોઈ જલસા રાતને વખતે કરવા નહિ; વગેરે વગેરે. આ ઉપરાંત મોડી રાત સુધી જાગરણ કરી સોગટાબાજી કે ગંજીપા રમવાની અથવા મોટેથી ગાયનો લલકારવાની ટેવવાળાઓ મોડી રાત સુધી એવા મોટા અવાજે વાતો કરતા હોય છે કે પડોશમાં સૂતેલા માણસો તેમના આવા બખાળાથી સહેજે જાગી જાય છે.

આ ઉપરાંત આપણામાંના કેટલાકોને મોટેથી ખડ-ખડાટ-પોતે બેઠા હોય તે ઓરડો ગજાવી મૂકે તેવું ખડખડાટ-હા...હા...હા...હસવાની ટેવ હોય છે; અને હસવાનો અવાજ બાજુમાં બેઠેલા જ નહિ પરંતુ પડોશમાં રહેનારાઓની પણ કામગીરીમાં અથવા તેમની શાંતિમાં ખલેલ પહોંચાડે છે.

આ બધી આપણા નાગરિક ધર્મોની ત્રુટિઓમાંની માત્ર આંગળીના વેઢે ગણાય તેટલી જ ખામીઓ છે; પરંતુ આપણે આપણા નિત્યના જીવનવ્યવહારમાં ઝીણવટથી જોઈશું તો આપણને ડગલે ને પગલે તેનો ખ્યાલ આવ્યા સિવાય રહેશે નહિ. આ માટે આપણે આપણા નિત્યજીવનને તપાસતા રહીએ અને પડોશીને કે આપણા ગ્રામજનને કે શહેરીજનને આપણે કઈ કઈ રીતે નુકસાનકર્તા નીવડીએ છીએ તે તપાસીએ તો આપણી જીવન-સુધારણા માટે અનેક તકો જણાઈ આવશે.

મણિલાલ પ્ર. વ્યાસ

[ "કૌમુદી" દીપોત્સવી અંકમાંથી ]

# આવતા માસની કાર્યદિશા

૧ ગુ. વ. સો. નાં પુસ્તકો હવે દરેક રજીષ્ટર પુસ્તકાલયને મૂળ યોજના પ્રમાણે મોકલવાની વ્યવસ્થા થઈ છે તો યોગ્ય પાવતી પર સહી કરી આપી જે તે સ્થળેથી પુસ્તકો મંગાવી લેવા એક રજીષ્ટર્ડ પુસ્તકાલયોના મંત્રીઓ તજવીજ કરશે એવી આશા છે.

૨. પુસ્તકાલયના કબાટમાં આજુબાજુ રદ્દી ચીજો ન મૂકો. હોય તો તેને તુર્ત દૂર કરો. દર માસે પુસ્તકાલયનાં તમામ પુસ્તકોને ધૂળ અને ઉધાઇથી બચાવવા સાફ કરો.

૩ મંજૂર થયેલાં અંદાજો મળે એટલે પાવતીઓ, ધોરણ પ્રમાણે સહીઓ કરી પુસ્તકાલય ખાતામાં તુર્ત મોકલી આપો અને લોકમદદનાં નાણાં પુ. સ. સ. મંડળમાં મોકલો.

૪ સાહિત્ય પરિષદમાં, જે પુસ્તકાલયનાં સભ્યો પંદર ઉપરાંત હોય તે સંસ્થા સભાસદ તરીકે નીમે રકમથી નોંધાવી શકાય છે, તો તે માટે જે તે સંસ્થાના સંચાલકોએ મરજિયાત તજવીજ કરવી.

૫ ત્રિમાહી નિવેદનો જૂથમંડળો પોતાના જૂથનાં પુસ્તકાલયમાંથી મંગાવી એકુણાત કરી મોકલે. જરૂર પડયે સભા બોલાવી હકીકત એકત્રિત કરવા તજવીજ કરશો.

૬ મહાલ પુ. મંડળો ત્રિમાસિક સભા ભરે અને નવીન પુસ્તકાલયો ખોલવાનો મહેસાણા મહાલ મંડળ અને દહેગામ મહાલ મંડળ તેમજ મહેસાણા પ્રાંત મંડળ અને નવસારી પ્રાંત મંડળ ખાસ વિચાર કરે.

૭ તમારા પુસ્તકાલયમાં ઠરાવ બુક, વાંધાપત્રકની ચોપડી, ઊઠી ગયેલાં બાળકોની યાદી, વાંચકનોંધવહી ન રાખી હોય તો આજે જ આ પત્રકો બાંધી તમારું કામ વ્યવસ્થિત કરો. આ ખામી હજીયે સુધરતી નથી તે માટે રા. મહાલ શાળાધિકારીઓ ધ્યાન આપશે એવી વિનંતિ છે.

૮ તમારા નજીકના શાળાવાળા ગામે પુસ્તકાલય ન હોય તો લોકમદદ રૂપિયા પચાસથી પંચોતેર સુધી ઊભી કરવા પ્રયાસ કરો.

વડોદરા,
તા. ૯-૧૧-'૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## વટહુકમ નં. ૪ સને ૧૯૪૩-૪૪ ની છાપકામની દુરસ્તી

# વિષય

### ઉપરોક્ત વટહુકમના પેરા ૨ ના છાપકામમાં થયેલી ભૂલ સુધાર્યા બાબત

કસ્બા પુસ્તકાલયોએ દફતરી વ્યવસ્થા અને હિસાબી કામ ઠરેલા ધોરણે રાખવા બાબત અત્રેથી વટહુકમ નં. ૪ તા. ૨૭-૯-૪૩ નો માહે ઑક્ટોબર ૧૯૪૩ ના "પુસ્તકાલય" માસિકમાં પ્રસિદ્ધ કરેલો છે તેના પેરા ૨ ની લીટી ૪ માં ફાઇલ **દુરસ્તી**નું કામ છપાયું છે તેના બદલે ફાઇલ **ફેરીસ્તો**નું કામ એ પ્રમાણે સુધારી લેવું. તેમજ લીટી ૬ માં **ખાતરી** તેના બદલે **ખામી** સુધારી લેવું. અને તે જ લીટીમાં કોઇપણ પછી **પુસ્તકાલયમાં જોવામાં આવશે તો તે** એટલા શબ્દો વધારી લેવા.

ઉપર પ્રમાણેની દુરસ્તી જે તે પુસ્તકાલયના મંત્રીએ કરી લેવી.

વડોદરા, તા. ૯-૧૧-૪૩ | પુ. ત્રિ. શાહ | ઉ. મો. પટેલ, મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૧૩ સને '૪૩-૪૪

# વિષય

### સાર્વજનિક પુસ્તકાલયોએ સાહિત્ય પરિષદમાં નોંધાવવા બાબત

વડોદરા રાજ્યને આંગણે ભરાતા સદર પરિષદના પંદરમા અધિવેશન અંગે, એક બાજુ તરફથી પરિષદમાં પુસ્તકાલયોના મંત્રીઓ કે ગ્રંથપાલો ભાગ લઇ શકે તે માટે કેટલીક સવલતોની માગણી કરી છે તે સંબંધે નીચે પ્રમાણે ખુલાસો કરવામાં આવે છે:

(૧) સા. પુસ્તકાલયોએ પરિષદના બંધારણની કલમ ૪ ચ અન્વયે એ પરિષદના સભાસદો થઇ શકે તેમ છે. તેનું વાર્ષિક લવાજમ સંસ્થાસભાસદો માટે રૂા. ૨) અંકે બે છે તે પરિષદના મંત્રીને મોકલવાથી તેમાં નોંધાઇ શકાય છે અને એવી નોંધાયલી સંસ્થાઓ આ પરિષદમાં પોતાનો પ્રતિનિધિ, પોતાની સંસ્થાના દર પંદર સભ્ય દીઠ એક પ્રતિનિધિ મોકલી શકે છે. આ પ્રતિનિધિઓ પરિષદના સામાન્ય સભ્યો ગણી શકાશે અને તેઓ પરિષદમાં લાભ લઇ શકશે. માટે જે પુસ્તકાલયને સભ્ય સંસ્થા સભાસદ નોંધાવવા ઇચ્છા હોય તેમને ઠરાવ કરી પોતાના છાપેલા વાર્ષિક નિવેદનની એક પ્રત સાથે પરિષદના મંત્રી તરફ નોંધાવવા દ્વિવાર્ષિક લવાજમ રૂા. ૨) મોકલી તજવીજ કરવી. પરિષદના મંત્રીનું સરનામું ૩૫, દલાલ સ્ટ્રીટ કોટ મુંબાઇ છે.

(૨) ઉપરનો લાભ માત્ર મોટાં ગામ કે શહેરનાં કસ્બાનાં પુસ્તકાલયો જેઓના સભ્ય

પંદર ઉપરાંત હોય છે તે લઇ શકશે. પરંતુ વડોદરા રાજ્યનાં બીજાં પુસ્તકાલયના સંચાલકોને આ પરિષદમાં પ્રેક્ષક તરીકે ભાગ લેવો હોય તો તેમને નીચે પ્રમાણે સવલત કરી આપવામાં આવશેઃ

( ૧ ) વ્યવસ્થાપક મંડળની સંમતિથી મુસાફરીમાં માત્ર રેલભાડાનો ખર્ચ પુસ્તકાલયના અંદાજમાં પાડી શકાશે,

( ૨ ) ભોજનખર્ચ તથા ઇતર ખર્ચ આવનાર મંત્રી કે ગ્રંથપાલે પોતાનો કરવો પડશે.

આ સ્થળે અમે પુસ્તકાલયોના સંચાલકોનું ખાસ ધ્યાન ખેંચવા માગીએ છીએ કે અત્રે પુસ્તકાલયની સંસ્થાઓને પોતાના ગામ માટે સાહિત્ય સભાઓ સ્થાપવાની આ અગાઉ સપ્ટેમ્બર ૧૯૪૨ના "પુસ્તકાલય" માસિકમાં કરેલી સૂચનાનો પણ વિચાર કરવો અને પુસ્તકાલયને અંગે એક સાહિત્ય સભા પણ યોજવી, જેથી ભવિષ્યમાં સ્થાનિક પ્રસંગોમાં એ સાહિત્ય સભા પોતે ગુજરાતી ભાષાના વિસ્તારમાં યોગ્ય ફાળો આપી શકે.

વડોદરા,
તા. ૧૦-૧૧-'૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૧૪ સને ૧૯૪૩-૪૪

## વિષય

### ગુ૦ વ૦ સો.નાં પુસ્તકો જે તે જૂથમાંથી મંગાવી લેવા બાબત

ગુ. વ. સોસાયટીનાં સને ૧૯૪૨નાં પુસ્તકો નોંધાયેલાં પુસ્તકાલયોને મોકલવા માટે ગુ. વ. સો.ની કારોબારીએ એક પરિપત્ર સાથે દરેક સંસ્થાના સંચાલનની હકીકત માગેલી. આ હકીકત કેટલાંક પુસ્તકાલય મોકલી નહિ શકવાથી તેમને તે પુસ્તકો મળેલાં નહિ. પાછળથી તે સંબંધે સોજીત્રા, અને બીજાં ગામોની માગણી ઉપરથી એકંદરે વિચાર કરી પુસ્તકાલય ખાતાએ ગુ. વ. સો.નાં માનાર્હ મંત્રી સાથે પત્રવ્યવહાર કરતાં તેમની સંમતિ પુસ્તકાલયો મોકલવા માટે નીચે પ્રમાણે થઈ આવી છે. તે તમામ પુસ્તકાલયોની જાણ માટે પ્રસિદ્ધ કરીએ છીએઃ

" મદદનીશ વ્યવસ્થાપક, મધ્યવર્તી પુસ્તકાલય, વડોદરા રાજ્યનું, નોંધાયલાં પુસ્તકાલયો ચાલુ છે તે સંબંધેનું પ્રમાણપત્ર બદલ રાખવું અને તેવાં પ્રમાણપત્રવાળાં પુસ્તકાલયોને માહિતીપત્રકમાંથી મુક્ત કરી ભેટનાં પુસ્તકો મોકલવાં. "

ગુ. વ. સો.નાં, જે પુસ્તકાલયોને ખૂટતાં પુસ્તકો જોઇતાં હોય તેમણે આ માસિકમાં નોંધવિભાગમાં પ્રસિદ્ધ થયેલી સૂચના વાંચવી અને તે પ્રમાણે જરૂર હોય તેમણે પુસ્તકોની યાદી સાથે પુ. સ. સ. મંડળમાં માગણી કરવી.

વડોદરા,
તા. ૧૦-૧૧-'૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

## આ પુસ્તકની ઉત્તમતાનાં પ્રમાણપત્રો :

૧. વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ શાળાઓમા ઇનામ અને પુસ્તકાલયો માટે અને પુસ્તકાલય ખાતાએ તમામ પુસ્તકાલયો માટે આ પુસ્તકના ત્રણે ભાગ મન્જુર કર્યા છે.

૨ મુંબઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ સ્કૂલોની વિદ્યાર્થીઓની લાયબ્રેરીએ માટે આ પુસ્તકના ત્રણે ભાગ મંજુર કર્યા છે.

૩ આ પુસ્તકના પહેલા અને બીજા ભાગની ૨૫ (પચીસ) નકલો વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરે અને ૧૧ (અગીઆર) નકલો અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ઉત્તેજન માટે ખરીદી છે.

૪ આ પુસ્તક માટે 'કચ્છ હુન્નરઉદ્યોગ' પ્રદર્શનમાંથી પ્રમાણપત્ર ( Certificate of Merit ) મળ્યું છે.

૫ આ પુસ્તકના પહેલા ભાગને આણંદમાં મળેલી બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદે સારાં પુસ્તકોમાં ગણ્યો છે.

૬ આ પુસ્તકની ઉત્તમતા માટે અનેક સુપ્રસિદ્ધ સામયિક પત્રોએ સારામાં સારા અભિપ્રાયો આપ્યા છે.



## આ પુસ્તકની ઉત્તમતાના થોડાક અભિપ્રાયો

...દરેક પુસ્તકાલયમાં આ પુસ્તક હોવું જ જોઇએ એટલુંજ નહિ પરંતુ તે વિશેષ વંચાય એવી પેરવી મંત્રીઓએ કરવી જોઇએ...
'પુસ્તકાલય' માસિક (વડોદરા)

...ઘરગથ્થુ હુન્નરોના આ જાતનાં દેખાતા પુસ્તકો આપણે ત્યા ઘણા બહાર પડયાં છે, અને હજીયે ઝમે તેવી જાહેરાતોનાં થોકડાં સાથે બહાર પડશે, પરંતુ આ પુસ્તકની વિશેષતા તેમાં મૂકેલા પ્રયોગોજ માત્ર નથી પણ જુદા જુદા વિષયોના સારા અને અનુભવી લેખકો પાસે લખાવેલા લેખોને સંગ્રહીને આ પુસ્તકને વિવિધતાભર્યું બનાવવામા આવ્યું છે તે છે... 'રવિવાર' સાપ્તાહિક (મુંબઇ)

...થોડા ખર્ચે જે કોઇ માણસને આજીવિકા મેળવવા માટે પ્રયત્નો કરવા હોય, તો આ પુસ્તક જોઇ જવા જેવું છે. કારણકે ઓછી મૂડીએ જાતમહેનત કરીને પૈસા કમાઇ શકાય છે...
'શિક્ષણ અને સાહિત્ય' માસિક, (અમદાવાદ)

...વર્તમાન જીવનમાં રહીને કેટલાક હુન્નરો કરીને, માણસ પોતાના પેટ પૂરતું મેળવી શકે-એવા પ્રકારના નુસખા આ ગ્રંથમાં બતાવવામા આવ્યા છે. છતા લેખક-સંપાદકે આમા કેટલીક વ્યવહારૂ અને બીજાં પુસ્તકોમા ભાગ્યે મળે તેવી ઉપયોગી હકીકતો નોંધી પુસ્તકને ઉપયોગી બનાવ્યું છે. પુસ્તક અવશ્ય વાંચવા જેવું છે; તેમાથી સૌ સૌની રુચિ પ્રમાણે કંઇ ને કંઇ મળ્યા વગર રહેશે નહીં.
'ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહી' (અમદાવાદ)

.. આવાં પ્રજા ઉપયોગી પુસ્તકને રાજ્યે અને ઉદ્યોગોના પ્રચાર માટે ઊભી થયેલી સંસ્થાઓએ ઉત્તેજન આપી, ગ્રામઉદ્યોગને સજીવન કરવામાં સાથ અને સહકાર આપવો જોઇએ.
'ગ્રામજીવન' માસિક (વડોદરા)

વધુ ખાતરી માટે બીજા અભિપ્રાયોની પત્રિકા મફત મંગાવો.

Reg. No. B. 2216

# "પ્રણય અને પરિણય"

શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહની અભિનવ રીતે લગ્નકોયડો છણતી અતિ રસિક નવલકથા સૌ માબાપો તથા જુવાનો જરૂર વાંચે.

પૃષ્ઠ ૪૬૦ : : પાકું પૂઠું : : કિં. રૂ. ૩॥

## રૂપાનો-ઘંટ

જાણીતા નવલકથાકાર શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહની રંગ, રસ, ફુમાશ-ભરી સુંદર નવલિકાઓનો રૂપાળો સંગ્રહ. એકેકથી ચઢિયાતી વાર્તાઓ, લેખકની છબી ને જીવનચરિત્ર સાથે.

કાપડી પૂઠું કિં. ૨) રૂ.

## જગતના-અરણ્યમાં

શ્રી. જયસુખલાલ મહેતાના, સંસારમાં શાંતિ સિંચતા, મનોરમ શૈલીથી લખાયલા રસિક લેખો–નિબંધો–નિરીક્ષણો, લેખકની છબી ને જીવનચરિત્ર સાથે.

થોડી જ નકલો છાપી છે.

કાપડી પૂઠું કિં. ૧॥ રૂ.

ગાંડીવ બાળમાસિક ૩–૦–૦ ગાંડીવ બાળપખવાડિક ૫–૦–૦

હાસ્યમૂર્તિ શ્રી. જ્યોતીંદ્ર દવે કૃત રંગતરંગ ચાર ભાગ ૬–૦–૦

બાલોદ્યાનમાળા (૮૦ પુ૦) ૩૦–૮–૦ ચાલો રાજવીઓ (૧૨ પુ૦) ૯–૦–૦

બકોર પટેલ ( ૨૦ પુ૦ ) ૭–૦–૦ બે વૉલ્યુમમાં પાકું પૂઠું ૯–૦–૦

# ગાંડીવ



પુસ્તક ૧૮ મું
ઑકટોબર-૧૯૫૪
અંક ૧૦ મો

સાર્વજનિક પુસ્તકાલય—ગણપતપુરા

: વાર્ષિક લવાજમ :

| | | |
|---|---|---|
| દેશમાં રૂ. ૩-૮-૦ | પરદેશ રૂ. ૫-૦-૦ | છૂટક નકલ રૂ. ૦-૬-૦ |

: વ્યવસ્થાપક :
વાઘજીભાઈ નારણભાઈ અમીન (બી. કૉમ)
મંત્રી, પુ. સ. સ. મંડળ લિ.

: તંત્રી :
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

# અનુક્રમણિકા



## સામયિક દોહન






આ માસિક વડોદરામાં ' ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસ 'મા અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫–૧૦–૪૩

## દરેક લાયબ્રેરીમાં નીચેનાં પુસ્તકો તથા માસિક વસાવવાં પડશે

એક આદર્શ રાજવીના જીવનની આબેહૂબ ઝાંખી કરાવતો સુંદર ચરિત્રગ્રંથ

# શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ

ભાગ ૧—૨ મૂલ્ય બન્ને ભાગના રૂ. ૭-૧૨-૦

કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજના બાલ્યકાળથી અવસાન પર્યંતના વિવિધ પ્રસંગો જાણવા, આ ગ્રંથમણિ તમારે વસાવવો જ રહ્યો.

સંખ્યાબંધ ફોટો-ચિત્રો અને આર્ટ પ્લેટોના સુશોભન સહિત

---

૨૦ વર્ષથી સ્ત્રીઉપયોગી વિષયોને રજૂ કરતું ગુજરાતનું અજોડ માસિક પત્ર

# ગુણસુન્દરી

તંત્રી : શ્રી. જયવતી દેસાઈ

સ્ત્રી-ઉપયોગી વિષયોના ખાસ મનનીય લેખો, જાણીતા કવિઓના રસભર્યા રાસ, જાણીતા લેખકોની સુંદર ટૂંકી વાર્તાઓ, સ્ત્રીજગતના સમાચારો, બાળકો માટે બાલવિભાગ

વાર્ષિક લવાજમ : હિંદમાં રૂ. ૪॥ : પરદેશ શિલિંગ ૧૦

ગ્રાહક ન થયા હો તો આજે જ લવાજમ મોકલી નામ નોંધાવો.

વ્યવસ્થાપક, "ગુણસુન્દરી", C/o લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

---

ગુજરાત અને એના સીમાપ્રાંતોના પરમારો અને ચૌહાણોના વીરતા અને નેક-ટેકના ઇતિહાસનું મૂર્ત સ્વરૂપ હૂબહૂ રીતે રજૂ કરતો વાર્તાનો અનોખો ઐતિહાસિક ગ્રંથ

## પરમાર ધારાવર્ષાદેવ

ભાગ ૧—૨ ] અને [ મૂલ્ય રૂ. ૮)

## બુલહઠબંકા દેવડા

ભાગ ૧—૨ મૂલ્ય રૂ. ૬॥

આ ઐતિહાસિક નવલને દરેક પુસ્તકાલયે વસાવવી જ પડશે.

હિંદી રાષ્ટ્રીય મહાસભાનો ઇતિહાસ જાણવા માટે વસાવો

## મહાસભાનો ઇતિહાસ

ભાગ ૧-૨-૩

મૂલ્ય ત્રણે ભાગના રૂ. ૧૧)

ગુજરાતનાં બે મહાનગરો

## વડોદરા અને સુરત

મૂલ્ય ૦-૮-૦ ભા. ૧-૨ મૂલ્ય રૂ. ૧)

બાળકો અને મોટેરાંને આ બે મહાનગરોનો પરિચય રસમય શૈલીએ આપે છે.

---

મંગાવવા માટે આજેજ લખો: લુહાણામિત્ર પ્રિં. પ્રેસ-રાવપુરા, વડોદરા.

છેલ્લાં ૩૨ વર્ષથી શિષ્ટ અને ઉપયોગી સાહિત્ય પૂરું પાડી રહેલી

# વિવિધ ગ્રંથમાળા

સંવત ૨૦૦૦



(ભિક્ષુ અખંડાનંદે સ્થાપેલી
વાર્ષિક લવાજમ રૂ. ૫)
ટપાલખર્ચ માફ



વર્ષ ૩૩ મું

લડાઈના આ પાંચમા વર્ષમાં કાગળો, બોર્ડ છીટ, શાહી ઈ૦ ની ૭ થી આઠ ગણી મોંઘવારી હોવા છતાં વાર્ષિક લવાજમમાં વધારો કર્યો નથી.

### સંવત ૨૦૦૦ માં નીચેનાં પુસ્તકો પ્રકટ થશે

૧ ઉપનિષદો–બે ભાગમાં
૨ આર્યોના સંસ્કાર
૩ મહાત્મા કબીરનાં આધ્યાત્મિક પદો
૪ જ્યોતિંદ્ર હ. દવેની વાતો
૫ અખંડવાણી
૬ સંવત ૨૦૦૧નું પંચાંગ

ઉપરના પુસ્તકોમાં કોઈ કારણસર ફેરફાર કરવાની વ્યવસ્થાપકોને છૂટ છે.

વરસે દિવસે કદ ઇંચ ૫॥" × ૭॥"નાં ૨૦૦૦ પાનાંનું વાચન ચારથી છ પુસ્તકોમાં મળીને ઘેર બેઠાં અપાય છે.

આ લીટીમાં છે તેવા
મોટા અક્ષરોમાં
કદ ૭॥×૧૦, પાન ૫૨૦૦
કાપડી પાકાં પૂંઠાં
અનેક ચિત્રો
મજબૂત જેકેટ

૧–આદિ ને સભાપર્વ
૨–વન ને વિરાટપર્વ
૩–ઉદ્યોગ ને ભીષ્મપર્વ
૪–દ્રોણપર્વ
૫–કર્ણ,શલ્ય,સૌપ્તિક, સ્ત્રીપર્વ
૬–શાંતિપર્વ
૭–અનુશાસન, આશ્વમેધિક, આશ્રમવાસિક, મૌસલ, મહાપ્રસ્થાનિક ને સ્વર્ગારોહણપર્વ

## મહાભારત
એટલે
## પુસ્તકોનો રાજા

મ૦ ગાંધીજી કહે છે કે,

" મહાભારતને અમૂલ્ય રત્નોની એકાદ અખૂટ ખાણ સાથે જ સરખાવી શકાય; એ ખાણને જેમ જેમ વધુ ઊંડી ખોદીએ છીએ તેમ તેમ તેમાંથી વધારે કીમતી જવાહિરો નીકળે છે. "

## સસ્તુ સાહિત્ય
નું અદ્ભુત સાહસ ! ! !
દળદાર ૭ ભાગમાં
સંપૂર્ણ સેટ. મૂલ્ય માત્ર
રૂપિયા ૪૫)

ભિક્ષુ અખંડાનંદની
ગુજરાતને ભેટ

જે જ્ઞાન અને વિનોદ સેંકડો પુસ્તકોમાંથી પણ નથી મળતાં, તે જ્ઞાન ને વિનોદ વીર, શૃંગાર, ભક્તિ તેમજ હાસ્યરસથી ભરપૂર એકલા મહાભારતમાંથી મળે છે

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—ભદ્ર પાસે, અમદાવાદ ને કાલબાદેવી–મુંબઈ

# સસ્તા મૂલ્યે પુસ્તકો મેળવવાની યોજના

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી સ્વામી અખંડાનંદજીના સ્મરણાર્થે લાયબ્રેરીની યોજના ગયા ડિસેંબર માસમા જાહેર કરેલી. તેમા આપવાના જાહેર કર્યા ઉપરાંતના સેટો અપાઇ ગયા છે આમ છતાં હજી પણ વાચકવર્ગ તરફથી ઘણી માગણી આવ્યા કરે છે. તેથી તે ગ્રાહકોને નીચેનાં ૬૫ પુસ્તકો જેની છાપેલી કિંમત રૂા. ૧૩૯-૦-૦ છે, તે માત્ર રૂા. ૧૦૦)માં આપવાનું ઠરાવ્યું છે. પુસ્તકો રેલ્વે પારસલથી મોકલાશે અને પેકિંગ તથા મુકાદમીનું ખર્ચ લેવાશે નહિ. રેલ્વે ખર્ચ મંગાવનારે ભરવાનું છે.

| પુસ્તકનું નામ | મૂલ્ય |
|---|---|
| યોગવાસિષ્ઠ રામાયણ-૪ ગ્રંથો | ૧૨-૦-૦ |
| માનસ રામાયણ-૨ ગ્રંથમાં | ૫-૪-૦ |
| ભગવતી ભાગવત ... ... | ૬-૦-૦ |
| દત્ત-પરશુરામ-વેદાંતનો ઉત્તમ ગ્રંથ | ૨-૦-૦ |
| પાતંજલ યોગસૂત્ર-ટીકા સાથે | ૧-૦-૦ |
| તુકારામ ગાથા-ગ્રંથ ૧ લો | ૨-૪-૦ |
| ,, ,, -ગ્રંથ ૨ જો | ૨-૮-૦ |
| રામતીર્થનાં વ્યાખ્યાનો (૧) | ૨-૮-૦ |
| ,, -ઉપદેશો (૩) | ૨-૮-૦ |
| ,, -ચરિત્ર (૪) | ૩-૦-૦ |
| વિવેકાનંદના ઉપદેશો (૪-૫) | ૨-૪-૦ |
| ,, -ભક્તિયોગ (૮) | ૧-૮-૦ |
| ,, -ચરિત્ર (૯) | ૩-૦-૦ |
| ,, રાજયોગ ને જ્ઞાનયોગ(૧૦-૧૧) | ૨-૦-૦ |
| આખ્યાનમાળા-ગ્રંથ ૧ લો | ૨-૪-૦ |
| ,, - ,, - ગ્રંથ ૨ જો | ૨-૦-૦ |
| વૈદિક વિનય-૩૬૦ વૈદિક પ્રાર્થનાઓ | ૩-૧૨-૦ |
| મહાભારત મંજરી ... ... | ૩-૦-૦ |
| સંસારમાં સ્વર્ગ-આવૃત્તિ ૫મી | ૨-૦-૦ |
| સાચું સ્વર્ગ- , ૩જી | ૨-૦-૦ |
| સ્વર્ગનું વિમાન ,, ૫મી | ૨-૦-૦ |
| સ્વર્ગની કૂંચી ,, ૫મી | ૨-૦-૦ |
| સ્વર્ગનો પ્રકાશ ,, ૨જી | ૨-૦-૦ |
| સ્વર્ગની જિંદગી ,, ૩જી | ૨-૦-૦ |
| સ્વર્ગનો ખજાનો ,, ૪થી | ૨-૦-૦ |
| સ્વર્ગનો આનંદ- ,, ૨જી | ૨-૦-૦ |
| સ્વર્ગની સીડી- ,, ૨જી | ૨-૦-૦ |
| સ્વર્ગની સડક- ,, ૨જી | ૨-૦-૦ |
| ગામડિયા નરદેવો-પઢિયારકૃત | ૧-૬-૦ |
| હૃદયતરંગ ને બ્રાહ્મણની ગૌ | ૧-૦-૦ |
| પ્રીતમદાસની વાણી ... ... | ૨-૮-૦ |
| બુદ્ધચરિત્ર ને અન્ય સંતપુરુષો | ૨-૦-૦ |
| રામકૃષ્ણ પરમહંસ-ચરિત્ર | ૨-૮-૦ |
| સંત તુકારામ-વિસ્તૃત ચરિત્ર | ૨-૮-૦ |
| ચૈતન્યમહાપ્રભુ-વિસ્તૃત ચરિત્ર | ૬-૮-૦ |
| જ્ઞાનેશ્વર મહા૦-સંત એકનાથ | ૨-૮-૦ |
| સ્વામી બ્રહ્માનંદ ને શિવાનંદ | ૧-૬-૦ |
| શ્રીરામચંદ્ર ને નાગ મહાશય | ૧-૦-૦ |
| મ૦ સૂર્યદાસ તથા જાનકીદાસ | ૦-૧૦-૦ |
| ભક્તચરિત્ર-૨૯ ચરિત્રો | ૧-૮-૦ |
| આદર્શ ચરિત્રસંગ્રહ-૨ જો | ૨-૮-૦ |
| સંસારમાં સુખ ક્યાં છે? | ૧-૦-૦ |
| હાસબોધ | ૨-૦-૦ |
| મુસ્લીમ મહાત્માઓ | ૨-૪-૦ |
| કચ્છની લોકવાતો | ૨-૦-૦ |
| આગળ ધસો-પ્રેરક ગ્રંથ | ૨-૮-૦ |
| આદર્શ દૃષ્ટાંતમાળા-૧ લો | ૨-૦-૦ |
| ,, ,, -૨ જો | ૨-૦-૦ |
| કતલખાનું મહાન ગ્રંથ ... | ૨-૪-૦ |
| શુભસંગ્રહ-ભાગ ૨ જો ... | ૨-૮-૦ |
| ,, -ભાગ ૯ મો ... | ૨-૮-૦ |
| બાળકોની વાતો-ભાગ ૨ જો | ૦-૮-૦ |
| ભારતના વીર પુરુષો-ચરિત્રો | ૧-૪-૦ |
| વિભુની વાટે ને રામા૦ રત્ન૦ | ૦-૪-૦ |
| સુબોધ પુષ્પવાટિકા ... ... | ૦-૫-૦ |
| ઉપદેશસારસંગ્રહ ... ... | ૧-૦-૦ |
| ટૂંકી વાર્તાઓ-(૧ લો) ... | ૨-૮-૦ |
| ,, ,, -(૨ જો) ... | ૧-૮-૦ |
| ,, ,, -(૬ ઠો) ... | ૨-૦-૦ |
| મૂળ પંચરત્નગીતા ... | ૧-૨-૦ |
| મૂળ મૂળ ગીતા-બોર્ડ પટ્ટી | ૦-૧૦-૦ |
| ગીતા માત્ર ગુજ૦ ભાષાંતર | ૦-૪-૦ |
| જ્ઞાનપટ, સોપાનપટ ને મોક્ષબાજી | ૦-૧-૦ |
| કુલ રૂા. | ૧૩૯-૦-૦ |

નોંધ:—ઉપર પ્રમાણે રૂા. ૧૩૯-૦-૦ ના ૬૫ પુસ્તકોનો સેટ માત્ર રૂા. ૧૦૦)માં મળશે.

આ ૬૫ પુસ્તકો દ્વારા એકંદર ૩૩૫૫૨ પાનનું વાચન મળે છે, અને તેનું વજન લગભગ ૮૪ રતલ થાય છે. આજે તો આટલા રૂપિયામાં આટલા કોરા કાગળ પણ નથી મળતા!!

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** } ઠે. ભદ્ર, સેશન્સ કોર્ટ પાસે, અમદાવાદ
કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, મુંબઇ-૨

# ૧૯૪૨-૪૩માં બહાર પડેલાં નવાં પુસ્તકો

| નવાં ઉત્તમ સુંદર પુસ્તકો | | |
|---|---|---|
| કર્ણાવતી | ધૂમકેતુ | ૪–૦–૦ |
| ચૌલાદેવી સચિત્ર | ,, | ૪–૦–૦ |
| સીધાં ચઢાણ | (મુનશી) | ૩–૮–૦ |
| રમા–નાટક | શરદ્‌બાબુ | ૨–૦–૦ |
| વગડાનાં ફૂલ | મકનજી પરમાર | ૨–૦–૦ |
| પૃથ્વીનાં આંસુ | દુર્ગેશ શુકલ | ૧–૮–૦ |
| આપણો ધર્મ નવી આવૃત્તિ (પૃ. ૯૧૬ આનંદશંકર બાપુભાઇ ધ્રુવ) | | ૪–૦–૦ |
| ઠંડી ક્રૂરતા ને બીજાં નાટકો | ધૂમકેતુ | ૧–૮–૦ |
| ગૂજરાતનો જય પહેલો | નવી આવૃત્તિ : મેઘાણી | ૨–૮–૦ |
| બે દેશદીપક (શ્રદ્ધાનંદ–લાલાજી) | મેઘાણી | ૨– ૮–૦ |
| કલ્યાણી (નવલકથા) | રમણિકલાલ | ૨–૦–૦ |
| ૨૫ પ્રેમકથાઓ | | ૧–૮–૦ |

**શ્રી. કનૈયાલાલ મુનશી કૃત :**

| | |
|---|---|
| અડધે રસ્તે | ૩– ૦–૦ |

**શ્રી. ધૂમકેતુ કૃત :**

| | | |
|---|---|---|
| રાજસંન્યાસી | | ૪– ૦–૦ |
| પ્રદીપ | (નવી આવૃત્તિ) | ૧–૧૨–૦ |
| રજકણ | ,, | ૨– ૦–૦ |
| તણખા મંડળ ૧–૨–૩–૪ | | ૯– ૦–૦ |
| પડઘા–નાટકો | ,, | ૦– ૬–૦ |
| હુએન સંગ | | ૦– ૩–૦ |
| વનરાજ | | ૦– ૬–૦ |
| નવાં વિવેચનો | | ૨– ૮–૦ |
| ચાંદની | (નવી આવૃત્તિ) | ૦– ૫–૦ |
| સોલ સતી | | ૧– ૪–૦ |
| સુવર્ણા | (નવલકથા) | ૨– ૮–૦ |

**શ્રી. ઝવેરચંદ મેઘાણી કૃત : નવી આવૃત્તિઓ**

| | |
|---|---|
| વેવિશાળ | ૩– ૦–૦ |
| રસધાર–ભાગ ૧ થી ૫ | ૧૧– ૦–૦ |
| કંકાવટી–ભાગ પહેલો–બીજો | ૨– ૪–૦ |
| રઢિયાળી રાત–ભાગ ૧થી૪ | ૫–૧૦–૦ |
| રાણો પ્રતાપ | ૨– ૦–૦ |
| સોરઠી બહારવટિયા ભા.૧–૨–૩ | ૬–૪–૦ |
| નિરંજન–નવલકથા | ૨– ૮–૦ |
| સોરઠ તારાં વહેતાં પાણી | ૩– ૦–૦ |
| જેલઑફિસની બારી | ૧– ૮–૦ |
| સોરઠી સંતો (નવી આવૃત્તિ) | ૧– ૪–૦ |
| હાલરડાં | ૦–૧૦–૦ |
| પ્રતિમાઓ (નવી આવૃત્તિ) | ૧–૧૨–૦ |

**શ્રી. ચુનીલાલ વ. શાહ કૃત :**

| | |
|---|---|
| વિલોચના | ૩– ૦–૦ |
| અવંતિનાથ | ૨– ૦–૦ |
| કર્મયોગી રાજેશ્વર | ૨– ૦–૦ |
| રાજહત્યા | ૨– ૦–૦ |

**શ્રી. મનુભાઇ જોધાણી કૃત :**

| | |
|---|---|
| શૌર્યનાં તેજ | ૨– ૦–૦ |
| કાળિયાર અને બીજી પાણીકથાઓ | ૧–૮–૦ |
| જનપદ ભા. ૧–૨–૩(નવી આવૃત્તિ) | ૩–૦–૦ |
| ખાટીમીઠી બાળવાતો | ૧–૦–૦ |

**શ્રી. તારાચંદ પો. અડાલજાકૃત :**

| | |
|---|---|
| ખાંડાના ખેલ (સચિત્ર) | ૩– ૮–૦ |
| દંભી દુનિયા | ૩– ૮–૦ |

---

| | |
|---|---|
| ચા–ઘર ભા. ૧–૨ ધૂમકેતુ, વગેરે | ૨– ૮–૦ |
| આરસીના ભીતરમાં | ૧– ૪–૦ |
| રંભા (રાષ્ટ્રીય નવલકથા) | ૧– ૪–૦ |

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ**

## :: ભારતી સાહિત્ય

### આ મહિનાસાં પ્રગટ થએલાં નવાં પ્રકાશનો

એક જ મહિનામાં પ્રગટ થએલાં આ પુસ્તકોમાં પ્રશ્નોની વિવિધતા છે, જીવનનો ધબકાર છે, શૈલિની નવીનતા છે, તમારી લાયબ્રેરીમાં વાચકોને આ પુસ્તકો આશીર્વાદરૂપ નિવડશે.

#### નવલકથાઓ

| | | | |
|---|---|---|---|
| ૧ પુનરાગમન ભાગ ૧ | લેખક : સ્વ. હરજીવન સોમૈયા | | ૩–૦–૦ |
| ૨ પુનરાગમન ભાગ ૨ | ,, | ,, | ૨–૮–૦ |
| ૩ કાંટાની વાડ | અનુ. ,, | ,, | ૨–૮–૦ |

#### વાર્તાઓ

| | | |
|---|---|---|
| ૪ દીઠું મેં ગાગડું જ્યાં | લેખક : રતિલાલ અઢાણી<br>પ્રવેશક : સ્વામી આનંદ | ૩–૦–૦ |
| ૫ શોધને અંતે અને બીજી વાતો | લેખિકા: લાલુબહેન મહેતા | ૨–૪–૦ |

#### આરોગ્ય

| | | |
|---|---|---|
| ૬ દવાનો છેલ્લો ઘુંટડો અને કુદરતી સારવાર | લેખક : ભૂપતરાય દવે | ૨–૧૨–૦ |

#### વિવેચનસંગ્રહ

| | | |
|---|---|---|
| ૭ નિકષરેખા | લેખક : વિશ્વનાથ મગનલાલ ભટ્ટ | ૨–૮–૦ |

#### આ ઉપરાંત

| | | |
|---|---|---|
| ૮ લગ્ન સાધના | લેખક : સોપાન | ૨–૮–૦ |
| ૯ વિશ્વસાહિત્યની વાર્તાઓ | અનુ ભોગીલાલ ગાંધી | ૩–૦–૦ |
| ૧૦ હિંદ વિશ્વયુદ્ધના વમળમાં | ડુંગરશી સંપટ | ૧–૦–૦ |
| ૧૧ ૧૯૪૩નાં પગરણ | રતિલાલ મહેતા | ૦–૧૦–૦ |
| ૧૨ આઝાદીની યજ્ઞજ્વાળા | કરસનદાસ માણેક | ૦–૮–૦ |

**ભારતી સાહિત્ય સંઘ**

૧૪૮, મેડોઝ સ્ટ્રીટ, કોટ—મુંબાઇ. ૧૬, શ્રીમાળી સોસાયટી, અમદાવાદ.

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૧૮ મું | ઑક્ટોબર-૧૯૪૩ | અંક ૧૦ મો

# આમજનતાનું સાહિત્ય

"જનસમૂહને શિક્ષણ આપવાથી આપણા સાહિત્યના ઉત્કર્ષને જેટલી પુષ્ટિ મળવાનો જોગ છે, એટલો બીજા કોઇ પણ એક ઉપાયથી મળવાનો નથી. છેક ગરીબમાં ગરીબ સ્ત્રી કે પુરુષને પણ લેખન, વાચન ને ગણિતના સંસ્કાર તથા સામાન્ય વિજ્ઞાન મળવું આવશ્યક છે. જ્યારે લોક સમસ્ત વાંચવાનો શોખી થશે ત્યારે લેખકોને અપૂર્વ ઉત્તેજન મળશે, ને સાહિત્યના સત્ત્વમાં ઘણો ઉત્કર્ષ થશે. વળી એવું પણ બનશે કે એ ગરીબમાંથી કેટલાક સંસ્કાર પામી સાહિત્યમાં નવું બળ પ્રેરશે."

× × × ×

"સામાન્ય કેળવણીનો પૂર્ણ લાભ મેળવવો હોય, તો તેની રચના એવા હેતુથી કરવી જોઇએ કે એથી લેખન, વાચન વગેરેના સંસ્કાર ઉપરાંત જન જનના ચરિત્રનો વિકાસ થાય, તેમનાં તન અને મનનું અંતર્બળ વૃદ્ધિ પામે, અને દેશાભિમાન, દેશભક્તિ, સ્વાર્પણ વગેરે ઉચ્ચ લાગણીઓની અભિવૃદ્ધિ થાય, અને તેની જોડે નિર્વાહનો કસબ હરગિજ શીખે. આથી જુદી કેળવણી બહુ ફલદાયી ભાગ્યે જ થાય.

" જનસમૂહની કેળવણીનું પૂરેપુરું ફળ મેળવવા સારુ બીજી એક વાત અત્રે સૂચવવાની હું છૂટ લઉં છું, તે એ કે પ્રાથમિક કેળવણીને લાભ પામેલાને શાળા છોડયા પછી વાંચવા લાયક પુસ્તકો વસાવવાં જોઇએ. શ્રીમંત ગાયકવાડ મહારાજે આ વાત ઉપર મારું લક્ષ ખેંચ્યું છે, અને આ પરિષદના નિયામકોની પણ એ દિશાએ નજર ગયેલી દીસે છે. માત્ર કંઇક સૂચના કરવાની ઉચિત હોય, તો તે એટલી જ છે કે **ગરીબને વાસ્તે રચાયેલાં ચોપાનિયાં કે પુસ્તકોની ભાષા કેવળ સરળ, તરત સમજાય એવી અને નકામા સંસ્કૃત આડંબરથી મુક્ત હોવી જોઇએ.** વિષય અને તેનું વર્ણન પણ તેમના જ્ઞાન અને કેળવણીના ગજા ઉપરાંત ન હોવું જોઇએ. તેવું સાહિત્ય સસ્તું જોઇએ, એ કહેવાની જરૂર નથી."*

દિ. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈ

* તા. ૨૮-૧૦-૧૯૦૯ના રોજ ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાનેથી.

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

આઠમી ઑગસ્ટનાં વર્તમાનપત્રોમાં ધ્યાન ન ખેંચાય તેવા ખબર હતા કે 'પદ્મ પબ્લિકેશન્સ'નું એક વર્ષ પૂરું થયું છે. આ એક વેપારી સંસ્થા હોવાનું લોકો ધારે છે. પરંતુ દેશની અત્યારની વિષમ પરિસ્થિતિમાં કોઇપણ પ્રકાશનસંસ્થાની પ્રગતિ નવીન ખબરરૂપ છે.

યુદ્ધને અંગે સ્ટીમરો પર નિમંત્રણ આવતાં, પરદેશનાં પુસ્તકો આવતાં બંધ થયાં અને તેને અંગે હિંદી પ્રકાશકોને સારી સરખી તક મળી ગઇ છે. પણ થોડા અપવાદને બાદ કરતાં એ તકનો પૂરો લાભ લેવાયો નથી તે દિલગીરી સાથે કબૂલ કરવું પડે છે. આ અપવાદમાં 'પદ્મ પ્રકાશનો' આવે છે.

આ પ્રકાશનો સંપૂર્ણ છે અથવા તો તેમાં સુધારાને અવકાશ નથી એમ તો કોઇ કહી શકે તેમ નથી. પરંતુ હિંદી લેખકોનાં સુવાચ્ય પુસ્તકો, એક વર્ષમાં વીસની સંખ્યામાં પ્રગટ કરવાં તે 'કંઇક' પ્રગતિ તો છે જ. એવી આશા રાખવામાં આવે છે કે હિંદના ઊગતા લેખકોને ઉત્તેજન આપીને, હિંદનાં પ્રકાશન મંદિરો, હિંદના વાચકોને બહુવિધ પ્રકારનું રસદાયક વાચન સત્વર પૂરું પાડશે

આ સ્થળે યાદ આપવાની જરૂર છે કે 'પદ્મ પ્રકાશનો'એ ગાંધીજીના લેખોનો સંગ્રહ 'ક્વિટ ઇન્ડિયા' પ્રગટ કરીને પ્રકાશનનું પહેલું પગલું માંડ્યું હતું. શ્રી. આર. કે. પ્રભુએ તે સંગ્રહ કર્યો હતો. સરકારે તેના પર પ્રતિબંધ મૂકયા પહેલાં તેની ૨૫ હજાર નકલો વેચાઈ ગઇ હતી.



પંડિત જવાહરલાલ નહેરુનાં નાની બહેન મિસિસ કૃષ્ણા હઠીસિંગ તરફથી ખબર મળે છે કે તેમનું પુસ્તક 'વિથ નો રિગ્રેટસ' ( With No Regrets ) છપાવવાની તૈયારીમાં છે. તેમાં સંસ્મરણો અને તે પણ મોટે ભાગે નહેરુ કુટુંબનાં-છે. આ કુટુંબ હિંદના સ્વાતંત્ર્યની હિલચાલ સાથે તથા આ ચળવળની અગ્રગણ્ય વ્યકિતઓ સાથે કેવું નિકટ જોડાયેલું છે તે જે જાણે છે તે તો આ પુસ્તક પ્રગટ થવાની રાહજ જોઇ રહ્યા છે. પદ્મ પ્રકાશન મંદિર તે પ્રગટ કરશે.



હોલીવૂડના સેન્ટ્રલ ન્યુસ ડિસ્પેચના જણાવ્યા મુજબ, વેન્ડેલ વિલ્કિના પુસ્તક 'વન વર્લ્ડ' ( One World )ની ફિલ્મ તૈયાર થઇ રહી છે. આ પુસ્તકમાં વિલ્કીનું જગત-ઉડ્ડયન તથા સંયુક્ત રાષ્ટ્રોના આગેવાનો સાથેની વાતચિત આપવામાં આવેલી છે. ટવેન્ટી-એથ સેન્ચુરી ફૉકસ સ્ટુડિયો આ ફિલ્મ નવ ભાષા-ચાઇનીઝ, જર્મન, ઇટાલિયન, રશિયન, ફ્રેન્ચ, તુર્કીશ, અરેબિક અને અંગ્રેજીમાં તૈયાર કરે છે.



ત્રાવણકોર રાજ્યના ૧૯૪૧-૪૨ ના તાજેતરમાં બહાર પડેલા રિપોર્ટ પરથી જણાય છે કે વર્ષ દરમિયાન ત્યાં ૭૭ સામયિકો પ્રગટ થતાં હતાં. આ પૈકી ૨૪ મલાયલમ ભાષામાં,

૧૪ અંગ્રેજીમાં, ૪ તામિલમાં, ૨૫ અંગ્રેજી, મલાયલમ અને તામિલમાં, ૨ અંગ્રેજી મલાયલમ અને લેટિનમાં, અને ૧ સંસ્કૃત, અંગ્રેજી અને મલાયલમમાં પ્રગટ થતાં હતાં. આ સામયિકો પૈકી ૭ દૈનિક, ૧૩ સાપ્તાહિક, ૧ પાક્ષિક, ૪૩ માસિકો, ૧ ત્રૈમાસિક, ૪ દર ચાર મહિને પ્રગટ થતાં અને એક દ્વિવાર્ષિક હતાં. આ ૭૦ સાપ્તાહિકો પૈકી, ૧૨ માં સામાન્ય તથા રાજકીય બાબતો, ૧૫ સામાજિક અને ધાર્મિક; ૧૬ ધાર્મિક, ૧ વેપારી, ૧ ડૉક્ટરી, ૩ કાયદાનાં, ૩ હાસ્યનાં તથા ૧૯ માં સામાન્ય કેળવણીવિષયક તેમજ સાહિત્યના વિષયોની ચર્ચા કરવામાં આવી હતી.



હિંદી સાહિત્યમાં આચાર્ય રામલોચન શરણજીનું નામ સારી રીતે જાણીતું છે. નિશાળના શિક્ષકથી જિંદગીની શરૂઆત કરી, આજે તે બિહારના અગ્રગણ્ય પ્રકાશન મંદિર–લહેરિયા સરાયના પુસ્તક ભંડાર–ના માલિક છે. એક સફળ લેખક તથા પ્રકાશક હોવા ઉપરાંત તે હિંદી માસિક 'બાળક'ના તંત્રી પણ છે. પુસ્તક ભંડારના રજત મહોત્સવ તથા માલિકના સુવર્ણ મહોત્સવના સંયુક્ત પ્રસંગે ગયા વર્ષના જુન માસમાં 'જયંતી સ્મારક ગ્રંથ' પ્રગટ કરવામાં આવ્યો હતો અને સમારંભના પ્રમુખ દરભંગાના મહારાજાના હાથે તે અર્પણ કરવામાં આવ્યો હતો.

આ ગ્રંથને 'બિહાર સર્વસંગ્રહ' કહી શકાય. તેમાં ૧૦૦૦ પાનાં છે અને પહેલાં ૭૦૦ પાનાંમાં બિહારનો ઇતિહાસ, પ્રાચીન અવશેષો, પ્રાચીન વિશ્વવિદ્યાલયો, વિભૂતિઓ, વિદ્વાનો, લેખકો, કવિઓ, સ્થાપત્ય, સંગીત, ખનીજો અને ઉદ્યોગો, કેળવણીસંસ્થાઓ, પુસ્તકાલયો, સામયિકો, ચિત્રશાળાઓ અને એવી અસંખ્ય બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. ઘણાખરા લેખો બિહારના પ્રસિદ્ધ લેખકો તથા વિદ્વાનોએ લખેલા છે. ગ્રંથની ખાસ વિશિષ્ટતા મહાન હિંદી લેખક તથા વિદ્વાન અલ્લાહાબાદના 'સરસ્વતી' માસિકના આગલા તંત્રી પંડિત મહાવીરપ્રસાદ દ્વિવેદીના સાઠથી વધારે ખાનગી પત્રોનું પ્રકાશન છે. આ પત્રો તેમના મિત્ર તથા બિહારના વિદ્વાન પંડિત જનાર્દન ઉપર આવેલા તે છે.

પુસ્તકમાં પુષ્કળ ચિત્રો છે, તથા બાંધણી પણ આકર્ષક છે. ગ્રંથની કિંમત ૧૬ રૂપિયા છે.



'જૈન ગેઝેટ'ના જુલાઇ માસના અંકમાં જીવનચરિત્રની એક ઉપયોગી યોજના પ્રગટ કરવામાં આવી છે. કાનપુરની દિગંબર જૈન પરિષદે 'મહાવીરસ્વામીનું જીવનચરિત' લખવા માટે ૪,૦૦૦ રૂ. ના ઇનામની જાહેરાત કરી છે. જીવનચરિત અંગ્રેજી, ઉર્દૂ અથવા હિંદી ભાષામાં લખી શકાશે પણ તે ઐતિહાસિક સાધનોના આધારે લખાયેલ હોવું જોઇએ. ઇનામનો નિર્ણય પાંચ જણની કમિટિ કરશે. તેમાં સર એસ. રાધાકૃષ્ણન્ તથા શ્રી. કનૈયાલાલ મુનશીનો પણ સમાવેશ થાય છે.

મળી શકતાં સાધનોને ભેગાં કરી યોગ્ય ગોઠવણી કરવા માટે જૈન ગેઝેટ એક લાખ રૂપિયાના ખર્ચની યોજનાની તરફેણમાં છે. એમ કહેવામાં આવે છે કે ૧૯૪૧ માં પ્રગટ થયેલ પંડિત કલ્યાણવિજય ગણીના ૩૦૦ પાનાંના પુસ્તક 'શ્રમણ ભગવાન મહાવીર',

લખવામાં તેમને વીસ વર્ષ લાગ્યાં હતાં.' તેમાં પણ સુધારાને અવકાશ હોવાનું 'જૈન ગેઝેટ' માને છે.



કોઇ પણ હિંદી લેખકના અંગ્રેજી પુસ્તકનું હિંદની લગભગ બધી ભાષાઓમાં ભાષાંતર થાય તેવું બહુ ભાગ્યે જ બને છે. પરંતુ મિનુ મસાણીનું પુસ્તક 'અવર ઇન્ડિયા' (આપણું હિંદ) આ માન ખાટી ગયેલ છે. ગુજરાતીમાં તેનું ભાષાંતર હાલમાં જ થયું છે, પણ ત્યાર પહેલાં ઉર્દૂ, હિંદી, પંજાબી, તામિલ, તેલુગુ, કાનડી તથા મરાઠી ભાષામાં તેનાં ભાષાંતર થઇ ચૂકયાં છે. પ્રકાશકોના જણાવ્યા મુજબ બંગાળી, ઉડિયા, અને સિંધી ભાષાનાં ભાષાંતરો તુરતમાં પ્રગટ થવાનો સંભવ છે, અને રશિયન ભાષાંતરની વિચારણા ચાલી રહી છે. આ પુસ્તકને મળેલ આવી પ્રસિદ્ધિ માટે લેખક તથા પ્રકાશકો બન્ને—અભિનંદનને પાત્ર છે.



'બૂકસ એબ્રોડ' (Books Abroad) (યુ. સ્ટે. અ.)ના પાનખર ઋતુના અંકમાં રિમથ કોલેજના પ્રો. મેન્ફ્રેડ ક્રિડલ પોલંડના લેખકોની પરદેશની સ્થિતિનું વર્ણન કરે છે. શેરીમાં ઊભા રહી ચીજો વેચીને, હોટલોમાં વેઇટર તરીકે અથવા શાળાઓના શિક્ષકો તરીકે તેઓ ગુજરાન ચલાવી રહેલ છે. પરંતુ પોલંડના પાંચ આગળ પડતા કવિઓ, ઇંગ્લંડ અથવા અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં સહીસલામત છે.

આ પાંચે કવિઓની ઉંમર ૪૦ થી ૫૦ વર્ષ વચ્ચેની છે અને તેઓ અત્યારે સર્જનાત્મક પ્રવૃત્તિની ટોચે પહોંચ્યા છે.



હિંદીમાં સર્જનાત્મક સાહિત્ય માટે દશ સુંદર પારિતોષિકોની જાહેરાત કરીને, અલ્લાહાબાદની હિંદુસ્તાન એકેડેમીએ હિંદી લેખકો તથા વાચક જનતાને આભાર નીચે મૂકી આપેલ છે. દરેક ઇનામ ૧,૨૦૦ રૂ.નું છે, અને તેના નીચે પ્રમાણે વિભાગો પાડવામાં આવ્યા છે. બે ઇનામો લાંબા વર્ણનાત્મક કાવ્યો માટે એક, એકજ લેખકની ટૂંકી વાર્તાઓના સંગ્રહ માટે, એક નાટક, દંતકથા તથા હાસ્યરસ દરેક માટે. એક ઇનામ ૭ શ્રેષ્ઠ નવલિકાલેખકો વચ્ચે, એક ચાર શ્રેષ્ઠ એકાંકી નાટકોના લેખકો વચ્ચે, અને બે ઇનામ બાર શ્રેષ્ઠ નિબંધો લખનાર વચ્ચે વહેંચી દેવાનાં છે.

હાથપ્રત મોકલવાની છેલ્લી તારીખ ૧૯૪૪ના માર્ચની ૩૧મી છે અને લખાણની માલિકી 'એકેડેમી'ની રહેશે. એકેડેમી તે લખાણ પ્રગટ કરે, પ્રગટ કરવાની ગોઠવણ કરે અથવા અમુક શરતોએ લેખકને પ્રગટ કરવા દે. આ પારિતોષિકો આપવાનું ઔંધની તાલુકદાર એસોસીએશનને અંગે તથા સંખ્યાબંધ રાજાઓના દાનને લઇને શક્ય બન્યું છે.

વધારે દાન મળતાં, પશ્ચિમનું વિવેચન, સંસ્કૃતનું વિવેચન, હિંદી તથા ઉર્દૂ ભાષાની તપાસનોંધ તથા વિજ્ઞાનનો ઇતિહાસ લખાવવાની પણ જાહેરાત કરવામાં આવી છે. બીજી ભાષાની સંસ્થાઓ પણ હિંદુસ્તાનની એકેડેમીનો દાખલો લઈ જુદી જુદી ભાષાઓમાં તેવાં જ પ્રકારનું રચનાત્મક કાર્ય કરશે તો આધુનિક સંસ્કૃતિમાં મોટું પગલું ભર્યું ગણાશે.



બ્રહ્મપુરી અજમેરના શ્રી. સુખસંપતરાય ભંડારીએ પ્રગટ કરેલ 'વૈજ્ઞાનિક તથા ટેકનિકલ શબ્દોનો વીસમી સદીનો અંગ્રેજી હિંદી કોશ' એક અપૂર્વ સાહસ છે. પ્રગટ થયેલ બે ગ્રંથો પર અનેક હિંદી વિદ્વાનોએ પ્રશંસાનાં પુષ્પો વેર્યાં છે અને ત્રીજો અને છેલ્લો ગ્રંથ પણ તેવો જ થશે. આ પ્રકારનો શ્રી. ભંડારીનો પ્રયત્ન ભાષામાં પહેલો જ છે. ત્રણે ભાગોની કીંમત રૂ. ૫૦) છે.



મિસિસ ચંદ્રાવતી જૈનને તેમના પુસ્તક 'નીવકી ઈંટ' માટેનું રૂ. ૫૦૦) નું સેખસરિયા પારિતોષક મળ્યું છે. આ પુસ્તકને ૧૯૪૨ નું શ્રેષ્ઠ હિંદી પુસ્તક ગણવામાં આવ્યું છે.



ધૂળિયાની સત્કાર્યોત્તેજક સભા સંતરામ દાસ તથા તેમના પંથનાં પુસ્તકો પ્રગટ કરે છે અને સાહિત્યસંશોધન કરાવે છે. ૧૯૪૨ ના મે માસમાં તેને પચાસ વર્ષ પૂરાં થતાં તેનો સુવર્ણ મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. શ્રી. એન. સી. કેલકરના પ્રમુખપદ હેઠળ જુનની ૧૬ તથા ૧૭ મીએ તે મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. રામદાસ પંથનું સાહિત્ય ઓછી કિંમતે તથા આધારભૂત વાચનવાળું મળે તે માટે સભાએ સરસ કામ બજાવ્યું છે.



પ્રસિદ્ધ ઉડિયા કવિ "કવિસૂર્ય" બલદેવરથની સ્મારકતિથિ, તેના મૃત્યુ પછી ૯૮ વર્ષે, ગઇ અક્ષય તૃતીયાએ ઉજવવામાં આવી હતી. પ્રાચીન ઉડિયાની કાવ્યકળામાં 'કવિસૂર્ય' રથની સરખામણીમાં કોઇ આવી શકે તેમ નહોતું. અને તેનું પુસ્તક 'કિશોર ચંદ્રાનના—ચંદ્ર' ઉડિયા સાહિત્યરસિકોનો મહામૂલો ખજાનો છે. સો વર્ષ પહેલાંનાં તેનાં ગીતો આજે પણ જનતામાં તેટલાં જ પ્રિય છે. તેનું સ્મરણ જાળવી રાખવા માટે કમિટિ સ્થાપવામાં આવી છે, અને કવિનું સવિસ્તર જીવનવૃત્તાંત લખવા માટે રૂ. ૧૦૦) ના ઇનામની જાહેરાત કરવામાં આવી છે. સાપ્તાહિક 'નવીન'ના ૧૮ મી મેનો ખાસ અંક 'કવિસૂર્ય સ્મારક અંક' તરીકે પ્રકટ કરવામાં આવ્યો છે.



'મદ્રાસ રિલિજિયસ એન્ડાવમેન્ટ બોર્ડ'ના આશરા હેઠળ, જુદાં જુદાં મંદિર-દેવસ્થાન કમિટીઓ 'સ્થળ પુરાણ' અથવા યાત્રાધામોનો ઇતિહાસ, પ્રગટ કરી રહેલ છે.

જનતામાં ધાર્મિક જ્ઞાનનો પ્રચાર કરવા માટે સ્થાપવામાં આવેલ ધરમપુરમ્ મઠ ધાર્મિક સાહિત્યનાં તેમ જ પ્રખ્યાત મંદિરો-સંબંધી પુસ્તકો પ્રગટ કરી રહેલ છે. અત્યાર સુધીમાં આવાં લગભગ ૫૫ પુસ્તકો પ્રગટ કરવામાં આવ્યાં છે.



પશ્ચિમના રાજકીય વિચારો સંબંધી તામિલ ભાષામાં 'શક્તિ પ્રકાશન મંદિરે' સંખ્યાબંધ પુસ્તકો પ્રગટ કર્યાં છે. દાખલા તરીકે કાર્લ માર્ક્સ તથા રૂસોના જીવનવૃત્તાંતો તથા સોવિયેટ રશિયા સંબંધે પુસ્તક પ્રકટ કરવામાં આવેલ છે. રૂસોનું 'સોશિયલ કોન્ટ્રેક્ટ' (Social Contract) પ્રગટ થતાં રાજકીય લખાણોની યાદી પૂરી થાય છે.

તેવું જ બીજું પ્રકાશન મંદિર, 'તામિલપન્ને' છે. ઓક્સફર્ડની નવી માળાની ધાટી પર તે પુસ્તિકાઓ પ્રગટ કરવાનું છે. તેમાં નૂતન વિચારો તથા લેખનની નવી પદ્ધતિનો સમાવેશ થશે.



મદ્રાસના વિદ્વાનો તથા જાહેર કાર્યકર્તાઓ થોડા જ સમયમાં શ્રી. ટી. વી. કલ્યાણ-સુંદર મુદાલિયરનો એકસઠમો જન્મમહોત્સવ ઉજવશે. તેઓ પ્રખર વિદ્વાન છે. 'દેશભક્ત' તથા 'નવશક્તિ' જેવાં પત્રો સાથેનો તેનો સંબંધ ન ભૂલી શકાય તેવો છે. તેનાં બે પુસ્તકો ' ગાંધીજી એન્ડ હ્યુમેનિટી ' ( Gandhiji and Humanity ) અને ' ઇન્ડિયા એન્ડ ફ્રિડમ ' ( India and Freedom ) તેની રાષ્ટ્રીયતા તથા આધુનિક વિશાળ દૃષ્ટિના પુરાવારૂપ છે. તેણે 'પેરિયા પુરાણ' ઉપર નોંધ તથા ટીકા લખીને તે ગ્રંથનું સંપાદન કર્યું છે.

ઉચ્ચ પ્રકારના છાપકામ તથા પ્રકાશનો માટે પ્રખ્યાત થયેલ ' પુદુમૈપંદીપટમે ' ' મુદ્રોલયરિમ ' (૩×૬૦૦) પ્રગટ કરીને પોતાની કીર્તિમાં ઉમેરો કર્યો છે. આ કાવ્યનું પુસ્તક છે, અને કાળે તેનો ભક્ષ કરતાં માત્ર ૧૦૦ કડીઓ જ મળી આવેલ છે.



પીથાપુરમ્‌ના યુવરાજ એક સરસ કવિ તથા નાટ્યલેખક છે. તેમનું પ્રસિદ્ધ નાટક 'આ લોક સુઆહવાનમ' નોએલ કાવર્ડના 'યંગ આઈડીઆ' (Young Idea)નું સ્મરણ કરાવે છે. તેનાં નાટકો વસ્તુગૂંથણી કે પાત્રો પર આધાર રાખતાં નથી પરંતુ અદ્‌ભુત દૃશ્યો તથા બનાવો પર આધાર રાખે છે. તેણે બે અંગ્રેજી પુસ્તિકાઓ, ' મિસલેની ' ( Miscellany ) તથા 'રેઈન ડ્રોપ્સ' (Rain Drops) પણ પ્રગટ કરી છે.



લંડનના પહેલા પુસ્તકાલયની સ્થાપના ૧૪૯૭માં લિંકન્સ ઇનિમાં કરવામાં આવી હતી.



સેંકડો અમેરિકનો ૧૦ શિલિંગથી માંડીને ૧ પૌં. ૧૫ શિ. આપીને દરિયાપારના દેશોમાં પોતાના પુત્રોને મોકલવા સારૂ 'ગોળીથી રક્ષણ પામે' તેવાં બાઇબલો ખરીદી રહ્યા છે.

હૃદય ઉપરના જાકીટના ખિસામાં બંધબેસતાં જાઈ જાય તેવી રીતે આ બાઈબલો બનાવવામાં આવે છે.

ઊંચી કિંમતની નકલોને સોનેરીથી વિભૂષિત કરેલ હોય છે.



મધ્યસ્થ લંડનની મસ્જિદમાં નવાં સંસ્કૃતિ કેન્દ્ર પૂરૂં પાડવા માટે પગલાં લેવાઈ રહ્યાં છે. બ્રિટિશ સામ્રાજ્યમાં આ એક મોટું ઇસ્લામી પુસ્તકાલય થશે.

ઇજીપ્તના એલચીના એટેચી કામેલ-અલ-લેબને વર્તમાનપત્રના એક પ્રતિનિધિને જણાવ્યું હતું કે, આ પુસ્તકાલયમાં જગતના દરેક ભાગમાં પ્રસિદ્ધ થયેલ પુસ્તકોનો સમાવેશ કરવામાં આવશે. ઇજીપ્ત, ઇરાન, ઇરાક, સાઉદી અરેબિયા અને અમેરિકામાંથી ઘણાં પુસ્તકો આવશે, અને તેમાંથી પસંદગી કરવા માટે એક કમિટિની નિમણુક કરવામાં આવશે.

છોટાલાલ માનસિંગ કામદાર

# ભારતીય ભાષાઓનું સાહિત્ય

## ધાર્મિક સાહિત્ય

બંગાળી ભાષા સમૃદ્ધ બનાવવા માટેનો બ્રાહ્મો સમાજનો ફાળો મોટો છે. એના સંસ્થાપકો અને નેતાઓ લગભગ બધા સારા વ્યાખ્યાતા અને લેખકો હતા. બ્રાહ્મો સમાજના આદ્યસ્થાપક રાજા રામમોહન રાય સંસારસુધારક, પ્રથમ યુરોપનો પ્રવાસ કરનાર, વ્યાખ્યાનકર્તા અને મોટા સાહિત્યક હતા. એઓ બંગાળી ગદ્ય સાહિત્યના પિતા ગણાય છે. એમણે સંસ્કૃત ધર્મશાસ્ત્રનો ઊંડો અભ્યાસ કર્યો હતો. બંગાળીમાં એમણે ધર્મ સંબંધી એક ડઝનથી વધારે પુસ્તકો લખ્યાં છે. એમના પછી મહાકવિ રવિન્દ્રનાથના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર આવ્યા. એમણે ઉપનિષદો વિષે સરસ પુસ્તક લખ્યું છે. એમનાં વ્યાખ્યાનો પણ સરસ છે અને હજી પણ હોંશથી વંચાય છે, પરંતુ એ સર્વે કરતાં ઓછા પ્રખ્યાત નહિ એવા બંગાળના કેશવચંદ્ર સેન થયા છે. એ બંગાળાના વિદ્વાન આખા હિંદમાં સુવિખ્યાત છે. એમની વક્તૃત્વ-શક્તિ એ જમાનામાં અતિશય ઉચ્ચ પ્રકારની ગણાતી હતી. એમણે 'સુલભ સમાચાર' નામે વર્તમાનપત્ર ચલાવ્યું હતું. તેમજ જીવનવેદ તથા નવવિધાન, પ્રાર્થનાઓ વગેરે પુસ્તકો લખ્યાં હતાં. એમનાં પુસ્તકો એમની પાછળ અવસાન પામ્યાં નથી પરંતુ હજી હોંશે હોંશે વંચાય છે. એમનું સાહિત્ય જીવતું છે. પ્રતાપચંદ્ર મજમુદાર, શિવનાથ શાસ્ત્રી વગેરે બ્રાહ્મસમાજના અગ્રગણ્ય લેખકો થઇ ગયા છે. એઓ અંગ્રેજી અને બંગાળી બંને ભાષાઓના વિદ્વાન હતા. બંગાળીઓએ અંગ્રેજી ભાષા ઉપર પહેલેથી જ પ્રભુત્વ મેળવી લીધું હતું. બંગાળમાં હરનાથ પાગલના પણ ઘણા શિષ્યો છે. બ્રહ્મસમાજના શ્રી રામાનંદ ચેટરજીની સાહિત્યસેવા અનોખી છે.

હિંદીમાં દેવ સમાજ, આગ્રાનો રાધા સમાજ વગેરે નવીન ધાર્મિક સંસ્થાઓની સ્થાપના થઇ છે. એ સમાજોએ સમાજની ઉન્નતિ માટે ઘણું સારું કામ કર્યું છે. એ સમાજોએ શિક્ષણ, ઉદ્યોગ, તાલિમ, હુન્નરઉદ્યોગ વગેરે સંબંધી સરસ કામ કર્યું છે. પરંતુ સાહિત્યવિષયમાં એમનું કામ નજીવું હોઇને ખાસ ઉલ્લેખપાત્ર નથી.

ગુજરાતીમાં સ્વામીનારાયણ સંપ્રદાય પછી શ્રેયઃસાધક અધિકારીવર્ગે શ્રીમન્નૃસિંહાચાર્ય-ના અધ્યક્ષપણા નીચે ગુજરાતી ભાષાની સારી સેવા કરી છે. એ સંસ્થાએ ગુજરાતી ભાષાના કેટલાક સારા વિદ્વાનો આપ્યા છે. શ્રીમન્નૃસિંહાચાર્ય પોતે સારા લેખક હતા. એમણે ધાર્મિક અને નીતિ સબંધી બારેક પુસ્તકો પ્રકટ કર્યાં હતાં. એમના શિષ્ય ઉપેન્દ્રાચાર્ય સારા કવિ હતા. એ સંસ્થા તરફથી મહાકાળ, પ્રાતઃકાળ વગેરે સારાં માસિકો નીકળતાં હતાં. એ સંસ્થાના સારામાં સારા લેખક શ્રી. છોટાલાલ માસ્તર હતા. એમના સમકાલીન કૌશીકરામ વિઘ્નહરરામ મહેતા, નર્મદાશંકર દેવશંકર, નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી વગેરે હતા. એ શ્રેયઃસાધક અધિકારીવર્ગનો હવે સાહિત્યકાલ લગભગ અસ્ત જેવો થઇ ગયો છે.

ગુજરાતીમાં શ્રીમન્નથુરામ શર્મા પણ ઉલ્લેખ કરવા યોગ્ય વ્યક્તિ છે. એમણે પણ કુડીબંધ પુસ્તકો લખ્યાં છે. એમના દેહવિલય પછી એમના અનુયાયીઓની સાહિત્યપ્રવૃત્તિ ધીમી પડી છે.

બંગાળની બીજી એક મહાન ધાર્મિક સંસ્થા શ્રી રામકૃષ્ણ પરમહંસદેવનાનામથી

સ્થપાયેલ રામકૃષ્ણ મઠની છે. ગરીબોની સેવા એ એમનો મુખ્ય આદર્શ છે. એમાં સ્વામી વિવેકાનંદજી મહાન વિદ્વાન અને ધર્મોપદેશક થઇ ગયા છે. સ્વામીશ્રી વિવેકાનંદજીએ અંગ્રેજીમાં પુષ્કળ લખ્યું છે. પણ બંગાળીમાં બહુ થોડું લખ્યું છે. એમના અનુયાયીઓએ પણ એમના ધોરણે અંગ્રેજી ઉપર વિશેષ પ્રેમ દાખવ્યો છે. સ્વામી વિવેકાનંદના લખેલા સાહિત્યનાં ભાષાંતરો હિંદની લગભગ દરેક ભાષામાં થયાં છે. પંજાબના સ્વામી રામતીર્થનાં ભાષણો પણ દરેક હિંદી ભાષાઓમાં અનુવાદ પામ્યાં છે. બંગાળના અરવિંદ ઘોષનાં વીસ જેટલાં સુંદર પુસ્તકો ધાર્મિક સાહિત્યમાં પ્રસિદ્ધ થયાં છે. એ બંગાળી અને અંગ્રેજી બંને ભાષાઓમાં છે.

હિંદીમાં 'કલ્યાણ' માસિકના સ્થાપક બાબુ હનુમાનપ્રસાદ પોદ્દાર તરફથી 'કલ્યાણ' નામનું સુપ્રસિદ્ધ માસિક બહાર પડે છે. એમના તરફથી સંખ્યાબંધ ધાર્મિક ગ્રંથોના અનુવાદો હિંદીમાં બહાર પડયા છે. આપણી ગુજરાતીમાં સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયના સ્વામી અખંડાનંદે ધાર્મિક સાહિત્યના ફેલાવા માટે અગ્રગણ્ય પદ પ્રાપ્ત કર્યું છે. મરાઠીમાં પંડિત સાતવળેકરજીએ વૈદિક સાહિત્ય ખૂબ પ્રકાશમાં આણ્યું છે. આ સૌ સંસ્થાઓએ પોતાની ભાષાઓના સાહિત્યની ઉત્તમ સેવા કરી છે. દિલ્હીનું સસ્તા સાહિત્ય મંડળ પણ ઠીક પ્રકાશનો બહાર પાડે છે.

સિંધી ભાષામાં ધાર્મિક સાહિત્ય પ્રગટ થયું છે. પરંતુ એને માટે કોઇ સમર્થ સંસ્થા નથી.

## સાહિત્ય પરિષદો

સાહિત્ય પરિષદોમાં સૌથી જૂની અને સરસ રીતે ચાલતી એક બંગ સાહિત્ય પરિષદ છે. એ હિંદની ભાષાઓની સર્વે સાહિત્ય પરિષદો કરતાં વધારે જૂની અને વધુ વિકસિત છે. એનું પુસ્તકાલય વિશાળ હોઇને લગભગ એક લાખ જેટલાં પુસ્તકો ધરાવે છે. બંગસાહિત્ય પરિષદનું પોતાનું વિશાળ મકાન છે. એનાં પ્રકાશનો પણ સારાં અને નક્કર શોધખોળનાં છે. બંગસાહિત્ય પરિષદને બંગાળાના વિદ્વાનો સરસ ટેકો આપી રહ્યા છે. ઘણું કરીને દર વર્ષે એનું અધિવેશન મળે છે.

**બનારસની હિંદી નાગરી પ્રચારિણી સભા**ના મકાનમાં હિંદી સાહિત્ય પરિષદની ઑફિસ હતી. તે પછી તો એનો વિકાસ બહુ મોટા પ્રમાણમાં થયો છે. ગુજરાતના વિદ્વાનો મહાત્મા ગાંધીજી, કાકા સાહેબ કાલેલકર વગેરેએ હિંદીને સહકાર આપ્યો છે. એનાં અધિવેશનો બીજી ભાષાઓની સાહિત્ય પરિષદો કરતાં વધારે નિયમિત છે. હમણાં હરિદ્વારમાં અખિલ હિંદ હિંદી સાહિત્ય સંમેલનની ૩૧ મી બેઠક મળી હતી. પંડિત માખનલાલ ચતુર્વેદી એના અધ્યક્ષસ્થાને હતા. આવતે વર્ષે જયપુરમાં બેઠક મળશે. આ પરિષદે મોટો હિંદી વિશ્વકોષ તૈયાર કરાવ્યો છે. એનાં બીજાં પ્રકાશનો પણ શ્રેષ્ઠ છે. હમણાં એ સાહિત્ય પરિષદના આશ્રય નીચે મોટો હિંદી વૈજ્ઞાનિક કોષ તૈયાર થાય છે. એમાં મતભેદો અને પક્ષો નથી.

**મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદ** એ પણ નિયમિત સંમેલનો ભરતી નથી. એનું સ્વતંત્ર મકાન પણ નથી. ગંભીર સાહિત્ય એના આશ્રય નીચે ઠીક પ્રમાણમાં બહાર પડે છે. આ જુન માસમાં પૂના ખાતે સદર સાહિત્ય પરિષદના આશ્રય નીચે ઇતિહાસ વાઙ્મય સંમેલન ભરાયું હતું. મહારાષ્ટ્રના વિદ્વાનો મરાઠી ભાષાની ઉન્નતિ માટે સારા પ્રયત્નો કરે છે. આ પરિષદ ભપકાદાર કે ધાંધલીઉ નહિ પણ નક્કર કામ કરે છે.

**ગુજરાતી સાહિત્ય પરિષદનું** સુકાન ઝડપવા માટે હરિફાઇ ચાલે છે. એનાં ચૌદ અધિવેશનો થયાં છે. પક્ષાપક્ષીની ખેંચતાણના અવાજ બહાર સંભળાય છે. પંદરમી સાહિત્ય પરિષદ વડોદરા મુકામે મળવાની છે. એને પોતાનું સ્વતંત્ર મકાન નથી. ભંડોળ પણ નજીવું છે. પ્રકાશનો પણ મોડે મોડે પ્રગટ કરવાનું કામ ઉપાડી લીધું છે. વાર્ષિક અધિવેશન થયા પછી કામ થતું નથી. ચૌદમું અધિવેશન અંધેરી ખાતે મળ્યું હતું. તેના પ્રમુખ કવિ શ્રી. ખબરદાર હતા. પરિષદની મોટી લાયબ્રેરી બનાવવાની પણ હજી શરૂઆત માત્ર થઈ છે. ગુજરાતી સાહિત્ય પરિષદમાં સારા વિદ્વાનો ભાગ લે છે. એને વધારે વિજયવતી બનાવવા માટે વધારે સક્રિય સ્ફૂર્તિ બતાવવાની આવશ્યકતા છે.

**જાહેરખબરોની જવાબદારી**

વાચકોને એક જ ચેતવણી આપી શકાય કે જાહેરખબરો તે જાહેરખબરો છે. એના સાચજૂઠની કોઇ સાબિતી વર્તમાનપત્ર પાસે હોવી નથી. જાહેરાતો છપાય છે એનો અર્થ એમ નથી કે છાપું એ ચીજની તમને ભલામણ કરે છે. જાહેરાતો વાંચ્યા પછી પણ વાચકે તે બાબતનો વ્યવહાર જાતખાતરી કરીને પછી જ કરવો રહે છે.

કોઇ પણ દેશના કોઇ પણ વર્તમાનપત્રે કોઇ પણ સંયોગોમાં આથી વિશેષ જવાબદારી સ્વીકારી નથી એ વાત વાચકના લક્ષ ઉપર લાવીએ છીએ.

"ફૂલછાબ" તા. ૨-૧૦-૪૩

સિંધી સાહિત્ય પરિષદ હમણાં જ સક્કર મુકામે મળી હતી. એ એનું પહેલું જ અધિવેશન હતું. હજી એ બાલ્યકાળમાં છે.

**પ્રાંતીય ભાષાઓનાં વાર્ષિક પ્રકાશનો**

હજી આપણી ભાષાઓનો વિકાસ વિશેષ પ્રમાણમાં પ્રગતિશીલ થવાનો સંભવ છે. સાત કરોડ માણસોમાં બોલાતી બંગાળી ભાષાનાં વાર્ષિક પ્રકાશનો લગભગ ૧૩૦૦--૧૭૦૦ થાય છે. એકાદ વરસ ૨૦૦૦ ઉપર પણ ગયાં હતાં. હિંદી પણ ૧૨૦૦ થી ૧૫૦૦ પ્રકાશનો પોતાની પંદર કરોડની પ્રજા માટે કરે છે. મહારાષ્ટ્રીએ પોતાની ૧॥ કરોડ પ્રજા માટે ૬૭૩ પ્રકાશનો ગયા વર્ષે કર્યાં હતાં. ગુજરાતીએ પોતાના ૧॥ કરોડ વાચનારાઓ માટે ૫૩૬ ગ્રંથો પ્રકટ કર્યા હતા. પરંતુ યુરોપિયન ભાષાઓમાં અંગ્રેજીમાં સૌથી વધારે પ્રકાશનો થાય છે. દરેક યુરોપિયન ભાષામાં લાખો પુસ્તકો પ્રગટ થાય છે. **ડુંગરસી ધરમસી સંપટ**

---

# સાચો પ્રતિનિધિ

માનવી મરે છે, તેનાં કાર્યો મરતાં નથી. તેનાં કાર્યો તો 'યાવચ્ચંદ્ર દિવાકરો' જેમ સાહિત્યમાં અજર, અમર રહે છે. એમ ન હોત તો શ્રીરામ ને કૃષ્ણ; કબીર ને તુલસીદાસ; શ્રીમદ્ શંકરાચાર્ય ને મહર્ષિ દયાનંદ સરસ્વતી; શિવાજી ને પ્રતાપ; સ્વામી વિવેકાનંદ ને રામતીર્થ; પૂજ્ય ગાંધીજી ને ટાગોર તથા શ્રી અરવિંદ જેવા સમષ્ટિના મહાન પયગંબરોના આદર્શો આજે આપણી પાસે હોત પણ ક્યાંથી ? ગીતા ને રામાયણ તથા મહાભારત જેવી અદ્‌ભુત સંજીવનીઓના અખૂટ ખજાના પણ ક્યાંથી હોત ? અને તેથીજ આપણે કહીએ છીએ કે ભૂત, વર્તમાન ને ભાવિ એ ત્રણેનો સુસંયોગ સાધનાર સાહિત્ય એ ખરે જ આપણી મહામોંઘી મૂડી છે. ને એટલે જ એ સાહિત્યને રાખવાનાં આલયો, સાહિત્યાલયો (પુસ્તકાલયો ) જે તે દેશની પ્રજાઓનો પ્રાણ કહેવાય છે. આટલા પરિસ્ફોટ ઉપરથી હવે એટલું તો સહેજે પામી શકાય કે પુસ્તકાલય એ એકનો એક, જગજૂનો, આપણા સૌનો સાચો પ્રતિનિધિ છે.

—રવિ

# ગાંધી-જ્ઞાન-ચક્ર

મહાદેવ ગોવિંદ રાનડે
( ગોખલેના ગુરુ )

**ગાંધીજી પર જેમણે આશીર્વાદ વરસાવ્યા**

૧. રવીન્દ્રનાથ ઠાકુર, ૨. રોમા રોલાં, ૩. પર્લ બક, ૪. લીન યુ ટાંગ, ૫ સ્વામી શ્રદ્ધાનંદ, ૬. લાલા લજપતરાય, ૭. દેશબંધુ દાસ, ૮. વિઠ્ઠલભાઈ પટેલ, ૯. સેનગુપ્તા, ૧૦. સર્વપલ્લી રાધાકૃષ્ણન્, ૧૧. પંડિત મદનમોહન માલવીઆ.

**ગાંધીજીના ગુરુઓ**

૧. ગોપાલકૃષ્ણ ગોખલે
૨. લિયો ટૉલ્સટૉય
૩. દાદાભાઈ નવરોજી
૪. જોન રસ્કિન
૫. શ્રીમદ્ રાજચંદ્ર

**જે ગ્રંથોએ ગાંધીજીનું જીવન ઘડ્યું**

૧. ગીતા
૨. સર્વોદય ( રસ્કિન )
૩. કુદરતમય જીવન (એડોલ્ફ જુસ્ટ)
૪. મહાભારત
૫. રામાયણ

**ગાંધીજી**

**ગાંધીજી જેમને પ્રેરણારૂપ નીવડ્યા**

મોતીલાલ નહેરુ, જવાહરલાલ નહેરુ, સરોજિની નાયડુ, વિજયાલક્ષ્મી પંડિત, ઠક્કર બાપા, અબ્બાસ તૈયબજી, સરહદના ગાંધીભાઈઓ, બાબુ રાજેંદ્રપ્રસાદ

મૌલાના આઝાદ, મગનલાલ ગાંધી, સરદાર વલ્લભભાઈ, કિશોરલાલ મશરૂવાળા, કાકા કાલેલકર, મહાદેવભાઈ દેસાઈ, વિનોબા ભાવે, મોહનલાલ દવે (ડુંગળીચોર)

પ્રફુલ્લચંદ્ર રાય, જમનાલાલ બજાજ, પટ્ટાભી સીતારામૈયા, મિરાબેન (મિસ સ્લેડ), અમૃતકુંવર, કુમારપ્પા, શંકરલાલ બેંકર, આચાર્ય કૃપાલાની, આચાર્ય ગિદવાણી

## તખ્તો બીજો

ગાંધીજીનાં પુસ્તકો વાંચ્યા વિચાર્યા વગર તેમના વિષે ખ્યાલ બાંધવો એ ખોટું છે. એટલે ગાંધીજીનાં લખાણો વાંચો. એમનાં લખાણો એમના જીવન સાથે કેવો મેળ સાધે છે, તે તપાસો...અને પછી, ગાંધીજીની જુદી જ મહત્તા તમને જણાશે.

### ગાંધીજીનાં પુસ્તકો

૧ સત્યના પ્રયોગો અથવા આત્મકથા ભા. ૧–૨
૨ મંગળપ્રભાત
૩ વ્યાપક ધર્મભાવના
૪ ધર્મસંસ્થાપન
૫ ધર્મમંથન
૬ અનાસક્તિયોગ (ગીતા)
૭ ગીતાપદાર્થકોષ
૮ ગીતાબોધ
૯ આશ્રમવાસીઓ પ્રત્યે
૧૦ અહિંસા
૧૧ ખરી કેળવણી
૧૨ કેળવણીનો કોયડો
૧૩ વર્ણવ્યવસ્થા
૧૪ ગોસેવા
૧૫ ગામડાંની વહારે
૧૬ ત્યાગમૂર્તિ અને બીજા લેખો
૧૭ રચનાત્મ કાર્યક્રમ
૧૮ ગાંધીશિક્ષણ
૧૯ સત્યવીરની કથા
૨૦ સર્વોદય (રસ્કિન)
૨૧ દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ
૨૨ દેશી રાજ્યોનો પ્રશ્ન
૨૩ હિંદ સ્વરાજ
૨૪ સંપૂર્ણ દારૂનિષેધ
૨૫ સો ટકા સ્વદેશી
૨૬ ગાંધીજીનું નવજીવન
૨૭ નીતિનાશને માર્ગે
૨૮ આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન
૨૯ યેરવડાના અનુભવ

## તખ્તો ત્રીજો

આ તખ્તામાં 'ગાંધીચક્ર'માં જે જે વ્યક્તિઓનો નિર્દેશ થયો છે, તેમનું અથવા તેમના વિષેનું સાહિત્ય દર્શાવ્યું છે.

૧ ભારતસેવક ગોખલે (જુગતરામ દવે)
૨ ગોપાલકૃષ્ણ ગોખલે (વિદ્યાર્થી વાચનમાળા)

**ટોલ્સટોય કૃત**

૧–૨–૩ નવો અવતાર ભા. ૧–૨–૩
૪ દૃષ્ટિપરિવર્તન
૫ લગ્નસુખ
૬ પ્રેમનો દંભ
૭ ટોલ્સટોયની નીતિકથાઓ
૮ ત્યારે કરીશું શું ?
૯ કથાવલિ

**દાદાભાઇ નવરોજી**

૧ દાદાભાઈ નવરોજી (વિદ્યાર્થી વાચનમાળા)
૨ દાદાભાઇ નવરોજી (આર. પી. મસાણી)

**જહૉન રસ્કિન**

૧ સર્વોદય (અન ટુ ધિ લાસ્ટ)

**શ્રીમદ્ રાજચંદ્ર**

૧ શ્રીમદ્ રાજચંદ્ર જીવનકથા

**રાનડે**

૧ મહાદેવ ગોવિંદ રાનડે (વિદ્યાર્થી વાચનમાળા)

૧ કવિવર રવીન્દ્રનાથ ઠાકુર (કાન્તિલાલ શાહ)
૨ ધરતી (પર્લ બક)
૩ બે દેશદીપકો (મેઘાણી)
૪ કાઠિયાવાડના પડવૈયા (ફૂલછાબ)
૫ બે ખુદાઇ ખિદમતગાર (મહાદેવ દેસાઇ)
૬ જવાહરલાલ નહેરુ (આત્મકથા)
૭ સ્મરણયાત્રા (કાકા કાલેલકર)
૮ જીવનસંસ્કૃતિ ,,
૯ જીવનવિકાસ ,,
૧૦ જીવનનો આનંદ ,,
૧૧ પ્રફુલ્લચંદ્ર રોય (વિદ્યાર્થી વાચનમાળા)
૧૨ વીર વલ્લભભાઈ (મહાદેવ દેસાઇ)
૧૩ ઠક્કર બાપા (મેઘાણી)
૧૪ અમૃતલાલ ઠક્કર (વિદ્યાર્થી વાચનમાળા)
૧૫ ગાંધીજીને જગવંદના (રાધાકૃષ્ણન્)
૧૬ બાબુ રાજેન્દ્રપ્રસાદ (વિદ્યાર્થી વાચનમાળા)
૧૭ પંડિત મદનમોહન માલવીઆ ( ,, )
૧૮ મધુકર (વિનોબા ભાવે)
૧૯ સરોજિની નાયડુ (વિદ્યાર્થી વાચનમાળા)
૨૦ વિજયાલક્ષ્મી પંડિત ( ,, )

હિંમતલાલ મ. પરેલ

## સમાજને ક્ષીણપ્રાણ બનાવતું

# અધોગામી સાહિત્ય

**આપણાં** મોટાં શહેરોમાંના કોઇપણ બુકસ્ટોલ પર જઇને તમે નજર નાખો તો લોકોમા કેવું હલકામાં હલકું સાહિત્ય આજે ધોધમાર પહોંચાડવામાં આવે છે તેનો ખ્યાલ તમને આવી રહેશે. કોઇપણ સ્થાનિક બુકસ્ટોલની મુલાકાત લેશો તો એ પ્રકારનું સાહિત્ય ધરાવતાં સામયિકો અને પુસ્તકોનું સંમોહક પ્રદર્શન તમે ત્યાં જોઈ શકશો. એનાં પૂઠાં પર ફીણના સમુદ્રમાંથી તાજી જ નીકળી આવેલી વીનસ સમા પોઝમાં જુદી જુદી સ્ત્રીઓનાં ઉત્તેજનાપૂર્ણ ચિત્રો જોવામાં આવશે, જેમાંનાં કેટલાંક તો સામાન્ય મર્યાદા કરતાં પણ સ્ત્રીદેહના વિશેષ પ્રદર્શનની પોતાની વિશેષતા ધરાવતાં જણાશે. જો એવા કશા ફોટોગ્રાફ નહિ હોય તો પથારી યા દિવાલ પર સૂચક રીતે એકાદ સ્ત્રી પડી રહી હશે અને તે પર એકાદ પુરુષ ઝૂકી રહ્યો હશે. સ્ત્રીને જાતીયતા અર્પતા સર્વ કંઇનું રહસ્યોદ્‌ઘાટન એ જ જાણે આવા ચિત્રકારનો ધંધો ન હોય ! એવાં ચિત્રો કરતાંયે એને માટેની પ્રેરણારૂપ એની અંદરનું સાહિત્ય તો અનેકગણું ઘૃણાપાત્ર હોય છે.

### હવસના સાહિત્યની સૃષ્ટિ.

જાતીયતાને નામે પ્રગટ થતા આવા સાહિત્યમાં કશી સૌંદર્યાભિવ્યક્તિ વિના કેવળ ગંદી રીતે જાતીય અનુભવોના રહસ્યને ખુલ્લું પાડવાનો પ્રયાસ કરવામાં આવે છે અને હવસના પતંગિયા કાસાનોવાના પ્રકારની વાર્તાઓ તેમાં પ્રેમને નામે ઠાંસવામાં આવે છે. ચિત્રોથી એ ભરપૂર હોય છે, એમાંની નાયિકાને દેહ પર કશું વસ્ત્ર રહેવાની બાબતનું માત્ર વિસ્મરણ જેમા થઈ ગયું હોય છે. સાહિત્ય સાથે તો આ પ્રકારના ઉત્પાદનને કશો સંબંધ નથી હોતો, અને એની સૃષ્ટિ પણ માત્ર શયનાગારનાં દ્વારો પાછળની જ સૃષ્ટિ હોય છે.

---

## શુદ્ધ સાહિત્યમાં પણ કામોદ્દીપનનો પ્રવેશ

પરંતુ જેને આપણે ' સાહિત્ય ' કહીએ છીએ એ કક્ષાના સાહિત્યમાં પણ કામોદ્દીપનના આવા અખતરા શરૂ થઈ ગયા હોઇને એ પણ એક નવી ભયસંચારરૂપ બની રહે છે. પશ્ચિમમાં રહી આવેલા અથવા ત્યાંના એ પ્રકારના સાહિત્યના સંપર્કમાં આવેલા આપણા અનેક યુવાન લેખકો કંઇક આત્મચરિતાંશ ધરાવતું એવું ચિત્રણ કરવામાં કશી હાનિ નથી જોતા. એ પર એમના વ્યક્તિત્વની કે રાષ્ટ્રીયત્વની છાપ પાડવાને લઇને પ્રથમ નજરે એ એટલું બધું નિંદ્ય નથી જણાતું. જુવાનો સ્વાભાવિક જ એવા સાહિત્ય પ્રત્યે આકર્ષાય છે, અને એવા અધોગામી સાહિત્ય અથવા તેવા સમાજ સુદ્ધાંથી ચેતીને ચાલવાની તેમના માટે વધુમાં વધુ જરૂર હોય છે એ જ વયે તેઓ તેની જાળમાં ફસાઇ પડે છે. એવું પરિણામ એ આવે છે કે આપણી શાળાઓ, કૉલેજો અને યુનિવર્સિટીઓમાં સર્વભક્ષી આગની માફક જાતીયતાનો આ સંપ્રદાય ફરી વળે છે.

## યુવાનોના ઘડતરના પાયા

કોઇક વળી દલીલ કરશે કે આપણે તો મુદ્રણસ્વાતંત્ર્યના જમાનામાં જીવીએ છીએ. એવાઓ સામે સીધી સાદી દલીલ એ જ હોઈ શકે કે યુવકોના શારીરિક અને માનસિક ઘડતરમાં શિક્ષણ પછી તરતનું જ સ્થાન સાહિત્યનું આવે છે. આ હકીકત લક્ષમાં લઇએ તો, આપણી શિક્ષણપદ્ધતિમાં પણ હજી ઘણી ઊણપો જણાઇ આવશે. આપણા યુવાનોને ઉત્તમ અને ઉપયોગી નાગરિકો ઘડવા માટેનાં તમામ સાધનો ઉપયોગમાં લેવાવાં જોઇએ અને વર્તમાનપત્રોનો તો એ માટે વિશાળમાં વિશાળ પાયે ઉપયોગ થવો જોઇએ. વસ્તુનિરૂપણ માટે જીવન પોતે જ અનેકવિધ અને બહુમૂલ્ય સામગ્રી અર્પી રહે તેમ છે, પરંતુ ગટર મુકાદમો તો એ દૃષ્ટિ કેળવીને સમાજને કશા શ્રેયોમાર્ગે વાળવાને બદલે જાતીય ગંદકીના કીડા જ માત્ર બની રહેવાના.

## સસ્તાપણા પર ખપતનો ભ્રમ

હાલ વધુમાં વધુ પ્રચાર પામતું કોઇ ચોપાનિયું તમે જોયું છે ? સસ્તું જ સાહિત્ય પ્રચાર પામે છે એવો કેટલાકનો ભ્રમ સમૂળગો નાબૂદ કરી દે એટલી એટલી મોંઘી કિંમતે પણ એમની એટલી ખપત રહેલી છે કે તગારા માન્યામાં ન આવે. એ કઈ ગુણવત્તા પર ? રસતરસી આંખોને હાસ્તી સિનેમાસ્ટારોની રંગબેરંગી છબીઓ, એમની હલકટ રસવૃત્તિને ગલીપચી ઉપજાવતા વિષયોની છણાવટ અને તેવી પ્રશ્નોત્તરી, પરિણીત જીવનના છાના અને છૂટાછેડાના જાહેર બનાવો વગેરેના સ્ટંટ એ જ માત્ર તેમની ગુણવત્તા પર તેમની આ અકલ્પ્ય ખપત આધાર રાખે છે.

## યથાર્થ જ્ઞાન નહિ પણ વિકૃતિ

જાતીય જ્ઞાન આપવાને બહાને પ્રસિદ્ધ થઇ રહેલું સાહિત્ય ખરું જોતાં કેટલીક સર્વસામાન્ય બાબતો સિવાય કશું વિશેષ જ્ઞાન આપતું હોતું નથી. અને જે કંઇ અપાયું હોય

છે તે એવી રીતે તો અપાયું હોય છે કે પરણેલા અથવા પરણવા ઇચ્છનારાઓમાં યથાર્થ જ્ઞાન કે લગ્નવિષયક સુસંગતતા આણવાને બદલે તેમની જાતીય ક્રિયાઓમાં વિકૃતિ આણી રહે છે. જાતીય પ્રશ્ન જાતે જ એટલો જટિલ છે કે તેના રહસ્ય પર પ્રકાશ પાડવાનું કાર્ય માત્ર ઊંચી નીતિમત્તા તથા ઊંચી માનસશાસ્ત્રીય સમજણ ધરાવનાર વ્યક્તિ જ કરી શકે. ઢગલાબંધ વેચાતા આજના જાતીય સાહિત્યમાં એનો બિલકુલ અભાવ રહ્યો છે અને તેનો ઉદ્ભવ પણ સામાજિક સેવાની વૃત્તિમાંથી નહિ પણ કમાણીની વૃત્તિમાંથી જ થયો છે.

## કમાણીએ ઊભો કરેલો એક નવો વર્ગ

કમાણી વધારવા માટે સમાજને પતિતાવસ્થાએ પહોંચાડવામાં મુદ્દલ પાછું ન જોનારાઓનો એક નવો વર્ગ તે જુદી જુદી દવાઓ બનાવનારા અને વેચનારાઓનો છે. તેમની પેટંટ દવાઓ અને તેના ફાયદા વર્ણવતાં સચિત્ર ચોપાનિયાં મફત વહેંચવામાં આવે છે અને એ દવાઓ સ્તંભનથી માંડીને ગર્ભનિરોધ સુધીનું રાક્ષણું રહસ્ય ધરાવતી હોય છે. આપણા ધારાશાસ્ત્રીઓ એવી દવાઓ બજારમાં મુકાતાં પહેલાં શા માટે તેના પૃથક્કરણનો વાંધો નથી ઉઠાવતા કે નગરિકતા એ પ્રકારનું સંરક્ષણ માગતી હોઇને મ્યુનિસિપલ સભ્યો અને પત્રકારોએ તેના ગુણાવગુણોની ચર્ચા કરવી જોઇએ.

## લેખકો ને ચિત્રકારો ઉપરાંત ફોટોગ્રાફરો પણ

ઉદ્દીપનના કેફ વડે જુવાન પ્રજાને પતનને માર્ગે વાળીને નિર્વીર્ય બનાવી દેવાની આ નિંદ્ય પ્રવૃત્તિ પુસ્તકો અને ચોપાનિયાંથી જ નથી અટકતી. ચિત્રકારોની માફક ફોટોગ્રાફરોએ પણ અશ્લીલતા ભણી પોતાનો ઉદાર હાથ લંબાવ્યો છે, અને "Tillie and Gus-in intimate amorous poses-cannot be described-must be seen-it will thrill you." એવી અમેરિકન નગ્નતા આ ફોટોગ્રાફરોને પ્રતાપે તેના હિંદી સ્વરૂપે બજારમાં ફરવા માંડી છે. માત્ર ' મર્યાદિત સંખ્યામા ' અને ' ખાનગી પ્રચાર ' માટે જ એ ફોટોગ્રાફ હોવાની જાહેરખબરો અપાય છે પણ એના જાહેર પ્રચાર અને ખપતના આંકડા જોઇને તમે દંગ જ થઇ જાઓ. મોટે ભાગે 'પારીસ'ની છાપ મારેલું આ પ્રકારનું ફોટોગ્રાફિક સાહિત્ય, ઘણાને કદાચ માન્યામાં પણ ન આવે, પરંતુ અમેરિકા અને ઇગ્લેંડથી આયાત થતું રહેતું. યુદ્ધને અંગે એની આયાતની પણ મુશ્કેલી-નડવા માંડતાં તેની જવાબદારી લાહોર અને અમૃતસરની કેટલીક સંસ્થાઓએ ઉઠાવી લીધી છે.

## વિચારવાનોની રહેલી ફરજ

આ પ્રકારનું સાહિત્ય જેમ વધુ ને વધુ ફેલાતું જશે, તેમ તેમ તેના કેફથી અધોગામી બનતો જતો વર્ગ સમગ્ર સમાજને ક્ષીણપ્રાણ બનાવતો જશે. દરેક વિચારવાન મનુષ્યની ફરજ એ કેફમાંથી સમાજને મુક્ત કરવાની છે. દરેક અગ્રગણ્ય સંસ્થાએ-ખાસ કરીને સ્થાનિક મ્યુનિસિપાલીટીએ-આ નીચમાં નીચ પ્રકારની ગંદકીની બદબોને પોતાના શહેરમાંથી નાબૂદ કરવા કટિબદ્ધ થવું જોઇએ છે અને ન્યૂયોર્કના મેયર લાગાર્ડીઆનું એ બાબતમાં અનુકરણ કરવું જોઇએ છે.

( લેસ્લી મેન્ડીસનો તા. ૮-૮-૪૩ ના "પ્રજાબંધુ"માં છપાયેલો લેખ )

પુસ્તકાલય સ. સ. મંડળ લિ૦ની

# વાર્ષિક સામાન્ય સભામાં પસાર થયેલા ઠરાવો

તા. ૧૦ ઑકટોબર ૧૯૪૩ ના રોજ શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલના પ્રમુખપણા નીચે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરાની ઑફિસમાં બપોરના એક વાગે વાર્ષિક સાધારણ સભા મળી હતી તેમાં નીચેના ઠરાવો પસાર થયા હતાઃ—

૧. તા. ૧–૮–૪૨ થી ૩૧–૭–૪૩ સુધીના બાર માસનો ઓડિટરે તપાસેલો હિસાબ તથા વ્યવસ્થાપક મંડળનો રિપોર્ટ મંજૂર કરવામાં આવે છે. હિસાબ પૈકી નોકરોને આપેલી મોંઘવારી પૈકી રૂ. ૨૧૯–૧૪–૯ અને નોકરોના પ્રોવિડન્ટ ફંડના મંડળ તરફના ફાળા ખાતે રૂ. ૨૩૫–૯–૩ ના થયેલા વિશેષ ખર્ચના પણ મંજૂર કરવામાં આવે છે.

૨. વ્યવસ્થાપક મંડળે નફાની કરેલી વહેંચણીની ભલામણમાં થોડોક ફેરફાર કરીને નીચે પ્રમાણે વહેંચણી કરવાનું નક્કી કરવામાં આવે છે.

રૂ. ૪૯૬૯–૭–૩ ની વહેંચણીઃ

| | |
|---|---|
| ૧. રિઝર્વ ફંડ ખાતે | ૧૨૫૦–૦–૦ |
| ૨. સભાસદોને શેરનું સાડાચાર ટકા લેખે ડિવિડન્ડ વહેંચવા | ૧૮૦૦–૪–૦ |
| ૩. નોકરોને એક માસનો પગાર બોનસ તરીકે આપવા | ૩૫૫–૦–૦ |
| ૪. મકાન ફંડ ખાતે લઇ જવા | ૩૨૬–૦–૦ |
| ૫. નોકરોને મોંઘવારી આપવા માટે | ૧૨૨૪–૦–૦ |
| ૬. આવતા વર્ષના નફા તોટા ખાતે લઇ જવા | ૧૪–૩–૩ |
| | ૪૯૬૯–૭–૩ |

" પુસ્તકાલય " માસિકના તંત્રીને માસિક ખાતેથી વર્ષ દરમિયાન થયેલી બચતમાંથી એક માસના પગારના બોનસના રૂ. ૫૫) અને રૂ. ૧૨૦) માસિક રૂ. ૧૦) પ્રમાણે મંડળના બીજા નોકરોના ધોરણે મોંઘવારી ભથ્થુ આપવાનું મંજૂર કરવામાં આવે છે.

ઉપર પ્રમાણેની વહેંચણી પૈકી મંડળના નોકરોને મોંઘવારી રૂ. ૧૦) ને બદલે રૂ. ૧૨) આપવા માટે શ્રી. છત્રસિંહ બા. ઠાકોર–મંત્રી સા. પુ. મીઆગામ તરફથી દરખાસ્ત અને શ્રી. જીવાભાઇ છોટાભાઈ મંત્રી સા. પુ. કોઠીઆ તા. કરજણનું અનુમોદન હતું. પરંતુ મતગણત્રીમાં મંડળના દસ નોકરોને માસિક રૂ. ૧૦) પ્રમાણે અને કચરો વાળનાર નોકરને માસિક રૂ. ૨) પ્રમાણેની મોંઘવારી વધુમતે મંજૂર રહી છે.

૩. સને ૧૯૪૩–૪૪ માટે સાધારણ સભાના પ્રમુખ તરીકે શ્રી. રા. રા. મગનભાઇ શંકરભાઇ પટેલ અને ઉપપ્રમુખ તરીકે શ્રી. રા. રા. નાનાલાલ નાથાલાલ શાહને નીમવામાં આવે છે.

મંડળના ઓડિટર્સ તરીકે મેસર્સ આપાજી અમીન ઍન્ડ કું. ને રૂ. ૧૦૦) ના મહેનતાણાથી નીમવામાં આવે છે.

વ્યવસ્થાપક મંડળના સભાસદો પૈકી (૧) શ્રી રા. રા. ચિમનભાઈ હરિભાઈ અમીન,

મંત્રી સા. પુ. વરણામા, (૨) શ્રી રા. રા. નટવરલાલ ગિરધરલાલ શાહ, મંત્રી સા. પુ. શિનોર અને (૩) શ્રી રા. રા. શંકરભાઇ સોમાભાઇ પટેલ વડોદરા, એ ત્રણે વ્યવસ્થાપકો ચાલુ સાલે નિયમ મુજબ નિવૃત્ત થતા હતા તે પૈકી શ્રી રા. રા. શંકરભાઇ સોમાભાઇ પટેલ વ્યક્તિગત સભાસદોની એક જગા ઉપર બીનહરીફ ચુંટાઇ આવ્યા છે. પુસ્તકાલયો તરફની બે જગો માટે બન્ને જૂના વ્યવસ્થાપકો ઉપરાંત શ્રી. રા. રા. કાશીભાઇ બાવાજી પટેલ, મંત્રી સા. પુ. ફત્તેપુર તા. કરજણની ઉમેદવારી નોંધાવેલી હતી. પરંતુ બન્ને જૂના વ્યવસ્થાપકો હરીફાઇમાં વિશેષ મત મેળવી ચુંટાઇ આવ્યા છે. એ રીતે ત્રણે જૂના વ્યવસ્થાપકો ચુંટાઇ આવ્યાનું જાહેર કરવામાં આવે છે.

૪. સને ૧૯૪૩–૪૪ નું અંદાજપત્ર નીચે પ્રમાણે મંજૂર કરવામાં આવે છે:—

ઉત્પન્ન

| | |
|---|---|
| પત્રોનું કમિશન | ૨૦૦૦–૦–૦ |
| પુસ્તકોનું કમિશન | ૫૦૦૦–૦–૦ |
| વ્યાજનું ઉત્પન્ન | ૩૦૦૦–૦–૦ |
| | રૂ. ૧૦૦૦૦–૦–૦ |

ખર્ચ

| | | | |
|---|---|---|---|
| પગાર | ૪૪૦૦–૦–૦ | મુસાફરી ખર્ચ | ૫૦–૦–૦ |
| પોસ્ટેજ | ૪૦૦–૦–૦ | વિમાનું પ્રિમિયમ | ૧૫૦–૦–૦ |
| છપામણ | ૪૦૦–૦–૦ | ઓડિટ ફી | ૧૦૦–૦–૦ |
| કંટીજન્ટ | ૩૫૦–૦–૦ | પ્રો. ફંડમાં મંડળનો ફાળો | ૩૦૦–૦–૦ |
| મકાનભાડુ | ૫૦૦–૦–૦ | આકસ્મિક ખર્ચ | ૧૨૫–૦–૦ |
| ઇલે. ચાર્જીસ | ૧૭૫–૦–૦ | | રૂ. ૬૯૫૦–૦–૦ |

ઉપર પ્રમાણે મંજૂર કરેલા ખર્ચની હદમાં રહીને એક હેડ નીચેથી બીજા હેડ નીચે ખર્ચ કરવાની સત્તા વ્યવસ્થાપક મંડળને આપવામાં આવે છે.

૫. પેટાનિયમોની કલમ ૩૨ ગ માં સુધારો વધારો કરીને નીચે પ્રમાણેની કલમ ૩૨ ગ મંજૂર કરવામાં આવે છે.

કલમ ૩૨ ગ. નિયમ ૧૮ (ક્ષ) માં જણાવેલા સિવાયના મંડળના તમામ પગારદારી નોકરોની નીમણુંક, બરતરફી, શિક્ષા અંગર ફરાગતી કરવી, અગર તેમના હિત માટે પ્રોવિડન્ટ ફંડની યોજના યા બીજી કોઇ યોજનાઓ ઘડવી અને મંજૂર કરવી.

૬. વર્ષ દરમિયાન મંડળે સારો નફો કર્યો છે અને સાથે સાથે પુસ્તકાલયોની સેવા પણ કરી છે અને તે બધું જ પરિણામ મંડળના વ્યવસ્થાપકો મંડળનો કારભાર ચલાવવામાં સારો રસ લે છે તેને આભારી છે અને તે બદલ વ્યવસ્થાપક મંડળના બધા જ સભ્યોને ધન્યવાદ આપવામાં આવે છે.

૭. આજની સભાનું કામકાજ ઘણી જ સફળતાપૂર્વક પાર પડ્યું છે તે બદલ મે. રા. રા. પ્રમુખ સાહેબનો આભાર માનવામાં આવે છે.

વડોદરા,
તા. ૧૦–૧૦–'૪૩

મ. શાં. પટેલ
પ્રમુખ.

# વડોદરા રાજ્ય પુ. મંડળના વ્ય. મંડળની વાર્ષિક સભા

વડોદરા રાજ્ય પુ. મંડળના વ્યવસ્થાપક મંડળની વાર્ષિક સભા તા. ૨૬–૯–૪૩ ના રોજ, બપોરના ત્રણ વાગે, સેન્ટ્રલ લાયબ્રેરીમાં, મંડળના પ્રમુખ રાવબહાદુર શ્રી. ગોવિંદભાઇ હા. દેસાઇ સાહેબ, તબિયત સારી ન હોવાના કારણે, હાજર નહિ રહી શકવાથી લોકનું નાયબ દિવાન રાજપ્રિય શ્રી. મોતીલાલ છો. દેસાઇ સાહેબના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી. આ સભામાં પુસ્તકાલય ખાતાના મુખ્ય વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સાહેબ તથા મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ મો. પટેલ સાહેબ ઉપરાંત વ્ય. મં. ના સભ્યોમાંથી શ્રી. ચુનીલાલ મ. દેસાઇ, શ્રી. હરિવલ્લભદાસ ચુ. શાહ, શ્રી. ચિમનભાઈ હ. અમીન, શ્રી. નાનજીભાઇ જે. પટેલ, શ્રી. નટવરલાલ ગિ. શાહ તથા શ્રી. રામભાઇ કા. પટેલ હાજર હતા.

આ સભામાં થયેલા ઠરાવો નીચે પ્રમાણે છેઃ—

૧ સન '૪૨–૪૩ના ઉત્પન્ન–ખર્ચમાં છપામણી ખાતે બજેટમંજૂરી ( રૂ. ૭૦ ) ઉપરાંત વિશેષ થયેલો ખર્ચ રૂ. ૧૧–૮–૦ મંજૂર કરવામાં આવ્યા.

૨ સન ૪૨–૪૩નો ઉત્પન્ન–ખર્ચનો હિસાબ તથા અહેવાલને બહાલી આપવામાં આવી.

૩ રાજ્યપ્રચારક શ્રી. વલ્લભભાઇ મૃ. પટેલને તા. ૧–૧–૪૪ થી માસિક રૂ. ૧) પ્રમાણે તથા વડોદરા–નવસારી પ્રાંત પ્રચારક શ્રી. છગનભાઇ મ. પટેલને તથા મહેસાણા–અમરેલી પ્રાંત પ્રચારક શ્રી. ભાઇશંકર ટી. ઠાકરને તા. ૧–૮–૪૩ થી માસિક રૂ. ૩) પ્રમાણે પગારવધારો આપવાનું ઠરાવ્યું.

૪ મંડળના મહેકમને, તા. ૧–૧–૪૩ થી માસિક રૂ. ૩) પ્રમાણે મોંઘવારી ભથ્થુ આપવાનું ઠરાવ્યું.

૫ પ્રાંત પ્રચારકો એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં જાય ત્યારે અપાતું વિશેષ ભથ્થુ માસિક રૂ. ૫) ચાલુ રાખવાનું ઠરાવ્યું.

૬ સન '૪૩–૪૪નું રૂ. ૪૭૪૭ાાાુ ના ખર્ચનું બજેટ મંજૂર કરવામાં આવ્યું.

૭ વાલમ તા. વિસનગરના શ્રી. મૂળચંદ લલ્લુભાઇની, રા. પુ. મં. ના આજીવન સભાસદ થવા માટે આવેલી અરજી મંજૂર કરવામાં આવી અને એવી જ રીતે વધુ આજીવન સભ્યો બનાવવા વ્ય. મં. ના સભાસદોને વિજ્ઞપ્તિ કરી.

૮ વ્ય. મં. ના એક સભ્ય શ્રી. બાપુલાલ વિ. ગામીના સ્વર્ગવાસ બદલ શોક પ્રદર્શિત કરવામાં આવ્યો અને તેમની ખાલી પડતી જગોએ નવા આજીવન સભ્ય વાલમના શ્રી. મૂળચંદભાઇની નિમણુક કરવામાં આવી.

૯ સન '૩૯–૪૦ થી પાંચ વર્ષ માટે મળવા ઠરેલી સરકારમદદની મુદત, સન '૪૩–૪૪ આખરે પૂરી થતી હોવાથી, સરકારમદદની નવેસર માગણી કરવાનું ઠરાવવામાં આવ્યું.

૧૦ મોંઘવારીના કારણે રાજ્ય પ્રચારકના ભથ્થામાં માહે ઑક્ટોબર '૪૩ થી ૦–૮–૦ નો વધારો કરવામાં આવ્યો તથા પ્રાંત પ્રચારકોના મુસાફરીખર્ચમાં પણ માસિક રૂ. ૫)નો ઑક્ટોબર '૪૩ થી વધારો કરવામાં આવ્યો.

( સાંધણ પૃ. ૩૬૬–૪ને છેડે )

# અશ્લીલ સાહિત્ય વેચનારાઓ, સાવધાન!

જાણીતા "બ્લીટઝ" મેગેઝીન તરફથી ચલાવવામાં આવતી કેટલીક લોકહિતકારી લડતોમાંની એક વધુ લડતને તાજેતરમાં ફતેહ મળવા પામી છે. મુંબઈ શહેરના સંખ્યાબંધ બુકસ્ટોલો ઉપર કેટલીક બીભત્સ ચોપડીઓ વેચાતી હોવાનો પોકાર એ "બ્લીટઝ" પત્રમાં કેટલાક વખત ઉપર ઉઠાવવામાં આવ્યો હતો. આવી જાતનાં બીભત્સ પુસ્તકો યુવાન છોકરાંઓ તેમ જ સ્ત્રીપુરુષોના હાથમાં આવતાં હોવાથી તેઓની નીતિ અને મનોવૃત્તિ બગડવાનો ભય હોવાનું જણાવી પોલિસ કમિશ્નરને આવી જાતની બીભત્સ ચોપડીઓ બુકસ્ટોલો ઉપરથી જપ્ત કરવાની તેમ જ આવી ચોપડીઓ વેચનારા સામે કાયદેસર પગલાં ભરવાની અરજ કરી હતી.

## એકસામટા દરોડા

ત્યારબાદ એક દિવસે એકી વખતે કોલાબા, ફીરોજશા મહેતા રોડ અને તેની આજુબાજુમાં આવેલા બુક સ્ટોલો ઉપર "એરકેપેડ ઓફ એરોટીક એડના" નામની ચોપડીઓની નકલની શોધમાં દરોડાઓ પાડયા હતા, જેથી શહેરના બુક સ્ટોલોના માલેકોમાં ભારે ગભરાટની લાગણી પેદા થઇ હતી. આ ચોપડી બીભત્સ લખાણોથી ખીચોખીચ ભરપૂર હોવાનું કહેવાય છે અને કરાંચીના એક પ્રેસમાં છપાઇને બહાર પડી હતી.

## ઝડતી અને ધરપકડ

પોલિસે કોટ, કોલાબા, વગેરે સ્થળોના ૨૦ બુક સ્ટોલોની કલાકો સુધી ઝડતી લીધા બાદ આ ચોપડીની સંખ્યાબંધ નકલો જપ્ત કરી હતી અને દરેક સ્ટોલના માલેકો તેમ જ કેટલીક જગાએ સેલ્સમેનો મળી બે ડઝન જેટલા શખ્સોની ધરપકડ કરી તેઓને જામીન ઉપર છોડયા હતા. પકડાએલાઓમાં બાનુબાઇ અલીમહમદ નામની એક ખોજા સ્ત્રી અને પીરોજ ફરામરોજ મિસ્ત્રી, પીરોજશા લીમજીભાઇ એન્જીનીઅર નામના માણસોનો પણ સમાવેશ થાય છે.

પકડાએલાઓને મેજિસ્ટ્રેટ મી. મેથેલોન સમક્ષ ચાર્જશીટ ઉપર મૂકવામાં આવ્યા હતા અને કેસો મુલતવી રાખવા પોલીસ પ્રોસીકયુટરે અરજ કરતાં જણાવ્યું કે તમો નામદારને આ ચોપડીનો અભ્યાસ કરવાને વખત મળે તેટલા ખાતર તપાસ મુલતવી રાખવી.

મેજિસ્ટ્રેટ—શું આવી એક જ જાતની બીભત્સ ચોપડી મુંબઇના બુક સ્ટોલો ઉપર વેચાય છે? બીજી કોઇ ચોપડીઓ વેચાતી જ નથી?

પ્રોસિકયુટર—આ તો બીભત્સ સાહિત્ય સામેની ઝુંબેશની શરૂઆત છે. હવે પણ આવી જાતની બીજી ચોપડીઓ સામે પણ પગલાં લેવાશે.

---

( પૃ. ૩૯૬-નું સાંધણ )

૧૧ વ્ય. મં. ના પ્રમુખ તરીકે ચાલુ રહેવાને રા. બ. ગોવિંદભાઇ હા. દેસાઇ સાહેબને વિનંતિ કરવામાં આવી.

૧૨ વ્ય. મં. ના ઉપપ્રમુખ તરીકે રાજપ્રિય શ્રી. મોતીલાલ છો. દેસાઇ સાહેબની નિમણુંક કરવામાં આવી.

ના. નં. ચોકસી
સહમંત્રી.

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનો

## સને ૧૯૪૨-૪૩ ની સાલનો

# અહેવાલ

સુજ્ઞ મહાશય,

આનંદ થાય છે — ૧. પૂરી થયેલી સન ૧૯૪૨-૪૩ ની સાલનો રાજ્ય પુસ્તકાલય મંડળનો વિગતવાર અહેવાલ આપની સમક્ષ રજૂ કરતાં આનંદ થાય છે.

ઉદ્ભવ — ૨. વડોદરા રાજ્યની જ નહિ, પણ હિંદભરની સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિના આદ્ય પ્રવર્તક કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબે સન ૧૯૧૨ માં સેન્ટ્રલ લાઇબ્રેરી ક્લબના સભ્યો સમક્ષના પ્રવચનમાં જાહેર કરેલું કે—

**" પુસ્તકાલયોનો લાભ થોડાં અંગ્રેજી ભણેલાં જ લે એવી મર્યાદા ( આંટ ) ન રાખવી જોઇએ; પરંતુ તે લાભ વધારેમાં વધારે માણસો કેવી રીતે લઇ શકે એ જ હેતુ સતત લક્ષમાં રાખવો જોઇએ. એ જ હેતુથી મેં આખા રાજ્ય માટે ગ્રામ પુસ્તકાલયોની યોજના ઘડાવી છે. એ યોજના પાર પાડવા માટે પ્રજાએ પોતાની શક્તિ અનુસાર પોતાનો હિસ્સો આપવાની જરૂર છે. મહેનત કર્યા વગર કાંઇ પણ કામ બનતું નથી. સ્વાર્થત્યાગ કર્યા વગર જ્ઞાન પ્રાપ્ત થતું નથી. "**

શ્રીમંત સરકારની એ મહદ્ ભાવનાની સિદ્ધિ અર્થે અને તેઓશ્રીના આદેશનું યથાશક્ય પાલન કરી દેખાડવાની પ્રજાને તક મળે એટલા ખાતર સન ૧૯૨૫ માં રાજ્યનાં નાનાં મોટાં પુસ્તકાલયોની પ્રથમ પરિષદ ગણદેવી મુકામે ભરાઇ, તે વખતથી જ આ મંડળનો ઉદ્ભવ વાસ્તવિક રીતે થયો ગણી શકાય. સન ૧૯૨૫ થી ૧૯૨૯-૩૦ લગી મંડળની પ્રવૃત્તિ વર્ષે બે વર્ષે પરિષદ ભરવા પૂરતી જ હતીઃ પણ તે પછી સાર્વજનિક પુસ્તકાલયોને મદદ આપવાના સરકારી ધોરણે મંડળને રૂ. ૧૦૦૦) ની વાર્ષિક મદદ આપવાની યોજના મંજૂર કરવાની શ્રીમંત સરકારે કૃપા કરી અને પાટણમાં મળેલી પાંચમી પરિષદે મંડળનું બંધારણ ઘડ્યું ત્યારથી મંડળની વિવિધ પ્રવૃત્તિઓ ક્રમે ક્રમે અસ્તિત્વમાં આવી છે.

૩. મંડળના ઉદ્દેશ નીચે પ્રમાણે છેઃ—

ઉદ્દેશ — ( ૧ ) રાજ્યના ચારે પ્રાંતમાં વિખરાયેલાં પુસ્તકાલયો અને વાચનાલયોની પ્રગતિ સાધવી અને તેમને સુવ્યવસ્થિત બનાવવાં; (૨) પુસ્તકાલય વિહોણાં ગામોએ નવીન પુસ્તકાલયો ઉઘડાવવામાં ખાતાને સહકાર આપવો; (૩) પુસ્તકાલયોના કાર્યકર્તાઓ વચ્ચે તથા

સરકાર અને સ્થાનિક:સંસ્થાઓ સાથે સહકાર સાધવો; (૪) પ્રજામાં વાચનનો શોખ ફેલાવવો; (૫) પુસ્તકાલય–પ્રવૃત્તિપોષક સાહિત્ય પ્રકટ કરવું; (૬) શિષ્ટ સાહિત્યના વાચનનો પ્રચાર વધારવો; (૭) પુસ્તકાલયનું વહીવટી કામ શીખવવા તાલીમ વર્ગો ભરવા યા ભરાય તેમાં મદદ કરવી; (૮) ખાતાના સહકાર અને સલાહ મુજબ પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર કરવો અને તપાસણીનું કામ કરવું.

**પેટા મંડળો**

૪. ઉપરના ઉદ્દેશો વ્યવસ્થિત રીતે પાર પાડવા માટે પ્રાંત, મહાલ અને જૂથ મંડળો રચવામાં આવ્યાં છે આ મંડળો રાજ્ય પુ મંડળની સલાહ ને દોરવણી મુજબ પોતાના ક્ષેત્રમાં યથાશક્તિ કાર્ય કરે છે. પૂરા થયેલા વર્ષ દરમ્યાન વડોદરા, નવસારી, મહેસાણા અને અમરેલી એ ચારે પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓ મળી હતી. તેમના અહેવાલનો સારભાગ પુસ્તકાલય માસિકના ૧૯૪૨ ના નવેમ્બર અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. મહાલ મંડળો તથા જૂથ મંડળો પણ બધા જ મહાલોમાં યોજાયાં છે, પણ તે બધાં હજુ પૂરાં જાગતાં બન્યાં નથી. જેઓ જાગતાં છે, યાને જેમની વાર્ષિક સભાઓ અહેવાલના વર્ષે ભરાઈ છે, તેવાં જૂથ તથા મહાલ મંડળોનાં નામ નીચે પ્રમાણે છેઃ—

## ( ૧ ) જાગતાં જૂથ મંડળો

**વડોદરા પ્રાંતઃ**—(૧) ભીલ (૨) ડેસર (૩) વેમાર તા. સાવલી (૪) પેટલાદ (૫) વસો (૬) આસોજ તા. વડોદરા (૭) વેજપુર (૮) સોખડારાઘુ (૯) શિનોર (૧૦) ઢોસીન્દ્રા તા. સંખેડા (૧૧) ભાદરણ (૧૨) દરાપુરા (૧૩) સોજીત્રા. **મહેસાણા પ્રાંતઃ** (૧૪) વાલમ (૧૫) કંડ (૧૬) ઊનાઉ (૧૭) વેણુપુરા (૧૮) ખાવડ (૧૯) કડી (૨૦) નંદાસણ (૨૧) વડુ (૨૨) સંડેર (૨૩) કંબોઇ (૨૪) સૂરજ (૨૫) મોટપ (૨૬) વાગજ (૨૭) રાજપુર (૨૮) ધીણોજ (૨૯) ડરણ (૩૦) થોળ (૩૧) ચારોલ (૩૨) મેડા આદરજ (૩૩) ડાંગરવા (૩૪) ઝુલાસણ (૩૫) કલ્યાણપુર (૩૬) જાસલપુર (૩૭) દેઉસણા (૩૮) વીડજ. **નવસારી પ્રાંતઃ** (૩૯) નવસારી (૪૦) આમચક (૪૧) ગણદેવી (૪૨) ધમડાછા (૪૩) ગડત (૪૪) અંભેટા (૪૫) વેસ્મા. ( ગઇ સાલ ૪૩ ).

## ( ૨ ) જાગતાં મહાલ મંડળો

**વડોદરા પ્રાંતઃ**—(૧) વડોદરા (૨) કરજણ (૩) ડભોઇ (૪) શિનોર (૫) સંખેડા (૬) તિલકવાડા (૭) સાવલી (૮) વાઘોડિયા (૯) પેટલાદ (૧૦) ભાદરણ (૧૧) પાદરા **મહેસાણા પ્રાંતઃ** (૧૨) ચાણસ્મા (૧૩) કડી (૧૪) વિજાપુર (૧૫) કલોલ (૧૬) દહેગામ (૧૭) આતરસુંબા (૧૮) પાટણ (૧૯) હારીજ (૨૦) સિદ્ધપુર (૨૧) વિસનગર (૨૨) ખેરાળુ. **નવસારી પ્રાંતઃ** (૨૩) નવસારી (૨૪) ગણદેવી (૨૫) પલસાણા (૨૬) માંગરોળ (૨૭) કામરેજ. **અમરેલી પ્રાંતઃ** (૨૮) અમરેલી (૨૯) દામનગર (૩૦) કોડીનાર (૩૧) ઓખામંડળ. ( ગઇ સાલ ૩૧ ).

જે મહાલ મંડળોની સભા ભરાયાનાં નિવેદનો, અમર ાનદાન હિસાબ, અમારા તરફ આવ્યાં છે, તેમની જ ગણત્રી કરેલી છે.

જૂથ મંડળો તથા મહાલ મંડળોમાં છેલ્લાં પાંચ વર્ષો દરમ્યાન આવેલી જાગૃતિ અહેવાલવાળા વર્ષમાં એકંદરે ટકી રહેલી જણાય છે. છતાં રાજ્યના ચારે પ્રાંતોમાં હજી એવા પણ તાલુકાઓ છે કે જ્યાં એકે જૂથ મંડળ જાગતું હોવાનું જણાતું નથી. આ વસ્તુસ્થિતિ ભાગ્યે સ્પૃહણીય ગણાય એવી હોઇ લાગતાંવળગતાં મહાલ મંડળોએ એ પરિસ્થિતિને સુધારવાની ખાસ નોંધ લેવી ઘટે છે. જૂથ મંડળની પ્રવૃત્તિ બાબતમાં કડી મહાલનો નંબર પહેલો આવતો હોઇ તે બદલ એ મહાલ મંડળના ઉત્સાહી મંત્રી રા. ભાઈ મદનલાલ દવેને ધન્યવાદ આપીએ છીએ અને બીજા મહાલ મંડળોને એવો જ ઉત્સાહ દાખવવાની હાકલ કરીએ છીએ. ઇચ્છીએ છીએ કે એકવાર કામ કરતાં છતાં હાલમાં શિથિલ બનેલાં તેમજ મૂળથી જ ઊંઘતાં રહેલાં મંડળો નવીન વર્ષ દરમ્યાન ઊંઘ ઉડાડી દઇને પોતપોતાની ફરજો બજાવવા મંડી પડશે. વાર્ષિક અહેવાલ તો વર્ષ પૂરું થતાં જ મોકલી આપવાનો વહિવટ રાખવાની મહાલ મંડળના મંત્રી મહાશયોને અમારી હમેશની માફક આગ્રહભરી વિનંતિ છે, કે જેથી વસ્તુતઃ જાગતાં ને કામ કરતાં મંડળોની ગણના પણ ઊંઘતાંની કોટિમાં થવાનો સંભવ ન રહે. વળી, એકલો હિસાબ માત્ર ન આવે પણ વર્ષ દરમ્યાન કરેલી કામગીરીનો અહેવાલ પણ આવે એ ખાસ ઇચ્છવાયોગ્ય છે. જે તે પ્રાંતમાં આવેલાં તમામ મહાલ મંડળોએ આમ કર્યું છે કે નહિ તે જોવાની જે તે પ્રાંત મંડળની ફરજ હોઈ જે તે સાલે ભરાતી વાર્ષિક સભા વખતે મંડળના અહેવાલમાં આ બાબતની ખાસ નોંધ લઇ શિથિલ મહાલ મંડળોને ટકોરવાની પદ્ધત અખત્યાર કરવા પ્રાંત મંડળોને ખાસ ભલામણ કરીએ છીએ. એ જ પદ્ધત જૂથ મંડળો પરત્વે મહાલ મંડળોએ પણ સ્વીકારવી રહી.

**પરિષદ પ્રવૃત્તિ**

૫. રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને સંગઠિત બનાવી એનું તંત્ર એકધારું અને સુવ્યવસ્થિત ચલાવવાની યોજનાઓ વિચારવા તથા પોતાની મહત્ત્વાકાંક્ષાઓ અને જોઇતી સવલતો તથા રાહતોની માગણી પુસ્તકાલય ખાતા આગળ તેમજ શ્રીમંત સરકાર સમક્ષ સમૂહગત રીતે રજૂ કરવાના આશયથી સને ૧૯૨૪-૨૫ થી શરૂ થયેલી મંડળની પરિષદ પ્રવૃત્તિ જારી જ રહી છે. અહેવાલવાળું વર્ષ પ્રાંત પરિષદ મારેનું હતું છતાં વિશ્વવ્યાપી યુદ્ધના સબબે ઊભી થયેલી અસહ્ય મોંઘવારી તેમજ પ્રવાસમાર્ગની ભારે હાડમારીને લઇને એકે પ્રાંત પરિષદ અહેવાલના વર્ષે ભરાઇ શકી નથી, તેમ તે માટે આગ્રહ રાખવાનું ઇષ્ટ ગણવામાં આવ્યું નથી. આમ છતાં કડી મહાલ પુ. મંડળના ઉત્સાહી કાર્યકર્તાઓએ કડી મહાલની છઠ્ઠી પરિષદ ડાંગરવા મુકામે મે. ડ્લોલ વિભાગ શાળાધિકારી સાહેબના પ્રમુખપદે ભરવાની તક સાધી હતી.

૬. ઉપરોક્ત પ્રાંત, મહાલ અને જૂથ મંડળોની પ્રવૃત્તિ ઉપરાંત રાજ્ય મંડળે

સમગ્ર રાજ્ય માટે જે કેટલીક પ્રવૃત્તિઓ ઉપાડી છે, તેમાંની એક પ્રવૃત્તિ શિક્ષણવર્ગોની છે. પુસ્તકાલય પ્રવૃત્તિમાં સારી સંગીનતા સાધવા માટે

**શિક્ષણવર્ગ**

તાલીમ લીધેલા ગ્રંથપાલોની સંખ્યા વધારવાના આશયથી પ્રાંતવાર શિક્ષણવર્ગો યોજવાની પ્રથા મંડળે પુસ્તકાલય ખાતાની ફરમાશથી સન ૧૯૩૧ થી આગ્રહપૂર્વક ચાલુ કરી છે. તે મુજબ અહેવાલવાળા વર્ષ દરમ્યાન નવસારી તથા અમરેલી પ્રાંતોમાં શિક્ષણવર્ગો ભરવાની યોજના હતી. પરંતુ પ્રવાસપંથની અસાધારણ હાડમારી તેમજ અસહ્ય મોંઘવારી ઉપરાંત જરૂરી સામગ્રી મેળવવાની પારાવાર મુશ્કેલીને કારણે અહેવાલવાળા વર્ષે માત્ર નવસારી પ્રાંત પૂરતી જ એ યોજના અમલમાં મૂકી શકાઇ છે. જે તે પ્રાંતમાં મહાલવાર શિક્ષણવર્ગ ભરી તે તે મહાલના બીનતાલીમી મંત્રી વ ગ્રંથપાલોને તૈયાર કરવાની નીતિ પુસ્તકાલય ખાતાની શિફારસથી સ્વીકારાઇ હોઇ તેનો ચુસ્ત અમલ કરવાનું અહેવાલવાળા વર્ષે ઠરાવવામાં આવેલું. તે મુજબ નવસારી પ્રાંતના માંગરોળ મહાલ માટે કોસંબા ગામે મે માસની તા. ૨૪–૨૫–૨૬ ના દિવસોએ વર્ગ ભરવામાં આવેલો, જેનો લાભ માંગરોળ મહાલના ૧૨ અને માંગરોળ મહાલમાંથી નવસારી મહાલમાં તાજેતર બદલાયલા ૧ મળી કુલ ૧૩ ભાઇઓએ લીધો છે. આ પહેલાં સન ૧૯૩૨–૩૩ માં કોસંબા મુકામે એક શિક્ષણ વર્ગ અગાઉ ભરાઇ ગયેલો તેનો લાભ મહાલના અનેક શિક્ષકોએ તે વાર લીધેલો. એટલે માંગરોળ મહાલની પુસ્તકાલય સંસ્થાઓના જવાબદાર કાર્યકર્તાઓ લગભગ બધા જ હાલ તો તાલીમ પામેલા કહી શકાય.

શિક્ષણવર્ગને અંગે મંડળના નિવેદનના વર્ષે રૂ. ૪૭–૧૪–૦ નો ખર્ચ થયો છે. વર્ગ માટે ઉતારા તેમજ ભોજનનો સવડ પોતાનાં મકાનોમાં તથા ચાલુ રસોડામાં કરી દેવા બદલ કોસંબાના ખેડુત સહકારી જીનના સમભાવી કાર્યકરોનો જાહેર અહેશાન માનવામાં આવે છે. વર્ગમાં અપાતી તાલીમના પ્રતાપે પોતપોતાની સંસ્થાઓને ઠરેલા ધારાધોરણસર સુવ્યવસ્થિત બનાવી દેવાનો જે ઉત્સાહ પ્રગટે છે તેને મૂર્તિમંત કરી દેખાડવો એ તો તાલીમ લીધેલા મંત્રીભાઇઓની એક પવિત્ર ફરજ થઇ પડે છે.

૭. પુસ્તકાલય સંસ્થાનું તંત્ર સુવ્યવસ્થિત રીતે ધોરણસર ચાલે તેટલા માટે તેમની તપાસણી થતી રહેવાની અને સ્થાનિક કાર્યકર્તાઓને પડતી

**તપાસણી**

અને નડતી મુશ્કેલીઓનું નિવારણ કરી યોગ્ય તે દોરવણી અને સમજુત વખતોવખત આપતા રહેવાની જરૂર છે. આ કાર્યની જવાબદારી શ્રીમંત સરકારે મહાલ શાળાધિકારીઓને શિર રાખી છે. તેમના એ કાર્યની પૂર્તિમાં પુસ્તકાલય પ્રવૃત્તિના રસિયા, શોખિયા ને સેવાભાવી શિક્ષકો જે જે મહાલે મળી આવે તે તે મહાલે તેઓને માનદ પ્રચારક તરીકે નીમવામાં આવે છે. અહેવાલને વર્ષે એવા ૧૭ માનદ મહાલ પ્રચારકોએ ૧૧૧ પુસ્તકાલયોની ભેટ લીધી હોવાનું જણાયું છે. માનદ મહાલ પ્રચારકો ઉપરાંત પ્રાંત પ્રચારકો નીમવાની નીતિ સન ૧૯૩૫–૩૬ થી મંડળે સ્વીકારી છે. આર્થિક તેમજ વ્યવહારૂ કારણોસર બે પ્રાંત વચ્ચે એક પ્રચારક રોકવાનું ધોરણ સન

૧૯૩૯–૪૦ થી સ્વીકારવામાં આવ્યું છે ને પ્રચારકોની નીમણૂંક તથા દોરવણીની જવાબદારી, પ્રાંત મંડળોની સંમતિપૂર્વક, રાજ્યમંડળે સંભાળી લીધી છે. તદનુસાર નિવેદનના વર્ષે વડોદરા અને નવસારી પ્રાંતોના પ્રચારક તરીકે રા. છગનભાઇ મથુરભાઇ પટેલની, તથા મહેસાણા અને અમરેલી પ્રાંતો માટે રા. ભાઇશંકર ટીકાભાઈ ઠાકરની નીમણૂંક ચાલુ રાખવામાં આવી હતી.

પૂરા થયેલા વર્ષ દરમ્યાન રા. છગનભાઇએ ૧૨૬ વડોદરા પ્રાંતના તથા ૮૭ નવસારી પ્રાંતનાં મળી કુલ ૨૧૩ ગામોની ફેરણી કરી છે. એમની એકંદર કામગીરી ૨૬૫ દિવસની થઇ છે. ત્યારે રા. ભાઇશંકરે ૧૬૮ મહેસાણા પ્રાંતની અને ૬૩ અમરેલી પ્રાંતની મળી કુલ ૨૩૧ સંસ્થાઓની તપાસણી કરી છે. એમની એકંદર કામગીરી ૨૭૨ દિવસની થઇ છે. પૂરા થયેલા વર્ષ દરમ્યાન પગારદાર પ્રાંત પ્રચારકો દ્વારા નીચે પ્રમાણે કુલ ૪૪૪ પુસ્તકાલયોની તપાસણી, સુવ્યવસ્થા, પુસ્તકવિધિ અને વર્ગીકરણની કામગીરી થઇ ગઇ છેઃ—

| વડોદરા પ્રાંત | મહેસાણા પ્રાંત | નવસારી પ્રાંત | અમરેલી પ્રાંત | કુલ |
|---|---|---|---|---|
| ૧૨૬ | ૧૬૮ | ૮૭ | ૬૩ | ૪૪૪ |

આ સંખ્યામાં, વર્ષ દરમ્યાન રાજ્ય પ્રચારકની ફેરણીની ૮૫ અને માનદ મહાલ મહાલ પ્રચારકોની કામગીરીની ૧૧૧ સંસ્થાઓ ઉમેરતાં અહેવાલના વર્ષે કુલ ૬૪૦ પુસ્તકાલયોની તપાસણી પ્રચારક સંસ્થા દ્વારા મંડળે કરી છે. પ્રાંત પ્રચારકોની ફેરણીની સંખ્યા ગઈ સાલ કરતાં ૮૫ જેટલી અને એકંદર તપાસણી સંખ્યા ૫ જેટલી ઓછી છે. આનું કારણ અહેવાલવાળા વર્ષના આરંભકાળે રાજદ્વારી ચળવળ અંગે દેશભરમાં વ્યાપેલી અશાંત પરિસ્થિતિ તેમજ પ્રવાસમાર્ગની બીનસલામતીને કારણે તેમની ફેરણી ઉપર જરૂરજોગો અંકુશ મૂકવાનું ઉચિત ગણવામાં આવ્યું હતું તે છે. વળી, અહેવાલવાળા વર્ષે મહેસાણા–અમરેલી પ્રાંત પ્રચારકે તેના પોતીકા લગ્ન નિમિત્તે ભોગવેલી ૧, માસની, તથા વડોદરા-નવસારી પ્રાંત પ્રચારકે માંદગીના સબબે ભોગવેલી રજાઓ પણ પ્રાંત પ્રચારકોની ઓછી ફેરણીના કારણમાં ભાગ પડાવે છે. બાકી, પગારદાર પ્રાંત પ્રચારકો દીવાળીના તહેવારોની ૧૩, શ્રીમંત જન્મોત્સવની ૫ તથા હોળીની ૨ રજાઓ ઉપરાંત દર માસે રવિવાર અને બીજા તહેવારો નિમિત્ત ૭ રજાઓ ભોગવી શકે એવું ધોરણ જે ઠરેલું છે એ હિસાબે તો પ્રાંત પ્રચારકોની વાર્ષિક કામગીરી એકંદરે દિન ૨૭૩ ની થવી જોઇએ. એ દૃષ્ટિએ જોતાં અને એમણે ભોગવેલી ધોરણસરની હક તથા માંદગીની રજાઓનો ખ્યાલ કરતાં તો બન્ને પ્રચારકોની વાર્ષિક કામગીરી એકંદરે સંતોષકારક ગણી શકાય તેમ છે.

આ પ્રચારક સંસ્થા શરૂ થયેલા નવા વર્ષમાં પણ ચાલુ રહેવાની હોઇ આશા રાખવામાં આવે છે કે પુસ્તકાલયોના મંત્રીઓ અને વ્યવસ્થાપકો પ્રચારકોના આગમનને વધાવી લઇ તેમની મદદથી પોતપોતાના પુસ્તકાલયને સુવ્યવસ્થિત બનાવવાની તથા જણાવેલી ત્રુટિઓ તત્કાળ દૂર કરવાની પોતાની ફરજ યથાયોગ્ય રીતે અદા કરતા રહેશે. પ્રાંત પ્રચારકોએ

તપાસેલી ૪૪૪ પુસ્તકાલય સંસ્થાઓ પૈકી ઘણાંખરાંનું પુસ્તકવિધિ તથા વર્ગીકરણનું કામ કાં તો ઠરેલા ધોરણ પ્રમાણે પૂરું થયેલું હતું વા તેમણે જાતે કરી આપ્યું છે વા કરાવી લીધું છે, અને જ્યાં ફોર્મોના અભાવે કે ઇતર કારણે તેમ નથી થઇ શક્યું ત્યાં તેમ કરી લેવાની જરૂરી સમજૂત આપેલી છે.

પ્રચારકોનાં નામ તથા તેમની કામગીરીનો ખ્યાલ મેળવવા પરિશિષ્ટ ૪થું જોવા વિનંતિ છે. માનદ પ્રચારક ભાઇઓની નિઃસ્વાર્થ સેવા બદલ તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે, અને અહેવાલના વર્ષમાં માનદ પ્રચારકોની સેવામાં થયેલા દેખીતા વધારાની સસંતોષ નોંધ લઇએ છીએ. સ્થાનિક કાર્યકર્તાઓને જરૂરી પ્રેરણા અને પ્રોત્સાહન આપી તેમને જણાતી મુશ્કેલીઓના નિવારણ માટે તેમજ પ્રાંત પ્રચારકોએ કરેલી સૂચનાઓની અમલબજાવણી માટે જરૂરી માર્ગદર્શન અને સહાય આપવાનું કામ માનદ પ્રચારકો દ્વારા સારી રીતે થઈ શકે એમ છે. એટલે આશા રાખીશું કે જે મહાલોમાં માનદ પ્રચારકોની નીમણુંક જ ન થઇ હોય તેવા મહાલોમાં એ કાર્ય કરવાને ઉત્સાહી શિક્ષક આગળ આવશે ને જે મહાલોમાં માનદ પ્રચારકો નિમાયા હોય છતાં શાંત હોય તેઓ સ્વીકારેલી એ સ્વયં-સેવા યથાશક્તિ બજાવવાની પોતાની ફરજ અદા કરી દેખાડશે.

**નવીન પુસ્તકાલયો**

૮. તપાસણી ઉપરાંત, દર સાલ ૫૦ નવીન પુસ્તકાલયો ઉઘાડવાની શ્રીમંત સરકારની નીતિને બર લાવવામાં પણ આ મંડળ પુસ્તકાલય ખાતાને પોતાના પ્રચારકો દ્વારા પૂરતો સાથ આપે છે. અહેવાલના વર્ષે ઉઘાડવા ઠરેલાં ૫૦ નવીન પુસ્તકાલયોની સંખ્યા પૂરી કરી આપવા બાબતમાં જરૂરી પત્રવ્યવહાર, રૂબરૂ મુલાકાત વગેરે દ્વારા મંડળે પુસ્તકાલય ખાતાને સંપૂર્ણ સહકાર આપ્યો હતો. શાળાવાળું એક પણ ગામ પુસ્તકાલય વિનાનું ન હોય એવી સ્પૃહણીય સ્થિતિ પ્રાપ્ત કરવાનું માન, આ સાલ, વડોદરા પ્રાંતના **પાદરા, સંખેડા** અને **તિલકવાડા** એ મહાલોને, મહેસાણા પ્રાંતના **પાટણ** અને **વિજાપુર** મહાલોને, તથા અમરેલી પ્રાંતના **ઓખામંડળ** મહાલને મેળવી આપવા બદલ એ મહાલોના કાર્યકર્તાઓને ધન્યવાદ !

**પુસ્તકાલય પર્વણી**

૯. પ્રજોપકારક પુસ્તકાલય પ્રવૃત્તિનું મહત્ત્વ જનસમૂહને સમજાવવાં કાજે દર વર્ષે વસંત પંચમીનો દિવસ ખાસ પુસ્તકાલય પર્વણી તરીકે ઉજવવાનું ધોરણ છેલ્લાં અગિયારેક વર્ષથી મંડળે સ્વીકાર્યું છે. તે મુજબ એ મંગળ પર્વ દર વર્ષે અનેક સ્થળે ઉજવાય છે; અને સરઘસ, પુસ્તક વાચન, પુસ્તક પ્રદર્શન, વાર્તાકથન, રમતગમત, સભા-સંમેલનો, સંભાષણો, સ્થાનિક પુસ્તકાલય 'સંસ્થાના કાર્ય ને હિસાબની રજુઆત,' ભજનમંડળીઓ વગેરે વિવિધ કાર્યક્રમ રખાય છે. નિવેદનના વર્ષે, અશાંતિભર્યા વાતાવરણમાં પણ, આ પર્વણી ઉત્સવ ચારે પ્રાંતમાં ઉજવાયો હતો. એમાંથી ૨૮ સ્થળોના અહેવાલ મંડળ તરફ આવેલા તેનો સાર 'પુસ્તકાલય' માસિકના સન ૧૯૪૩ ના માર્ચ અંકમાં પ્રસિદ્ધ

કરવામાં આવેલ છે. આ નવીન વર્ષે પર્વણી ઉત્સવ વધુ સ્થળે ઉત્પાદમેર ઉજવાય એવા સાનુકૂળ સંજોગો પ્રાપ્ત થાય તે માટે પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના ગુજારીએ છીએ.

**શિષ્ટવાચન પ્રચાર**

૧૦. જનતા શિષ્ટ વાચન પ્રતિ આકર્ષાય અને એકલા વાર્તાસાહિત્યને બદલે જીવનચરિત્ર કે જીવનવિકાસમાં ઉપયોગી થઇ પડે એવા અન્ય વિષયોના વાચન તરફ વળે એ સદ્હેતુથી મંડળે શિષ્ટવાચનની પરીક્ષાની યોજના સને ૧૯૩૧ થી હાથ ધરી છે. નિવેદનના વર્ષે પણ એ યોજના ચાલુ રખાઇ હતી.

સાલાનુવાદ નિવેદનના વર્ષે પણ બે પરીક્ષાઓ લેવાની યોજના હતી. પરંતુ યુદ્ધ પરિસ્થિતિએ ઊભી કરેલી કાગળોની અસાધારણ મોંઘવારીને કારણે ઇચ્છા હોવા છતાં પણ અનેક ઉમેદવારો પરીક્ષાનો લાભ લેવા લાચાર બને છે એવું અહેવાલના વર્ષે રખાયેલી ૨૩ મી પરીક્ષા વખતે જણાઇ આવતાં જાહેર કરાયેલી ૨૪ મી પરીક્ષાનો વિચાર મુદ્દામ મુલતવી રાખવામાં આવ્યો હતો. ૨૩ મી પરીક્ષા મ. ગાંધીજી કૃત **"ત્યાગમૂર્તિ અને બીજા લેખો"** એ પુસ્તકની તા. ૨૪-૧-૪૩ ના રોજ લેવાઇ હતી અને તેનો લાભ ૫૪ ભાઇ-બેનોએ લીધો હતો. ઇનામ વહેંચણી તથા પુસ્તક ખાતે રૂ. ૭૭-૮-૯ નો ખર્ચ નિવેદનના વર્ષમાં ઉધર્યો હોઇ તેમાં સન ૧૯૪૧-૪૨ ના જુલાઇ માસમાં લેવાયલી ૨૨ મી પરીક્ષાનાં ઇનામોનો પણ સમાવેશ થઇ જાય છે. રાજ્ય મંડળની આ યોજનાને અપનાવી (૧) શિનોર, (૨) ડભોઇ, (૩) વિજાપુર, (૪) પાદરા, (૫) કરજણ, (૬) ચાણસ્મા, (૭) કડી અને (૮) વડોદરા એ ૮ મહાલોએ વિદ્યાર્થીઓ માટે એવી પરીક્ષા પોતપોતાના મહાલ પૂરતી યોજી હતી. તે બદલ એ મહાલ મંડળોના ઉત્સાહી કાર્યકર્તાઓને ધન્યવાદ આપી એ ધોરણ દર વર્ષે ચાલુ રાખવાની તેમને, તેમજ તેમનું અનુકરણ કરવાની બીજા મહાલોના કાર્યકર્તાઓને ભલામણ કરીએ છીએ. **શિષ્ટ સાહિત્યનો પ્રચાર વધે એમાં જ ગણાવી જોઇએ પુસ્તકાલય પ્રવૃત્તિની ખરી સાર્થકતા !**

**વાચક મંડળ**

૧૧. હિતકર અને બોધક સાહિત્યના વાચનની નિયમિત ટેવથી જીવનવિકાસ સાધવામાં માર્ગદર્શક અને મદદગાર થવાના શુભાશયથી મંડળે નીચેની રૂપરેખાવાળી ગ્રામ-વાચક મંડળની યોજના જાહેર કરી છેઃ—

**ગ્રામવાચક મંડળની યોજના**

(૧) અઠવાડિયામાં નિદાન એક ચોપડી વા ૨૦૦ પૃષ્ઠો જેટલું વાચન કરવાની ટેક લેનારા શિક્ષકો, વિદ્યાર્થીઓ અને અન્ય વાચકોનું આ મંડળ બને.

(૨) મંડળના સભાસદો દર અઠવાડિયે વા પખવાડિયે એક વાર મળે અને તે મુદત દરમ્યાન પોતે શું વાંચ્યું, કેટલું વાંચ્યું, શું સમજાયું, શું ન સમજાયું, શું ગમ્યું, શું ન ગમ્યું, એ બાબતો વિષે છૂટથી વિવરણ અને ચર્ચા કરે; ઉપયોગી વિષય પર નિબંધ વાચન પણ કરી શકાય.

(૩) રાત્રે રાત્રે પ્રચારપાત્ર ઉપયોગી પુસ્તકોના વાચનવર્ગો પણ ફળિયાવાર ઉત્સાહી વાચક દ્વારા યોજી શકાય.

(૪) સ્ત્રીઓ, બાળકો, તેમ જ વૃદ્ધજનોનો વાચનરસ જાગૃત કરી તેમને ઘેર બેઠાં વાચન સાહિત્ય પૂરું પાડવાના માર્ગ યોજાય.

આ યોજનાના પ્રચાર અને અમલ માટે, અહેવાલના વર્ષ દરમ્યાન મંડળે પત્રવ્યવહારથી તેમ જ પ્રાંત પ્રચારકો દ્વારા યથાશક્ય પ્રયત્નો કરેલા તેને પરિણામે **વડોદરા પ્રાંતમાં** (૧) અવાખલ તા. શિનોર, તથા વાઘોડિયા મહાલનાં (૨) રવાલ (૩) માડોધર (૪) ભણીયારા (૫) કામરોલ (૬) કોટંબી, (૭) લીલોરા (૮) આસોજ; અને કરજણ મહાલનાં (૯) મેથી (૧૦) સીમળીઃ **મહેસાણા પ્રાંતમાં** (૧૧) મહેસાણા (૧૨) કુણઘેર (૧૩) ડુંડાવ તા. સિદ્ધપુર અને (૧૪) સોનારડા તા. દહેગામ; તથા **અમરેલી પ્રાંતમાં** (૧૫) ભાડેર તા. ધારી અને (૧૬) દ્વારકાં તા. ઓખામંડળ એ ૧૬ સ્થળોએ આવાં વાચકમંડળો સ્થપાયાં હોવાની ખબરો મળી છે. એ સ્થપાયેલાં ગ્રામવાચક મંડળોના મંત્રીઓને પોતાના સામયિક અહેવાલ મોકલતા રહેવાની તથા હજી જ્યાં એવાં વાચકમંડળો ન સ્થપાયાં હોય ત્યાં તેમ કરી દેવાની લાગતાવળગતા ઉત્સાહી કાર્યકરોને વિનંતિ કરીએ છીએ. પ્રાંત પ્રચારકોને તેમ જ માનદ મહાલ પ્રચારકોને, શરૂ થયેલી આ નૂતન સાલમાં, આ માટે સવિશેષ પ્રચાર કરી સ્થાનિક ગ્રામવાચક મંડળો ઠેર ઠેર સ્થાપન કરાવી તેની લેખી ખબરો આ તરફ મોકલાવી આપવાની ખાસ નોંધ લેવા સૂચવીએ છીએ.

**પ્રમાણપત્ર માટેની પરીક્ષા**

૧૨. પુસ્તકાલય પ્રવૃત્તિ વિષયક શિક્ષણ ઘેરબેઠાં મેળવીને ગ્રંથપાલત્વની પરીક્ષા પસાર કરવા માગનારાંઓ માટે અગાઉની યોજનામાં ફેરફાર કરી શ્રી ઉ. મો. પટેલ સંપાદિત "**સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિનું એકીકરણ**" એ પુસ્તકનો અભ્યાસ અને તેમાં પુસ્તકોના વર્ગીકરણ કામની આવડતને ખાસ મહત્વ આપવાનું ઠરાવી સદર પુસ્તકના અભ્યાસમાં તેમ જ વર્ગીકરણવિધિના શિક્ષણમાં પડતી મુશ્કેલીઓનું નિવારણ મંડળના સહમંત્રી પાસેથી જે તે ઉમેદવારે પત્રવ્યવહાર દ્વારા મેળવી લેવાનું ધોરણ અહેવાલના વર્ષે જાહેર કરવામાં આવેલું. તદનુસાર તૈયાર થયેલા ઉમેદવારોની પરીક્ષા ફેબ્રુઆરી માસમાં રખાયેલી. તેમાં ૧૯ અરજદારોમાંથી ૧૫ પરીક્ષાર્થીઓ બેઠા હોઇ તે પૈકી સંપૂર્ણ ઉત્તીર્ણ થયેલા ૬ જણને પુ. ખાતાના વ્યવસ્થાપક સાહેબ તથા મંડળના મંત્રીની સંયુક્ત સહીવાળાં પ્રમાણપત્રો આપવામાં આવ્યાં છે. પ્રમાણપત્રો માટેની પરીક્ષાની આ યોજના નવીન સાલે પણ ચાલુ રહેવાની છે. પણ નિવેદનના વર્ષે અમલમાં મૂકાયેલા એ નવા ધોરણના પહેલા અખતરામાં એવું જણાઇ આવ્યું છે કે આ પરીક્ષા માટેના બીજા વિષયોમાં તો ઉમેદવારો ઠરેલાં પુસ્તકોના અભ્યાસથી આપમેળે તૈયાર થઇ શકે છે, પરંતુ પુસ્તકવિધિ અને વર્ગીકરણ અને તેમાંય શાસ્ત્રીય પદ્ધતિના વર્ગીકરણમાં બરાબર તૈયાર થઇ શકતા નથી. એમાં માર્ગદર્શન તેમ જ હથોટી બેસવાની જરૂર રહે છે. તેથી

ભવિષ્યમાં યોજાતી આ જાતની પરીક્ષાઓ પ્રસંગે ઇચ્છુક ઉમેદવારોને પત્રવ્યવહાર દ્વારા પુ. શિક્ષણની યોજના અંગેના ઉપરોક્ત વિષયોના પાઠો પૂરા પાડી જરૂરી માર્ગદર્શન કરતા રહેવાની પદ્ધતિ સ્વીકારવાની ભલામણ પુ. ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સાહેબ તથા રા. પુ. મંડળના મંત્રીની બનેલી પરીક્ષા સમિતિએ કરી હોઈ તે હવેથી અમલમાં મૂકાશે.

**સ્વ. મો. ન. અમીન સ્મારક ફંડ**

૧૩. પુસ્તકાલય પ્રવૃત્તિના અઠંગ સેવક સ્વ. શ્રી. મોતીભાઈ અમીનની યાદગીરી અર્થે યોજાયેલા સ્મારક ફંડમાં એકત્ર થતી રકમ ટ્રસ્ટડીડથી પુ. સ. સ. મંડળ લિ. ને સોંપી દેવાનું ઠર્યું હોઈ ગત સાલ આખર સુધીમાં રૂ. ૪૪૭૦-૬-૦ એ રીતે પુ. સ. સ. મંડળને સોંપવામાં આવેલા. તે પછી નિવેદનના વર્ષે આવેલા રૂ. ૧૬૩) પણ એ જ રીતે પુ. સ. સ. મંડળ લિ. ને, ટ્રસ્ટની શરત મુજબ, સુપ્રત કરી દેવાતાં સ્મારક ફંડનો આંકડો રૂ. ૪૬૩૩-૬-૦ સુધી પહોંચ્યો છે.

**સ્મારક ગ્રંથમાળા**

૧૪. ગત સાલના નિવેદનમાં જાહેર થયા પ્રમાણે સ્મારક ગ્રંથમાળાના બીજા પુષ્પ તરીકે ગુજરાતના જાણીતા ગ્રામસેવક શ્રી બબલભાઈ મહેતા પ્રણીત 'ભીંતપત્રો'નું પુસ્તક પ્રસિદ્ધ કરવાની યોજના હતી, અને તે તૈયાર પણ કરવામાં આવ્યું હતું. પરંતુ સંજોગોની પ્રતિકૂળતાને કારણે પ્રમુખશ્રીની સલાહથી, નિવેદનના વર્ષે તેનું પ્રકાશન બંધ રાખવામાં આવ્યું હતું. ગ્રંથમાળાના પ્રથમ પુષ્પ '**સ્વર્ગોનું દોહન**'ની ૧૪૫૦ નકલો ખપી ગઈ છે અને ૫૦ નકલો શીલક છે. ગ્રંથમાળાના કાયમના ગ્રાહક તરીકે ૪૩૮ પુસ્તકાલયોનાં નામ નોંધાયાં છે.

**સિનેમા**

૧૫. વેચી નાખવા ઠરેલા સિનેમા મશીનનો નિકાલ ગ્રાહકના અભાવે થઈ શક્યો નથી. કોઈ પણ હિસાબે એનો નિકાલ કરી નાખવાનું કારોબારી સભાએ ઠરાવ્યું છે, જેના અમલ માટે તજવીજ ચાલુ છે.

**રાજ્ય પ્રચારક**

૧૬. ઉપરોક્ત પ્રાંતિક તથા માનદ પ્રચારકો ઉપરાંત મંડળ તરફથી નિમાયેલા પગારદાર રાજ્ય પ્રચારક ભાઈ વલ્લભભાઈની સેવા પણ અહેવાલની સાલે ચાલુ રહી છે. તેમણે તપાસણીના મથાળા નીચે જણાવેલી ફેરણી કરવા ઉપરાંત નવીન પુસ્તકાલયો ઉઘાડવાના, પ્રાંત મંડળની વાર્ષિક સભાના, રાજ્ય પુ. મંડળ તરફે યોજાતા પુસ્તકાલય શિક્ષણ વર્ગના, પરિષદો કે સભાઓમાં હાજર રહી તેની કાર્યવાહીને દોરવાના, તેમ જ કેટલાંક ગ્રામ તથા કસ્બા પુસ્તકાલયોની તપાસણીની કામગીરી કરી છે. ઉપરાંત રા. પુ. મંડળના હિસાબ કિતાબ અને ઓફિસના દફતરી કામની જવાબદારી પણ રાજ્ય પ્રચારકને માથે મુકાયેલી છે. વડોદરા પ્રાંત પુ. મંડળને લગતું દફતરી કામ પણ એ જ સંભાળે છે. એ જવાબદારી સંતોષકારક રીતે સંભાળવા ઉપરાંત ગ્રામ પુસ્તકાલયોનાં બજેટમંજૂરીના કામે

ખાતાને પૂરતો સહકાર આપવાની, નવીન પુસ્તકાલયોની સંખ્યા પૂરી કરી આપવા માટે પ્રાંતો અને મહાલોના કાર્યકર્તાઓ સાથે પત્રવ્યવહાર કરી બજેટો તથા રકમો મંગાવી આપવાની, તેમજ જૂથ અને મહાલ મંડળોને જાગતાં રાખવાની ફરજો એમણે બજાવી છે. કામરેજ મહાલ મંડળની સભા જ છેલ્લાં ત્રણેક વર્ષથી ભરાતી નહોતી. તેથી નવસારી પ્રાંતની ફેરણી વખતે એ મહાલમાં જાગૃતિ આણી સભા ભરવાની, તેમજ મહેસાણા પ્રાંતની ફેરણીમાં સિદ્ધપુર, મહેસાણા અને કલોલ મહાલ પુ૦ મંડળોનાં દફતર વ હિસાબની તપાસણીની કામગીરી પણ, નિવેદનના વર્ષે, રાજ્ય પ્રચારકે કરી છે. તદુપરાંત સ્મારક ફંડનો હિસાબ રાખવાની તેની વસૂલ આવતી રકમોની પાવતીઓ ભરવા વગેરેની કામગીરી પણ એમણે કરી છે. રાજ્ય પ્રચારકની બહારગામની કામગીરી ૭૭ દિવસની થઇ છે.

**સહમંત્રી**

૧૭. સહમંત્રી તરીકે શ્રીયુત નાજુકલાલ નંદલાલ ચોકસીની સેવા પણ ચાલુ રખાઇ છે. નિવેદનની સાલે એમણે શિષ્ટવાચનની પરીક્ષા અંગેનું પરીક્ષાની જાહેરાતથી માંડીને તે અરજીઓ મંગાવી, પ્રશ્નપત્ર કાઢી છપાવી પહોંચતા કરવા તથા ઉત્તરપત્રો તપાસી પરિણામ પ્રસિદ્ધ કરવા લગીનું તમામ કામ, ગ્રામવાચક મંડળો ઉભા કરાવવા અંગે જરૂરી પત્રવ્યવહાર તેમ પ્રચાર કરવાનું કામ, પ્રમાણપત્ર માટેની પરીક્ષા ગોઠવી તદંગેનું તમામ કામ કરવા ઉપરાંત નિવેદનની સાલે કોસંબામાં ભરવામાં આવેલા શિક્ષણ વર્ગમાં હાજર રહી તથા પ્રમાણપત્ર માટેની પરીક્ષાના ઉમેદવારોને પત્ર વ્યવહાર દ્વારા વર્ગીકરણ પદ્ધતિનું ક્રિયાત્મક શિક્ષણ આપવાની કામગીરી બજાવી છે. મંડળને લગતો પત્રવ્યવહાર તથા પ્રાંત તેમજ મહાલ પ્રચારકોની માસિક ડાયરીઓ તપાસી તેમની તાલીમ, દોરવણી તથા દેખરેખની કામગીરી, તેમજ સ્વ. મોતીભાઈ નં. અમીન સ્મારકમાળા અંગે જરૂરી પત્રવ્યવહાર કરવાની તથા હસ્તલિખિતો મંગાવી વાંચી વંચાવડાવી સમિતિ પાસે બહાર કરાવવાની તમામ કામગીરી પણ સહમંત્રીએ જ બજાવી છે. તદુપરાંત, પુ. ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સાહેબની સલાહસૂચના મુજબ વર્ગીકૃત ગુજરાતી પુસ્તકોની નામાવલિનો ૩ જો ગ્રંથ બહાર પાડવાની યોજના હાથ ધરી તેને અંગે શુમારે દોઢેક હજાર જેટલાં પુસ્તકોનાં વર્ગીકૃત કાર્ડ પણ, નિવેદનના વર્ષે, એમણે તૈયાર કર્યાં છે. શરૂ થયેલી નવીન સાલે એ યોજના ચાલુ રહી પૂર્ણ કરવાની કોશિષ રહેશે. સહમંત્રીની બહારની કામગીરી કુલ ૭ દિવસની થઇ છે.

**પ્રમુખપદ**

૧૮, મંડળની કારોબારી સમિતિના પ્રમુખ તરીકે સમાજહિતના કાર્યોમાં ઘણો ઉત્સાહ ધરાવનાર વડોદરા રાજ્યના નિવૃત્ત નાયબ દિવાન રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ સાહેબની સેવા, નિવેદનના વર્ષ દરમ્યાન, ચાલુ રહી છે. તે બદલ તેઓશ્રીનો આભાર માનીએ છીએ, ને તબિયતના કારણે તેમની ઇચ્છા હવે નિવૃત્ત થવાની છે, પરંતુ મંડળના હિતની ખાતર હજી નવીન વર્ષે પણ તેમની સેવાનો લાભ જારી રાખવાની તેઓશ્રીને વિજ્ઞપ્તિ કરીએ છીએ.

**રાજ્યાશ્રય અને પ્રાંત પંચાયતોની મદદ.**

૧૯. મંડળના ઉદ્દેશને માન્ય રાખી તેની સિદ્ધિ અર્થે વાર્ષિક રૂ. ૧૨૦૦) ની મદદ આપવાનું નવું ધોરણ શ્રીમંત સરકારે સન ૧૯૩૯-૪૦ થી પાંચ વર્ષ માટે મંજુર કરવાની કૃપા કરી છે, તે મુજબ નિવેદનની સાલે રૂ. ૧૨૦૦) સરકાર મદદ મળ્યા છે. ચારે પ્રાંત પંચાયતોએ પણ પોતાને ભાગે પડતો ફાળો આપી પંચાયત પક્ષથી એટલી જ રકમ પૂરી પાડી છે. આ બદલ શ્રીમંત સરકાર તથા પ્રાંત પંચાયતોનો સહૃદય અહેસાન માનવામાં આવે છે.

**મંડળના સભ્યો, કાર્ય-પદ્ધતિ અને હિસાબ**

૨૦. રાજ્યાશ્રિત પુસ્તકાલયો અને વાચનાલયોની કુલ સંખ્યા અહેવાલના વર્ષે ૧૪૭૫ છે, જેમાંથી ૧૨૪૪ સંસ્થાઓ બંધારણમાં ઠરેલી ફી ( લવાજમ ) ભરીને મંડળના સભ્ય તરીકે ચાલુ રહી છે. પ્રાંતવાર સંસ્થાઓ ઉપરાંત વ્યક્તિગત સભાસદો કરવાનું પણ મંડળનું ધોરણ છે, ને તેને માટે આજીવન સભ્યનું લવાજમ રૂા. ૩) છે. એ બન્ને વર્ગોના સભ્યો મંડળના ચોપડે નોંધાય એ બહુ ઇચ્છવા જોગ હોઇ તે માટે બનતો પ્રયાસ કરવા મંડળની કારોબારી સમિતિના સભ્યોને વિનંતિ કરવામાં આવે છે.

મંડળના બંધારણ પ્રમાણે ૧૬+૫ મળી ૨૧ સભ્યોનું એક વ્યવસ્થાપક મંડળ સન ૧૯૩૯–૪૦ માં ઝારોળા મુકામે ભરાયેલી ૭ મી રાજ્ય પુ. પરિષદની બેઠકમાં ચુંટવામાં આવેલું; તેમાં અવસાન તથા રાજીનામાને કારણે કારોબારીએ કરેલા સુધારાવાળું વ્યવસ્થાપક મંડળ હાલ કામ કરી રહ્યું છે. એના સભ્યોનાં નામ પરિશિષ્ટ ૩ જામાં આપેલાં છે. કડીવાળા શ્રી બાપુભાઈ વિઠ્ઠલભાઇ ગામીનું, નિવેદનની સાલે અવસાન થયેલું હોવાથી તેમની ખાલી પડેલી જગા પૂરી લેવાનો અધિકાર મંડળની કારોબારી સભાને. બંધારણની રૂયે, પ્રાપ્ત થાય છે.

વ્યવસ્થાપક મંડળની વાર્ષિક સભા, દર સાલ પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓ મળી ગયા બાદ, સપ્ટેમ્બર માસમાં ભરાય છે ને તેમા પૂરા થયેલા વર્ષનો અહેવાલ–હિસાબ અને નવીન સાલનું અંદાજપત્ર રજૂ કરી બહાલ કરાવી લેવામા આવે છે. તે પછી પણ વર્ષ દરમ્યાન ઉપસ્થિત થતા પ્રશ્નોની વિચારણા ને નિર્ણય વ્યવસ્થાપક મંડળે કરવાના પ્રસંગ આવે છે. પણ તે વખતે, વ્ય. મં. ના સભ્યો આખા રાજ્યમાથી ચુંટાયેલા અને પોતપોતાના વ્યવસાયોમાં રોકાયેલા હોવાથી વખતો વખત ભથ્થાભાડાનો ખર્ચ કરી અને કિંમતી વખતનો ભોગ આપી બધા સભ્યોની સભા બોલાવવાનું શકય તેમ ઉચિત નહિ લાગતું હોવાથી વડોદરા પ્રાંતમાંથી ચુંટાઇ આવેલા સભ્યો સાથે માનદમંત્રી રાજ્ય પુ મંડળે વિચારવાના સામાન્ય પ્રશ્નોની ચર્ચા કરી લઈ તે પર દરેક સભાસદના અભિપ્રાય ટપાલદ્વારા મેળવીને નિર્ણય કરી લેવાનો સામાન્ય વહિવટ મંડળે સ્વીકાર્યો છે. છતા અહેવાલવાળા વર્ષના આરંભમાં દેશભરમાં ઉછળી નીકળેલા અશાંતિના મોજાંને તેમ જ પ્રવાસમાર્ગની અગવડો અને જોખમોને લક્ષમા

લઈને વાર્ષિક સભા અંગેનો કાર્યક્રમ પણ, પ્રમુખશ્રીની સલાહથી, પરિપત્ર દ્વારા ઉકેલી લેવામાં આવ્યો હતો. ઑડિટ થયેલો મંડળનો ઊપજ–ખર્ચનો વિગતવાર હિસાબ પરિશિષ્ટ ૧ માં સામેલ છે.

૨૧. ઑફિસ — મંડળની ઑફિસ સેન્ટ્રલ લાઇબ્રેરીમાં સાર્વજનિક પુસ્તકાલય શાખાની કચેરીમાં ચાલુ રહી છે.

૨૨. આભાર — મંડળના રચનાત્મક કાર્યને પહોંચી વળાય તે માટે રાજ્ય તરફની મદદ ચાલુ રાખવા બદલ નામદાર મંત્રીમંડળનો પંચાયત પક્ષની મદદ પૂરી કરી આપવા બદલ ચારેય પ્રાંત પંચાયતોનો, મંડળને વખતો વખત જોઈતી સગવડ અને સહાય આપી મંડળના કાર્ય પરત્વે સહાનુભૂતિ ધરાવવા બદલ પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક મે. વાકનીસ સાહેબનો તથા મદદનીશ વ્યવસ્થાપક રા. રા. ઉમેદભાઈ સાહેબનો, શિક્ષણવર્ગમાં હાજરી આપવા પૂરતી શિક્ષકોની કામગીરી ગણવા માટે મંજુરી આપવા બદલ મે. રા. રા. રાજ્ય વિદ્યાધિકારી સાહેબનો, સભાસદ સંસ્થાઓના લવાજમ વસૂલ કરી આપવા બદલ પુસ્તકાલય સ. સ. મંડળ લિ૦ નો અને મંડળનો હિસાબ ને સરવૈયું વગર ફીએ ઑડિટ કરી આપવા બદલ રાજ્યમાન્ય એકાઉન્ટન્ટ્સ મેસર્સ આપાજી અમીન એન્ડ કં. નો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

વડોદરા, તા. ૩–૯–૪૭

રામભાઈ કા. પટેલ
માનદમંત્રી
વ. રા. પુ. મંડળ

## પરિશિષ્ટ ૧ લું

### સન ૧૯૪૨-૪૩ ના ઉત્પન્ન-ખર્ચનો હિસાબ

( તા. ૧-૮-૪૨ થી તા. ૩૧-૭-૪૩ સુધીનો )

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૭૮૫-૦-૦ | સાર્વજનિક પુસ્તકાલયો તરફથી લવાજમ અને મદદના | ૧૩૨૫-૧-૦ | મહાલ તથા પ્રાંતમંડળોને ફાળવણીના |
| ૧૨૦૦-૦-૦ | સરકાર મદદના | ૭૬૭-૦-૦ | પ્રાંતમંડળોને પ્રાંતપ્રચારક ખાતે મદદના |
| ૧૨૦૦-૦-૦ | પ્રાંતપંચાયત મદદના | ૭૯૨-૭-૦ | સહમંત્રીનો પગાર તથા મુસાફરી ખર્ચ |
| ૧૬-૮-૩ | પરચુરણ ઉત્પન્ન મહેસાણા પ્રાંત પુ. મં.ને સન ૪૧-૪૨ માં વધુ મદદ અપાયેલી તે પરત જમા લીધી. | ૬૬૮-૧૦-૬ | રાજ્યપ્રચારકનો પગાર તથા મુસાફરી ખર્ચ |
| ૪૪-૧૫-૦ | વ્યાજના | ૪૭-૧૪-૦ | શિક્ષણવર્ગનો ખર્ચ |
| ૪૨૪૬-૭-૩ | | ૭૭-૮-૯ | શિ. વા.ની પરીક્ષાઓનાં ઇનામ તથા પુસ્તકખર્ચ |
| | | ૫૬-૮-૦ | કંટીજંટ તથા પોસ્ટેજ ખર્ચ |
| | | ૮૧-૮-૦ | છપામણી ખર્ચ |
| | | ૧૦-૪-૦ | મંત્રીનો મુસાફરી તથા પોસ્ટેજ ખર્ચ |
| | | ૮૫-૮-૦ | સ્ટાફના પ્રોવિડંટ ફંડ ખાતે |
| | | ૩૯૧૨-૫-૩ | |
| | | ૩૩૪-૨-૦ | સાલ આખર બચત રહી તે |
| | | ૪૨૪૬-૭-૩ | |

મુંબઈ, તા. ૬-૯-૧૯૪૩

અમે ઉપરનો ઉપજ-ખર્ચનો હિસાબ તપાસ્યો છે ને તે બરાબર છે.

(Sd) Apaji Amin & Co.
Registered Accountants
Auditors.

## તા. ૩૧-૭-૪૩ આખરનું સરવાયું

**જ**

૬૫૪૮-૪-૭ ચાલુ ફંડ (રાજ્ય પુ. મં નું)
- ૬૨૧૪-૨-૭ સન ૪૧-૪૨ આખરનું
- ૩૩૪-૨-૦ સન ૪૨-૪૩ ની બચત.

૮૧૮-૨-૬ અનામત દેવા
- ૧૫૫-૦-૦ શ્રી. સ. ગા. દ્ર. ફંડના
  - ૧૩૫-૦-૦ સન ૪૧-૪૨ આખરના
  - ૨૦-૦-૦ સન ૪૨-૪૩ માં આવ્યા
- ૯૬-૧૦-૩ શ્રી. દત્ત સ્મારક ફંડના વ્યાજના
  - ૭૬-૧૦-૩ સન ૪૧-૪૨ આખરના
  - ૨૦-૦-૦ સન ૪૨-૪૩ માં આવ્યા
- ૧૦-૦-૦ કામરેજ-માગરોળ મહાલની શિ. વા. ની પરીક્ષા માટેના
- ૧૧૦-૧૦-૩ બાલસાહિત્ય સર્વ સંગ્રહ ભા ૨જાની પૂરવણી ખાતે ખર્ચ જતાં વધુ આવ્યા તે
  - ૪૦-૫-૩ પાછલી સાલના
  - ૭૦-૫-૦ આ સાલના વેચાણના
- ૩૦૭-૧૧-૦ સ્ટાફના પ્રોવિડંટ ફંડના
- ૧૩૮-૩-૦ અમરેલી પ્રા. પુ મં.

૮૧૮-૨-૬

૭૩૬૬-૭-૧ ( )

**ઉ**

૧૫૯-૧૦-૯ પુસ્તકોના સ્ટૉક ( વેચાણ બાદ જતાંનો ખર્ચ )
- ૧૧૧-૯-૯ બાલસાહિત્ય સર્વ સંગ્રહ ભા. ૧ લા ખાતે (સ્ટૉક નં. )
- ૪૮-૧-૦ બાલસાહિત્ય સર્વ સંગ્રહ ભા. ૨ જા ખાતે (સ્ટૉક નં. )

૧૦૨૫-૫-૮ લહેણું:—
- ૦-૧૦-૮ મહેસાણા પ્રાંત પુ. મં.
- ૧૦૨૫-૧૧-૦ પુ. સ. સ મંડળ

૬૧૮૧-૬-૮ રોકડ શિલક
- ૧૩૭૧-૧૫-૬ બરોડા બેંકના ચાલુ ખાતામાં
- ૪૭૦૭-૧૩-૮ બરોડા બેંકના સેવિંગ ખાતામાં
- ૧૦૧-૯-૬ હાથ ઉપર શિલક

૭૩૬૬-૭-૧

મુંબઈ, તા. ૬-૯-૧૯૪૩.

અમો વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનું તા. ૩૧-૭-૪૩ નું ઉપર જણાવેલું સરવાયું તપાસ્યું છે ને તે બરાબર છે

(Sd). Apaji Amin & Co.
Registered Accountants
Auditors

## પરિશિષ્ટ રજું

### આજીવન સભ્ય

૧ રાવબહાદુર ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ

### પ્રાંતવાર લવાજમ આપનાર પુસ્તકાલયોની સંખ્યા

| | વડોદરા પ્રાંત | | મહેસાણા પ્રાંત | | નવસારી પ્રાંત | | અમરેલી પ્રાંત | |
|---|---|---|---|---|---|---|---|---|
| | પુ. ની સંખ્યા | લવાજમ આપનાર | પુ ની સંખ્યા | લવાજમ આપનાર | પુ ની સંખ્યા | લવાજમ આપનાર | પુ. ની સંખ્યા | લવાજમ આપનાર |
| પ્રાંત પુસ્તકાલય | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| કસ્બા પુસ્તકાલય | ૧૭ | ૧૬ | ૧૪ | ૧૪ | ૬ | ૬ | ૫ | ૫ |
| ગ્રામ, મહિલા તથા બાલ પુ. કસ્બા તથા ગ્રામ વા. | ૫૫૪ | ૪૬૦ | ૫૦૭ | ૪૫૩ | ૨૨૭ | ૧૭૩ | ૧૩૯ | ૧૧૪ |
| | ૫૭૨ | ૪૭૬ | ૫૨૨ | ૪૬૮ | ૨૩૪ | ૧૮૦ | ૧૪૫ | ૧૨૦ |

કુલ : ચારે પ્રાંતનાં પ્રાંત પુસ્તકાલય ૪, કસ્બા પુસ્તકાલય ૪૨, મહિલા પુસ્તકાલય ૨૧, બાલ પુસ્તકાલય ૧૩, ગ્રામ પુસ્તકાલય ૧૩૫૧, ગ્રામ વાચનાલય ૪૨, કસ્બા વાચનાલય ૨ મળી કુલ ૧૪૭૫ માંથી લવાજમ આપનારની કુલ સંખ્યા ૧૨૪૪.

---

## પરિશિષ્ટ ૩જું

### વ્યવસ્થાપક મંડળની યાદી

પ્રમુખ :

રાવબહાદુર શ્રી. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ

માનદમંત્રી :

શ્રી. રામભાઇ કાશીભાઇ પટેલ, વસો

સભાસદો :

૧ રાજપ્રિય શ્રી. મોતીલાલ છોટાલાલ દેસાઇ, વડોદરા
૨ શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલ, વડોદરા
૩ શ્રી. નટવરલાલ ગીરધરલાલ શાહ, શિનોર
૪ શ્રી. ચીમનભાઇ હરીભાઇ અમીન, વરણામા
૫ શ્રી. જ્યાવતીબેન ન. દેસાઈ, વડોદરા
૬ શ્રી. ચુનીલાલ પુરુષોતમદાસ શાહ, વડોદરા
૭ શ્રી હરિવલ્લભદાસ ચુ શાહ, પેટલાદ
૮ શ્રી. મહાસુખભાઇ ચુ. શેઠ, વિસનગર
૯ શ્રી. ચુનીલાલ મગનલાલ દેસાઇ, વડોદરા
૧૦ શ્રી. મણિલાલ મંગળજી કાશીવાળા, વાઘોડીઆ
૧૧ શ્રી. બાપુલાલ વિઠ્ઠલદાસ ગામી, કડી (સ્વર્ગવાસ)
૧૨ શ્રી. જેઠાભાઇ લાલદાસ પટેલ, મહેસાણા
૧૩ શ્રી. નાનજીભાઇ જેઠીદાસ પટેલ, ધીણોજ
૧૪ શ્રી. કાવસજી એદલજી ગણદેવીઆ, ગણદેવી
૧૫ શ્રી. કનૈયાલાલ જમનાદાસ મજમુદાર, નવસારી
૧૬ શ્રી. કસનજી દયાળજી દેસાઇ, નવસારી
૧૭ શ્રી. પ્રતાપરાય ગીરધરલાલ મહેતા, અમરેલી
૧૮ શ્રી. મોહનલાલ વીરજીભાઇ પટેલ ,,
૧૯ શ્રી. કલ્યાણરાય નથુભાઇ જોશી, દ્વારકા

## પરિશિષ્ટ ૪ થું

### પ્રાંત તથા માનદ પ્રચારકોએ કરેલી પુસ્તકાલય તપાસણી

| નામ | કયા પ્રાંત ન મહાલના પ્રચારક | તપાસણીની સંખ્યા |
|---|---|---|
| ૧ શ્રી છગનભાઇ મથુરભાઇ પટેલ | વડોદરા—નવસારી પ્રાંત | ૧૨૬+૮૭ |
| ૨ શ્રી ભાઇશંકર ટીડાભાઇ ઠાકર | મહેસાણા—અમરેલી પ્રાંત | ૧૬૮+૬૩ |
| ૩ શ્રી છોટાભાઇ રાયજીભાઇ પટેલ | વડોદરા મહાલ માનદ | ૧૩ |
| ૪ શ્રી લલ્લુભાઇ રા. પટેલ | ,, ,, | ૩ |
| ૫ શ્રી શનાભાઇ લલ્લુભાઇ પટેલ | ,, ,, | ૮ |
| ૬ શ્રી સોમાભાઇ ગરબડભાઇ | સાવલી મહાલ ,, | ૧૨ |
| ૭ શ્રી છગનભાઇ સોમેશ્વર જોશી | ,, ,, | ૫ |
| ૮ શ્રી ચતુરભાઇ નારણભાઇ પટેલ | પાદરા મહાલ ,, | ૫ |
| ૯ શ્રી હરિવલ્લભ બાલાશંકર વૈદ્ય | શિનોર મહાલ ,, | ૭ |
| ૧૦ શ્રી નાનજીભાઇ જેઠીદાસ પટેલ | ચાણસ્મા મહાલ ,, | ૮ |
| ૧૧ શ્રી જેરાભાઇ લાલદાસ પટેલ | ,, ,, | ૮ |
| ૧૨ શ્રી કરુણાશંકર મો. વ્યાસ | ,, ,, | ૫ |
| ૧૩ શ્રી ઉમિયાશંકર લ. દવે | વિસનગર મહાલ ,, | ૧૧ |
| ૧૪ શ્રી ડાહ્યાલાલ અં. બ્રહ્મભટ્ટ | કડીલ મહાલ ,, | ૪ |
| ૧૫ શ્રી રમેશ ઉ. મજમુદાર | દામનગર મહાલ ,, | ૬ |
| ૧૬ શ્રી નંદલાલ પુ. ત્રિવેદી | ,, ,, | ૪ |
| ૧૭ શ્રી ભગવાનજી રાઘવજી | કોડીનાર મહાલ ,, | ૪ |
| ૧૮ શ્રી ધરમશી ભીમજી | ઓખામંડળ મહાલ માનદ | ૪ |
| ૧૯ શ્રી વિધાભા ગગાભા માણેક | ,, | ૪ |
| | | ૫૫૫ |
| | રાજ્યપ્રચારક | ૮૫ |
| | કુલ | ૬૪૦ |




**૧. ઘરની રાણી**—ભા. ૧–૫. લેખકઃ શ્રી. ડુંગરસી ધરમસી સંપટ; પ્રકાશકઃ એન. એમ. ઠક્કરની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨; ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪૦૮ + ૧૯૨, છીંટનું પાકું પૂઠું, ત્રિરંગી બે બાજુ શ્રી. કનુ દેસાઈ અને શ્રી. ભદ્રા દેસાઇ ચિત્રિત ચિત્રોથી સુશોભિત કવર બોક્સ સહિત, મૂલ્ય રૂા. ૬–૧૨–૦. ૧૯૪૩

" સંસ્કારલક્ષ્મી " પુસ્તકના સર્જક શ્રી. ડુંગરસીભાઇનું એ જ પ્રકારનું આ બીજું સર્જન પ્રકાશકે, આંતરબાહ્ય રૂપરંગની નવીન સજાવટ સાથે અને દોઢસો ઉપરાંત ચિત્રોવાળું પ્રકટ કર્યું છે.

એનો પહેલો તથા બીજો ભાગ બે રંગોમાં છપાયેલો હોઇને તેમાં સ્ત્રીજીવનની વિવિધ અવસ્થાઓના દિગ્દર્શન-ભાવનાથી લઇને એના શરીરસ્વાથ્ય અને શૃંગારકલાની વિવિધ રીતભાતો આપી છે; જ્યારે ૩–૪–૫ ભાગોમાં લેખકે, આપણા જૂના જમાનાથી માંડીને આજના નવા યુગની આદર્શ નારીનો વિવિધ દૃષ્ટાંતો વડે સુંદર પરિચય આપ્યો છે.

ગમે તેવા સ્થિતિસંજોગો વચ્ચે રહીને સ્ત્રી પોતાના ઘરની રાણી કેવી રીતે થઇ–રહી શકે તેનાં સચોટ અને પ્રેરણાપ્રદ દૃષ્ટાંતો લેખકે આ કથોપકથનો દ્વારા આપ્યાં છે.

આજના સ્ત્રીઓની ઉન્નતિ અર્થે લેવાતા કેટલાક અવળા માર્ગોને બદલે આપણી આર્ય સ્ત્રીની ભાવના સ્ત્રીવર્ગમાં પ્રેરવી હોય તો આ ગ્રંથના એ ભાગો ગામડાંની બહેનો સમક્ષ રજૂ કરાવા જોઇએ.

શરૂ ભાગની કેટલીક શૃંગારકલાઓ આપણાં ગામડાંની બહેનોને પણ શોભાવે તેવી છે; જે પોતાના સ્થિતિસંજોગ પ્રમાણે તેને તેઓ અપનાવે તો ઇચ્છવા યોગ્ય થઇ પડે.

પુસ્તકાલયો સુખેથી વસાવે.

**૨. ગાંધીજીને જગવંદના**—સંપાદક : ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્; અનુવાદક : શ્રી. ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ; પ્રાપ્તિસ્થાન : ઉપર પ્રમાણે. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૯૬ + ૮, ગાંધીજીની પ્રેરણાપ્રદ બે તસ્વીરો સહિત. કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૨–૧૨–૦. ૧૯૪૩

ગાંધીજીની ૭૫ મી જન્મજયંતિ પ્રસંગે–રત્નજયંતિ પ્રસંગે–આ પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું છે. એમાં દેશવિદેશની નામાંકિત વ્યક્તિઓએ ગાંધીજીને અર્પેલી વિવિધ પ્રકારની ભવ્ય અને ભાવભીની અંજલિઓનો સુરેખ સંગ્રહ છે. મૂળ અંગ્રેજીને આપણી ભાષામાં ઉતારવામાં એના અનુવાદક શ્રી. ચંદ્રશંકર શુક્લે સરસ ન્યાય આપ્યો છે. એમની એ અનુવાદકલાથી " હરિજનબંધુ "નો હરકોઇ વાચક ભાગ્યે જ અજાણ્યુ હશે.

ગાંધીજીને જગતના મહાપુરુષોએ આપેલી આ અંજલિઓની પ્રેરણા પોતાનાં વાચકોને આપવા આ પુસ્તક દરેક પુસ્તકાલય વસાવી લે.

૩. **દ્વિરેફની વાતો**—ભાગ ૧ લો; (આવૃત્તિ ચોથી) લેખક: શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક; પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૭૬+૩૮, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. અઢી. ૧૯૪૩

શ્રી. પાઠકે અવારનવાર જુદાં જુદાં સામયિકોમાં જુદે જુદે વખતે લખેલી ૧૭ ટૂંકી વાર્તાઓનો આ સંગ્રહ છે. શ્રી. પાઠકની વાર્તાકલા વિષે તેમ જ ચોથી આવૃત્તિ પામતા આ પુસ્તક સંબંધે આજે હવે કંઈ પણ કહેવું અસ્થાને જ છે. આ પુસ્તકની ચોથી આવૃત્તિ એ એની વાચનપ્રિયતાના પુરાવા માટે પૂરતું છે.

જે પુસ્તકાલયોએ હજી પણ ન વસાવ્યું હોય અથવા જેમને ત્યાં એ પુસ્તક જીર્ણાવસ્થાને પામ્યું હોય તેઓ સત્વર પોતાને ત્યાં વસાવી લે.

૪. **વડોદરા**—લેખક: શ્રી. ચંદ્રશંકર મણિશંકર ભટ્ટ; પ્રકાશક: અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કર, લુહાણા મિત્ર પ્રિ. પ્રેસ, વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૧૬+૮, બોર્ડપટીનું સચિત્ર પૂઠું, મૂલ્ય ૦–૯–૦

શ્રી સયાજી બાલજ્ઞાનમાળા દ્વારા આ પુસ્તક પ્રસિદ્ધ થયું છે. એમાં બાલભોગ્ય શૈલીએ જાણીતા મોન્ટેસોરી શિક્ષક શ્રી. ચંદ્રશંકર ભટ્ટે હિંદનાં મોટાં અને જાણવાજોગ શહેરોમાંના જાણવાજોગ ઐતિહાસિક શહેર વડોદરાની પ્રાચીન તેમ જ અર્વાચીન–અદ્યતન ઐતિહાસિક વિશેષતાઓ બાળકોને વડોદરાનો પરિચય આપવા રજૂ કરી છે. આ પુસ્તક બાળકોને વડોદરાનો સરસ ખ્યાલ આપે તેવી રીતે રજૂ થયું છે.

દરેક પુસ્તકાલય પોતાને ત્યાં આવતાં બાલવાચકો માટે આ પુસ્તક અવશ્ય વસાવી લે.

૫. **સૂરત**—ભા. ૧–૨, લેખક: મંગેશરાવ જનાર્દન પાઠકજી, પ્રકાશક, કદ, પૃષ્ઠાં તથા મૂલ્ય ઉપર પ્રમાણે.

ઉપલા પુસ્તકની માફક જ આ પુસ્તકમાં સૂરતને લગતું વર્ણન છે. આપણાં ઐતિહાસિક શહેરોનો આવો વાર્તારૂપ પરિચય બાળકોને આપવાની જે નીતિ સયાજી બાલજ્ઞાનમાળાના સંચાલકોએ રાખી છે તે ખરે જ સ્તુત્ય છે. આવા વાચનથી બાળકોને વાર્તારૂપે તે તે શહેરના ઐતિહાસિક, ભૌગોલિક તેમ જ જાણવાજોગ અન્ય હકીકતોને લગતી માહિતી મળે છે અને તેમના જ્ઞાનમાં સારી વૃદ્ધિ થાય છે.

૬. **ઇતિહાસની રૂપરેખા**—લેખક: શ્રી. અનંતરાય પ્રભાશંકર પટણી; ક્રાઉન આઠ પેજી કદનાં પૃષ્ઠ ૧૪૦+૧૬, બોર્ડપટીનું દ્વિરંગી સચિત્ર પૂઠું, મૂલ્ય રૂા. દોઢ.

મૂળ અંગ્રેજીમાં જાણીતા અંગ્રેજ લેખક એચ. જી. વેલ્સે લખેલ " Outline of History "નાં શરૂઆતનાં પ્રકરણો પરથી લેખકે આ પુસ્તક તૈયાર કરી પ્રસિદ્ધ કર્યું છે. એમાં માનવની આદિઉત્પત્તિથી એનામાં થયેલા ઉત્તરોત્તર ક્રમિક ફેરફારો–પરિવર્તનોનો પરિચય આપ્યો છે. માનવના આદિમૂળની શોધખોળમાં વૈજ્ઞાનિક રસ ધરાવનારાઓને એમાંથી ઘણું જાણવાજોગ મળી આવશે.

લેખકે પુસ્તકમાં, પૃથ્વીનો આરંભ થયા પછી તેમાં જીવની ઉત્પત્તિ, તથા ક્રમેક્રમે વનસ્પતિ તેમ જ જાનવરોનો વિકાસ કેમ થયો, તેમાં માનવજાતિનું સ્થાન શું હતું અને જુદીજુદી ભાષાઓ ઘડાઇ તે કાળ સુધી જે જે ફેરફારો થતા ગયા તેને લગતી માહિતી આ પુસ્તકમાં સરળ ભાષામાં રજૂ કરી છે; જે એના અભ્યાસીઓને ઠીક ઉપયોગી થઈ પડશે.

આવો વૈજ્ઞાનિક ગ્રંથ તૈયાર કરવા માટે લેખકને અભિનંદન. કરબા પુસ્તકાલયો સુખે વસાવે.　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　મ. પ્ર. વ્યાસ

૭. **Gandhi is India**—"ગાંધીજી એ હિંદ છે" આ નામનું પુસ્તક **V. V. M.** નામના ભાઇએ સંપાદન કરી પ્રસિદ્ધ કર્યું છે. પુસ્તકમાં સર રાધાકૃષ્ણન્, કમળાદેવી ચટ્ટોપાધ્યાય, ગુરુદેવ ટાગોર, કરાકા તેમજ ગન્થર દેશવિદેશના આગેવાન લેખકોના ગાંધીજીને લગતા લેખો આપ્યા છે. ઉતારા સરસ છે. એમાં રોમા રોલાંનાં પણ સરસ અવતરણો છે. પુસ્તક ઘરમાં વસાવી જરૂર પડે ઉપયોગી થઈ પડે તેવું છે.

૮. **રાધેશ્યામ**—લેખક : રસિકલાલ જોશી, પ્રકાશક : આર. આર. શેઠની કું. મુંબઇ, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૬૮૨+૮, કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ચાર.

આ નવલકથામાં રજૂ કરાયેલી વાર્તાનો ટૂંક સાર આ પ્રમાણે છેઃ

દેશી રાજ્યને લગતી વાર્તાને આ પુસ્તકમાં વણી લેવામાં આવી હોઇને એમાં દેશી રાજ્યના રાજકીય જીવનની ચર્ચા છે. દેશી રાજ્યમાં પ્રજામંડળ જે રીતે કામ કરે છે તેવું અહીંઆં પણ છે. પ્રજાનાં દુઃખો જણાવવાં, અને સરકાર એ રીતે જે કાંઈ સાંભળે અને કામ કરે તેટલું જ કામ કરવું એ પ્રમાણેની તેની પ્રણાલિકા હતી. રાધેશ્યામ એમાં જોડાય છે અને નવાં આંદોલનો જગાડે છે. રાજ્ય પાસે માગણીઓ કરે છે અને જો તે રાજ્ય મંજૂર ન કરે તો સત્યાગ્રહ શરૂ કરવાનું જણાવે છે. યુવાનો રાધેશ્યામના પક્ષે છે. અને સરકાર તે માગણીઓ મંજૂર કરે છે. આ રીતે દેશી રાજ્યની રાજકીય બાબતમાં ઉદ્દામવાદ અને ઉદારમતવાદ ( મૉડરેટ પક્ષ ) ની વચ્ચેનું ઘર્ષણ અને સાધારણ જનતાનું ઉદ્દામ મતવાદ તરફ આકર્ષણ સ્પષ્ટ દેખાય છે. રાધેશ્યામ પ્રજામાં પ્રિય થઇ પડે છે પણ તેના માર્ગમાં એક અડચણ ઊભી થાય છે.

આખા પુસ્તકનું આ મુખ્ય વસ્તુ છે. રાધેશ્યામ ગરીબ છે. સારી રીતે નિર્વાહ કરી શકે તેવી તેની સ્થિતિ નથી અને છતાં રાજકીય જીવનમાં આખો વખત ગુંથાયેલો રહે છે, પૈસાની તંગી તેને ખૂબ અકળાવે છે. ઘરમાં માતાનાં મહેણાં અને પત્નીનાં રીસામણાં છેવટે એક પછી એક ઘરેણાં વેચે છે અને તેમ છતાં જીવન કેમ પૂરું કરવું તે સમજાતું નથી. છેવટે મિત્રના પૈસા ઉપર હાથ ઉપાડવા જાય છે અને તેને ભાન આવે છે. પોતે જે પતન પામવાની તૈયારી કરતો હતો તેમાંથી બચ્યો તે માટે પ્રભુનો આભાર માને છે. અને પોતે પહેલાં જણાવેલું "પૈસાનો વિચાર કરીને જાહેર જીવનમાં પ્રવેશતાં અટકી જવું એ કાયરતા છે" તે ખોટું છે એમ તે માને છે અને એમ માનતો થાય છે કે "આર્થિક તંગી વચ્ચે જાહેર જીવનમાં પ્રવેશવું એ નરી મૂર્ખતા છે" એમ માનીને ધંધો સ્વીકારે છે

અને ઘરને જરૂરી રકમ ભેગી કર્યા પછી ૧૯૪૦ ના સત્યાગ્રહમાં પોતાનું નામ આપે છે અને પ્રજાની પ્રતિષ્ઠા મેળવે છે.

વાત ટૂંકી હોઇને એમાં ખાસ કાંઇ વિશિષ્ટ રચના નથી છતાં રાધેસ્યામના જીવનમાં ડોકિયું કરવાનું દરેકને મન થાય તેવું છે. લેખકે આજનો મહત્ત્વનો પ્રશ્ન આર્થિક તંગી વચ્ચે જાહેર જીવનમાં પ્રવેશવું કે કેમ તે વિષય ઉપર ઠીક પ્રકાશ પાડ્યો છે. એ પ્રશ્ન જાહેર જીવનમાં પડેલાઓને ખૂબ મૂંઝવે છે એ વાત તદ્દન સત્ય છે. અને ખૂબ કમાયા પછી જાહેર જીવનમાં પડનારાઓ વૃદ્ધ ઉંમરના હોય છે; પરિણામે નવું લોહી જાહેર જીવનમાં પ્રવેશતું નથી.

મારા મત પ્રમાણે તો જાહેર જીવનને નિર્ભેળ સ્વચ્છ અને વિકસિત કરવું હોય તો પ્રજાએ કાર્યકર્તાઓને પોષવા જોઇએ. અને જેમ સરકાર પોતાના નોકરોનું પોષણ કરે છે અને તે નોકરોની પ્રતિષ્ઠા વધારે છે તેવી જ રીતે પ્રજાના કાર્યકર્તાઓની પ્રતિષ્ઠા વધારવામાં આવે અને તેમના જીવનના પોષણની પંચાત કરવાની તેમને ન હોય તો જ જાહેર જીવન સુધરશે–નિર્ભેળ બનશે.'

૯. **પરબનાં પાણી**—લેખકઃ શ્રી. મુરલી ઠાકુર; પ્રકાશકઃ આર. આર. શેઠની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ. મૂલ્ય રૂા. ૨–૮–૦.

લેખકે લખેલી ટૂંકી વાર્તાઓનો આ સંગ્રહ છે. એમાં "ગં. સ્વ. ગંગાબેન" "સાચું દીલ" "ઝરૂખેથી" "મેનડી" "વહુની બંગડી" વગેરે વાર્તાઓ સંગ્રહાયેલી છે. વાર્તાઓની ગૂંથણી ઠીક ઠીક રસમય છે. એમાં આપણી મનોદશા (Mental Psychology)નું સરસ પ્રતિબિંબ જોવા મળે છે. વાર્તાઓ અવકાશે વાંચી જવા જેવી છે.

ચુ. પુ. શાહ

૧૦. **અનાજનો સવાલ**—લે. શ્રીનિવાસ સરદેસાઈ, **તાન્યા**–લે. સુભદ્રા જોષી, **સાચી દેશાભિમાની નીતિ**—સત્તાવાર કમ્યુનિસ્ટ પાર્ટીનાં લખાણો, **સોવીએટ શક્તિ**-પ્રકાશકઃ લોકપ્રકાશન ગૃહ, મુંબઇ. આ ચાર પુસ્તિકાઓ સામ્યવાદી પક્ષ તરફથી પ્રસિદ્ધ થઇ છે. "તાન્યા"ની વાત વાંચીએ છીએ ત્યારે જ્યાં સ્વરાજ્ય છે અથવા જ્યાં સરકાર અને પ્રજા એક જ છે અને દેશના સંરક્ષણનો પ્રસંગ આવીને ઊભો રહેતાં એક કન્યા–૧૫–૧૭ વર્ષની કૂટડી કન્યા શું શું કરે છે, કેટકેટલું સહન કરે છે તે આપણે જોઇ શકીએ છીએ. તેણી જે દુઃખ અને ત્રાસ વેઠે છે તે વાંચતાં આપણા મુખમાંથી શાબાશીના ઉદ્ગારો નીકળી જાય છે અને આપણને લાગે છે કે જો આપણે ત્યાં પણ તેવું જ સ્વરાજ હોત તો આપણે અથવા આપણામાંથી ઘણા ભાઇઓ અને બહેનોને ભોગ આપવા કે દુઃખ વેઠવામાં પાછા ન પડત, ત્યારે આ વાંચીને આપણે ત્યાં એ નથી એવો એક નિસાસો નાખી દેવાય છે.

**સોવીએટ શક્તિ**—એ તો સ્વરાજ મળે ત્યારે કેટલું થઈ શકે તે બતાવતી અને આપણી આંખને ઉઘાડી નાખે તેવા કાર્યક્રમ અને સંતોષકારક પ્રગતિનું પ્રેરક છે.

"**અનાજનો સવાલ**" તો આજે જૂનો બની ગયો છે. બંગાળ સરકાર અને

મધ્યસ્થ સરકારે આ પ્રશ્નનો નિકાલ કરવા પ્રયત્નો કર્યો છે અને આજે જ્યારે ફૂડ કમિટિએ જે લંબાણપૂર્વક જણાવ્યું છે તે જોતા જ્યા સુધી હિંદુસ્તાનમાથી અનાજ નિકાસ નહિ કરવાનો, અને સ્વરાજ્યની સ્થાપના નહિ થાય ત્યા સુધી આ પ્રશ્નનો નિકાલ એ તો આભ ફાટયા પર થીંગડુ દેવા જેવું છે. સરકાર સહકાર માગતી જણાતી નથી અને તેથી આ પ્રશ્ન ખૂબ ગૂચવાયેલો પડયો છે. બગાળનો જ વિચાર સામ્યવાદી ભાઇઓ ઘણા વખતથી કરવા છતાં આજે પ્રજાજનોના સંપૂર્ણ સહકાર—દાન છતા કલકત્તાની શેરીઓમા અને ફૂટપાથ ઉપર મરણ પામતા બાળકો અને શેરીઓના કુતરાઓ આપણી નજર આગળ દેખાયા કરે છે.

**સાચી દેશાભિમાની નીતિ :** આમા સામ્યવાદી પક્ષ આજે શુ કરવા માગે છે તે સંબધેના લેખો છે. સરકારની નીતિને તે વખોડે છે. કોંગ્રેસના આગેવાનોને છોડાવવા તે મથે છે, કોંગ્રેસ અને મુસ્લીમ લીગ વચ્ચે નિકાલ થવો જોઇએ એમ તે કહે છે પણ આમા શો મતભેદ છે તે સમજાતું નથી. ભાગફોડની નીતિ કમ્યુનીસ્ટ પાર્ટીને પહેલા ગમતી હતી તેઓ જ્યારે રશીઆના વીરો અને વીરાગનાનાં વખાણો કરે છે ત્યારે લાગે છે જો તે જ નીતિ તરીકે વિરોધ હોય તો તે કોંગ્રેસમાં માનનારાઓનો કે જેઓ અહિંસાને ધર્મ તરીકે માને છે કોઇ પણ પક્ષની કિંમત તેના ઉપર અકાય છે કે તેની પાસે રાજકીય મડાગાઠના ઉકેલ માટે કોઇ રસ્તો છે કે કેમ. હિંદુમુસ્લીમ ઐકયને અપનાવી કોંગ્રેસ મુસ્લીમ લીગ વચ્ચેનો નિકાલ તો સૌ કોઇ માગી રહ્યુ હતુ અને મહાત્મા ગાધીજી, પંડિત જવાહરલાલ નેહરૂ તથા મૌલાના આઝાદ ઝીણા સાહેબના બગલે ગયા હતા. વળી મહાત્મા ગાધાજીમાં હિંદુમુસ્લીમ ઐક્ય માટે પ્રાણ અર્પણ કરવા તૈયાર થયેલા એટલુ જ નહિ પણ મુસ્લીમ ભાઇઓને ખોટું ન લાગે તે માટે હિંદુઓનો ઉકળાટ સહન કરીને તથા આવી વધુમતીવાળાએ રીતસર થતુ હોય તેના કરતા વધારે આપવાનુ જાહેર કર્યો છતા કાઇ થઇ શકયું નથી, એટલુ જ નહિ પણ તા. ૮મી ઑગસ્ટના ભાષણમા સમાધાન કરવાની તત્પરતા દેખાઇ આવતી હતી છતા સરકાર ગાધીજીને છોડવા માગતી નથી એટલુ જ નહિ પણ કોઇને મળવા દેતી નથી અથવા પત્રવહેવાર પણ કરવા દેતી નથી. આ સ્થિતિમા શું કરવું જોઇએ તે આમા સ્પષ્ટતાથી સરકારને તમે કહો કે મિ. ઝીણાને પણ તમે કહો છતા તેઓ તો તમારી વાતને માનતા હો । અને આઝાદીની જરૂરીઆત આજે જાપાન સાથે સારી રીતે લડી લેવાને માટે જરૂરી લાગતુ હોય તો શું કરવુ તે આમા સ્પષ્ટ સમજાતુ નથી. છતા ઘણી હકીકતો સ્પષ્ટ કહેવાને માટે અને સાદી છતા જોરદાર ભાષા વાપરી રાજકીય પ્રશ્નો આમજનતાના બનાવવા પ્રયત્ન કરી રહ્યા છે તે તરફ આપણે દુર્લક્ષ દાખવવું ન જોઇએ.

" અભ્યાસી "

**૧૧. જમા અને ઉધારની કળા**—લેખક અને પ્રકાશક શ્રી. નેમચંદ મોહનલાલ શાહ અને શ્રી મોહનલાલ શંકરલાલ શાહ. શિક્ષકો, ક. દ. ઓ. જૈન પાઠશાળા, મુંબાઇ, ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃ. ૧૧૨; સાદુ પૂઠું, મૂલ્ય રૂ ૧-૪-૦.

ગુજરાતી ભાષામાં "નામા"ના પુસ્તકો જૂજ પ્રસિદ્ધ થયેલા છે અને તેમા યે વળી શાળાઓમાં પાઠયપુસ્તક તરીકે ઉપયોગમાં લઇ શકાય તેવા પુસ્તકની તો ખોટ જ હતી.

"જમાઉધારની કળા"એ એ ખોટ કેટલેક અંશે પૂરી પાડી છે. ભાષા સરળ અને સાદી છે. આપણી માધ્યમિક શાળાઓના વિદ્યાર્થીઓ સમજી શકે તેવી રીતે ટૂંકમાં મુદ્દાસર ઘણી બાબતોની છણાવટ લેખકોએ કરી છે. દેશી નામાની પદ્ધતિ તેમ જ અંગ્રેજી નામાની પદ્ધતિ જુદી જુદી રીતે ટૂંકમાં સમજાવી લેખકોએ બંનેની મિશ્રિત પદ્ધતિના ફાયદા સમજાવ્યા છે. વિદ્યાર્થીઓને ઉપયોગી થાય તેવી રીતે દરેક પ્રકરણ પાછળ પ્રશ્નો મૂકી પુસ્તકને વિશેષ ઉપયોગી બનાવ્યું છે.

આ પુસ્તક વિદ્યાર્થીઓને તેમ જ શિક્ષકોને ઘણું માર્ગદર્શક અને ઉપયોગી થશે. વેપારી પેઢીઓમાં કામ કરવાની ઉમેદ રાખતા યુવકોએ પણ તે જોઇ જવા જેવું છે.

વા. ના. અમીન

**૧૨. ઊઘડતી આંખ**:—લેખક: ગજેન્દ્રશંકર લા. પંડયા; પ્રકાશક: યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા, સુરત; ઇ. સ. ૧૯૪૩, ૧ લી આવૃત્તિ, ક્રાઉન ૧૬ પેજી પૃ. ૪+૨૯૦; પૂઠું કાર્ડ બોર્ડ પટ્ટીનું; કિં. રૂ. ૩–૮–૦.

જૂના અને નવા મતવાદી માનવસંસાર વચ્ચેના સંઘર્ષણોનો ખ્યાલ આપી બન્ને મતપ્રવાહોનો સમન્વય સાધવા પૂરતી આંખ ઉઘાડી રાખીને ચાલવામાં જ સામાજિક સુખ રહેલું છે, એવું આ નવલકથા પ્રબોધે છે. બંસી અને મધુકાન્તા નામના સાહસ–શોખીન બે કૉલેજમિત્રો સંતલસ કરીને કોઇને પણ કહ્યા કારવ્યા વગર કલકત્તા ઉપડી જાય છે અને દેશોદ્ધર ફિલ્મ કંપની નામની એક સંસ્કારી ફિલ્મ કંપનીમાં માસ્ટર પ્રભાત અને ઉષાદેવી નામે નટનટી તરીકે જોડાય છે અને દેશભરમાં પંકાય છે. કલકત્તાના વસવાટ દરમિયાન બંસી મધુને ચાહવા માંડે છે અને મધુ એ જ ફિલ્મ કંપનીના એમ. એ. થયેલા એક સુસંસ્કારી કલાકાર નટ નામે શ્યામસુંદરને ચાહવા લાગે છે. ફિલ્મ કંપનીના માલિક બંકિમ શેઠની પુત્રી ચિત્રાનું દિલ પણ બંસી પર ઠરે છે. અને મધુએ બંસીની પત્ની પર વેર લેવાની ધસીને ના પાડવાથી એના દિલ પર જબરો આઘાત પહોંચી તે બેભાન બની જઇ બિછાનાવશ બને છે ત્યારે ચિત્રા મમતાભરી સારવારથી આખરે તેનું દિલ જીતી લે છે ને *માતાપિતાની સંમતિપૂર્વક બન્ને પરણી જવાનું ઠરાવે છે. આ ઠરવાને બંસીનાં માતપિતાની* પણ સમ્મતિ મળે છે અને એ રીતે વર્ણાંતર તેમ જ આંતરપ્રાંતીય લગ્ન સંબંધ બાંધવાનો આદર્શ નવલકથાકાર સંસ્કારી શૈલિમાં રજૂ કરે છે.

જૂના તેમ જ નવા મતવાદીઓને આ નવલકથામાં રજૂ કરાયલા આદર્શો, એક યા બીજી દૃષ્ટિએ ન રુચે એ બનવાજોગ છે. છતાં જાણવા અને વિચારવા જેવી અનેક વિવિધ સામગ્રી આ નવલકથામાં સરસ રીતે ગુંથાયલી હોવાથી નવલકથા હરકોઇએ વાંચી જવા જેવી છે.

ના.

## સામયિકો

**ગુણસુન્દરી : વર્મા સ્મારકઅંક**—ખાસ સંપાદક; શ્રી. યજ્ઞેશ શુકલ; પ્રકાશક: લુહાણામિત્ર પ્રિં. પ્રેસ, વડોદરા.

ગુણસુન્દરી માસિકનો જુલાઈ–ઑગસ્ટ–સપ્ટેમ્બર માસનો અંક ખાસ વર્મા સ્મારક અંક

તરીકે પ્રકટ થયો છે. સ્વ. વર્મા એ માસિકના સ્થાપક હતા. તેમણે એ છોડને રોપી ઉછેરીને પુષ્પયોદ્યાયો બનાવી તેના હાલના પ્રકાશકને જાહેર જનતાને અર્થે સુપ્રત કર્યો હતો. એ માસિકના સ્થાપકના અવસાનકાળે એના પ્રકાશકે આ ખાસ અંક પ્રકટ કરી તેના પ્રત્યેનું પોતાનું ઋણ અદા કરવા પ્રયત્ન કર્યો છે.

આ ખાસ અંકમાં સ્વ. વર્માભાઇના મિત્રો–પરિચિતો તેમ જ તેમના જાહેર જીવનમાં સંપર્કમાં આવેલાઓએ તેમને અંજલિ અર્પી છે; ઉપરાંત એના સાહિત્યવિભાગમાં વિવિધ રસપ્રદ વાચનવાનીઓ પણ આપવામાં આવી છે. એટલે જેટલે દરજ્જે આ ખાસ અંક સ્વ. વર્માના સ્મારક ચિહ્નરૂપ છે તેટલે જ દરજ્જે એ ચિરવાચનયુક્ત સાહિત્યનો રસથાળ પણ બન્યો છે.

આવો અંક પ્રકટ કરવા માટે સંપાદક–પ્રકાશકને ધન્યવાદ ઘટે છે.

**વિ. સં. ૨૦૦૦ નું શુદ્ધ કાર્તિકી પંચાંગ**—પ્રકાશકઃ સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય, ભદ્ર, અમદાવાદ. ૫×૯ ના કદમાં, મૂલ્ય ૦–૬–૦.

આ સંસ્થાએ જ્યોતિષવિષયક પંચાંગ પણ પ્રકટ કરવાની પ્રવૃત્તિ હાથ ધરાઇ છે. જ્યોતિષને એમાં લગતી ઘણી જાણવાજોગ હકીકતો અપાઇ હોઇ સંસ્થાનાં હાલ મળતાં પુસ્તકોનું સૂચિપત્ર પણ અપાયું છે. ઘર આગળ પંચાંગ રાખવા ઈચ્છનાર માટે આ પંચાંગ ઓછા મૂલ્યે વધુ માહિતીભર્યું હોઇ લઇ લેવા જેવું છે.

---

# માસિકો મળ્યા તારીખ

| | | |
|---|---|---|
| ઊર્મિ અને નવરચના | ઑગસ્ટ | ૧૬– ૯–૪૩ |
| કિશોર | જુલાઇ–ઑગસ્ટ | ૧૧– ૮–૪૩ |
| કુમાર | જુન | ૭– ૯–૪૩ |
| ખેતીવાડી વિજ્ઞાન | ઑક્ટોબર | ૨–૧૦–૪૩ |
| ગાંડીવ | ઑક્ટોબર | ૧–૧૦–૪૩ |
| ગુણસુન્દરી | જુન-જુલાઇ-ઑગસ્ટ | ૮– ૯–૪૩ |
| ગ્રામજીવન | ઑક્ટોબર | ૧–૧૦–૪૩ |
| ઘરશાળા | સપ્ટેંબર | ૧૫– ૯-૪૩ |
| ચિત્રમય જગત | ઑક્ટોબર | ૪–૧૦–૪૩ |
| નવચેતન | ઑક્ટોબર | ૫–૧૦–૪૩ |
| પાટીદાર | આસો | ૨૬– ૯–૪૩ |
| પ્રસ્થાન | ભાદ્રપદ–આસો | ૨–૧૦–૪૩ |
| બાલજીવન | ઑક્ટોબર | ૯–૧૦–૪૩ |
| બાલમિત્ર | ઑક્ટોબર | ૩–૧૦–૪૩ |
| બાલસખા | ઑક્ટોબર | ૧–૧૦–૪૩ |
| બાળક | ઑક્ટોબર | ૨–૧૦–૪૩ |
| બુદ્ધિપ્રકાશ | એપ્રિલ–જુન | ૨૩– ૭–૪૩ |
| માનસી | જુન | ૮– ૭–૪૩ |
| રેખા | ઑગસ્ટ | ૨૯– ૭–૪૩ |
| વ્યાયામ | સપ્ટેમ્બર | ૨૧– ૯-૪૩ |
| વૈદ્યકલ્પતરુ | સપ્ટેમ્બર | ૭– ૯–૪૩ |
| શારદા | સપ્ટેમ્બર | ૧૫– ૯–૪૩ |
| શિક્ષણપત્રિકા | ભાદ્રપદ | ૨૬– ૯-૪૩ |
| સ્ત્રીજીવન | ઑક્ટોબર | ૧–૧૦–૪૩ |
| સ્ત્રીબોધ | ઑક્ટોબર | ૫–૧૦–૪૩ |



**કિતાબઘર રાજકોટનાં પુસ્તકો**

૧. **અપર્ણા**—મૂળલેખકઃ શ્રી. નારાયણબાબુ, અનુ. શ્રી. મૃદુલ; મૂલ્ય રૂા. ૩-૦-૦.

૨. **બકુરાણી**—લેખક તથા અનુવાદક ઉપર પ્રમાણે; મૂલ્ય રૂા. ૨-૮-૦.

૩. **ગુરુસ્વામી**—લેખકઃ " જોગવ " મૂલ્ય રૂા. ૨-૦-૦.

**શિષ્ટ સાહિત્ય ભંડાર-મોટા આંકડીઆનાં પુસ્તકો**

૪. **ચિરંતન નારી**—લેખકઃ શ્રી. સિયારામશરણ ગુપ્ત. મૂલ્ય રૂા. ૧-૧૪-૦.

૫. **આહાર અને આરોગ્ય**—લેખકઃ શ્રી. જટાશંકર નાન્દી; મૂલ્ય રૂા. ૧-૯-૦

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદનાં પુસ્તક**

૬. **દ્વિરેફની વાતો**—( ચોથી આવૃત્તિ ) લેખકઃ શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક, મૂલ્ય રૂા. ૨-૮-૦.

૭. **સૂર્ય, શરીરવિજ્ઞાન અને પ્રાણાયામ**—લેખકઃ શ્રી. મણિલાલ ભોગીલાલ દેસાઈ, મૂલ્ય રૂા. દોઢ.

**મેસર્સ એન. એમ. ઠક્કરની કું. મુંબઇ તરફનાં**

૮. **ગાંધીજીને જગવંદના**—અનુ૦ ચંદ્રશંકર પ્રા. શુક્લ, મૂલ્ય રૂા. ૨-૧૨-૦

**આર. આર. શેઠની કું. તરફનું પુસ્તક**

૯. **વીર કુમારપાળ**—લેખકઃ શ્રી. મૂળજીભાઇ પી. શાહ; મૂલ્ય ૦-૮-૦.

**અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો**

૧૦ .**ગાંધીજી અને બ્રિટન**—લેખકઃ શ્રી. જ. મ. આસર; પ્રકાશકઃ સ્ટુડન્ટસ પબ્લિશિંગ કું. જૂનાગઢ મૂલ્ય ૧-૦-૦.

૧૧. **ધીમુ અને વિભા**—લેખકઃ શ્રી. જયંતિ દલાલ; પ્રકાશકઃ ધી મહાગુજરાત પબ્લિશિંગ કંપની, સર ફિરોજશાહ મહેતા રોડ, મુંબઇ, મૂલ્ય રૂા. ૩-૦-૦.

૧૨. **મૌલાના અબુલ કલામ આઝાદ**-લેખક અને પ્રકાશક ઉપર પ્રમાણે; મૂલ્ય ૦-૬-૦

૧૭. **શરીરનો દરવાજો**—લેખકઃ ડૉ. કેખુશરૂ દોરાબજી જીલા; વાડી સ્ટ્રીટ, નવસારી. મૂલ્ય લખ્યું નથી.




**"સંદેશ" કાર્યાલયનો પ્રવૃત્તિવિસ્તાર**—અમદાવાદથી પ્રકટ થતા અગ્રગણ્ય દૈનિક પત્ર "સંદેશ" કાર્યાલય તરફથી બે નવાં સાહસો હાથ ધરવામાં આવ્યાં છે. તે પૈકી (૧) **"ગુજરાતી પંચ"** સાપ્તાહિક હવે ઉપર્યુક્ત કાર્યાલયના સંચાલન હેઠળથી પ્રસિદ્ધ થવા માંડયું છે; અને (૨) **સંદેશ ગ્રંથમાળા.**

"ગુજરાતી પંચ" ઉપર્યુક્ત સંસ્થાના સંચાલન હેઠળ આવતાં તેમાં અવનવા ફેરફારો કરવામાં આવ્યા છે, જ્યારે સંદેશ ગ્રંથમાળા દ્વારા સંસ્કારલક્ષ્મી અને ઘરની રાણી જેવાં પુસ્તકોના જાણીતા સાક્ષર શ્રી. ડુંગરસી ધરમસી સંપટરચિત જીવનસખી પ્રકટ થનાર છે.

સંદેશ લિ. ની આ બન્ને પ્રવૃત્તિઓને અમે આવકારીએ છીએ; અને 'સંદેશ' દૈનિકની માફક આ પ્રવૃત્તિને પણ સફળતાપૂર્વક લોકભોગ્ય બનાવે તેમ ઇચ્છીએ છીએ.

**પુસ્તકાલય સ. સ. મંડળ લિ.ના કાર્યાલયમાં દીવાળીની રજાઓ**, અગાઉથી જાહેર કર્યા પ્રમાણે તા. ૨૭–૧૦–૪૩ થી નહિ પરંતુ તા. ૨૬–૧૦–૪૩ ને મંગળવારથી તા. ૨–૧૧–૪૩ ને મંગળવાર સુધીની રહેશે. પુસ્તકાલયોના મંત્રી–ગ્રંથપાલોને આ સુધારો નોંધી લેવા વિનંતિ છે.

**"ફૂલછાબ" સાપ્તાહિકનું વાર્ષિક લવાજમ** તા. ૧૦–૪–૪૩થી રૂ. ૧૦–૨–૦ થયેલું હોવાથી, જેમનું લવાજમ ૭–૨–૦ પ્રમાણે ભરાયેલું તે વશડે મુદત પૂરી થયેથી તા. ૧૫–૧૦–૪૩થી સદર સાપ્તાહિક તેમ જ "મુંબઈ સમાચાર" દૈનિક અઠવાડિક પણ તેના વધારેલા લવાજમને કારણે મુદત પૂરી થયે બંધ થશે. તો જેમણે પોતાના પુસ્તકાલય માટે "ફૂલછાબ" અથવા "મુંબઈ સમાચાર" દૈનિક વા અઠવાડીકનું લવાજમ ભરાવ્યું હોય તેઓની જાણ માટે આ ખુલાસો પ્રકટ કર્યો છે, જેથી આ બાબત મંડળ તરફ પૂછપરછ કરવા જરૂર નહિ રહે, એવી આશા છે.

**વ. રા. પુ. મંડળ**

**જાગતાં જૂથ મંડળો:**—(ગતાંકથી ચાલુ) (૨૮) મહુવા, (૨૯) અંભેટા, (૩૦) ગડત, (૩૧) ધમડાછા, (૩૨) ગણદેવી.

**જાગતાં મહાલ મંડળો:**—(ગતાંકથી ચાલુ) (૨૯) સંખેડા, (૩૦) સાવલી, (૩૧) કલોલ, (૩૨) વિજાપુર, (૩૩) ગણદેવી, (૩૪) માંગરોળ.

જેમણે સભા ન ભરી હોય ને ભરી હોય છતાં અહેવાલ હિસાબ હજી ન મોકલી આપ્યાં હોય તેમને તેમ કરી દેવાની આગ્રહભરી ભલામણ કરવામાં આવે છે. **પૂરા થયેલા વર્ષમાં થયેલા કામકાજના અહેવાલ તથા હિસાબ તો નિદાન દરેક મોકલી આપે જ.**

**વાર્ષિક સભાઓ:**—અમરેલી તથા વડોદરા પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓ અનુક્રમે તા. ૧૯ તથા ૨૬ મી સપ્ટેમ્બરના દિવસોએ, તેમ જ રાજ્ય પુ. મંડળની સભા

તા. ૨૬ મી સપ્ટેમ્બરના રોજ ભરાઇ ગઇ. રાજ્ય પુસ્તકાલય મંડળના અહેવાલો તથા ઠરાવો આ અંકમાં છે.

**કડી મહાલ ૭ મી પરિષદઃ**—કડી મહાલની સાતમી પુસ્તકાલય પરિષદ તા. ૩–૧૦–૪૩ ના રોજ વિભાગ વિદ્યાધિકારી શ્રી. માલસે સાહેબના પ્રમુખપદે વીડજ ગામે સફળતાપૂર્વક ભરાઇ ગઇ.

**પ્રમાણપત્ર આદેની પરીક્ષાઃ**—આ સંબંધમાં સપ્ટેમ્બર અંકમાં પ્રસિદ્ધ થયેલ જાહેરાત નં. ૧ તરફ લાગતાવળગતાઓનું લક્ષ દોરી યોજનાનો લાભ ઉઠાવવાની ભલામણ કરીએ છીએ.

**લેખક બંધુઓને વિજ્ઞપ્તિઃ**—ચાલુ અંકમાં પ્રસિદ્ધ થયેલ રા. પુ. મંડળની જાહેરાત નં. ૨ નો મજકુર ધ્યાનમાં લેવા લેખક બંધુઓને વિજ્ઞપ્તિ કરીએ છીએ.

---

# પુસ્તકાલયોની તપાસણી

**ફરજદાર** પ્રાંત પ્રચારકો તથા માનદ પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત, જણાવેલી મુદત દરમ્યાન લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલય સંસ્થાઓ તપાસી છે અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે. પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના–સમજૂત આપી છે; તેમ જ પુસ્તકાલય વગરનાં સ્થળોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છેઃ—

**૧. વડોદરા–નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ–માહે સપ્ટેમ્બરમાં–કરજણ મહાલનાંઃ**—(૧) સામરા, (૨) સણીયાદ; **સંખેડા મહાલનાં** (૩) માંજરોલ, (૪) કાળી તલાવડી, (૫) ગોલાગામડી, (૬) બહાદરપુર, (૭) લોટિયા, (૮) હરેશ્વર, (૯) ચંદાનગર, (૧૦) ડોલમાર, (૧૧) પતરા, (૧૨) ફાફટ, (૧૩) ચર્યા, (૧૪) વડેલી, (૧૫) ઘુછાપુરા, (૧૬) પાટણા, (૧૭) અલાદપુરા, (૧૮) પીઠા, (૧૯) ખોડેલી, (૨૦) તાંદળજા, (૨૧) માંકણી, (૨૨) રાજનગર; **ડભોઇ મહાલનું** (૨૩) મોતીપુરા વા. : કામગીરી દિ. ૨૪.

**૨. મહેસાણા–અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટી. ઠાકર–માહે સપ્ટેમ્બરમાં–મહેસાણા મહાલનાં**—(૧) જોરણંગ, (૨) ચલીવા વા., (૩) બાલકીઆ સ્ટેશન બજાર આંબલીઆસણ, (૪) આંબલીઆસણ, (૫) બાસરીઆ, (૬) આપાપુરા, (૭) ડુંડાલી વા., (૮) મહેસાણા પરા વા. (૯) તાવડીઆ (૧૦) વડોસણ વા., (૧૧) પાલાવાસણા, (૧૨) ખોરીઆવી, (૧૩) સામેત્રા, (૧૪) દેલા; **વિજાપુર મહાલનાં** (૧૫) ખણુસા, (૧૬) પીલવાઇ, (૧૭) વેડા, (૧૮) દેલવાડા, (૧૯) ખિલોદ્રા, (૨૦) ગોઝારીઆ કામગીરી દિ. ૨૩.

તપાસણી દરમ્યાન પ્રચારકે જે જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના–સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ છે.

ના. નં. ચોકસી
સહમંત્રી, વ. રા. પુ. મંડળ

# સાહિત્ય અને સંસ્કૃતિનાં વહેણ

ગુજરાતી સાહિત્યના અજોડ સાક્ષર મહાત્મા ગાંધીજીની ૭૫મી જન્મજયંતિ–રત્નજયંતિ–ગઈ તા. ૨૬મીના રોજ હિંદભરમાં ઉજવાઈ. એ રત્નજયંતિ પ્રસંગે ગુજરાતી ભાષામાં "ગાંધીજીને વંદના" નામનું દેશવિદેશના વિખ્યાત માણસોની તેમને અંજલિ અર્પતું પુસ્તક મુંબઈની વોરા કંપની તરફથી પ્રસિદ્ધ થયું છે.

*

શ્રીમંત ગુર્જરનરેશના આમંત્રણથી ગુજરાતી સાહિત્ય પરિષદનું આગામી અધિવેશન ડિસેમ્બર માસમાં વડોદરા ખાતે ભરાવાનું નક્કી થયું હોઈ તેના પ્રમુખપદ માટે નીચેનાં નામો રજૂ કરવામાં આવ્યાં છેઃ—(૧) શ્રી. વિદ્યાબહેન નીલકંઠ, (૨) શ્રી. રામનારાયણ પાઠક, (૩) મુનિશ્રી જીનવિજયજી અને (૪) શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રી.

*

ગુ. સાહિત્ય પરિષદ પત્રિકા હવે, માંડવાના કુમારશ્રી નરેન્દ્રસિંહજી મહીડાએ ભેટ આપેલ રકમમાંથી પ્રકટ થવી શરૂ થઈ છે. એના તંત્રી તરીકે શ્રી. ચિમનલાલ ચકુભાઈ શાહ અને શ્રી. યશવંત શુકલ નિમાયા છે.

*

જાણીતા ગુજરાતી માસિક "નવચેતન"નો મંગલ મહોત્સવ ગઈ તારીખ ૨૫–૨૬/૯–૪૩ના રોજ અમદાવાદ મુકામે લેડી વિદ્યાબહેન નીલકંઠના પ્રમુખપદે ઉજવાયો હતો, જે પ્રસંગે એના તંત્રીને રૂ. ૧૮૦૦ની થેલી તેમ જ એક કલાયુક્ત કાસ્કેટ અર્પણ કરવામાં આવ્યાં હતાં. તે જ પ્રસંગે ગુજરાતનાં માસિકોના તંત્રીઓનું એક સંમેલન પણ મળ્યું હતું, જેમાં માસિકપત્રોના સંચાલનને લગતા વિચારોની આપ-લે થઈ હતી.

*

ગુજરાતના આદર્શ કેળવણીકાર તરીકે ખ્યાતિ પામેલા શ્રી. કરુણાશંકર કુબેરજી માસ્તર મુંબઈ ખાતે શેઠ કીલાચંદ દેવચંદના રહેઠાણે અવસાન પામ્યા છે. સદ્‌ગત એક આદર્શ કેળવણીકાર હતા. અને શેઠ અંબાલાલ સારાભાઈ તથા શેઠ કીલાચંદ દેવચંદને ત્યાં બાળકોને શિક્ષણ આપવાનું કાર્ય કરતા હતા.

*

સુરતના સ્ત્રીશક્તિ કાર્યાલય–શ્રી સાહિત્ય મંદિરે તેનું નામ ફેરવીને હવે ત્રિશક્તિ કાર્યાલય જાહેર કર્યું છે.

*

ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ કવિશ્રી. અરદેશર ખબરદારે પરિષદના પ્રમુખપદનું રાજીનામું આપ્યું છે.

*

અમદાવાદના કામગાર લત્તાઓમાં ગાંધીજીની ૭૫મી–રત્ન જયંતિ–પ્રસંગે ગાંધી સાહિત્યને લગતાં પુસ્તકોનું એક પ્રદર્શન યોજાયું હતું, જેમાં ગાંધીજીનાં તેમ જ ગાંધીજીને લગતાં અને તેમની પાસેથી પ્રેરણા પામેલાં લેખકોનાં પુસ્તકો રજૂ કરાયાં હતાં. આ માસિકના આ અંકમાં અન્યત્ર છપાયેલ ગાંધી–જ્ઞાન–ચક્રના તખ્તાઓ પણ એ પ્રદર્શનમાં રજૂ થયા હતા.

*

વિખ્યાત ભજનીક અને 'સંત તુકારામ', 'સંત તુલસીદાસ' અને 'નરસિંહ ભગત'ની ભૂમિકાઓ ભજવી ફિલ્મજગતમાં જાણીતા થયેલા શ્રી. વિષ્ણુપંત પાગનીસ મુંબઈમાં ટાઈફોડની ટુંકી માંદગી ભોગવી ત્રિદોષ થતાં ગઈ તા. ૩ જી એ બપોરે ૫૧ વર્ષની વયે અવસાન પામ્યા હતા.

# સામયિક ચિંતન

## હાલતું-ચાલતું વિશ્વવિદ્યાલય

તંત્રશાસ્ત્રોમાં બે પ્રકારની દીક્ષાઓની ચર્ચા છેઃ સ્પર્શદીક્ષા અને દીપ્ત-દીપ-દીક્ષા. પારસમણિના સ્પર્શથી લોઢું સુવર્ણ બની જાય છે. પરંતુ તે સ્વયં પારસ બની શકતું નથી. તે બીજાને સ્પર્શ કરી તેને સોનું બનાવી નથી શકતું; એટલે તે બહુ ઊંચી વાત ન ગણાય. પરંતુ સળગતો દીવો બીજા નહિ સળગેલા દીવાને સ્પર્શ કરતાં તે જળહળી ઊઠે છે અને તેનો પ્રકાશ પ્રથમ દીપના જેટલો જ હોય છે, એટલું જ નહિ પણ બીજા અનેક દીવાઓ પ્રકટાવવાની શક્તિ પણ તેનામાં આવી જાય છે. આ દીપ્ત-દીક્ષા થઇ. પૂર્ણાભિષિક્ત સાધકે આવી દીક્ષા લેવી પડે છે.

હું આશા રાખું છું કે આ વિદ્યાપીઠમાં તમો સૌ એવી દીપ્ત-દીપ-દીક્ષા લેવા આવ્યા છો. એવી દીક્ષાથી જેઓ દીક્ષિત થયા હોય તેઓ ન ભૂલે કે ભારતીય જ્ઞાનની તપસ્યા કોઇ વ્યક્તિગત સુખસમૃદ્ધિ માટે નથી; એ તો સર્વના અભ્યુદય માટે છે, અને આવા જ હેતુથી પ્રાચીનકાળમાં બ્રહ્મચારીની તપસ્યાની જરૂરિયાતો સમાજે પૂરી પાડવી પડતી હતી અને બ્રહ્મચારી પણ સ્નાતક થયા બાદ પોતાની વિદ્યા પોતાના સ્વાર્થ માટે વેચી શકતો નહિ. તેની એ વિદ્યા સમસ્ત સમાજની સંપત્તિ બની રહેતી. આ વિષયમાં પશ્ચિમી જ્ઞાનસાધનાથી ભારતીય જ્ઞાનસાધના એકદમ નિરાળી પડે છે, ત્યાં વિદ્યા વ્યક્તિગત સંપત્તિ ગણાય છે અને તે પર ધંધો થઈ શકે છે; ભારતવર્ષમાં એવું નથી.

અહીંના ગુરુ જો કે અકિંચન રહેતા તોપણ સમાજમાં એમનું ગૌરવ પારાવાર હતું. મનુષ્યને વધારાનું ધન પોતાનો મહિમા વધારવાને જોઇએ છે. ભારતવર્ષમાં એ મહિમા આપોઆપ ગુરુઓને મળ્યા કરતો હતો, એટલે તેઓ ધનની બહુ આકાંક્ષા પણ ન કરતા. યુરોપ અને અમેરિકામાં ગુરુઓનું એવું સન્માન નથી, એટલે તેની ખોટ પૂરવા રૂપિયા ભરવામાં આવે છે. આથી જ યુરોપ-અમેરિકા મોટા પગારોના બળ પર ગુરુઓ શોધે છે, જ્યારે ભારતવર્ષ સન્માન અને ભક્તિના બળ પર. પણ આપણી ભયંકર દુર્દશા તો એ છે કે ન તો આપણે આપણી પૂર્વપરંપરા અનુસાર ગુરુજનોને ભક્તિ કે સન્માન દઈ શકીએ છીએ, ન તેમને યુરોપની પેઠે પુષ્કળ ધન. આનું પરિણામ એ આવ્યું છે કે આપણા સમાજના જે સર્વોત્તમ મનુષ્યો છે તેઓ આ જ્ઞાનદાનના કાર્યમાં જોડાતા નથી; કારણકે તેમાં ધનની આશાયે નથી, તેમ નથી માન કે સંતોષ. તેથી જેમને કોઇ ક્ષેત્રમાં કામ નથી મળતું એવાઓ જ આપણા દેશમાં આજે શિક્ષણકાર્યમાં જોડાવા લાગ્યા છેઃ

**येषां क्वापि गतिर्नास्ति तेषां वाराणसी गतिः ।**

આમ, આપણી ઊગતી પેઢીને અધિકાંશ ક્ષેત્રોમાં આપણા સર્વોત્તમ મનુષ્યોનો લાભ મળતો નહિ હોવાથી દિવસોદિવસ સમાજનું ચિન્મય જીવન ક્ષીણ થતું જાય છે. કોઈ પોતાના સંતાનના દૂધમાં મેલું જળ ભેળવે તો એથી વિશેષ મૂઢતા બીજી કઈ? પણ આપણે એવું જ કરી રહ્યા છીએ. આવી દુર્ગતિમાથી બચવાને સમાજને મારે એટલું ખાસ કહેવાનું છે કે જો તમે અર્થ આપી ન શકો તો પોતાના હૃદયની સર્વોત્તમ ભક્તિ આ કાર્યના વ્રતધારી લોકોને જરૂર દો. નહિ તો આપણાં સંતાનોને માટે ઉત્તમ પથ-પ્રદર્શક મેળવવાની આશા હમેશ માટે છોડી દેવી અને જે લોકોને જ્ઞાનની દીક્ષા મળેલી છે તેમને ખાસ કહેવાનું એટલું કે દારિદ્રવહન કરીને પણ તમે તમારા દેશના પ્રાચીન ગુરુઓના મહાન આદર્શોને અવિચલિત ચિત્તથી અપનાવી લ્યો. તમારૂં કાર્ય તપસ્યાનું છે, તમારો માર્ગ કષ્ટનો છે; તમારૂં વ્રત એ સંસારનું સૌથી અધિક પવિત્ર અને કઠોર વ્રત છે. એક તો આપણે દરિદ્ર છીએ, અને વળી અધઃપતિત. જો સમાજ આ પ્રાર્થના નહિ સાંભળે, જો ભાવી શિક્ષકો મારી આ કરગરતી પ્રાર્થના નહિ સાંભળે તો સમાજના માલિક ભગવાન જ છે.

દીપ-દીપ-દીક્ષાની મોટામાં મોટી વિશેષતા એ છે કે આ દરિદ્ર દેશને માટે એથી ચડિયાતી ચીજ કોઈ જ નથી; કારણ કે આ દીક્ષામાં જે દીક્ષિત થયા તે પોતે એકએક વિશ્વવિદ્યાલય છે. તેમની આસપાસ સહયોગી કે કામ કરનારાનું દળ હોય કે ન હોય, મોટાં મકાનો કે ઇમારતો હોય યા ન હોય, પણ એ પોતે જ કોઈ બાહ્ય સાધન વિના સર્વસાધારણ લોકને પ્રદીપ્ત કરતા રહેશે. તે એક જગ્યાએ હોય તો ફરીફરીને પ્રવાસ કરીને સર્વત્ર એક વિશ્વવિદ્યાલયના રૂપમાં વર્તમાન બનશે. વૈદિક યુગના વસિષ્ઠ, જનક ને યાજ્ઞવલ્કય જેવા મોટામોટા ગુરુગણ શું ઉપદેશ માટે કોઈ મોટી લાંબી-પહોળી આલીશાં ઇમારતોની અપેક્ષા રાખતા હતા? શ્રીકૃષ્ણનું વિશ્વવિદ્યાલય તો યુદ્ધક્ષેત્રમાં જામ્યું હતું. વાંસની ઘટાઓ નીચે બેસીને બુદ્ધ અને મહાવીરે કેટલાય ઉપદેશો આપ્યા હતા. જરથુસ્ર, ખ્રિસ્ત, મહમ્મુદ, બધાની બાબતમાં એક જ વાત છે. ગ્રીસના સુકરાત ( સૉક્રેટિસ ) વગેરે આચાર્યો પણ એવી જ મામૂલી જગ્યા પર કાર્યનો આરંભ કરતા. ભારતના શંકર, રામાનુજ, નાગાર્જુન આદિ પંડિત, યા કબીર, રૈદાસ, દાદુ આદિ નિરક્ષર જ્ઞાની સન્તજનો કોઈ ઇમારત કે વિશાળ ભવનની પરવા નહિ કરતા. તમે દરેક જણ એવા 'હરતા-ફરતા' વિશ્વવિદ્યાલય બની જાઓ. ઉડિસા ( ઓરિસ્સા )માં મહાત્મા લોકોને 'ચલન્ત વિષ્ણુ' કહે છે, એ વાત મને બહુ ભાવપૂર્ણ લાગી છે. જેમ પ્રત્યેક જંગમ સાધુ શિવને ધારણ કરીને ફરે છે, તેમ તમારામાંની પ્રત્યેક વ્યક્તિ સંપૂર્ણ વિશ્વવિદ્યાલયના વાહક થાઓ.

દીપ-દીપના ઉદાહરણથી મેં તમને વ્યક્તિગત સાધનાની વાત કહી છે. પણ એ એક સામુહિક સાધના પણ છે. પૃથ્વીની દીપાવલિમાં એક દીપનો બીજા દીપ સાથે યોગ હોય યા ના હોય, પણ આપણા શિર ઉપર જે જ્યોતિષ્મતી દીપાવલિ આકાશમાં જ્વલંત છે તેમાં પરસ્પર ખૂબ નિબિડ યોગ છે જ.*

('કુમાર' માસિકના એપ્રિલ ૧૯૪૩ના અંકમાંથી.)

---

* શાંતિનિકેતન વિદ્યાભવનના આચાર્ય શ્રી. ક્ષિતિમોહન સેને મુંબાઈની હિંદી વિદ્યાપીઠના પદવીદાન વેળાએ આપેલા દીક્ષાન્ત ભાષણમાંથી.

# નોકરોના દોહ્યલા દહાડા

ધંધો કરી સહુ પેટ ભરે ને કુટુંબ જોગ કમાય,
હું જ પડયો એવા ધંધામાં કે નવ પેટનું પૂરું થાય,
ગરિબાઇ આવી પૂરી,
નોકરોની હાલત બૂરી. (૧)

"ઉત્તમ ખેતી ને મધ્યમ વેપાર કનિષ્ઠ નોકરી" મૂળ,
કહેવત ભૂલી ગયો હતો આજે યાદ આવે છે જરૂર,
પરંતુ કરૂં શું હાવે !
સ્વીકારી'તી નોકરી ભાવે. (૨)

ખેડૂતને મણ બાજરી કેરૂં મળતું ધોતિયું એક,
આજેયે એને એવી જ રીતે મળે છે મણનું એક,
પરંતુ નો ક રી માં થી,
મને મળે ધોતિયું કયાંથી? (૩)

વેપારી કમાય વેપારમાંથી ને મજૂરીમાંથી મજૂર,
નોકર હું બીજું કયાંથી કમાઉં આવડે "જી" ને "હજૂર",
પૂરું નવ પેટનું થાયે,
છતાં "નોકરી છે" કહેવાયે. (૪)

બાજરી લાવું તો ચોખાને માટે બચે નહીં એક પાઇ,
તો પછી દાળ ને શાકને સારૂ કયાંથી કરૂં જોગવાઇ,
ઘઉં ઘીની વાત ન થાયે.
અત્યારે આ નોકરી માંહે. (૫)

ચાળીસ વર્ષોથી 'ચા'ની સંગાથે ચાલુ હતો સંસાર,
ટાંગા ઘસી-ના ના-લાતો મારીને તેને કાઢી ઘરબહાર.
રોતો-રોતો મૂકીને ચાલી,
શકયો નહિ તેને હું ખાળી. (૬)

જરૂરિયાતો આમ કરી ઘણી ઓછી વિચારી મન,
લોટ ને લંગોટ બેયે મળે ના ખાઉં કે ઢાંકુ તન ?
વાંધા અન્ન વસ્ત્રના આવા,
નોકરોના દોહ્યલા દહાડા: (૭)

સુદામાની સ્રીએ સ્વામીને મોકલ્યા મિત્ર શ્રીકૃષ્ણની પાસ,
દરિદ્રતા ગઇ એની-મને એમ વિનવે બુધાની બાય,
કિન્તુ કયા કૃષ્ણની પાસે,
જાઉં તો દારિદ્ર નાસે ? (૮)

માણેકલાલ હ. સરિત્

# વિષમજ્વર—ટાયફોઇડ—ફેલાવાનાં કારણો

**હમણાં હમણાં લગભગ ગૂજરાતભરમાં ટાઈફોઇડ તાવની બિમારી ઘરઘરની થઈ પડી છે. આજે ઘેરઘેર આવા તાવના ખાટલા નજરે પડે છે. તેને અંગે અમલમાં મૂકવા જેવી કેટલીક વ્યવહારુ સૂચનાઓ વડોદરા શહેર સુધરાઇના આરોગ્ય અમલદાર સાહેબે પ્રસિદ્ધ કરી છે, જે શહેરો તેમ જ ગામડાંની જનતાને પણ એકસરખી ઉપયોગી હોવાથી તે આ નીચે આપી છે.**

તાજેતરમાં વિષમજ્વરનો ઉપદ્રવ ઘણા મોટા પ્રમાણમાં જોવામાં આવ્યો છે તેથી કરી દરેકે વિષમજ્વરનાં કારણો જાણી તે અંગે ઉપાય કરવાની ખાસ જરૂર છે. વિષમજ્વરનાં કારણો નીચે મુજબ ગણાવી શકાય:

**૧. દર્દીનો સહવાસ**

માંદગી દરમિયાન દર્દીને જોવા એનાં સગાંવહાલાં જાય છે. તેઓ સાથે નાનાં બાળકોને પણ લઇ જાય છે. અને તેવી રીતે વિષમજ્વરના દર્દીના સહવાસમાં તેઓ આવે છે, જેથી તેઓ એક યા બીજી રીતે વિષમજ્વરના ભોગ થઇ પડે છે. વિષમજ્વરના દર્દીને જોવા જવાનું બંધ કરવું, અને તેમ છતાં જવું જ પડે તો હંમેશાં ના જવું. દર્દીને અને દર્દીનાં કપડાં, વાસણ કે ઓરડીની કોઇ પણ ચીજને અડકવાને પ્રસંગે બને તો સાબુ, પાણી અને લોશનથી હાથ બરાબર સાફ કર્યા બાદ ઘેર જવું. વિષમજ્વરનો દર્દી જે ઘરમાં હોય તે ઘરનાં ચહા, પાણી કે ખાવાની વસ્તુ લેવી નહિ. છોકરાંને સાથે લઇ નહિ જવાનું પણ આ ઉદ્દેશથી કહેવામાં આવે છે; કેમ કે તેઓ પાણી વગેરે પીએ અથવા દર્દીના રૂમમાંથી કંઇ પણ ચીજ ભૂલેચૂકે લઇ ખાય તો વિષમજ્વર થવાનો સંભવ રહે છે.

**૨. માંદગી પછી** વિષમજ્વર થએલા દર્દીઓ રાંધવા વગેરેનું કામ જલદી શરૂ કરે છે. વિષમજ્વરની બિમારી પછી ઓછામાં ઓછા ત્રણ માસ સુધી અને અમુક કેસોમાં તો છ માસ સુધી દર્દીના ઝાડા અને પેશાબમાં વિષમજ્વરનાં જંતુઓ રહે છે. આવા દર્દીઓ રાંધવાનું તથા પાણી ભરવાનું તેમ જ ઇતર કામકાજ શરૂ કરે તો આખા કુટુંબને વિષમ-જ્વર લાગુ થવાનો ભય રહે છે. તેથી તેટલી મુદ્દત સુધી રાંધવા તથા ખાવાપીવાની ચીજોને લગતું કામ ન કરવું.

૩. રસ્તા ઉપર નાનાં છોકરાંને ઝાડે ફરવા બેસાડવાની આપણા લોકોમાં ટેવ છે. જે જે રસ્તાઓ ઉપર છોકરાંઓ ઝાડે ફરે છે તે રસ્તાની ધૂળ કે માટીથી પાણી પીવાનાં અને બીજાં વાસણો માંજવામાં આવે છે અને તેથી રસ્તાની ધૂળમાં રહેલાં વિષમજ્વરનાં જંતુઓ વાસણ અને પાણી દ્વારા વિષમજ્વરનો ચેપ ફેલાવે છે.

**૪. માખી અને તેનો ઉપદ્રવ વધે તેવી ગંદકી કરવાની ટેવ**

અ. રસ્તા અને ફુટપાથ ઉપર એંઠવાડો, કેરી કે કેળાંના છાલાગોટલા અને અન્ય ફળોની છાલ વગેરે નાખવાથી માખીઓનો ઉપદ્રવ વધે છે. જ્યાં એંઠવાડ હોય અને ભિનાશ હોય ત્યાં સડો થાય છે અને આવા સડામાં માખીઓને પોતાનાં ઈંડાં મૂકવાં સુગમ પડે છે. ચોમાસામાં કુદરતી ભિનાશ તો હોય જ. તેમાં એંઠવાડો અને કચરો વગેરે પડે અને સડો

થાય; તેમાંથી સેંકડો માખીઓ પેદા થાય, અને આ માખીઓ ઝાડા, પેશાબ ઉપર બેસે અને વિષમજ્વરનાં જંતુઓ તેના પગ અને શરીર ઉપર હોય તેવી સ્થિતિમાં આ માખીઓ ખાવાપીવાની ચીજો ઉપર પણ બેસે અને એ રીતે વિષમજ્વરનો ફેલાવો કરે છે.

ब. બીજું કારણ એ કે, ઘરમાં લોકો ઢોર, ગાય, ભેંસ વગેરે રાખે છે. તેના તબેલા બરાબર સાફ રાખતા નથી, વળી તેના છાણમાંથી છાણાં વગેરે ઘરમાં જ થાપે છે તેથી ગંદકી અને સડો થાય અને આમાં માખીઓ પોતાનાં ઈંડાં મૂકીને તેમની વસ્તીમાં વધારો કરે અને ઉપર પ્રમાણે વિષમજ્વરનો રોગ ફેલાવે છે.

### ૫. રાખવી જોઇતી સાવચેતી

अ. જે ઘરમાં ટાઇફોઇડ–વિષમજ્વર–નો દર્દી હોય તેના સંપર્કમાં આવતા દરેક માણસોએ ટાઇફોઇડની રસી મુકાવવી જોઇએ. દર્દીની સારવાર દરમિયાન મળમૂત્ર તથા કપડાં ફિનાઇલ અને કારબોલિક લોશનથી નિકાલ કરવો જોઇએ. ઝાડો કે પેશાબ રસ્તા પર ફેંકવાં નહિ દર્દીની સારવારમાં રહેનારાઓએ દરેક વખતે ખાસ કરીને જમતાં પહેલાં હાથ સાબુ, પાણી અને લોશનથી ધોવાની ટેવ રાખવી.

ब. જે લત્તામાં ટાઇફોઇડનો કેસ થયો હોય તે લત્તાના દરેક જણે રસી મુકાવી લેવી અને તેનો ફેલાવો ન થાય તેવી રીતભાત કેળવવી અને ટાઇફોઇડ–વિષમજ્વર–જેવા ચેપી રોગ અટકાવવા બનતી કોશીષ કરવી.

क. માંદગી પછી વિષમજ્વરના દર્દીએ લગભગ ત્રણ માસ સુધી·

(अ) રસોઈ ન કરવી,

(ब) ખાવાપીવાની ચીજોનો વેપાર ન કરવો,

(क) કુદરતી હાજત બાદ સાબુથી હાથ બરાબર સાફ કરવાની ટેવ રાખવી,

(ड) ઝાડા, પેશાબ પર માખીઓ બેસે તેવી રીતે ખુલ્લાં ન રાખવાં, રાખ અગર ફિનાઇલનો ઉપયોગ કરવો,

(इ) શારીરિક તંદુરસ્તી અને સફાઇ ઉપર ખાસ ધ્યાન આપવું.

૬. છોકરાંઓને બજારમાં ઝાડે ફરવા બેસાડવાં અને વાસણ માંજવા માટે રસ્તા ઉપરની ધૂળનો ઉપયોગ ન કરતાં રાખથી જ માંજવાનું રાખવું તે ખાસ જરૂરનું છે. વિષમજ્વર સિવાય ક્ષય વગેરેનાં જંતુઓ રસ્તામાં હોય છે.

૭ માખીઓનો ઉપદ્રવ ઓછો થાય તેવી રીતે કચરો, એંઠવાડ ગમે ત્યાં ન નાખતાં કચરાપેટીમાં નાખવું. ઢોરના તબેલા બરાબર સાફ રાખવા, છાણાં બહાર ખુલ્લી જગામાં થાપવા, અને જ્યાં ગંદકી હોય ત્યા ફિનાઇલનો ઉપયોગ કરી સાફ રાખવું. સડેલી ચીજો અને ઉતરી ગયેલાં ફળો વગેરે ન ખાવાં અને પાણી ઉકાળીને પીવું.

લોકોના સહકાર અને શિસ્તપાલન સિવાય એક હાથે બધું ન થઇ શકે. માટે દરેક શહેરીએ પોતાની અને પોતાના પડોશીની તંદુરસ્તીને નુકસાન પહોંચે તેવી ગંદકી ન કરતાં જે તે કામના અધિકારીને મદદરૂપ થવું.

ટાયફોઇડની રસી સુધરાઇમાંથી મફત મૂકી આપવામાં આવે છે ને ટાઇફોઇડની તપાસ માટે લેબોરેટરી ખોલવામાં આવી છે. તેમાં ટાયફોઇડના દર્દીના લોહી વગેરેની તપાસ મફત કરવામાં આવે છે,

સં. મા. દીપ
આરોગ્ય અમલદાર, વડોદરા શહેર સુધરાઇ.

# ગામડાનું ભૂષણ થોર (હાથલિયો)

ઘણાં વર્ષો પહેલાં શ્રી. મૂળેએ " ગામડાનું ભૂષણ થોર " એ નામનો લેખ ચિત્રમય જગતમાં પ્રસિદ્ધ કર્યો હતો. આર્યભિષક્‌ના વધારામાં પણ આ લેખ, સ્વામીશ્રી ભિક્ષુ અખંડાનંદજીએ ઘણો જ કિંમતી માની પ્રસિદ્ધ કરેલ છે. (જુઓ પાન ૬૦૫ વૈદક સંબંધી વિચારો ભાગ પહેલો) આ થોર અમર ગણાતો. વખત જતાં ૪. સ. ૧૯૩૨ માં આ થોરનો નાશ કરવા માટે એક જાતનાં જંતુની શોધ કરવામાં આવી; અને આ જંતુનો ઉપયોગ કાઠિયાવાડ જેવા થોડી વનસ્પતિવાળા પ્રદેશમાં કરવામાં આવ્યો. જે થયું તે થયું. ગરીબ ખેડૂતોને તો કરોડો રૂપીઆનું નુકસાન થયું. વાડો ગઇ; ખેતરોનાં ધોવાણ વધ્યાં. પવનના સપાટાથી જમીનનો ભેજ પણ ઘટયો. થોરના કારણે અનેક વૃક્ષોને પોષણ મળતું; આ વૃક્ષોનો પણ નાશ થયો. થોરની વાડ પાસે ચરવા માટે જે ખડ થતું તે પણ ઊગતું બંધ થયું. અનેક દવા માટે ઉપયોગી એવી વનસ્પતિનો પણ નાશ થયો.

ગામડાની પ્રજાનું દુઃખ અમરેલી તથા ખાંભા પેટામહાલના શિક્ષકોએ જાણ્યું; અને બધા શિક્ષકોએ જ્યાં જ્યાં સગવડ હતી ત્યાં ત્યાં આજથી સાતેક વર્ષ પહેલાં જે એકાદ પાન થોરનું મળી આવ્યું તેને ઉછેરવાનું શરૂ કર્યું. અમરેલી મૉડેલ ફાર્મને પણ આ થોરની જરૂર પડી. તેને પણ લાલાવદર, કેરીઆ નાગસ અને ચક્રયઢના શિક્ષકોએ થોડાં પાન પૂરાં પાડયાં. તેમાં થોરનો ઉછેર શાસ્ત્રીય રીતે કરવામાં આવ્યો. આવી રીતે અમરેલી તાલુકા તથા ખાંભા પેટામહાલની લગભગ બધી શાળાના કમ્પાઉન્ડમાં ખેડૂતો માટે થોરને સજીવન કરવામાં આવેલ છે; અને જેમ જેમ પાન વધે છે, તેમ તેમ ખેડૂતોને ઉછેરવા માટે આપવામાં આવે છે. શિક્ષકોનું આ કાર્ય ઘણી જ પ્રશંસાને પાત્ર છે.

**થોરનો ઉપયોગ**

તેનાં ફળના રસમાંથી બાલામૃત બને છે. એના રસને ખાંડની ચાસણીમાં તૈયાર કરી, હંમેશ બે ચમચી દૂધ સાથે લેવાથી, ઉધરસ તથા દમ મટે છે, પાકાં ફળ કાંટાને દૂર કરી ખાઇ શકાય છે.

તેના મૂળના રસને પેટ ભરીને પાવાથી સર્પનું વિષ ઊતરે છે. મેડી ગુ. શા. મુ. શિક્ષક લાલસિંહભાઇનો આ બદલ ખાસ અનુભવ છે. તેના પાનના કાંટા દૂર કરી, તેના કટકા સાથે થોડો ચણાનો લોટ ભેળવી ખવરાવવાથી ઢોરને દૂધ વધે છે, અને તેના શરીરને સારું પોષણ મળે છે. સં. ૧૯૫૬ના દુષ્કાળમાં આ થોર ખવરાવી ઘણાં ઢોરને જીવાડવામાં આવેલ હતાં, તે બદલનો મારો પોતાનો અનુભવ છે. તેની રાખમાંથી પૉટેશ કાર્બોનેટ નામનો અમૂલ્ય પદાર્થ મળી આવે છે. શ્રી. મૂળેનો અસલ લેખ વાંચવાથી સર્વ કોઇને ખાતરી થશે કે આ થોરમાંથી ઘણાં જ કિંમતી દ્રવ્યો બનાવી શકાય છે. આવી ઉત્તમ વસ્તુનો હિન્દમાંથી નાશ થયો છે. શ્રી. મૂળેનો લેખ વાંચ્યા પછી તો હરકોઇ સજ્જનને દિલગીરી થયા સિવાય રહેશે જ નહિ. દરેક ખેડૂત તથા શિક્ષકને થોરને સજીવન કરવા માટે મારી નમ્ર વિનંતિ છે. ફરીથી હું બધા શિક્ષકોનો આ મહાન્ કાર્ય કરવા બદલ આભાર માનું છું.

હ. ના. પટેલ
પ્રમુખઃ અમરેલી મહાલ પુસ્તકાલય મંડળ

# આપણા રાજ્યનો અનાજપ્રશ્ન

એકંદરે રાજ્યમાં (આ વર્ષે) મોસમ સંતોષકારક થઇ છે અને પાક પરત્વેની વસ્તુસ્થિતિ એવી છે કે રાજ્યની જરૂરતો માટે અનાજ પૂરતું હોવા સંબંધે કોઇપણ પ્રકારની ચિંતા રાખવાની કશી જ જરૂર નથી. સભાસદોને યાદ હશે કે ગયા એપ્રિલ મહિનામાં શ્રીમંત સરકારે હુકમો કાઢીને દરેક ખાતા માટે અનાજની ખેતી સારૂ ઓછામાં ઓછી ફરજીઆત યત્તા ઠરાવી હતી. મને કહેતાં હર્ષ થાય છે કે રાજ્ય સમસ્તમાં બધે નાના તેમ જ મોટા ખેડૂતોએ આ કાર્યનીતિને અમલી રૂપ આપવામાં રાજીખુશીથી સહકાર આપ્યો છે. તેના રૂડા પ્રતાપે એકંદર દૃષ્ટિએ રાજ્યમાં અનાજના સંબંધમાં અછતનો વિસ્તાર રહ્યો નથી અને વસ્તીની જરૂરતોને પહોંચી વળવાને રાજ્યમાં પૂરતો જથ્થો હશે. અલબત, જુદા જુદા પ્રાંતોના સંજોગોમાં ફરક રહે છે. વડોદરા અને નવસારીમાં ખેંચ પડે છે અને મહેસાણા તથા અમરેલીમાં વધારો રહે છે.

શ્રીમંત સરકારની ખોરાક પરત્વેની નીતિ ફરીથી થોડા શબ્દોમાં સ્પષ્ટ કરવી મને ઠીક લાગે છે. પ્રથમ, **પાક લણવાના સંબંધમાં, અથવા ખેડતો પોતાના ખરેખરા વપરાશ માટે તેમને જોઇએ તેટલું બધું અનાજ પોતાની પાસે રાખે તે સંબંધમાં કશો જ પ્રતિબંધ નથી.** છાપામાં તેથી ઊલટા પ્રકારના મારી મચડેલા અહેવાલો પ્રસિદ્ધ થયા છે તેથી આ હકીકત હું સ્પષ્ટપણે કહું છું.

બીજું, **અતિસંગ્રહ ગુન્હો છે, અને તે માટે સખ્ત સજા કરવામાં આવશે.** બધા વધારાના જથ્થા પરવાનદાર વેપારીઓ અગર વેપારીમંડળોને જ વેચવા જોઇશે, અને ચોખાખરીદી માટે શ્રીમંત સરકારે જેની નિમણૂક કરી હોય તેને જ વેચવાના છે. ત્રીજું, રાજ્યને લગતા પ્રદેશોમાં જે ભાવો ચાલતા હોય તે જ ભાવ ખેડૂતોને તેમના વધારાના અનાજ માટે મળવા જોઇએ એવી શ્રીમંત સરકારની નીતિ છે. પડોશના પ્રદેશોમાં ચાલતા હોય તેનાથી ઓછા ભાવે પોતાનું અનાજ વેચવાની રાજ્યના ખેડૂતોને ફરજ પાડવામાં આવે એવો બિલકુલ ઇરાદો છેજ નહિ અને શ્રીમંત સરકાર તેમના ઉપર એવી ફરજ ચોક્કસપણે નહી જ નાખે. પૂરવઠા અધિકારી–ડિરેક્ટર ઑફ સિવિલ સપ્લાઇઝના અગર સુબાના પરવાના વિના રાજ્ય બહાર અનાજ નિકાસ કરવી એ ગુન્હો છે અને તેને માટે સખ્ત સજા કરવામાં આવશે. શ્રીમંત સરકારની એવી આતુર આશા છે કે ખેડૂતો પોતાનું વધારાનું અનાજ તત્પરતાથી વેચશે અને સત્તાવાળાઓની લેખી પરવાનગી વગર રાજ્ય બહાર બિલકુલ અનાજ મોકલાશે નહિ. આ દિશામાં શ્રીમંત સરકારના પ્રયત્નોને પ્રાંત અને મહાલોની ખોરાક સમિતિઓ અને ગામ પંચાયતોએ મદદ કરવી જોઇએ. એ સમિતિઓએ વારંવાર મળીને પોતપોતાના વિસ્તારોમાં ખોરાકની વસ્તુસ્થિતિને તપાસતા રહેવું જોઇએ. ખાસ કરીને, ખેડૂતો અથવા વેપારીઓ પાસેના વધારાના જથ્થા તાબાવાળા વિસ્તારને પૂરેપૂરા મળી શકે તેમ છે કે નહિ, ખેડૂતોને અપાતા ભાવો વાજબી છે કે નહિ, ગ્રાહકો પાસેથી લેવાતા ભાવમાં નફાખોરી થાય છે કે નહિ, અને બહારના વિસ્તારોમાં વગર પરવાને નિકાશ અગર છાનીછપની ખાનગી થાય છે કે કેમ, એ બાબતો તપાસવી જોઇએ. તો સમિતિઓ રાજ્યના લોકોની ઉંચામાં ઉંચા પ્રકારની સેવા કરી શકશે.*

* તા. ૧૧–૧૦–૪૩ ના રોજ મળેલી વડોદરા રાજ્ય ધારાસભાની બેઠકમાં ને. ના. દીવાન સાહેબે આપેલા ભાષણમાંથી.

# આજની અનાજ--આંધીનો સરળ ઉકેલ

ખેડૂતોને ખાસ લક્ષમાં રાખવાની બે મહત્ત્વની વાતો તરફ હું ધ્યાન ખેંચું છું. અત્યારે જગતે કદી નહિ જોયેલા એવા દારુણ યુદ્ધમાં આખું વિશ્વ સંડોવાયું છે. પશ્ચિમના જે દેશોનાં ખેતરોમાં ધાન્યના ઢગલા થતા તે ખેતરોમાં આજે વેરાનતા પ્રસરે છે. હિંદમાં પરદેશથી અનાજ આવતું બંધ થયું છે, અને લશ્કરી જરૂરીઆતોને લીધે આજે અનાજ મોટા પાયા ઉપર ખરીદાય છે. પરિણામે અનાજની માંગ વધી રહી છે. આપણે સૌએ જીવવા માટે વધારેમાં વધારે અનાજ ઉગાડવાની જરૂરીઆત ઉપસ્થિત થઇ છે. વડોદરા રાજ્ય એ ખાધાખોરાકી માટે ખાધનો પ્રદેશ છે. માળવાથી આવતા ઘઉં અને નવસારીથી આવતા ચોખા મેળવતાં હવે મુશ્કેલી પડે છે. એટલે આપણા રાજ્યની પ્રજાને અનાજ વગર મુશ્કેલીમાં મુકાવું ન પડે તે ખાતર, બની શકે તેટલું અનાજનું વાવેતર વધારવા શ્રીમંત સરકારે હુકમો કરેલા છે. ખેડી શકાય તેવી તમામ જમીનોનો ઉપયોગ અનાજના વાવેતર માટે કરવા ધોરણ ઠરાવ્યું છે, અને આને માટે સરકાર તરફથી સવલતો પણ અપાય છે. વધારે અનાજ વાવી ખેડૂતો જો દેશના ભૂખે મરતા દેશબાંધવોને ભૂખમરામાંથી બચાવી શકે, તો તેમણે અગત્યની માનવસેવા કરી છે એમ કહી શકાય. હું માનું છું કે ખેડૂત **નવો પાક તૈયાર થાય એટલે પ્રથમ પોતાની જરૂરીઆત જેટલું સંગ્રહી જ રાખશે.** તેમ કરતાં વધારો રહે. તે પ્રથમ પોતાના પ્રાંતનાં બીજાં ગામો માટે, અને તેમ કર્યા પછી વધારો તે રાજ્યના બીજા પ્રાંતો માટે રાખવાનો છે. પૈસાના લોભે અનાજને ગેરકાયદે રાજ્ય બહાર મોકલવું, એ એક દ્રોહ છે. વધારે ભાવના લોભે અનાજ વેચી પાછળથી પોતે અને પોતાનાં આશ્રિતોને ભૂખે મારવા જેવી સ્થિતિ ઊભી કરનારા માટે બંગાળાની અત્યારની સ્થિતિ બોધપાઠ લેવા જેવો દાખલો પૂરો પાડે છે. પૈસા વગર તમે ચલાવી શકો; અનાજ વગર ચલાવી શકો નહિ. માટે પાકની વહેંચણી અને વ્યવસ્થા માટે સરકાર તરફથી વખતોવખત જે સૂચનાઓ આવે તેનો પ્રમાણિકપણે અમલ કરજો.

બીજી મહત્ત્વની વાત અત્યારે ખેતીના પાકના ઉંચા બજારભાવોથી થતી કમાણી સંબંધમાં હું કહેવા માગું છું. આપણો ખેડૂત સામાન્યતઃ કર્જના બોજામાં દટાયેલો હોય છે. અને કર્જનો ભાર ઓછો કરવા માટે ખેડૂત કર્જનિયમન નિબંધ અસ્તિત્વમાં આવ્યો છે, અને કર્જ સમાધાન મંડળો પણ યોજાયાં છે. હાલના બજારભાવોને લીધે થતી કમાણીનો લાભ લઇ દરેક ખેડૂત પોતાનું પાછલું કર્જ ચૂકવી નાખી ઋણમુક્ત બને, એમ હું ઇચ્છું છું. કર્જ ચૂકવ્યા પછી બાકી રહેલી કમાણી ઉડાવી દેવા કરતાં બચત રાખવી આવશ્યક છે. અત્યારે અનાજના ભાવો ઉંચા હોવાથી ખેડૂત છેલ્લાં પાંચ સાત વર્ષમાં ન કમાઇ શક્યો હોય તેટલું એક વર્ષમાં કમાઇ શકે, તેવી સ્થિતિમાં છે. આ કમાણી હજુ નિદાન બે વર્ષ સુધી ચાલુ રહેશે. પરંતુ ઉદય પછી અસ્ત, એ કુદરતનો કાનુન છે. તેજી પછી મંદી આવે છે, એ ભૂલવું જોઇએ નહિ. અનાજના આટલા ઉંચા ભાવો કાયમને માટે ટકી રહેશે એવા ભુલાવામાં પડશો નહિ. જ્યારે અનાજના ભાવ નીચા જશે અને જીવનની અને ખેતીના ઇતર જરૂરિયાતોના ભાવ ઊંચા હશે, ત્યારે જો ખેડૂત પાસે બચત રકમ નહિ હોય, તો ઘણી

વિકટ પરિસ્થિતિમાં તે મુકાશે. એવી બેહાલી ભોગવવી ન પડે તે ખાતર પ્રત્યેક ખેડૂત હાલની કમાણીમાંથી કરકસર કરીને બને તેટલાં વધારે નાણાં બચાવે, તે ખાસ આવશ્યક છે. આને માટે આપણી સરકારે ખેડૂતોના હિતમાં એક યોજના કરેલી છે. પ્રત્યેક ખેડૂત પોતાની બચત રકમો—નાની નાની રકમો પણ ટુકડે ટુકડે–પોતાના ગામના પટેલતલાટી મારફત સરકારમાં જમા કરાવી શકે છે. સરકાર આ બચત ઉપર વ્યાજ આપે છે, અને ખેડૂતને જ્યારે જરૂર પડે ત્યારે વ્યાજ સાથે જમા મૂકેલી રકમ પાછી આપવાની યોજના છે. બેંકની માફક પાસબુક આપવામાં આવે છે, અને બચત મુકાતી તમામ રકમો તેમાં જમા કરી આપવામાં આવે છે. એટલે અત્યારની કમાણી વેડફી ન નાખતાં, બને તેટલું બચાવો. આ પ્રમાણે કરેલી બચત તમારી ખરી જરૂરિયાતના પ્રસંગે આશીર્વાદ સમાન નીવડશે, અને નવું કર્જ કરવામાંથી તમે ઉગરી જશો.

## મુલકી અમલદારોને

મારું આજનું વક્તવ્ય પૂરું કરતા અગાઉ મુલકી અમલદારોને એક મહત્ત્વની વાત હું કહેવા માગું છું. શ્રીમંત મહારાજા સાહેબની રાજનીતિ ખેડૂતોનો ઉત્કર્ષ સાધી તેમને સુખી અને આબાદ કરવાની છે. આ નીતિ અમલમાં મૂકવા માટે હાલના ખેતીવાડી ખાતાની યોજના છે. ખેડૂતોના સર્વદેશીય વિકાસ માટે તે ખાતુ સતત પ્રવૃત્ત રહે છે. તે ખાતા તરફથી થતી પ્રવૃત્તિઓમાં સંપૂર્ણ સહકાર આપવો એ દરેક મુલકી અમલદારની પ્રધાન ફરજ છે. ખેતીવાડી ખાતાની પ્રવૃત્તિથી વાકેફ થઇ પોતાની ફેરણી દરમ્યાન ખેડૂતોના ધ્યાન ઉપર એ પ્રવૃત્તિઓ લાવવી જોઇએ. મુલકી અમલદારો ખેડૂતોના સતત સંપર્કમાં આવે છે. આ સંપર્ક વખતે જો તેઓ ખેતીના વિષયમાં થઇ રહેલી પ્રગતિ ખેડૂતોના ધ્યાન ઉપર લાવી શકે નહિ, તો તેમણે તેમની ફરજ અદા કરી નથી એમ હું માનીશ. ખેડૂત અને ખેતીની ઉન્નતિથી વધારે મહત્ત્વની બીજી કોઇ વાત મુલકી અમલદારોને હોઇ શકે નહિ. ખેડૂતની આબાદી થાય તો જ મુલકની આબાદી થાય. મુલકની આબાદી માટે *નિમાયેલા મુલકી અમલદારોએ ખેડૂતની આબાદી અર્થેની ખેતીવાડી ખાતાની તમામ* પ્રવૃત્તિઓમાં સક્રિય સહકાર આપવો જોઇએ. જો આ બે ખાતાં વચ્ચે સહકાર ન હોય તો શ્રીમંત સરકારના પ્રયત્નોનું જોઇએ તેટલું અસરકારક પરિણામ આવી શકે નહિ. હું આશા રાખું છું કે ખેતીવાડી ખાતાની પ્રવૃત્તિઓ તરફ મુલકી અમલદારો ઉદાસીનતા સેવે છે, અગર તે ખાતાનાં લખાણોનો જોઇએ તેવી તત્પરતાથી અમલ થતો નથી, એવી ફરિયાદો મારે સાંભળવાના પ્રસંગ આવશે નહિ. ખેતીવાડી ખાતાની પ્રવૃત્તિઓ સાથે સહકાર સાધવાની એક પણ તક મુલકી અમલદારોએ જવા દેવી જોઇએ નહિ.

અંતમાં હું આશા રાખું છું કે આપણો ખેડૂત ઉદ્યમી, આનંદી અને સ્વાશ્રયી થાય, ઔદ્યોગિક ખેતીમાંથી સાધન બની સુખી થાય, અને તેની ઉન્નતિ સાધવાના શ્રીમંત સરકારના પ્રયત્નોમાં સાથ આપી ઉત્કર્ષ સાધે, અને "જગતના તાત"નું બિરૂદ સાર્થક કરે !*

---

* અમરેલી મુકામે ઉજવાયેલા ખેડૂતદિન પ્રસંગે મે. રા. રા. સરસુબા શ્રી. ભાવે સાહેબ પ્રમુખપદેથી આપેલા વ્યાખ્યાનમાંથી.

# આવતા માસની કાર્યદિશા

૧ ઑકટોબર આખર પૂરા થતા ત્રણ માસનું નિવેદન તૈયાર કરી જૂથમંડળમાં મોકલી આપો, જેથી તેઓ વહેલી તકે ખાતામાં મોકલે.

૨ તમારા અંદાજમાં મંજૂર થયા પ્રમાણે **ગ્રામ પંચાયત અને સંસ્કાર મદદની પાવતીઓ પુસ્તકાલય ખાતા તરફ જલદી મોકલો.**

૩ અંદાજ મંજૂર કર્યું છે તેમાં રકમમાં ફેરફાર કરવા સવડ નથી, માટે ફરી પાછાં મોકલવાં નહિ. પરંતુ જે તે સદરે મંજૂર કરેલી રકમો માટે કોઈ પત્ર કે સામયિક બદલ્યું હોય અને તે તમને ન રૂચે તો નક્કી કરેલી નાણાંની યત્તામાં રહી સુધારો સૂચવશો તો ગ્રાહ્ય રહેવા ઘટિત તજવીજ થશે.

૪ પુસ્તકાલયના વર્ગીકરણનું કામ અધુરૂં હોય તો આવતી વૅકેશનનો લાભ લઈ સેવાભાવી યુવકોના સહકારથી તે કાર્ય પૂરૂં કરવા પ્રયાસ કરો.

૫ દીપાવલિના તહેવારોમાં વાચનપ્રચાર વધે તે માટે તમારા પુસ્તકાલયમાંથી મહોલ્લે મહોલ્લે પુસ્તકવાચન પૂરૂં પાડવા આપનું બનતું કરો.

૬ તમારા પુસ્તકાલયની લોકમદદ વહેલામાં વહેલી પુસ્તકાલય સ. સ. મંડળમાં મોકલી આપો.

વડોદરા,
તા. ૨૪-૯-'૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

મધ્યવર્તી પુસ્તકાલય — સાર્વજનિક પુસ્તકાલય શાખા

## વટહુકમ નંબર ૪ સને ૧૯૪૩-૪૪

## વિષય

**કસ્બા પુસ્તકાલયોએ દફતરી વ્યવસ્થા અને હિસાબી કામ ઠરેલા ધોરણે રાખવા બાબત**

**દફતરી વ્યવસ્થાનું કામ ઠરેલા ધોરણે થતું નથી.**

કસ્બા પુસ્તકાલયોનું દફતરી વ્યવસ્થાનું કામ ખાતા તરફથી ઠરાવી આપ્યા પ્રમાણે કરવા વખતોવખત આ તરફથી સૂચવવામાં આવેલું છે અને દફતરી વ્યવસ્થા ઠરાવી આપેલા દફતરી કાગળો પ્રમાણે રાખવા અગાઉથી વટહુકમ નં. ૬ સને '૩૮-૩૯ તા. ૯-૫-૩૯ થી ઠરાવેલું છે અને તે પુસ્તકાલય પ્રવૃત્તિના એકીકરણ (૧૯૪૨)ના પાન ૧૧૪-૧૧૫ ઉપર પણ આ માહિતી આપેલી છે. તે પુસ્તક દરેક

પુસ્તકાલયમાં આવેલું છે જ. છતાં અમારી તપાસણીમાં જણાઇ આવ્યું છે કે કસ્બા પુસ્તકાલયોનું હિસાબી કામ અને દફતરી કાગળોની ફાઇલો ફેરીસ્તો વગેરેનું કામ ઠરેલા ધોરણ પ્રમાણે રહેતું નથી.

સબબ આથી તમામ કસ્બા પુસ્તકાલયોના મંત્રીઓને અને વ્યવસ્થાપકોને જણાવવામાં આવે છે કે જે તે પુસ્તકાલયનું હિસાબી કામ અત્રેથી ઠરાવી આપેલા નમુનાઓમાં રાખવું અને હિસાબી કાગળો વગેરેની ફાઇલ દુરસ્તીનું કામ વખતસર કરી સાલવાર દફતરની ગોઠવણી તેમ જ મેળવણીનું કામ કરવાની તજવીજ કરવી. હવેથી આ બાબતની ખાતરી કોઇ પણ કસ્બા પુસ્તકાલયને અપાતી સરકાર પંચાયત મદદ બંધ કરવાની ફરજ પડશે તે જાણવું. આ વટહુકમ પ્રમાણે તમામ વ્યવસ્થા વ્યવસ્થિત રીતે રાખી છે તેવો પ્રતિજ્ઞાશેરો દરેક બીલ પર કરી મોકલવા જેમણે તેમણે હવેથી તજવીજ રાખવી.

**હીસાબી કામ પુરૂં કર્યાનો પ્રતિજ્ઞા શેરો બીલ ઉપર કરવા બાબત.**

વડોદરા,
તા. ૨૭-૯-૪૩

પુ. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

---

### વટહુકમ નં. ૫ સને ૧૯૪૨-૪૩

## વિષય

### હિસાબો અને કાયમનિધિ સંબંધી

કેટલાંક કસ્બા પુસ્તકાલયોની તપાસણીમાં જણાયું છે કે તેમને વખતોવખત સુચના આપવા છતાં હજી કેટલીક ગેરરીતિઓ ચાલુ જ રહે છે તે હવે સદંતર બંધ થવી જ જોઇએ.

જે કસ્બા પુસ્તકાલયોએ ચાલુ સાલનાં અંદાજમાં મંજૂર કરવામાં આવ્યાં છે તેમને મદદ જોઇતી હોય તો નીચેની બાબતોનો સ્પષ્ટપણે ઉલ્લેખ કરી તે પ્રમાણે પુસ્તકાલયમાં વ્યવસ્થા છે તે માગણી સાથે જણાવવું પડશે.

(૧) કાયમનિધિની રકમો ફિક્સ્ડ કે સેવિંગ્સ ખાતે મૂકી દેવી જોઇએ અને તેમાંથી કોઇ પણ રકમનો ઉપાડ સામાન્ય સભાના ઠરાવથી ખાતાની મંજૂરી સિવાય ઉપાડ કરવાનો નથી. ખાતાવહીમાં કાયમનિધિનું સ્વતંત્ર ખાતું રાખવું.

(૨) ખાનગી રીતે મંત્રીના નામે પુસ્તકાલયનાં કોઇ પણ નાણાં રહેવાં ન જોઇએ. પરંતુ સંસ્થાના નામે તે નાણું રહેવું જોઇએ. જો બેંક કે પોસ્ટમાં તે રીતે નાણાં મૂકવાની અડચણ હોય તો તમામ નાણાં પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં જમા કરાવવાં.

(૩) કસ્બા પુસ્તકાલયે બજેટ અને ચાલુ રકમ આવે કે ખર્ચ થાય તે માટે સ્થાનિક બેંકની શાખા કે પોસ્ટમાં કે મહાલબચત પેઢીમાં ખાતુ ખોલી સ્થાનિક જરૂરીઆત પ્રમાણે રકમ ઉપાડવી અને રૂ. ૨૫) ઉપરાંત જે તે માસની આખર તારીખે શિલક હોય તે જમા કરાવવી અને જરૂર હોય ત્યારે બિલો પ્રમાણે મંત્રીએ ખર્ચ મંજૂરી પ્રમાણે કરવો.

(૪) બજેટમાં મંજૂર થયા પ્રમાણે જ દરેક સદરે ખર્ચ કરવો અને રૂા. ૧૦) અંકે દશ રૂપિયા સુધી મંત્રી પોતાના અધિકારમાં ફેરફાર કરે તે બીજા માસની કારોબારીની સભામાં રજૂ કરવો.

(૫) માસિકખર્ચ દર માસે કારોબારીની સભામાં રજૂ કરવો અને તેની બહાલી મેળવી રોજમેળ પર તે ખર્ચ બરાબર થયાની મંત્રી સિવાય બીજા એક સભ્યની સહી કરાવવી.

(૬) રોજમેળ રોજ જ્યારે આવક કે ખર્ચ થાય ત્યારે લખી છેવટે શિલક કાઢવી.

(૭) દર માસે તા. ૨૦ સુધીમાં સભા બોલાવી કામ કરવું. જો સભા ન મળી શકે તો જે પ્રશ્નો સભામાં મૂકવાના હોય તે તમામ પ્રશ્નો સંબંધે લેખી મત મેળવવા અને આવેલા અભિપ્રાયો પરથી ઠરાવ કરવા. આ તમામ કાગળો ફાઇલે રાખવા.

(૮) અંદાજ ઉપરાંત જે સદરે ખર્ચ કરવાની જરૂર હોય તેની પ્રથમ મંજૂરી વ્યવસ્થાપક મંડળે પુસ્તકાલય ખાતાની મેળવવી.

(૯) પુસ્તકાલયના કાયમનિધિની રકમોમાંથી જ પુસ્તકાલયોએ પોતાનાં મકાનો વગેરે બાંધ્યાં છે તો તે મકાનો વગેરેની કિંમત કાયમનિધિ ખાતેની મૂડીમાં ગણવી અને તેટલું વધારે કાયમનિધિનું ફંડ ગણવું.

(૧૦) દુકાનો વગેરે ભાડે આપવાની હોય તો તેનું દરેક અંગ્રેજી માસની તારીખ ૫ સુધીમાં ભાડું જમા લેવાની શરતે તેમ જ સંસ્થાના હિત ખાતર બીજી જે યોગ્ય બાંહેધરી લેવી હોય તેમ જ સ્પષ્ટ કરારથી ભાડાચિઠ્ઠી ભાડે રાખનારના ખર્ચે કરાવવી. ભાડા ખાતે બાકી પડે અને માંડી વાળવાના પ્રસંગો થાય એ કોઈ રીતે હિતાવહ નથી.

તા. ૧૧-૧૦-'૪૩

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૧૨ સને '૪૩-૪૪

# વિષય

### વાચકો અને હાલની પરિસ્થિતિ

પુસ્તકાલયોમાં આવતા સંખ્યાબંધ સામાન્ય જ્ઞાન ધરાવનાર વાચકો માટે પુસ્તકાલયોના વ્યવસ્થાપકોએ નીચેની મહત્ત્વની સૂચના પોતાના પુસ્તકાલયમાં મોટા અક્ષરે લખાવી ચોડવી:

(૧) **કોઈ જાતની ઊડતી વાતોમાં માનવું નહિ.**

(૨) ખેડૂતે બીનજરૂરી સંગ્રહવૃત્તિ રાખવી નહિ; કારણ, પોતાને જોઇતી બહારની ચીજો મેળવવા માટે તેને થોડું ઘણું વેચવું પડશે.

(૩) નફાખોરીને ઉત્તેજન ન આપતાં શ્રીમંત સરકાર તરફથી જે યોજનાઓ વખતોવખત બહાર પડે તે પ્રમાણે સહકારથી વર્તવું.

આશા છે કે ઉપરની સૂચનાથી કેટલાય વાચકોને લાભ થશે.

વડોદરા,
તા. ૪-૯-૪૩

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

દરેક પુસ્તકાલયમાં આ પુસ્તક હોવુંજ જોઇએ ?.

સંપત્તિ અને સૌંદર્ય જેના પગ પાસે આળોટતાં હતાં છતાં પણ
તેના તરફ નજર પણ નહિ ફેંકતાં સામાજિક વડિલશાહી સામે ક્રાંતિનો મંત્ર પુકારનાર નારીજીવનની કથા

## એટલેજ દિલના ડંખ

સ્ત્રી એ અર્ધાંગના છે,
વાસના પોષવાનું રમકડું
નહિજ.

એવા આપણા જીવનમાં વણાયેલા સામાજિક પ્રસંગો વડે મઢાયેલ નવલકથા

કિં. રૂ. અઢી ટ. ખ. ચાર આના જુદા.
સુંદર કવર જેકેટ સાથે આજે જ મંગાવો.

---

આધુનિક લડત એટલે રાષ્ટ્રીય લડતની અજોડ નવલકથા દરેકે વાંચવી જોઇએ.
સને ૧૯૩૦-૩૧ ના હિંદના સ્વાતંત્ર્યસંગ્રામની ઘટનાઓથી ભરપૂર સુરેખ નવલ.

## સુરેખા

લેખક : જેઠાલાલ ત્રિવેદી
પ્રસ્તાવના : રમણલાલ દેસાઈ

કિં. રૂ અઢી

---

મુકુટમણિ અવંતીસમ્રાટ વિક્રમાદિત્યના રોમાંચક જીવનકાર્યોની સુરેખ ને સુંદર સુલલિત વસ્તુગૂંથણી અહીં રજૂ થઇ છે તે

## સમ્રાટ વિક્રમ-અવંતિપતિ

નવોજ ઇતિહાસ લઇને આવે છે. કયો ભારતવાસી સંવતના સ્રષ્ટા વિક્રમને નથી જાણતો ? એનાં થોડાંક પાત્રો જ તમોને ભોળાવી દેશે. પરદુઃખભંજન વિક્રમ, બળનો અવતાર વેતાળ, સાધ્વી સરસ્વતી, આગના ગોળા જેવા કાલિકાચાર્ય, દેવદમની, ધંધલી ધાંચણ વગેરે.

કિંમત રૂ. અઢી.

---

બંગાળની પ્રતિભાશાળી સ્ત્રીલેખિકા આ નવલકથામાં નારીહૃદયની ઊંડી વેદનાઓ અને મંથનો કલાત્મક રીતે રજૂ કરે છે.

સ્વ. શરદચંદ્ર ચટ્ટોપાધ્યાયની શૈલીનું સ્મરણ કરાવતી નવી બંગાળી નવલકથા

## અચલા

[ અનુવાદક : જેઠાલાલ ત્રિવેદી ]

લગ્ન, પ્રેમ, સમાજ અને રૂઢિના ભીષણ ચક્રમાં ભીંસાતી હિંદી નારીનું હૃદય વાંચવા માટે આ નવલકથા જરૂર વાંચવી જોઇએ.

કિં. રૂ. ૨-૮-૦

---

આજકાલ બંગાલી અનુવાદો ખૂબ ગમે છે તે નવલકથાઓ વગેરે

| | |
|---|---|
| શરતચંદ્ર (બળવાનું છાયાચિત્ર) | ૨-૮ |
| ઈલા (છેલ્લી ઢબની નવલ) | ૧-૮ |
| રાધારાણી (બંકિમચંદ્ર) | ૦-૮ |
| ધર્મપાલ (બૌદ્ધ જમાનાની નવલ) | ૨-૦ |
| નારાયણી (બળવાના વખતની નવલ) | ૨-૦ |
| સુવાસચંદ્ર (શરદબાબુ) | ૨-૮ |
| વૃંદાવન ,, | ૨-૦ |
| બિન્દુ ,, | ૦-૮ |
| અરેબિયન નાઇટ્સ (રામાનંદ ચેટરજી) | ૪-૦ |

---

દરેક હરિફાઇના ભોમીઓ તે—

ગુજરાતી

## શબ્દાર્થ ચિંતામણિ

## ( શબ્દકોષ )

૪૨૦૦ શબ્દો, પંદરસો પાનાં. અર્થો વ્યુત્પત્તિ અને ૨૭ કહેવતો સાથે.
કિં. રૂા. ૫-૮-૦ (ટ.ખ. તેર આના)

---

લખો—જીવનલાલ અમરશી મહેતા, પીરમશા રોડ, ગાંધી રોડ, અમદાવાદ
જીવનલાલ એન્ડ સન્સ, લજપતરાય રોડ, વીલાપારલા ( મુંબઇ )

# સ્ત્રીશક્તિ ગ્રંથમાળાનાં પુસ્તકો

સટ ૧ લો:-વંધ્યા ૦।-, કાકી ૦)≡॥, કાયદામાં સ્ત્રીનું સ્થાન ૦)≡॥, અર્ધાંગના ૦।-, ગૃહવ્યવસ્થાની વાતો ૦≡॥, ખાંપણું ૦।=, બલિદાન ૦।=, ભવાટવી ૦।-, મા ૦।-, જયાના પત્રો ૦≡॥.

આખો સેટ રૂ. ૩॥≡ ને બદલે રૂ. ૩॥

સટ ૨ જો:-પતિની પસંદગી ૦।-, લીલીની આત્મકથા ૦)≡॥, શોધ ૦।-, પારસી વાનીઓ ૦≡॥, વિધવા ૦।=, કોને પરણું ? ૧॥-, સુઘડતા ને સુંદરતા ૦॥=, હાસ્ય ફુવારો ૦॥=, ભૂતના ભડકા ૧॥=, વિષવૃક્ષ ૧॥=.

આખો સેટ રૂ. ૮।૦॥ ને બદલે રૂ. ૭॥-॥

સટ ૩ જો:-હાસ્ય કલાપ ૧॥=, દેવી ચોધરાણી ૧॥=, વીર રોઝા ૧।, હાસ્ય ઝરણાં ૧॥=, "જરા રહો મૂકજો" ૧।, ગાસ્રરહતી ૨)≡, જીવનપલટો ૦।-, સુખી ઘર ૦)≡॥, ભરતગૂંથણ ૦॥≡, ચોર્યાસીનું ચક્કર ૦।=.

આખો સટ રૂ. ૧૨)≡ ને બદલે રૂ. ૧૧॥-

સટ ૪ થો:-રઝિયા બેગમ ૦)≡॥, ગૃહવિવેક અને બીજી વાતો ૦≡॥, સખીના પત્રો ૦॥=, રટવનું શાસ્ત્ર ૦)≡॥, સ્ત્રીહૃદય ૦)≡॥, માતૃપ્રેમ અને બીજી વાતો ૦।-, પારસી લગ્નગીતો અને ગરબા ૦≡॥, દામ્પત્ય જીવન ૩)≡, વહેમી પતિ ૦)≡॥, આરોગ્ય અને સુખ ૦≡॥.

આખો સટ રૂ. ૬॥=॥ ને બદલે રૂ. ૬)-॥

સટ ૫ મો:-સામાજિક વાતો ૦।=, રમુજી વાતો ૦।-, ભલી ભાભી ૦)-।, પતિ પ્રભુ છે ૦)-।, માંદગી અને માવજત ૦।-, વાતનું વતેસર ૦)-।, ઘરેણાંનો શોખ ૦)-।, પારસી સતીઓ ૦≡॥, એકાદશી ૦॥-॥, રાણકદેવી ૦॥=.

આખો સટ રૂ. ૩॥≡ ને બદલે રૂ. ૩॥

સટ ૬ ઠ્ઠો:-શિવાજીની મા ૦॥=, સાસુની શિખામણ ૦)-।, કાયદાનું અજ્ઞાન ૦)-।, નામ વગરની નવલકથા ૧॥=, નારીબિન્દુ ૦।-, માસિકધર્મ ૦)=॥, નવા સાથિયા ૦)=॥ વીર તારા (બે ભાગ) ૨॥-, ગોરમાનાં ગીતો ૦)-।.

આખો સટ રૂ. ૬॥-। ને બદલે રૂ. ૬)૦

સટ ૭ મો:-મેડમ ડેમીડા ૦॥=, સામાજિક વાતો ભાગ-૨ ૦)≡॥, ગ્રુન્થિયસ ગૃહિણી ૦)-।, સ્ત્રીસ્વાતંત્ર્ય ૦)-।, દક્ષિણી રાંધણકળા ૦)≡॥, સતી જસમા ૦≡॥, સંસાર-દર્શન ૦≡॥, ભૂમિમાતા-આનંદમઠ ૧॥=, બાળવિધવા ૦)=॥, સાચાં સહોદર ૧॥=.

આખો સટ રૂ. ૬॥=॥ ને બદલે રૂ. ૬)-॥

સટ ૮ મો:-ચેપગા અથવા એક પર બીજી ૦)≡॥, શુકન્યા ૦)=॥, વીરાંગના નીલાદેવી ૦)-।, રાસનન્દિની ૦॥=, પ્રતિભાનો સ્વયંવર ૧॥-, વિમાની સીતાબાઇ ૦)≡॥. ઝાંસીની રાણી ૦)≡, હાસ્યાંકુર ૦॥-॥, હાસ્યામૃત ૦≡॥.

( દરેકનું પોસ્ટેજ અલગ સમજવું )

**દેશબંધુ-સ્ત્રીશક્તિ કાર્યાલય, કેળાપીઠ, સુરત.**




પુસ્તક ૧૮ મું

સપ્ટેમ્બર-૧૯૪૩

અંક ૯ મો




સાર્વજનિક પુસ્તકાલય — પાદરા


: વાર્ષિક લવાજમ :

| | | |
|---|---|---|
| દેશમાં રૂ. ૩-૮-૦ | પરદેશ રૂ. ૫-૦-૦ | છૂટક નકલ રૂ. ૦-૬-૦ |

: વ્યવસ્થાપક :
બાપજીભાઈ નારણભાઈ અમીન (બી. કૉમ)
મંત્રી, પુ. સ. સ. મંડળ લિ.

: તંત્રી :
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

# અનુક્રમણિકા






આ માસિક વડોદરામાં 'ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસ'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૯-૪૩

# અનુક્રમણિકા






આ માસિક વડોદરામાં 'શ્રી લુહાણામિત્ર પ્રિં. પ્રેસ'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૯-૪૩

એક સુન્દર—રૂપ—ગુણ—કલા અને સુવાસથી મઘમઘતું

## ગૃહઉપયોગી પ્રકાશન

# ઘરની રાણી

ભાગ ૧-૨-૩-૪-૫ સાથે

: લેખક :
શ્રી. ડુંગરસી ધરમસી સંપટ

: પ્રકાશક :
એન. એમ. ઠક્કરની કંપની
બુકસેલર્સ : પબ્લીશર્સ
૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબઈ-૨



કિંમત : રૂા. ૬-૧૨-૦
વી. પી. ખર્ચ બાર આના જુદું.

૨૫૦ ચિત્રો
સુંદર દ્વિરંગી છપાઈ:
પચરંગી કલાથી ઓપતાં
આકર્ષક ચિત્રો સાથેના
બૉકસ સહિત

**સંસ્કારલક્ષ્મી**ના પ્રકાશક **એન. એમ. ઠક્કરની કંપની તરફથી** ગૃહ-ઉપયોગી આ બીજું પ્રકાશન રજુ કરવામાં આવે છે. સંસ્કારલક્ષ્મીના કર્તા શ્રી. ડુંગરસી ધરમસી સંપટની જ આ કૃતિ છે. સંસ્કારલક્ષ્મીની જેમ જ આ પુસ્તક પણ સ્ત્રીઉપયોગી બનાવવામાં આવ્યું છે, પરંતુ સંસ્કારલક્ષ્મીમાં ન આવેલા અને સ્ત્રીઓને માર્ગદર્શક થાય એવા તથા સ્ત્રી-જીવનને સ્પર્શતા વિવિધ પ્રકારના વિષયો રજુ કરવામાં આવ્યા છે. આ પુસ્તક મધ્યમ અને સંસ્કારી વર્ગની બહેનો માટે તથા ગ્રામ્ય બહેનોથી માંડીને, તે શહેરની સુધરેલી બહેનોને સ્પર્શે, તેમને એમાંથી શીખવાનું મળે એવી રીતે તેને રચવામાં આવ્યું છે.

સ્ત્રી એ **ઘરની રાણી** છે. એ રાણીપદ તેને ક્યારે મળે છે, કેવી રીતે પ્રાપ્ત થાય છે અને એ પદ પ્રાપ્ત થયા પછી તેણે એને યોગ્ય કેવી રીતે બનવું તેની માર્ગ-દર્શક માહિતી એમાં દાખલા-દલીલ અને દૃષ્ટાંતો સાથે અનુભવી લેખક તરફથી સુંદર અને સચોટ શૈલીમાં વર્ણવી બતાવવામાં આવી છે. સ્ત્રીએ ઘરની રાણી બની ઘરનો કારભાર કેવી રીતે ચલાવવો, ઘરમાં રહેતાં અનેક પ્રકારના સંબંધવાળાં માનવીઓની સાથે કેવી રીતે વર્તવું તે આ પુસ્તક પરથી જાણી શકાય છે.

આ પુસ્તકને **પાંચ ભાગમાં** વહેંચી નાખવામાં આવ્યું છે. **પહેલો વિભાગ સ્ત્રીની સુન્દરતાને સ્પર્શતો છે.** એમાં સ્ત્રીએ સુન્દર શા માટે બનવું ? કેવી રીતે સુન્દરતા પ્રાપ્ત કરવી, કેશ-ગૂંથનના વિવિધ પ્રકાર, વેણીની રચના અને તેનું સાન્દર્ય,



સોળ શણગારની કળા, સ્નાન કેવી રીતે કરવું, ચહેરાને સુન્દર કેવી રીતે બનાવવો, સૌન્દર્યપ્રયોગો, વાળ અને તેનું રક્ષણ, વેણીની રચનાના પ્રાચીન તથા અર્વાચીન પ્રકારો, સૌભાગ્ય ચાંલ્લો, ચાંલ્લાની વિવિધ ફેશનો તથા પ્રચલિત પ્રકારો, શૃંગારની વિવિધ સજાવટો, વસ્ત્રોનું સૌન્દર્ય, વસ્ત્રો પહેરવાની કળા તથા તેની ફેશન; અલંકાર અને આભૂષણો, કાન તથા ગળાનાં આભૂષણોના અર્વાચીન ઢબના નમૂનાઓ તથા ફેશનો, તરેહ તરેહની બંગડીઓ, કંગન, સુવર્ણકંકણો, શરીરનું આરોગ્ય, વ્યાયામની જરૂર આદિ વિષયો પુષ્કળ ચિત્રો સાથે આ ભાગમાં આપવામાં આવ્યા છે.

**બીજો વિભાગ પતિને કેવી રીતે પ્રસન્ન રાખી તેને વશ બનાવવો તેને લગતો છે.** સ્ત્રી જો ધારે તો પતિને પોતાને અનુકૂળ બનાવી પોતાના ગરીબ ઘરમાં પણ સ્વર્ગ ઉતારી શકે છે. આ માટે સ્ત્રીએ શું કરવું જોઇએ, પતિ કેવી રીતે રાજી થઇ તેને વશ થાય, પુરુષોને શું ગમે છે, પતિને રીઝવવાની જરૂર શા માટે? પતિને મિત્ર બનાવો, વગેરે વિષયો એમાં રજૂ કરવામાં આવ્યા છે. આ વિભાગનું સ્ત્રીઓ અધ્યયન કરી તેનો જો અમલ કરે તો અનેક સ્ત્રીઓ પોતાના દુઃખી, તકરારી અને કલેશથી બળતાં ઘરોમાં પણ સોનાનો સૂરજ ઉગાડી શકે છે. સ્ત્રીને પતિ સિવાય બીજું કોઇ જ મોટું નથી. એ પતિ જો તેને રીઝી જાય, તેને વશ બની જાય તો સ્ત્રીના સુખની મણા ન રહે. આ વિભાગમાં પણ પુષ્કળ ચિત્રો મૂકવામાં આવ્યાં છે. આ બન્ને વિભાગોની વિશિષ્ટતા એ છે કે તે દ્વિરંગી શાહીમાં આકર્ષક ઢબે છાપવામાં આવ્યા છે. ચિત્રો પણ ભરપૂર છે. આ વિભાગોને બરાબર ઊઠાવદાર અને આકર્ષક બનાવવામાં પ્રકાશકે જરા પણ મણા રાખી નથી એ જોઇ શકાય છે.

તે પછીના ત્રણ વિભાગોમાં **જુદા જુદા ઘરોનાં ને કુટુમ્બનાં સંસાર-ચિત્રો રજુ કરવામાં આવ્યાં છે.** આ સંસાર-ચિત્રો એટલાં તો સજીવ અને આકર્ષક ઢબે આલેખાયાં છે કે તે વાંચતાં એ આપણા-આપણા પાડોશીઓના તથા આપણા અંગત સગાંઓનાં હોય એવું જણાયા વગર રહે નહિ. વઢકણી સાસુઓને પ્રેમથી અને પોતાની કામગીરીથી વશ બનાવી દેવી વહુઓ, સસરા અને જેઠોનો પ્રેમ સંપાદન કરનારી વધૂઓ તથા ઘર આખાને પોતાને કબજે કરી દેનારી પુત્રવધૂઓના રસભર્યો, બુદ્ધિ, શિક્ષણ અને જ્ઞાનથી ચોપતાં સંસારચિત્રો એમાં પાને પાને ભરવામાં આવ્યાં છે. કુટુમ્બકલેશને કેવી રીતે દૂર કરી શકાય, સાસુ, નણંદો તથા જેઠ અને દિયરોને પ્રેમથી કેવી રીતે પોતાના બનાવી, ઘરનો કબજો મેળવી શકાય તેની ગુપ્ત

વાવીઓ લેખકે કુશળતાપૂર્વક અંદર બતાવી દીધી છે. વઢકણી અને જમાનાની ખાધેલી સાસુઓને પણ વિનયપૂર્વક અને પ્રેમથી વશ બનાવી દેનારી વહુઓની રસભરી વાતો અંદર છે. આ ત્રણે વિભાગો સ્ત્રીઓને ખૂબ જ વિચારશીલ વાંચન પૂરું પાડે છે અને તેના વાચનથી સ્ત્રી સંસારને લગતું તથા કુટુમ્બજીવનને લગતું ઘણું જાણી શકે છે.

પુસ્તકમાં ૨૫૦ ઉપરાંત ચિત્રો-સુશોભનો છે. ગુજરાતના પ્રસિદ્ધ ચિત્રકારોનો એમાં સાથ છે. શ્રી. કનુ દેસાઇ, શ્રીમતી ભદ્રાબ્હેન દેસાઈ, કુમારી નલિનીબહેન માવાણી, શ્રી. ભાનુ સ્માર્ત, શ્રી. મોરારજી સંપટ, શ્રી. હીરાલાલ પટેલ, શ્રી. જગદીશ મીસ્ત્રી, શ્રી. દીનેશ વોરા આદિનાં ચિત્રો એમાં અગ્રસ્થાન પ્રાપ્ત કરે છે. પુસ્તકમાં રાસ-નૃત્ય અને ગરબાનાં ચિત્રો, ગોવ્રત, મેંદી અને બપોરાના ચિત્રો પણ સુંદર રીતે અંકાયેલાં છે. પુસ્તકની શરૂઆતના ભાગમાં કુમારી નલિનીબહેન માવાણીનું બંગાળી અલ્પનાનું અને માતૃપ્રેમનું ત્રિરંગી ચિત્ર ખરેખર આપણા મનને મુગ્ધ બનાવે છે. આવી જ રીતે પુસ્તકના અન્તભાગમાં પ્રકટ થયેલું શ્રી. ભાનુ સ્માર્તનું 'કોન્સ્ટ અને પ્રેક્ષકોનું' ત્રિરંગી ચિત્ર પણ એટલું જ નયનમનોહર અને મનને આકર્ષનારૂં છે. એમાં ચિત્રની કલા સાથે આજના શિક્ષિત નારીસમાજની કેશ-ગૂંફનની કલાનો પણ રસિક પરિચય કરાવવામાં આવ્યો છે. આ ચારે ત્રિરંગી ચિત્રો આખા પુસ્તકની બે પાંખ જેવા સુશોભિત અને રળીઆમણા બન્યા છે.

અને આ પુસ્તકનું સૌથી વિશેષ આકર્ષણ તો એનુ બૉકસ છે. જેવી રીતે '**સંસ્કારલક્ષ્મી**'ના બૉકસ ઉપર ચાંદલો કરતી સ્ત્રીનું સુદર ચિત્ર આપવામાં આવ્યું છે તેવી જ રીતે ઘરની રાણીના બૉકસ ઉપર પણ ગુજરાતની કલા અને સંસ્કારિતાનો પરિચય કરાવતી એક ગુર્જર કુલવધૂનું સુન્દર, આકર્ષક અને નયનમનોહર પચરંગી ચિત્ર આપવામાં આવ્યુ છે. આ ચિત્ર શ્રી કનુ દેસાઇની અપૂર્વ કલારચનાનો સાક્ષાત્ પરિચય કરાવે છે. ચિત્ર એટલુ તો સુરેખ, રેખાંકનોથી ભરપૂર અને સજીવ બન્યુ છે કે તેને વારંવાર જોતાં પણ મન ન ધરાય. બૉકસની બીજી બાજુએ શ્રીમતી ભદ્રાબહેન દેસાઇનુ ત્રિરંગી ચિત્ર છે. આ ચિત્ર પણ આકર્ષક અને દેસાઇ દંપતિની કલાનો પરિચય કરાવનારૂં બન્યું છે.

આમ '**ઘરની રાણી**' એ વહુઓ માટેનું જ નહિ પરન્તુ પુરુષો અને સ્ત્રીઓ માટેનું એક અનોખું, અનુપમ અને વિવિધ જ્ઞાનથી ભરપૂર એવુ પ્રકાશન છે. સ્ત્રીઓ પોતાનું કહી શકે એવું આ એક જ પ્રકાશન છે. દરેક સંસ્કારી અને શિક્ષિત કુટુમ્બોમાં એ અવશ્ય હોવું જોઇએ. સ્ત્રીઓને શુભ પ્રસંગોએ ભેટમાં આપી શકાય એવું આ એક જ પુસ્તક અમને જણાય છે. અમે આ પુસ્તકને વસાવવાની દરેક કુટુમ્બને આગ્રહભરી ભલામણ કરીએ છીએ. સુંદર સામગ્રી, ૨૫૦ ઉપરાંત ચિત્રો, આકર્ષક બૉકસ અને આંખને ઉડી વળગે એવું રૂપાળું મુદ્રણ જોતાં એની કિંમત રૂ. ૯-૧૨-૦ યોગ્ય જ છે. વી. પી. ખર્ચ બાર આના જુદું. પુસ્તક નીચેને ઠેકાણેથી મળી શકશેઃ—

# એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ : પબ્લીશર્સ

૧૪૦, ગોવિંદ બિલ્ડીંગ પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨



પુસ્તક ૧૮ મું સપ્ટેમ્બર-૧૯૪૩ અંક ૯ મો

## અવતરણ

" અત્યારે ગામડામાં કેટલાક કાર્યકર્તાઓ છે; ને એ કાર્યકર્તાઓ અમુક પ્રકારની રાજકીય દૃષ્ટિ પણ ધરાવે છે. **જ્ઞાનની પરબ જેવા પુસ્તકાલયનો વહિવટ** પણ એમાંના ઘણા સેવાભાવે કરતા હોય છે. એમની પાસે એમની દૃષ્ટિ છે, સેવાની ધગશ છે, કામ કરવાની હોંશ છે, છતાં એ જે ફાળો આપશે તે સર્વદેશી વિકાસની દૃષ્ટિએ અત્યંત સંકુચિતજ રહેશે. આમ શા માટે ? – કારણ કે **વાદ** !

" માણુસ જ્યારે કોઇ પણ વાદનો ચેલો બને છે ત્યારે એનામાંથી એની દૃષ્ટિનો લોપ થાય છે. કોઇ પણ વાદના ચેલા બનવું–અને કોઇપણ વાદનાં લોકકલ્યાણકારી તત્ત્વોને સમજીને એને વધારે સમજવા મથવું, એ બેમાં આકાશ–પાતાળ જેટલું અંતર છે. ચેલાઓ ભયંકર છે–પછી ભલે એ ટોલ્સ્ટૉયના હોય, અરવિંદના હોય, ગાંધીજીના હોય કે સ્ટેલીનના હોય : ભયંકર છે એટલે સમર્થ નથી. એ અર્ધદગ્ધ હોય છે અને એમની અર્ધ-દગ્ધતા લોકભૂમિને પણ અર્ધદગ્ધ રાખવા મથે છે; આ વસ્તુ ભયંકર છે.

" એટલે આપણી આજની મોટામાં મોટી જરુરિયાત, જે વસ્તુ કે વાદને આપણે સ્વીકારતા હોઇએ તે વસ્તુ કે વાદ સિવાયની સઘળી જ વસ્તુઓ નિષ્ફળ છે, એવી વારંવાર ઉચ્ચારાતી વાણીને સંયમ આપવાની છે. ભલે આપણો વાદ, લોકની મોરલીએ ચડયો હોય, પણ એ વાદમાં જેટલું ધાતુત્વ છે એટલું જ લોકમાં રહેવાનું છે.

" લોકની નિર્દોષ મોરલી તો અજબ રીતે ક્રૂર હોય છે. એ તો આજે મુસોલિનીનાં તોપ ઉપર થયેલાં વ્યાખ્યાનો સાંભળે ને કાલે એ જ તોપને મોઢે એને ચડાવે ! ! "

[ " સ્ત્રીજીવન "માંથી ] —" ધૂમકેતુ "

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

બ્રિટનમાં કાગળના પૂરવઠા પર અંકુશ હોવા છતાં આંધળાઓ માટેની બ્રિટિશ સામ્રાજ્યની મોટામાં મોટી પ્રકાશનસંસ્થા—નેશનલ ઇન્સ્ટિટયુટ ફૉર ધ બ્લાઇન્ડ(આંધળાઓ માટેની રાષ્ટ્રીય સંસ્થા )એ ગયા વર્ષમાં ૧૪,૦૦૦ થી વધારે બાંધેલાં પુસ્તકો, ૧૩,૦૦૦ થી વધુ પેમ્ફલેટો, ૧૪૧,૦૦૦ થી વધારે માસિકો તથા ૩૫૦,૦૦૦ થી વધારે વર્તમાનપત્રો બ્રેઇલ તથા મૂન અક્ષરોમાં પ્રકટ કર્યાં છે.

*

૧૯૪૨ માં મુંબઇ ઇલાકામાં રજિસ્ટર થયેલાં પુસ્તકો તથા સામયિકોની સંખ્યા ૫,૫૪૩ થી ઘટીને ૪,૩૬૮ ની થઇ છે.

પ્રાદેશિક ભાષામાં મૌલિક ગ્રંથોની સંખ્યા ૩૧૨૮ અને અંગ્રેજી તથા બીજી યુરોપિયન ભાષાનાં પુસ્તકોની સંખ્યા ૭૨૩ ની હતી.

પ્રાદેશિક ભાષામાં પ્રગટ થયેલ પુનર્મુદ્રણો તથા ભાષાંતરોની સંખ્યા અનુક્રમે ૧૯ તથા ૩૯ની હતી.

પુસ્તકોમાં મરાઠી ભાષામાં ૬૭૩, ગુજરાતીમાં ૫૩૬ તથા કાનડી ભાષામાં ૧૫૦ પ્રકટ થયાં હતાં. સામયિકોમાં ૯૧૨ ની સંખ્યા સાથે ગુજરાતી ભાષા આગળ પડતી હતી. ઉર્દૂ ભાષામાં ચાર પુસ્તકો પ્રગટ થયા હતાં; જ્યારે નવું એક પણ સામયિક પ્રગટ થયું નહોતું.

મૌલિક ગ્રંથોની પહેલી આવૃત્તિ પ્રગટ થઇ હોય તેની વિભાગવાર સંખ્યા નીચે મુજબ છેઃ—

ધર્મ ૪૧૫, ભાષા ૨૪૩, વાર્તા ૧૭૬, દવાને લગતાં ૫૬૫, વિજ્ઞાન ૧૪૮, કાવ્ય ૧૦૦, જીવનચરિત્ર ૭૧, કાયદો ૫૯, રાજનીતિ ૫૫, ઇતિહાસ ૪૨, નીતિશાસ્ત્ર ૩૯, ગણિત તથા યંત્રશાસ્ત્ર ૩૪, નાટ્ય ૩૧, કળા ૨૧.

*

શ્રી. વી. એચ. ડેવીડના તંત્રીપણા હેઠળ બર્મી ખાલી કરી આવેલાઓનું મુખપત્ર ' બર્મા નાડું ' આખરે પ્રકટ થયું છે.

જાહેર કર્યા મુજબ તે વહેલું પ્રકટ ન થઈ શકવાનું કારણ એ હતું કે, કાગળની ખરીદી માટે સરકાર તરફથી જોઈતી પરવાનગી મળી શકી નહોતી. અત્યારે તો આ પત્ર ફક્ત અંગ્રેજીમાં જ નીકળશે, પણ કાગળનો વધારે જથ્થો મળતાં તામિલ અને તેલુગુ ભાષાની આવૃત્તિઓ પણ પ્રકટ કરવામાં આવશે.

પહેલા અંકમાં સરકારી અધિકારીઓના સંખ્યાબંધ સંદેશાઓ પ્રગટ કરવામાં આવ્યા છે. આ સદેશા મોકલવામાં બંગાળના આગલા ગવર્નર તથા બીજા ઘણાનો સમાવેશ થાય છે. આ પત્રમાં બર્મી ખાલી કરી ગયેલાઓના પ્રશ્નની ખાસ ચર્ચા કરવામાં આવે છે. પત્રની ઑફિસ ભારત બિલ્ડીંગ્ઝ, માઉન્ટ રોડ, મદ્રાસ ખાતે છે.

*

પટણાથી નીકળતા ' બિહાર હેરલ્ડે ' ૮ મી જુનનો અંક ' ઝેકોસ્લોવેકિયા અંક ' તરીકે બહાર પાડેલ છે. ઝેક જીવનની જુદી જુદી બાબતો, તેનો ઇતિહાસ, ભૂગોળ, સુન્દર,

ઉદ્યોગ, ખેતીવાડી, સ્વાતંત્ર્ય અને રાજકીય બંધારણ સંબંધી ઘણું જાણવાનું મળી આવે છે. શરૂઆતમાં ' હિંદ અને ઝેકોસ્લોવેકિયા 'માં બન્ને દેશો વચ્ચેના સાંસ્કૃતિક સંબંધ ઉપર જાનબેરોએ લેખ લખેલ છે.



કોઈ પણ લેખક કે ગ્રંથકાર માટેનાં લોકોનાં માન અને આદર, તેના મૃત્યુ પછી, ઘડવામાં આવેલ કોઇ પણ કાયદા કરતાં વધારે સારા રક્ષકો છે. છતાં પણ વેપારી દૃષ્ટિથી મહાપુરુષોનાં પુસ્તકો સાથે છૂટછાટ લેવામાં આવે છે. આપણે શરતચંદ્ર ચેટરજીના પુસ્તક ' કાશીનાથ 'ની જ વાત લઇએ. તેની જે ફિલ્મ ઉતારવામાં આવી છે તેમાં મુખ્ય હકીકતને વિકૃત સ્વરૂપમાં રજૂ કરવામાં આવી છે.

દિલ્હીથી પ્રગટ થતા માસિક ' ધી કેરેવન 'માં અત્યાર સુધી પશ્ચિમના મહાન ગ્રંથોનો ટૂંક સાર આપવામાં આવતો હતો. હવે તેમાં હિંદનાં પુસ્તકોનો સાર આપવાનું શરુ કરવામાં આવ્યું છે. અને ' કાશીનાથ 'થી શરુઆત કરવામાં આવી છે. બીજી નવલકથાઓનો ટૂંક સાર પણ હવે પછી આપવામાં આવશે.

## આઠ દિવસમાં પાંચ લાખ પુસ્તકો ખપી ગયાં ! !

યુનાઇટેડ સ્ટેટ્સના પુસ્તકવિક્રેતાઓના ઇતિહાસમાં હંમેશને માટે યાદ રહી જાય એવું ગયા અઠવાડિયાનું વેન્ડેલ વીલ્કીના 'વન વર્લ્ડ' પુસ્તકનું વેચાણ હતું. ' ગૉન વીથ ધી વીન્ડ,' 'હાઉ ટુ વીન ફ્રેન્ડઝ ઍન્ડ ઇન્ફ્લુએન્સ પીપલ' અને 'યોર ઇન્કમ ટેક્સ' જેવાં પુસ્તકોના વેચાણને ટપી જાય એવું મોટું એ વેચાણ થયું હતું.

આઠ દિવસમાં પાંચ લાખ નકલો છપાઇ હતી. રોજની પચાસ હજાર નકલો વેચાતી હતી. બ્રિટિશ, સ્વીડીશ અને સ્પેનીશ આવૃત્તિઓના ' હક્ક ' વેચાઇ ગયા હતા. બાંધેલાં ગેલી-પ્રૂફોના લિલામમાં મિ૦ જુલીઅસ ફલેઇફેરે એ બાંધેલાં પ્રૂફોની ખરીદી કરી હતી. એની કિંમત એક લાખ ડૉલરના વૉર બૉન્ડની ઉપજી હતી. એ જ માણસે જેક બેન્નીની વાયોલીન દસ લાખ ડૉલરમાં ખરીદી હતી.



બંગાળી ભાષામાં શ્રી. રવીન્દ્રનાથ ટાગોરનાં બે નવાં પુસ્તકો પ્રકટ કરવામાં આવ્યાં છે. ' આત્મપરિચય ' અને ' સાહિત્યેર સ્વરૂપ. '



' મોડર્ન રિવ્યુ 'ના વિદ્વાન તંત્રી શ્રી. રામાનંદ ચેટરજીની જયંતી ઉજવવાની તૈયારીઓ પૂરબહારથી ચાલી રહી છે. આ ઉત્સવની ઉજવણીમાં ડૉ. શ્યામપ્રસાદ મુખરજી પત્રકારો, વિદ્વાનો તથા કળાકારોને મદદ કરી રહ્યા છે એટલી જ હકીકત તેની સફળતા માટે પૂરતી છે. બંગાળી સંસ્કૃતિમાં શ્રી. રામાનંદ ચેટરજીનો ફાળો સુવિદિત છે.



પ્રિન્સિપાલ રામેંદ્ર સુંદર ત્રિવેદીની ચોવીસમી મૃત્યુતિથિ ઉજવવા માટે બંગીય સાહિત્ય પરિષદની એક ખાસ બેઠક બોલાવવામાં આવી હતી. કલકત્તાની સભામાં સર જદુનાથ સરકારે પ્રમુખપદ લીધું હતું. અનેક વક્તાઓએ, પ્રિન્સિપાલ ત્રિવેદીએ બંગાળી સાહિત્યની બજાવેલ સેવાનાં વખાણ કર્યાં હતાં. બંગાળી ભાષામાં વૈજ્ઞાનિક સત્યોને સમજાવવાના તેમના યત્નની ખાસ પ્રશંસા કરવામાં આવી હતી.



હિંદી સાહિત્યને સમૃદ્ધ બનાવવામાં મધ્ય પ્રાંતોએ અગત્યનો ભાગ ભજવ્યો છે. એમ

પણ કહેવાય છે કે મહાકવિ કાલિદાસને મેઘદૂત લખવાની પ્રેરણા ત્યાંથી જ મળી હતી. ચિંદવાડા પરગણામાં આવેલ અમરવાસને સંસ્કૃત વિદ્વાનોએ કાલિદાસનું ' અમરકૂટ ' ગણ્યું છે. અત્યારે મધ્ય પ્રાંતમાં ઘણા પ્રખ્યાત વિદ્વાનો વસી રહ્યા છે.

બિલાશપુરના મહામહોપાધ્યાય સાહિત્ય-વાચસ્પતિ રાવબહાદુર જગન્નાથપ્રસાદ 'ભાનુ' હિંદી કાવ્યના પ્રસિદ્ધ વિદ્વાન છે. તેમનાં ' કાવ્ય પ્રભાકર ' તથા ' ચાંદ-પ્રભાકર ' હિંદભરમાં જાણીતાં બન્યાં છે. તેમની ઉંમર લગભગ નેવું વર્ષની છે.

રાયપુરના ડૉ. બલદેવપ્રસાદ મિશ્ર હિંદીના જાણીતા વિદ્વાન, કેળવણીકાર તથા વક્તા છે. તેમણે હિંદી સાહિત્યની અમૂલ્ય સેવા બજાવી છે. તુલસીદાસના તત્ત્વજ્ઞાન વિષેના તેમના લેખે તેમને ડૉકટરની પદવી અપાવી છે.



' કર્મવીર 'ના તંત્રી માખનલાલ ચતુર્વેદીએ મધ્યપ્રાંતમાં પ્રગતિશીલ સાહિત્યનું વાતાવરણ ઉત્પન્ન કર્યું છે. આ ઉપરાંત બીજા પણ ઘણા છે.

સ્ત્રીલેખિકાઓને આપણે વિસરી જવી ન જોઈએ. સુભદ્રાકુમારી ચોહાણ, હીરાદેવી ચતુર્વેદી, શકુંતલાદેવી ખરે, સરલા તિવારી, વિદ્યા ભાર્ગવ, રત્નકુમારીદેવી અને દિનેશનંદિની, જાણીતી લેખિકાઓ છે. બીજી કવયિત્રીઓનાં પુસ્તકો એટલાં જ માનાર્હ છે. નવલકથા તથા નવલિકાની લેખિકા તરીકે ઉષા મિત્ર અને તેજરાણી પાઠકને આપણે ભૂલી શકીએ નહિ.

મધ્યપ્રાંતમાં લગભગ દશ વર્તમાનપત્રો ચાલે છે, જેમાંનાં ઘણાંખરાં અઠવાડિક છે. ' હિંદી શુભચિંતક 'ની પ્રગતિ ખાસ નોંધપાત્ર છે. ' કર્મવીર ', ' સ્વરાજ ', ' આગ્રાદૂત ', ' સાવધાન ', ' નવભારત ', ' લોકમત ' અને ' અંકુશ ' હિંદી સાહિત્યની સરસ સેવા બજાવી રહ્યાં છે. આ બધા છતાં મધ્ય પ્રાંતમાં એક સારા માસિકની ખોટ જણાય છે.



અખિલ હિંદ હિંદી સાહિત્ય સંમેલનની એકત્રીસમી બેઠક મે માસના અંતમાં હરિદ્વારમાં પંડિત માખનલાલ ચતુર્વેદીના પ્રમુખપણા હેઠળ ભરવામાં આવી હતી. આ પરિષદના પ્રમુખપદ માટે મધ્યપ્રાંતમાંથી ચોથી વખત ચૂંટણી થઈ છે. સ્વ. રા. બ. પંડિત વિષ્ણુદત્ત શુકલ ૧૯૨૦ માં પટણામાં પ્રમુખ હતા. રાયપુરના સ્વ. પંડિત માધવરાવ સપ્રે ૧૯૨૪ માં દહેરાદુનમાં તથા ૧૯૩૭ માં સ્વ. શેઠ જમનાલાલ બજાજ મદ્રાસમાં પ્રમુખ હતા.

આ વર્ષની બેઠકનો અભૂતપૂર્વ બનાવ એ હતો કે પ્રમુખનું વજન રુપિયાના સિક્કાથી કરવામાં આવ્યું હતું. સ્વાગત સમિતિના પ્રમુખ મહંત શાંતાનંદ નાથ, મહંત ઘનશ્યામગિરિ અને શ્રી. પન્નાલાલ ભાલા, આ દાન કરનારાઓમાં મુખ્ય હતા. શ્રીમતી ચંદ્રાવતી જૈને રૂ. ૧૦૦૧) આપ્યા હતા. આ બધી રકમ હવે પછી ' હરિદ્વાર સંમેલન નિધિ ' તરીકે ઓળખાશે અને તેનો ઉપયોગ વીસમી સદીના સ્વર્ગસ્થ થયેલ લેખકોનાં પુસ્તકો પ્રગટ કરવામાં વાપરવામાં આવશે. અલ્હાબાદ યુનિવર્સિટીના વાઇસ ચેન્સેલર ડૉ. અમરનાથ ઝાને પણ મહંત શાંતાનંદ નાથે રૂ. ૫૦૧)ની થેલી ભેટ ધરી હતી. હિંદીમાં વૈજ્ઞાનિક શબ્દો તૈયાર કરવામાં આ રકમ વાપરવાનું ડૉ. અમરનાથ ઝાએ વચન આપ્યું છે. પરિષદની હવે પછીની બેઠક જયપુરમાં મળશે.



મહિસુર સરકારે, બેંગલોરની કાનડા સાહિત્ય પરિષદને અપાવેલી રૂા. ૩૦૦૦) ની વાર્ષિક ગ્રાન્ટ ૧૯૪૩ ના જુલાઈથી ત્રણ વર્ષ માટે ચાલુ રાખી છે.

આગેવાન વેપારી તથા આર્સીકેરના સ્થાનિક કર્ણાટક સંઘના પ્રમુખ શ્રી. કે. વેંકટ-સ્વામીએ પરિષદને રૂા. ૧૦૦૦) નું દાન કર્યું છે.

જુનના પહેલા અઠવાડીઆમાં આર્સીકેરના કર્ણાટક સંઘે વસંત સાહિત્ય ઉત્સવ ઉજવ્યો હતો.



જે બાળક અથવા મનુષ્યને પહેલવહેલું શિક્ષણ મળે તેને વાંચવાની ખૂબ ભૂખ જાગે છે અને તેથી આપણા રાષ્ટ્રના મહામૂલા ગ્રંથો રામાયણ અને મહાભારતમાંથી સહેલું વાચન મળે તે માટે ખૂબ લાગણી થાય તે સ્વાભાવિક છે. સરળ સાદા ગદ્યમાં, બાલ-પુસ્તકોમાં રામાયણની વાત પ્રગટ કરવાની યોજના મહિસુર અક્ષર પ્રચાર સમિતિની વિચારણા હેઠળ છે. આ વિષે કાનડી ભાષાના આગેવાન લેખકોના મત માગવામાં આવ્યા છે.



મહિસુર યુનિવર્સિટીના પ્રો. એન. એસ. નારાયણશાસ્ત્રીને તાજેતરમાં યુનિવર્સિટીએ ' ડૉકટર ઑફ લિટરેચર 'ની પદવી આપી છે. આ માન મેળવનાર પ્રો. પહેલવહેલા જ છે. પ્રો. નારાયણસ્વામી હિંદમાં તેમ જ હિંદ બહાર ખૂબ પ્રખ્યાત છે.



મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદના આશ્રય હેઠળ જુન માસના પહેલા અઠવાડિયામાં પૂના ખાતે ' ઇતિહાસ વાઙ્મય સંમેલન ' ભરવામાં આવ્યું હતું. પ્રમુખપદે જાણીતા ઇતિહાસ-વેત્તા રાવબહાદુર જી. એસ. સરદેસાઈ હતા.



યશોદા ચિંતામણિ ટ્રસ્ટે જાહેર કરેલું આ વર્ષનું રૂ. ૨૫૦) નું પારિતોષિક પૂનાના મિ. ( થોડો સમય પ્રોફેસર ) એન. જી. જોશીને આપવામાં આવ્યું છે. તેમના નિબંધનો વિષય ' ભારતીય નાટ્યકલાનું વાઙ્મય ' છે. નિબંધ પ્રગટ થવાની તૈયારીમાં છે.



મરાઠી ભાષામાં હાલમાં વિવિધ પ્રકારનાં પુસ્તકો પ્રગટ થયાં છે. તેમાંનાં કેટલાંકનો નિર્દેશ નીચે કરવામાં આવે છેઃ

શ્રી. વાય. એમ. પાઠકનું ' માઝે કાદંબરીલેખન ' લીલા દેશમુખનું ' વીણા કાદં-બરી, ' એન. કે. બિહારીનું ' શકકર્તા શાલિવાહન ' અને ગુરુજીનું ' ગોડા શેવતાં, ' અવિનાશ ઓક કૃત ' પીવલા ગુલાબ, ' જી. ટી. મધોલકરનું ' ચંદનવાડી ' વગેરે.



લાહોરમાં મળેલ પંજાબના વર્કિંગ જર્નાલિસ્ટસ ( કામ કરતા તંત્રીઓ )ની સભામાં ' ધી પંજાબ વર્કિંગ જર્નાલિસ્ટસ એસોસીએશન 'ની સ્થાપના કરવામાં આવી હતી. ' સિવિલ એન્ડ મિલિટરી ગેઝેટ 'ના તંત્રી મિ. એફ. ડબ્લ્યુ બસ્ટીનને તથા ' ટ્રિબ્યુન 'ના સિનિયર આસિસ્ટન્ટ તંત્રી મિ. જંગબહાદુરસિંઅને અનુક્રમે કામચલાઉ પ્રમુખ તથા

સામાન્ય મંત્રી તરીકે ચૂંટી કાઢવામાં આવ્યા હતા. બંધારણ ઘડવા માટે એક પેટાસમિતિની નિમણુક કરવામાં આવી હતી.

મુશ્કેલીમાં આવી પડેલા પત્રકારોને મદદ આપવા માટે ટ્રસ્ટની દેખરેખ હેઠળ એક લાખ રુપિયાનું ફંડ કરવાનો સભાએ ઠરાવ કર્યો હતો. લાહોરના ઉર્દૂ દૈનિક 'વીર ભારતે' એક હજાર રૂપિયાનું દાન આપીને ફંડની શરૂઆત કરી છે.



ગયા વર્ષના ઑગસ્ટની ૯ મી તારીખ પછી ગાંધીજી સંબંધી, ગાંધીજીના લખેલ તથા તેમના લેખોમાંથી તૈયાર થયેલ કેટલાં પુસ્તકો બહાર પડયાં હશે ? હવે તો તે ગણવાનું કાર્ય પણ પડતું મૂકવું પડે તેમ છે.

છેલ્લું પુસ્તક શ્રી. વી. વી. એમ. એ લખેલું 'ગાંધી ઇઝ ઇન્ડિયા' ( Gandhi is India ) બહાર પડયું છે. ગાંધીજીના વ્યક્તિત્વ તથા તેમનાં લખાણો સંબંધી રોમે રોલાંથી માંડીને જ્હૉન ગંથર સુધી તથા રવીન્દ્રનાથ ટાગોરથી માંડીને સર રાધાકૃષ્ણન્ સુધીના લેખકોનાં તેમાં અવતરણો છે. આ પુસ્તક સારામાં સારું વાચન પૂરું પાડે છે.



કાગળોની તંગીના આ જમાનામાં જ્યારે પ્રકાશકો હાથ જોડીને બેસી રહ્યા છે, વર્તમાનપત્રોએ પાનાં તથા ફેલાવા પર કાપ મૂકયો છે, જેવાં તેવાં માસિકો તો બંધ પડયાં છે, ત્યારે એક જ એવી પ્રકાશનસંસ્થા છે, કે જેને આ કંઇ પણ હરકત ન નડતી હોય. આ સંસ્થાનું નામ છે 'યુનાઇટેડ પબ્લીકેશન્સ' દિલ્હી. તેના એક પ્રકાશન પરથી જણાય છે કે, એ સંસ્થા ફ્રેંચ, પર્શિયન, પુસ્તૂ, અરેબિક, ઉર્દૂ અને અંગ્રેજીમાં ઓછામાં ઓછાં અગિયાર માસિકો પ્રગટ કરે છે. બધાં માસિકો સરસ કાગળ પર-કેટલાંક તો આર્ટ પેપર પર છપાય છે. તેમાં પુષ્કળ ચિત્રો આપવામાં આવે છે અને તેની કિંમત બહુ જ ઓછી-મોટે ભાગે ચાર જ આના-હોય છે. તેમાં જાહેરખબરો બિલકુલ લેવામાં આવતી નથી. કોઇપણ પ્રકાશક તમને કહેશે કે આ તો વીસમી સદીની એક નવાઇ છે !



વાચકને આટલી હકીકતથી તો તે વિષે વધારે જાણવાની જિજ્ઞાસા થશે. લગભગ અર્ધો ડઝન ભાષામાં માસિકો પ્રગટ કરાવીને કોઈ ધૂની શ્રીમંત પોતાના પૈસા વેડફી નાખે છે કે કોઈ મોટી સંસ્થા દિલ્હીથી ઉત્તર આફ્રિકા સુધીનો પ્રકાશનનો ધંધો હાથ કરી લેવા માગે છે ? અથવા તો હિંદી સરકારનું કોઈ પ્રચાર ખાતું આ માસિકો પ્રગટ કરાવે છે ? આમાંનાં કેટલાંક માસિકો તો હમણાં સુધી નજીકના પૂર્વના દેશોમાં પ્રચાર કરવા માટે પરદેશના બનાવોના ખાતા તરફથી પ્રગટ કરવામાં આવતાં હતાં.



હાલમાં બર્મામાં અંગ્રેજી ભાષા પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે, ફક્ત જાપાનીઝ તથા બર્મીઝ ભાષાની છૂટ છે.

૭ મી ડિસેંબરથી રંગૂનમાંથી એક જાપાની દૈનિક નીકળવું શરૂ થયેલ છે.



સાત સમુદ્રનાં બંદરોના અસંખ્ય રોમાંચક કિસ્સાઓની ખબર ભવિષ્યની પ્રજાને પડી શકશે નહિ.

યુનાઇટેડ સ્ટેટસના નૌકા ખાતાના નવા સંરક્ષણ પગલાં હેઠળ અમેરિકાના નૌકા ખાતાના અધિકારીઓ તથા ખલાસીઓને ભવિષ્યમાં ડાયરી ન રાખવાનું તથા અત્યારની બધી ડાયરીઓનો નાશ કરવાનું કહેવામાં આવ્યું છે.



' રોય્ઝ વીકલી 'માં વેફેરર જણાવે છે કે ' મને ચોક્કસ વહેમ છે કે થોડા મહિનામાં જ લૉર્ડ લિન્લિથગો હિંદ ઉપર એક પુસ્તક લખશે. હું જો મારી વિચારશ્રેણી આગળ ચલાવું તો મને ખાતરી છે કે સનંદી નોકરો પરના પ્રકરણમાં ખૂબ માહિતી મળી શકશે. ' તે કહે છે કે હિંદ સનંદી નોકરોની નાગચૂડમાં છે અને તે અટકાવવાને એક પણ વાઈસરોય શક્તિમાન થયેલ નથી. ગાંધીજીએ એક વખત લૉર્ડ રીડીંગને એવી સલાહ આપી હતી કે ' જો તમે પ્રથાને ગળી નહિ જાવ, તો પ્રથા તમને ગળી જશે. ' લૉર્ડ રીડીંગ સુદ્ધાં બધા વાઈસરૉયના સંબંધમાં આ શિખામણ સાચી પડી છે.



મદ્રાસના પ્રસિદ્ધ પુસ્તકવિક્રેતા જી. એ. નાટેસને ગાંધીજીના જીવનચરિત્રના, ' મહાત્મા ગાંધી, ધી મેન ઍન્ડ હિઝ મિશન ' નામથી પ્રગટ કરેલ પુસ્તકની હાલમાં દશમી આવૃત્તિ પ્રગટ થઇ છે તે ખરેખર પ્રકાશકો માટે ગૌરવ લેવા જેવી વસ્તુ છે. આ પુસ્તકમાં, અખિલ હિંદ મહાસભા સમિતિની ઑગસ્ટની બેઠક, આગાખાન મહેલમાં ગાંધીજીની અટકાયત, તેમનો છેલ્લો ઉપવાસ તથા નેતાઓની માગણી સુધીની હકીકત આપી પુસ્તકને અદ્યતન બનાવવામાં આવેલ છે. પુસ્તકની કિંમત બે રૂપિયા છે. **છોટાલાલ માનસિંગ કામદાર**

---

# માસિકો મળ્યા તારીખ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઊર્મિ અને નવરચના | ઑગસ્ટ | ૧૬–૮–૪૩ | બાલમિત્ર | સપ્ટેમ્બર | ૩–૯–૪૩ |
| કિશોર | જુલાઇ–ઑગસ્ટ | ૧૧–૮–૪૩ | બાલસખા | સપ્ટેમ્બર | ૧–૯–૪૩ |
| કુમાર | જુન | ૭–૯–૪૩ | બાળક | સપ્ટેમ્બર | ૧–૯–૪૩ |
| ખેતીવાડી વિજ્ઞાન | સપ્ટેમ્બર | ૨–૯–૪૩ | બુદ્ધિપ્રકાશ | ઍપ્રિલ–જુન | ૨૩–૭–૪૩ |
| ગાંડીવ | સપ્ટેમ્બર | ૧–૯–૪૩ | ભગિની | ઑગસ્ટ | ૨૧–૭–૪૩ |
| ગુણસુન્દરી | જુન–જુલાઇ–ઑગસ્ટ | ૮–૯–૪૩ | માનસી | જુન | ૮–૭–૪૩ |
| ગ્રામજીવન | સપ્ટેમ્બર | ૧–૯–૪૩ | રેખા | ઑગસ્ટ | ૨૯–૭–૪૩ |
| ધરશાળા | ઑગસ્ટ | ૧૪–૮–૪૩ | વ્યાયામ | ઑગસ્ટ | ૨૧–૮–૪૩ |
| ચિત્રમય જગત | સપ્ટેમ્બર | ૪–૮–૪૩ | વૈદ્યકલ્પતરુ | સપ્ટેમ્બર | ૭–૯–૪૩ |
| નવચેતન | સપ્ટેમ્બર | ૧–૯–૪૩ | શારદા | ઑગસ્ટ | ૧૫–૮–૪૩ |
| પાટીદાર | ભાદરવો | ૨૬–૮–૪૩ | શિક્ષણપત્રિકા | શ્રાવણ | ૨૭–૮–૪૩ |
| પ્રસ્થાન | અષાડ–શ્રાવણ | ૩–૮–૪૩ | સ્ત્રીજીવન | સપ્ટેમ્બર | ૧–૯–૪૩ |
| બાલજીવન | સપ્ટેમ્બર | ૯–૯–૪૩ | સ્ત્રીબોધ | સપ્ટેમ્બર | ૮–૯–૪૩ |

# ભારતીય ભાષાઓનું આધુનિક સાહિત્ય

બ્રિટિશ સમય પહેલાં હિંદની મુખ્ય ભાષાઓ બંગાળી, હિંદી, મરાઠી, ગુજરાતી, સિંધી ભાષાઓમાં લગભગ મોટા ભાગના ગ્રંથો પદ્યમાં જ રચાતા હતા. એમાં આશરે સોએ સો ટકા પદ્યગ્રંથો જ રચાયા છે. કોઈ અપવાદરૂપે ગદ્યગ્રંથ લગભગ દુર્લભ જેવા જ હતા. એ ગદ્ય ભાષાગ્રંથોની ગૂંથણીનો વિકાસ અંગ્રેજી અમલ દરમિયાન જ થયો છે. આગળ વાર્તાઓ પણ પદ્યમાં જ રચાતી હતી. પરંતુ બ્રિટિશ અમલમાં ભાષાઓનું સાહિત્ય શતગણું વિકસિત થયું છે. તેમાં મુદ્રણકળાની જર્મનીમાં ગટનબર્ગે બ્રિટિશમાં કેક્સ્ટને શોધ કર્યા પછી તો પુસ્તકોનું મુદ્રણ અને વાચન ખૂબ વધ્યાં. હિંદમાં પણ એનો વિકાસ ધીમે પણ સચોટપણે થયો. આશ્ચર્યકારક બિના તો એ છે કે હિંદની ઘણીખરી ભાષાઓની સુધારણા વિકાસ અને આધુનિક યુગનો પાયો નાખનાર ખ્રિસ્તી ધર્મના યુરોપીયન મિશનરીઓ હતા. એમણે હિંદની લગભગ ઘણીખરી ભાષાઓ ઉપર મહદ્ ઉપકાર કર્યો છે.

બંગાળી ભાષાનું હાલનું વ્યાકરણ તૈયાર કરવામાં અને ગદ્ય સાહિત્યની શરૂઆત કરવામાં શ્રીરામપુરના એક પાદરી સાહેબનો હાથ હતો બંગાળમાં. અંગ્રેજ અમલ ઠેઠ ઈ. સ. ૧૭૭૨ થી શરૂ થયો છે; એ સમય પછી થોડાં વર્ષે હાલ્હેડ નામના યુરોપિયને અત્યંત પરિશ્રમ વેઠી, બંગાળી ભાષાનું સાંગોપાંગ જ્ઞાન મેળવ્યું. ઈ. સ. ૧૮૦૦ માં અંગ્રેજી અમલદારોને બંગાળી ભાષાનું જ્ઞાન આપવા ફૉર્ટ વિલિયમ કૉલેજ નામના વિદ્યાલયની સ્થાપના થઈ. તેમાં કેટલાક બંગાળી પંડિતોને પણ રાખવામાં આવ્યા હતા. એ કૉલેજના શિક્ષણ માટે કેટલાંક પુસ્તકો રચાયાં હતાં. ઈ. સ. ૧૮૦૧ માં બંગાળી ભાષાનો પહેલો કોષ રચાયો હતો. દેશી ભાષાઓમાં કોષની રચના હિંદભરમાં આ પ્રથમ જ થઈ હતી. હિંદીમાં પણ મિશનરીઓએ પાયો ખોદવાનું યથાશક્તિ કામ કર્યું હતું. ગુજરાતીમાં રેવરન્ડ મિ. ટેલરનું વ્યાકરણ ઘણાં વર્ષો સુધી પાઠ્ય પુસ્તક તરીકે જાણીતું હતું. સિંધી ભાષાને અગાઉ લિપિ નહોતી. વેપારી ઓડીઆ લિપિ ઢંગધડા વગરની અને વ્યાકરણદોષવાળી હતી. રેવરેન્ડ મિ. ટ્રેન્ટે સિંધીને અરબી લિપિમાં લખવાની પહેલ કરી આખી વર્ણમાળા અને વ્યાકરણ તૈયાર કર્યું હતું. પણ એ વ્યાકરણ સિંધીમાં ચાલે છે. ગુજરાતીમાં ટી. જે. વેલ્સની પાઠમાળા હજી પણ ઉપકારક છે. હૉપ વાચનમાળાના લેખકો ગુજરાતીઓ છતાં એની સંકલના હોપ સાહેબની દેખરેખ નીચે થઈ છે.

ઈ. સ. ૧૯૦૧માં બંગાળમાં પાદરીઓએ ૮૦ હજાર શબ્દોનો મોટો કોષ તૈયાર કર્યો. તેમ જ હિંદની દેશી ભાષાઓમાં પહેલું માસિક પણ બંગાળી મિશનરીએ જ કાઢયું હતું. રેવરેન્ડ કૃષ્ણમોહન બંદોપાધ્યાય નામે દેશી મિશનરીએ ઈ. સ. ૧૮૦૧ લગભગમાં " વિદ્યાકાપ ગ્રુપ " નામે માસિક કાઢયું હતું. ગુજરાતી, હિંદી, મરાઠી, સિંધીમાં ત્યારે માસિકો નહોતાં.

બંગાળીમાં ગદ્ય સાહિત્યના પિતા તરીકે શ્રી. રામમોહન રાયનું નામ આજે પણ આદિથી લેવાય છે. એઓએ બ્રાહ્મસમાજની સ્થાપના કરી, સતી થવાનો ચાલ બંધ કરવામાં ખૂબ સહકાર આપ્યો હતો. હિંદમાંથી વિલાયત જનાર પહેલા હિંદી રાજા રામમોહન રાય હતા.

એમણે અંગ્રેજી પદ્ધતિ ઉપર વ્યાકરણ રચ્યું. અનેક પુસ્તકો એમણે રચ્યાં છે. આપણા ગુજરાતમાં એવા જ પ્રતિભાશાળી ટંકારાના મૂળશંકર (શ્રી દયાનંદ સરસ્વતી) થયા છે. એમણે આર્ય સમાજની સ્થાપના કરી, મૂર્તિપૂજા વિરુદ્ધ જબ્બર ઝુંબેશ ઉપાડી. એમણે ગુજરાતી ભાષાની સેવા ભલે નથી કરી પણ હિંદી–સંસ્કૃતમાં વિપુલ સાહિત્ય આપ્યું છે. હિંદી ગદ્યનો ખરો પાયો નાખનાર તો ભારતેન્દુ હરિશ્ચંદ્ર હતા. એમણે હિંદીનો સર્વત્રિક વિકાસ સાધ્યો હતો. ગુજરાતીમાં કવિ નર્મદાશંકરને માટે યશકલગી પહેરાવવી જોઇએ. ગુજરાતી ગદ્યના વિકાસનો ખરો પાયો કવિ નર્મદાશંકરે જ નાખ્યો હતો. ત્રણે ય ભાષાના આધુનિક યુગના આ ત્રણ મુખ્ય સ્તંભો છે.

બંગાળીમાં આ સમયે સમર્થ લેખકો પ્રકાશમાં આવ્યા હતા. ડૉ. રાજેન્દ્રલાલ મિત્ર સર્વતોભદ્ર લેખક હતા. મદનમોહન તરલિંકાર પણ બંગાળી ગદ્યના વિકાસ માટે સરસ સામગ્રી મૂકી ગયા છે. ગુજરાતીમાં શ્રી. નવલરામ લક્ષ્મીરામ ગુજરાતી સાહિત્યના સરસ વિવેચક તરીકે મોખરે આવ્યા હતા. સદ્દ્‌૦ મણિલાલ નભુભાઇ પણ એક ઉત્તમ લેખક તરીકે કીર્તિ મેળવવાની શરૂઆત કરી હતી. દોલતરામ કૃપારામના કુસુમાવળી અને ઇંદ્રજિત વધ કાવ્ય પણ તે સમયે વખણાતાં હતાં. પરંતુ આ સર્વેમાં કવિવર દલપતરામ ડાહ્યાભાઇને એલેકઝાન્ડર કિન્લાક ફાર્બસ સાહેબે આગળ આણ્યા હતા. શ્રી. ભોળાનાથ સારાભાઇ, શ્રી. મહિપતરામ રૂપરામ આ બધા લેખકોએ ગુજરાતી ભાષાને પ્રસન્ન કરી હતી. પરંતુ એ મહાલેખકોમાં પણ શ્રી. નંદશંકર તુલજાશંકર પોતાની એક જ કાદંબરી " કરણઘેલા "ના લેખક તરીકે આગળ આવ્યા હતા. બંગાળીમાં તો ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરને ભાષાસ્વામી તરીકેનું સ્થાન અજોડ રહ્યું છે. હિંદીમાં આ સમયનો ફાળો બહુ ચેતનવંતો નથી. બાબુ શિવકુમારે ઇતિહાસ તિમિરભાસ્કર ભૂગોળ હસ્તામલક વગેરે ગ્રંથો લખ્યા છે.

મરાઠીમાં ઇતિહાસ વિશેષ પ્રમાણમાં ખેડાયલો છે. એમાં પણ રામકૃષ્ણ ભાંડારકર સારા વિદ્વાન હતા. પરંતુ એમણે મરાઠીમાં કાંઈ લખ્યું નથી. બાળગંગાધર તિલકે એ અરસામાં કેસરીના સંપાદકનું કામ ઉપાડી ગદ્યને વિકસાવ્યું નહોતું. મહર્ષિ રાનાડેએ પણ અંગ્રેજીમાં કલમ વિશેષપણે ચલાવી છે, તિલક મહારાજના બે ત્રણ સમકાલીન સારા લેખકો હતા. સિંધીમાં દયારામ ગીદુમલ, મિરઝાં કુબેચ બેગ વગેરે હતા. પરંતુ સિંધી ભાષાનો વિકાસ બીજી હિંદી ભાષાઓને મુકાબલે બહુ જ ધીમો હતો.

સૌથી વિશેષ વિકાસ બંગાળી ભાષાનો આ સમયે થયો હતો. ઘણા ગદ્યસેવકોએ બંગાળીમાં દેખાવ દીધો હતો; તે પૈકી અક્ષયકુમાર દત્તે (૧૮૨૧–૧૮૮૭) મોખરે આવે તેવા ગ્રંથો રચ્યા છે. ગુજરાતીમાં મણિલાલ નભુભાઈ ( સુદર્શનકાર ) આગળ પડતા હતા. આ સમયે ગુજરાતીમાં દોલતરામ કૃપારામ પંડ્યા, મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, મણિલાલ નભુભાઇ દ્વિવેદી એ સર્વે માત્ર બ્રાહ્મણોમાંથી જ લેખકો થયા હતા. એમની ભાષા સંસ્કૃતમય ક્લિષ્ટ ગુજરાતી હતી. એમાં ટુંકાં વાક્યો, સરળતા અને સજીવતા નહોતાં. આડંબરી સંસ્કૃત શબ્દો વિશેષ પ્રમાણમાં વપરાતા હતા. બંગાળી સાહિત્યમાં પણ એ સમયે એ જ રોગ લાગુ પડયો હતો. શ્રી. અક્ષયકુમાર દત્ત, મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર વગેરે અનેક સરસ લેખકોને પણ સંસ્કૃતમય બંગાળી ભાષા લખી છે. બંગાળીમાં હજી એ સંસ્કૃતમય ભાષાને જાળવી રાખવામાં આવી છે; જો કે તેના ગદ્યમાં લાલિત્ય, માર્દવ, માધુર્ય સારી રીતે દીપી નીકળ્યાં છે.

ગુજરાતીમાં જે મોટા ગદ્યલેખકો થયા છે તેમાંના ઘણાખરાનાં પુસ્તકો હવે

લગભગ દુષ્પ્રાપ્ય જેવાં થઇ ગયાં છે. શાળામાં ચાલતાં પુસ્તકો ઉપરાંત નર્મદાશંકર, દલપતરામ, નવલરામ, દોલતરામ, મણિલાલ નભુભાઇ, મહિપતરામ રૂપરામ, દુર્ગાશંકર વગેરેની કૃતિઓ હવે પુસ્તકવિક્રેતાઓને ત્યાં મળતી નથી. એમના ગ્રંથોની નવી આવૃત્તિઓ નીકળી નથી, જ્યારે બંગાળીમાં એવી સુસ્તી દેખાતી નથી. જૂના ગ્રંથકારોની ગ્રંથાવલીઓ પ્રકટ કરીને લોકોની સમક્ષ ભારે પ્રચાર કરવામાં આવ્યો છે. આપણે ત્યાં પણ જૂના લેખકોનાં પુસ્તકોનો પ્રચાર થવો જરૂરનો છે. એ સાહિત્યને લગતી ગ્રંથાવલીઓ નીકળે તે માટે પ્રયાસ કરવો જ જોઇએ. કોઇ આની નોંધ લેશે ?

આપણામાં સરળ ગુજરાતી ગદ્ય કવિ દલપતરામનું ગણાય છે. નંદશંકરનું પણ ગદ્ય ભારે સંસ્કૃતમય શબ્દોયુક્ત નથી. બંગાળીમાં પણ પ્યારીચાંદ મિત્રે (૧૮૧૪-૧૮૭૨) ના હાસ્યરસિક પુસ્તક " આલાલેર ઘરેર દુલાળ " ( પૈસાદારના ઘરનો લાડકો ) એ પુસ્તક ઘરગથ્થુ શૈલિથી લોકપ્રિય થયું હતું.

બંગાળીમાં સામાજિક વિષયો ઉપર બાબુ ભૂદેવ ચંદ્રે ખૂબ સરસ લખ્યું છે. આપણે ત્યાં નર્મદાશંકરે આ ખોટ પૂરી પાડી છે. હિંદીમાં ભારતેન્દુએ સામાજિક વિષય ઉપર લખ્યું છે. મરાઠીમાં આગરકર વગેરે લેખકોએ લખ્યું છે. **ડુંગરસી ધરમસી સંપટ**

---

# પુસ્તકાલયોની તપાસણી

**પગારદાર** પ્રાંત પ્રચારકો તથા માનદ પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત, જણાવેલી મુદત દરમ્યાન લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલય સંસ્થાઓ તપાસી છે અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે. પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના-સમજૂત આપી છે; તેમ જ પુસ્તકાલય વગરનાં સ્થળોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છેઃ—

**૧. વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઈ મથુરભાઇ પટેલ-માહે ઓગસ્ટમાં-કરજણ મહાલનાં:**—(૧) રોપા, (૨) રારોદ, (૩) પુરા, (૪) આલમપુરા, (૫) ઓજ, (૬) કોરલ, (૭) કરમડી, (૮) મિયાગામ, (૯) પેમાર, (૧૦) વલણ, (૧૧) ચોરંદા, (૧૨) કીયા, (૧૩) દીવી, (૧૪) કોલીયાદ, (૧૫) મેસરાડ, (૧૬) તેગવા, (૧૭) આસનેરા, (૧૮) કોઠાવઃ કામગીરી દિન ૨૩.

**૨. મહેસાણા-અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટી. ઠાકર-માહે ઓગસ્ટમાં-મહેસાણા મહાલનાં:**—(૧) ધાંધુસણ, (૨) ખેરવા, (૩) જગુદણ, (૪) પુનાસણ વા., (૫) મેવડ, (૬) શોભાસણ, (૭) લાખવડ, (૮) કુકસ, (૯) નાગલપુર, (૧૦) મહેસાણા પોલીસ હેડક્વાર્ટર પુ., (૧૧) દેદીઆસણ વા.; **વિસનગર મહાલનાં** (૧૨) ધામણવા, (૧૩) ઉદલપુરઃ કામગીરી દિન ૨૬.

તપાસણી દરમ્યાન પ્રચારકે જે જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ છે.

**ના. નં. ચોકસી**
સહમંત્રી, વ. રા. પુ. મંડળ

# પુસ્તકાલયની મૂક વાણી

**આમ પુસ્તકાલયોએ જનતાની શું સેવા કરી છે, એવો ઘણા કારોબારી અધિકારી સાહેબો તેમ જ સમાજસેવાના કાર્યની સમીક્ષા કરનાર અભ્યાસી વર્ગ પ્રશ્ન પૂછે છે અને તેને લગતી માહિતી મેળવવા ઇચ્છે છે. મારી નજરે પુસ્તકાલયો મૂકપણે આજે શું કરી રહ્યાં છે તેનો આછો ખ્યાલ આ લેખમાં આપવા પ્રયત્ન કર્યો છે. આમાં કોઇ બોલતા આંકડા નથી, પણ વાચક તરીકેનું મારું મનોમંથન છે.**

**પુસ્તકાલયોની જનતામાં વ્યાપ્તિ**

પુસ્તકાલયના વાચકો લગભગ તમામ કોમો અને વર્ગોમાંના હોય છે. શિક્ષણનો જેટલા પ્રમાણમાં તમામ કોમોમાં ફેલાવો થાય છે, તેટલા પ્રમાણમાં તેનું કાર્યક્ષેત્ર મર્યાદિત છે એમ નથી; પણ એક વાચક પાસેથી અનેક સાંભળનારાઓ તેની આજુબાજુ બેસી તેને સાંભળે છે. એટલે આજે આપણાં પુસ્તકાલયોના લગભગ બે લાખ વાચકો સંખ્યામાં છીએ તે તો પુસ્તકાલયનો ઉપયોગ પુસ્તકાલયમાંથી પુસ્તક ઘેર લઇ જઇ વાચનાર પૈકીના જ છે. એટલે તેમાં વર્તમાનપત્રનું વાચન સાંભળનાર કે ઘરમાં કોઇ ધાર્મિક કે ઐતિહાસિક પ્રસંગકથા સાંભળનાર માણસો જેઓ અભણ છે તેનો સમાવેશ થતો નથી. આપને સહજ ખ્યાલ આવશે કે જનતામાં પુસ્તકપ્રચારના યુગ પહેલાં જ્ઞાનપ્રચાર વ્યાખ્યાન દ્વારા થતો હતો; આજે એ જ્ઞાનપ્રચાર વાચન દ્વારા થાય છે. અને સામાજીક જીવનની થોડી મિનિટો ગ્રામજનો નાનાં નાનાં જૂથોમાં વૃત્તપત્રોની હકીકત અને પુસ્તકવાચન સાંભળવામાં ગાળે છે અને આ રીતે પુસ્તકાલયો ગ્રામજનતાને પોતાના જીવનની ઉચ્ચ ભૂમિકાનો તેમ જ બહારની દુનિયાનો ખ્યાલ પોતાનાં જ વર્ગનાં ભણેલાં માણસો દ્વારા આપે છે.

આમ પ્રત્યક્ષ અને પરોક્ષપણે ગ્રામજનતા નીચેની વિગતોથી હરહંમેશ માહિતગાર રહેવા પામી છેઃ

**માહિતીની દૃષ્ટિએ પુસ્તકાલયોની સેવા**

(૧) સ્થાનિક મુખ્ય બજારોના ભાવો.

(૨) સ્થાનિક વર્તમાનપત્રો દ્વારા પોતાનો તાલુકો, જિલ્લો, પ્રાંત કે દેશ પરદેશની હકીકત.

(૩) સ્થાનિક ફરજો જેવી કે કરભરણું, ગ્રામ સંરક્ષણ, સીમસંરક્ષણ, કેળવણી અને આરોગ્ય. પ્રચાર વગેરે સામાજિક જરૂરીઆતો માટે વાચકો પોતાને રોજના દૈનિક કે અઠવાડિક પત્રોથી મળતા સમાચારો, અભ્યાસ અને અનુભવ દ્વારા યોગ્ય રીતે પૂરી પાડવા જાગ્રત થઈ છે;

(૪) પોતાનું જીવન ઉચ્ચતર બને એ હેતુથી જીવનચરિત્રો, આખ્યાનો, તેમજ ધાર્મિક ગ્રંથોનું શ્રવણ પણ પરોક્ષ રીતે અભણ ગ્રામજનોમાં પુસ્તકાલય દ્વારા વધ્યું છે.

(૫) ગુજરાતી ધોરણ ૪ સુધી જે ભણ્યો હશે તે જવલ્લે જ નિરક્ષરતામાં સપડતો માલૂમ પડે છે. મતલબ કે, ફરજીયાત કેળવણી દ્વારા તેણે જે શિક્ષણ પ્રાપ્ત કર્યું છે તે ટકાવી રાખવા પુસ્તકાલયે સંપૂર્ણપણે પોતાનો ફાળો આપ્યો છે.

પુસ્તકાલયો દ્વારા ઉપર પ્રમાણે જ્ઞાનનો લાભ મળવાથી અને એક બીજા સાથે પત્રો અને પુસ્તકોના વાચન દ્વારા સંસર્ગમાં આવવાના પરિણામે આર્થિક હેતુઓ પણ ગામડાંમાં ઘણે અંશે ફળીભૂત થતા માલમ પડે છે. એમાં મુખ્યત્વે કરીને અનાજના ભાવ, તેલી બીઆં, રૂના રોજના ભાવો તેમ જ કાપડ બજારની માહિતી વગેરે ખેડૂત મેળવે છે. આ યોજના સાથે વધુ ગાઢો સંબંધ જેમ શાળાઓનો છે, તેમ રાજ્યની દોરવણીથી ચાલતી સહકારી મંડળીઓને પણ છે. પુસ્તકાલયોમાં આવતાં પુસ્તકો અને સમાચારોનાં વાચન દ્વારા જનતામાં આવાં મંડળો અને સંઘકાર્યો કરવાની પ્રવૃત્તિ જાગ્રત કરી છે. એકલા નાણાં ધીરનારી નહિ પણ સમૂહ રીતે ઉદ્યોગો ઊભા કરવાની, ખેતીનાં સાધનો પૂરાં પાડવાની, નાના નાના ઉદ્યોગો અને સાધનો પૂરા પાડવાનું કાર્ય પણ આગળ વધી રહ્યું છે. આપણે જોઇશું કે ગામડામાં લોકો માંડ માંડ ગુજરાતી ચાર–છ ચોપડી કે કવચિત અંગ્રેજી પાંચ છ ચોપડી સુધી ભણેલા હોય છે. તેઓએ જે શિક્ષણ મેળવ્યું છે તે તાજું રાખવાના પ્રયાસો વાચન દ્વારા ચાલુ રાખી, નવીન યોજનાઓનો સારાસાર વિચાર કરી તેમાં પોતાથી બનતો ફાળો આપવા તૈયાર થઇ પોતાના વ્યક્તિગત હિત તેમ જ સામાજિક હિતને લક્ષમાં રાખી સહકારી કાર્યોની સ્થાપના કરી છે. શહેરમાં આવી સંસ્થાઓ તો કેટલાય જૂના વખતથી સ્થાપિત થઇ છે. પણ એ યાદ આપવું જોઇએ કે એવી જૂની સંસ્થાઓના પણ ખરા પ્રણેતા તો પુસ્તકોના સાચા વાચકો જ હતા.

**પુસ્તકાલયો દ્વારા ગ્રામજનતાને થતા પરોક્ષ આર્થિક લાભો.**

આજે વડોદરા રાજ્યનાં ગામડાંમાં સામાન્યતઃ ખેડૂત પોતાની પરિસ્થિતિ સારી રીતે સમજી શકે છે અને પોતાની જે ઉપાર્જન શક્તિ છે તે વ્યવસ્થિત રીતે વધારવા પ્રયાસ કરે છે. ગયા મહાયુદ્ધમાં ખેડૂતો જે અણસમજ અને અવ્યવસ્થિત રીતે પોતે મેળવેલી મૂડીનો ઉપયોગ કરી રહ્યા હતા તે ખેડૂતો હવે આપણને જોવાના મળવાના નથી. એથી મારું એમ કહેવાનું નથી કે ખેડૂત કંજુસ બનવા લાગ્યો છે. પણ પોતાનો ખર્ચ કેમ વ્યવસ્થિત રીતે કરવો તે તે સમજવા લાગ્યો છે.

**હાલનું વિશ્વયુદ્ધ અને પુસ્તકાલયો.**

જગતભર પર જે મહાન યુદ્ધ ચાલી રહ્યું છે અને જેમાં અંતે સત્યનો જય થનાર જ છે, જેમાં શોષિત પ્રજાઓની આઝાદી સંકળાવનારી છે તે યુદ્ધના સફળ સંચાલનમાં અને તેના ઉદ્દેશો બર આવે એ હેતુથી વર્તમાનપત્રો અને સરકારી યાદીઓ દ્વારા અપાતી માહિતી ગામડે ગામડે પહોંચી વળી છે. આજે ગામડાને વડોદરા રાજ્યમાં વિશ્વ વાતાવરણથી જુદું પાડી શકાતું નથી. એ યુદ્ધના સમાચારોમાં રસ લે છે. અને વિજયની પ્રાર્થના સાથે અંતરથી ઇચ્છે છે કે મિત્ર દેશોની આઝાદી સાથે હિંદ પણ આઝાદી પ્રાપ્ત કરે. હિંદનાં દેશી ભાષાનાં વૃત્તપત્રોને થોડા જ રોજ ઉપર દિલ્હીથી નેક નામદાર વાઇસરોય સાહેબે તેની નિખાલસતા અને ઉચ્ચ કોટિના પત્રકારિત્વપણા માટે શાબાશી આપી છે; તેની સુવાસ ગામડાંઓમાં પણ આપણી પુસ્તકાલયપ્રવૃત્તિ દ્વારા વાચકોને હંમેશ મળે છે. આ તો થઇ યુદ્ધ અંગેના વર્તમાનપત્રોના સમાચારની વાત પરંતુ યુદ્ધ સંચાલનને અંગે ઊભી થતી વિકટ પરિસ્થિતિનો ખ્યાલ આજે ગામડાની જનતાને

પણ આવવા લાગ્યો છે. અસહ્ય મોંઘવારીમાં ગામડામાં પણ લોકોએ પોતાની બીનજરૂરી અને જરૂરીઆત છતાં ન મળતી ચીજો માટે સંગ્રહવૃત્તિ ઘટાડી છે. ગામડામાં વ્યાપતેલ પ્રજાને પદ્ધતિસર મળતું નથી, પણ તે સામે પ્રજાએ નિભાવી લેવાનું સ્વીકાર્યું હોય એમ લાગે છે. લોકો કહે છે કે વીસ વર્ષ પહેલાં અમે દીવેલ જ બાળતા અને હાલની કપરી સ્થિતિમાં અમે તેનાથી જ નિભાવી લઇશું. ખાંડ. ગોળ પણ લોકો ઉપયોગમાં ઓછા લેતા થઇ ગયા છે. મુશ્કેલીઓ માત્ર શહેરમાં રહેનાર લોકોની છે. તેમને પડતી તંગીની વ્યવસ્થા કરવામાં અડચણોનો સામનો કરવા તેઓ હજી વધારે ટેવાયલા નથી. ગામડામાં સહકારી મંડળીઓ અને સહાયક સમિતિઓ દ્વારા ખાંડની વહેંચણી સફળ રીતે હોવાનું વાચકને જણાયું છે અને આ માટે તેઓએ આગળ આવી કામ ઉપાડી લીધું છે, એ કેળવણીના પરિપાકનું શુભ ફળ જ છે. વળી ખેડુતોએ શ્રીમંત સરકારની ઇચ્છાનુસાર પોતાની ખેતીની જમીન મોટા ભાગમાં ખાદ્ય વસ્તુઓના ઉત્પાદનના જ પલાજો લીધા છે જેથી શ્રીમંત સરકારને નિયમ કરતાં ઓછું અનાજ વાવેતર કરનાર અને કાયદાનો ભંગ કરનાર વ્યક્તિઓ જવલ્લે જ મળશે. આ બધું બતાવે છે કે ગામડામાં ભણેલા માણસો મારફત વાચનના પ્રચારથી અભણ પ્રજામાં પણ ભણતર પામેલા જેટલી જ જવાબદારીવાળી વૃત્તિ કેળવવામાં થોડે ઘણે અંશે પુસ્તકાલય અને વાચનાલયો ફળીભૂત થયાં છે.

**વાજબી રીતે સહકાર-વૃત્તિનો જનતામાં ફેલાવો**

ગ્રામ જનતામાં પુસ્તકાલયો દ્વારા વાચનપ્રચારનો એક વિશિષ્ટ પ્રકારનો લાભ દેખાઇ આવે છે તે સરકારના વહીવટી તંત્ર સાથે વધુ ને વધુ સહકારવૃત્તિ કેળવી રહ્યો છે. તે સમજપૂર્વક કાયદાને અમલમાં મૂકવા માગે છે. જડસુ વૃત્તિ, બીજાની શીખવણી, કે ખોટી ભભેરણીને જેટલા ટકા ગામડામાં સામુદાયિક રીતે સ્થાન હતું તે ઘણું ઓછું થતું જાય છે. વ્યક્તિ પોતે પોતાને વખતોવખત મળતા સમાચારો દ્વારા બીજાથી ન છેતરાવાની, સરકારી કાયદા-કાનુનોનો ભંગ ન કરવાની વૃત્તિમાં વધારે રસ લે છે. ખેડૂતમાં પોતાના રાજકર્તા તરફ વધારે પૂજ્યભાવ કેળવાય છે અને સાથે સાથે પોતાને પડતી મુશ્કેલીઓ અને અડચણો નિખાલસ દિલે કહી પણ શકે તેવી ધીમે ધીમે અને ચોકકસ પણે તાકાત જમાવતો માલૂમ પડે છે મતલબ કે, ખેડુત **રામરાજ્ય**ની ઝંખના કરે છે. પોતાને મળતી સવલતોનો જ્યારે તે વિચાર કરે છે અને તેનો ઉપયોગ કરે છે ત્યારે તેને સમજાય છે કે વડોદરા રાજ્યમાં પોતાના હિત માટે શ્રીમંત મહારાજ સાહેબે ઘણા કાયદા કાનૂનો કર્યા છે.

**પુસ્તકાલયો કેટલીક નિર્દેશપાત્ર ખામીઓ પણ બતાવે છે.**

પુસ્તકાલયોના પ્રચારથી ઉપર પ્રમાણે ગ્રામજનતામાં ઉન્નતિના માર્ગોનું જ્ઞાન સારી રીતે ફેલાવા પામ્યું છે, એ ખરું; પણ તેના સંચાલકોને મહત્ત્વની ત્રુટિઓ પણ તેને બતાવી છે તે પણ જેવી તેવી નથી. તે માટે યુવકવર્ગ તેનો ઋણી જ રહેશે. આ રહી તે અણુકકલી મુશ્કેલીઓ જે પુસ્તકાલયોના વાચકો સામે ઊભી છે.

(૧) સામાજિક કંકાસો, કજીઆઓ, કૌટુંબિક કલેશો વગેરે.

ગ્રામ જનતામાં ગામના સામાજિક કાર્યો માટે સંઘબળ અને સહકાર્યની ભાવના વધી છે. એ સારું છે; પણ સાથે સાથે એટલું છે કે યુવાનોને તેની મૂંઝવણનો ઉકેલ મળતો નથી. તેની સામે પ્રહારો પુષ્કળ થવા લાગ્યા છે. જૂનવાણી સમાજ એ કેળવાયલા ગ્રામીણ યુવકને પોતાનું હીર બતાવવા તક આપવા માગતો નથી. કુટુંબનો વડીલ તેનું વ્યક્તિત્વ સ્વીકારવા માગતો નથી. આપણી બહેનોને જ્ઞાન મેળવવા છતાં, પોતાની જવાબદારી સમજવા છતાં તેમના પર હજી ભારે અન્યાયો થાય છે. છતાં તે ન્યાયની કોર્ટોએ આપણને જણાશે નહિ; પણ તમે મારા યુવાન વાચકના દીલને પૂછો, તેના પરિચયમાં આવો તો જણાશે કે પોતે યોગ્ય કમાણી કરી પોતાનું જીવન નભાવવા છતાં તેને શાન્તિ નથી; તો પછી જે બિચારો હજી ધંધા કે વેતનની શોધમાં પડયો છે અને પરણી બેઠો છે તેના માનસિક દુઃખોનું તો પૂછવું જ શું! સામાજિક વાર્તાઓ આવા પ્રશ્નો છણતી હશે, પણ તેમાં હજી જોઇએ તેવી વાસ્તવિકતા આવી નથી. તેનામાં હજી મારા યુવાન વાચકનું નૈતિક બળ કેળવવા જેટલી મજબૂતાઇ જણાતી નથી. અને એ કંકાસો અને એ કજીઆ પહેલાં કરતાં વધી પડયા છે.

(૨) યુવાનોમાં હજી શારીરિક શક્તિની ઉણપ જણાય છે. ગામડામાં સારી હવા, સાદો ખોરાક અને ગામડામાં જ સર્વસ્વનો ખ્યાલ હોવા છતાં હજી ગામડાના યુવાનોના શરીરના બાંધા દેશને યોગ્ય બાંધાવાળા જણાતા નથી. વાચન તેનું કાચું છે, તેટલું જ તેનું શરીર નબળું છે. આ માટે તેના ખોરાકી જીવન તરફ વધુ ઝીણવટભરી નજર કરવાની જરૂર રહે છે. અને તે ઉપરથી ફલિત થાય છે કે વસતી જે પ્રમાણમાં વધે છે તે પ્રમાણમાં માતાઓને યોગ્ય જતન મળતું નથી, બાળકોની યોગ્ય કાળજી લેવાતી નથી.

(૩) ગામડાનો ખેડૂત પોતે વધારે ઉપાર્જન કરવાની ઇચ્છાવાળો થયો છે, પણ તેની સાથે તેની પ્રજા તેથીય વધુ પ્રમાણમાં વધે છે. તેને માટે અનુકૂળ ધંધાઓ ગામડામાં હજી વિકાસ પામ્યા નથી; ખેતી અને ખેતીને લગતા ઉદ્યોગો, જેવા કે ખાદીઉત્પાદન, ઢોરઉછેર, મરઘાંઉછેર, મધમાખીઉછેર, બાગાયત, વગેરે માટે સો ટકા કાર્યની જરૂર છે. આ માટે મોટાં મોટાં ક્ષેત્રોની આવશ્યકતા કરતાં વીઘાં બે વિઘાં પર નિર્વાહ કરતાં, જમીનદારની દાણે કે ભાગે ખેતી કરતાં હુન્નરી કુટુંબોને સારી એવી સલાહ અને મદદની જરૂર છે. તેમનું ખમીર આશા-નિરાશામાં અટવાઇ રહ્યું છે. તેથી એ લીલાંછમ ખેતરો, દવાખાનાની જોગવાઇ, ઉચ્ચ વિચારો કરવાનું અને જ્ઞાનને તાજું રાખવાનાં સાધનો હોવા છતાં, આળસુ, બહોળો ખરચવાળ, ફીક્કો અને બીકણ માલુમ પડે છે.

(૪) ગામડામાં વાચકને એ પણ સમજાવા લાગ્યું છે કે આપણે આપણી આજુબાજુ અપાર ગંદકી કરી રહ્યા છીએ. ચોર અને લુટારાના ત્રાસથી બચવા હવા-ઉજાસ વિનાનાં બાંધેલાં મકાનોમાં રહેવું તેને માટે હવે વિકટ થઇ પડયું છે અને તેમાંથી ઉગરી સ્વતંત્ર હવા ઉજાસવાળું સારૂં રહેઠાણ તે પ્રાપ્ત કરી શકતો નથી. નજીકમાં થતી ગંદકી પોતે જાણવા છતાં તે સામે નૈતિક બળ એકઠું કરી તેના પ્રત્યે ઘૃણા વ્યક્ત કરી શકતો નથી.

જાગ, વ્હાલા વાચક બંધુ! જાગ, અને તારો બોધપાઠ નવેસર લઇ મક્કમ રસ્તો આગળ કાપ, જેથી તું ઉચ્ચતર જીવન ગાળવા ભાગ્યશાળી બને.

**ઉમેદભાઈ મોતીભાઈ પટેલ**



## આર. આર. શેઠની કું. મુંબઇનાં પુસ્તકો

**કાટનાં માળખાં**—લેખક: શ્રી. રતિલાલ ત્રિવેદી, મૂલ્ય રૂા. ૩–૮–૦.

**પરબનાં પાણી**—લેખક: શ્રી. મુરલી ઠાકુર, મૂલ્ય રૂા. ૨–૮–૦.

## લોકોપયોગી સસ્તી ગ્રંથમાળા–પોરબંદર

**ખોરાક**—લેખક: શ્રી. ચમનલાલ માધવરાય વૈષ્ણવ; મૂલ્ય રૂા. ૧–૮–૦.

**કુદરતમય જીવન**—લેખક ઉપર પ્રમાણે; મૂલ્ય ૨–૬–૦.

**ઊર્મિલા**– લેખક: શ્રી. પારાશર્ય; પ્રકાશક: સરસ્વતી પ્રકાશન મંદિર, ભાવનગર; મૂલ્ય રૂા. ૩–૮–૦.

## યુગાન્તર કાર્યાલય–સુરત તરફથી

**ઉઘડતી આંખ**—લેખક: શ્રી: ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા, મૂલ્ય રૂા. ૩–૮–૦.

## લોકપ્રકાશન ગૃહ–મુંબઇનાં પુસ્તકો

**તાન્યા**—અનુવાદક: સુભદ્રા ગાંધી, મૂલ્ય ૦–૪–૦.

**સાચી દેશાભિમાની સ્ત્રી**—અનુ: શ્રી. ભોગીલાલ ગાંધી, મૂલ્ય ૦–૮–૦.

**સોવિયેટ શક્તિ**—લેખક: એમ. મિતિન, મૂલ્ય ૦–૬–૦.

**અનાજનો સવાલ**—લેખક: શ્રી. શ્રીનિવાસ સરદેસાઇ, મૂલ્ય ૦–૬–૦.

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

**ઘરની રાણી**—લેખક: શ્રી. ડુંગરસી ધરમસી સંપટ; પ્રકાશક: એન. એમ. ઠક્કરની કાં. મુંબઇ. મૂલ્ય રૂા. ૬–૧૨–૦.

**ઇતિહાસની રૂપરેખા**—લેખક: શ્રી. અનંતરાય પટણી; પ્રકાશક: મહોદય પ્રિં. પ્રેસ, ભાવનગર. મૂલ્ય રૂા. ૧–૮–૦.

**બાગવાન**—મૂળલેખક: કવિવર ટાગોર; પ્રાપ્તિસ્થાન: નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ.

**શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ ભા. ૧–૨**—લેખક: શ્રી. ચિમનલાલ મગનલાલ ડૉકટર; પ્રકાશક: લુહાણામિત્ર પ્રિં. પ્રેસ, વડોદરા. મૂલ્ય બન્ને ભાગના રૂા. ૩–૧૨–૦

**સૂરત** ભાગ ૧–૨—લેખક: શ્રી. મંગેશરાય જનાર્દન પાઠજી, પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય બન્ને ભાગનું રૂા. ૧–૦–૦.

**વડોદરા**—લેખક: શ્રી. ચંદ્રશંકર મણિશંકર ભટ્ટ, પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૮–૦.

**રૂપલાલસા**—લેખક: શ્રી. રાજહંસ; પ્રકાશક: સુરસાગર સાહિત્યાલય–લાઠી (કાઠિયાવાડ) મૂલ્ય રૂા. ત્રણ.




**વ. રા. પુ. મંડળ**

**જાગતાં જૂથ મંડળોઃ**—(ગતાંકથી ચાલુ) (૭) ભાદરણ, (૮) વસો, (૯) ખોડકા, (૧૦) વીરજાઇ (૧૧) કંબોઇ, (૧૨) વેજપુર, (૧૩) શિનોર, (૧૪) પીપળોઇ તા. ભાદરણ, (૧૫) પેટલાદ, (૧૬) વાલમ (૧૭) નારદીપુર (૧૮) કલ્યાણપુરા (૧૯) ધીણોજ, (૨૦) કડી, (૨૧) સુરજ, (૨૨) કંડ, (૨૩) ચાણસ્મા, (૨૪) વેરમા, (૨૫) પલસાણા, (૨૬) અમરેલી, (૨૭) ડરણ.

**જાગતાં મહાલ મંડળોઃ**—(૧) વડોદરા, (૨) પાદરા, (૩) કરજણ, (૪) પેટલાદ, (૫) ભાદરણ, (૬) શિનોર, (૭) તિલકવાડા, (૮) વાઘોડિયા (૯) કડી, (૧૦) વિસનગર, (૧૧) મહેસાણા, (૧૨) ખેરાળુ, (૧૩) સિદ્ધપુર, (૧૪) પાટણ, (૧૫) ચાણસ્મા, (૧૬) (૧૭) હારીજ, (૧૮) નવસારી, (૧૯) ગણદેવા, (૨૦) પલસાણા, (૨૧) કામરેજ, (૨૨) અમરેલી, (૨૩) કોડીનાર, (૨૪) ખાંભા, (૨૫) દામનગર, (૨૬) ધારી, (૨૭) ઓખામંડળ. (૨૮) ડભોઇ.

જેમણે સભા ન ભરી હોય ને ભરી હોય છતાં અહેવાલ હિસાબ હજી ન મોકલી આપ્યાં હોય તેમને તેમ કરી દેવાની આગ્રહભરી ભલામણ કરવામાં આવે છે. પૂરા થયેલા **વર્ષમાં થયેલા કામકાજના અહેવાલ તથા હિસાબ તો નિદાન દરેક મોકલી આપે જ.**

**પ્રમાણપત્ર માટેની આગામી પરીક્ષાઃ**—આ સંબંધોમાં ચાલુ અંકમાં પ્રસિદ્ધ થયેલ જાહેરાત નં. ૧ તરફ લાગતા વળગતાઓનું ધ્યાન ખેંચી લાભ ઉઠાવવાની ભલામણ કરીએ છીએ.

**વડોદરા મહાલ પુ. મંડળની વાર્ષિક સભા**—વડોદરા મુકામે મધ્યવર્તી પુસ્તકાલયમાં તા. ૨૨-૮-૪૩ના રોજ શ્રી. ચિમનભાઇ હ. અમીનના પ્રમુખપદે મળી હતી. તેમાં (૧) આગામી વર્ષ માટે પ્રમુખ-મંત્રીઓ તેમજ પ્રાંતમંડળના પ્રતિનિધિઓની ચૂંટણી અને (૨) માનદ પ્રચારકોની નિમણુકનાં કાર્યો થયાં હતાં. શ્રી. ઉમેદભાઇ પટેલે મંડળને રૂ. ૧૨) ભેટ આપી તેનો વિનિમય પ્રૌઢશિક્ષણના પ્રચારમાં કરવા જાહેર થયું હતું.

**પાટણ મહાલ પુ. પરિષદ**—તાલુકાના કુણઘેર ગામે સપ્ટેમ્બર માસમાં ભરવાનું સદર મહાલમંડળે વિચાર્યું છે.

"**સુવાસ**" પત્ર જે ગયા કેટલાક માસથી બંધ પડ્યું છે તેના ભરાયેલા બાકી લવાજમ બદલ તેના સંચાલકે "**આંખ અને ચશ્મા**" પુસ્તક મંગાવી લેવા જે તે ગ્રાહક પુસ્તકાલયને જણાવ્યું છે. જેમણે સદર માસિકનું પાંચમા વર્ષનું લવાજમ ભર્યું હોય અને તેના છેલ્લા ત્રણ અંકો ન મળ્યા હોય તેમણે બારોબાર એ પુસ્તક તેમની પાસેથી મંગાવી લેવું.

# સાહિત્ય અને સંસ્કૃતિનાં વહેણ

**પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક સાથે વાર્તાલાપ**–વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાના વડા અધિકારી–ક્યુરેટર મે. રા. રા. વાકનીસ સાહેબ નવસારીથી ખાતા-નિરીક્ષણ કરી વડોદરા જતાં સુરત ઊતર્યા હતા. તે પ્રસંગે સુરતના સાહિત્યકારો તથા ગ્રંથાલય-વ્યવસ્થાપકો સાથે તેમનો પરિચય સાધવા એક નાનો સમારંભ સ્થાનિક ગાંડીવ સાહિત્ય મંદિરમાં ગઇ તા. ૭ મીના રોજ રાખવામાં આવ્યો હતો. તે વેળા શહેરના જાણીતા પુસ્તકાલયોના વ્યવસ્થાપકો, કૉલેજના અધ્યાપકો તથા બીજા સાહિત્યકારોએ સારી હાજરી આપી હતી. સાહિત્ય અને લાયબ્રેરીપ્રવૃત્તિ વિષે રસિક વાર્તાલાપ થયો હતો તથા કેટલીક ચર્ચા ચાલી હતી. અલ્પાહાર લઇ મેળાવડો વિસર્જન થયો હતો. રાત્રે આઠ વાગે માળવીની વાડીના ગણપતિ ઉત્સવમાં મે. વાકનીસ સાહેબે સાહિત્યસમૃદ્ધિ વિષે ભાષણ કર્યું હતું.

*

**ગુજરાતી સાહિત્ય પરિષદનું** આગામી અધિવેશન ડિસેમ્બર માસમાં નાતાલના દિવસો દરમિયાન ભરવાની યોજના વિચારાય છે. આ અધિવેશનનો ખર્ચ શ્રીમંત સરકાર તરફથી થવાનું મંજૂર થયું છે તે માટે જરૂરી સમિતિ મે. રા. રા. વિદ્યાધિકારી સા. ના પ્રમુખપદે રચાઇ છે.

*

ગુજરાતી સાહિત્ય પરિષદની માસિક પત્રિકા જેનું પ્રકાશન છેલ્લા કેટલાક વખતથી બંધ પડયું હતું તે હવે માંડવાનરેશ શ્રી. નરેન્દ્રસિંહજી મહીડાએ રૂ. ૩૦૦) પરિષદને ભેટ આપવાનું જાહેર થયા બાદ ટૂંક સમયમાં પુનર્પ્રસિદ્ધિ પામશે.

*

**સાક્ષર શ્રી. દિ. બ. કૃષ્ણલાલ ઝવેરી** નો મણિમહોત્સવ મુંબઇ ખાતે આશરે વીસેક સાહિત્ય સંસ્થાઓના આશ્રયે ગયા માસની તા. ૨૯મીના રોજ ઉજવાયો હતો.

- -ઘણું જીવો આપણા એ બુઝર્ગ સાક્ષરશ્રી.

**ગુજરાત સંશોધન મંડળ તરફથી** પ્રાચીન ગુજરાતના પ્રખર પુરાતત્ત્વવેત્તા શ્રી. ભગવાનલાલ ઇંદ્રજીનું બાવલું ખુલ્લું મૂકવાની ક્રિયા આપણા શ્રીમંત મહારાજા સાહેબે મુંબઈ યુનિવર્સિટીના પુસ્તકાલય હોલમાં કરી હતી. એ પ્રસંગે શ્રીમંતે વીસ હજાર રૂપિયા મંડળને અર્પણ કર્યા હતા.

*

**મુંબઈ વિદ્યાપીઠ તરફથી** ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળા અંગે ગુજરાતી શાયર અને લોકસાહિત્યના પ્રખર અભ્યાસી શ્રી. મેઘાણીએ લોકસાહિત્યને લગતું વ્યાખ્યાન આપ્યું હતું. સાહિત્યમાં રસ ધરાવનારાઓ ઉપરાંત મુંબઇની આમજનતાનાં અનેક નરનારીઓએ એ વ્યાખ્યાનો સાંભળવાનો લાભ લીધો હતો.

*

**" નવચેતન " માસિકનો મંગલ-મહોત્સવ સમારંભ** અમદાવાદ ખાતે ઑક્ટોબર માસના પહેલા પખવાડિયામાં ઉજવવાની યોજના વિચારાય છે.

*

**વડોદરાના જાણીતા વ્યાયામ–નિષ્ણાત સરદાર શ્રીમંત આબાસાહેબ મુજુમદાર** સત્કાર સમારંભ તા. ૧૨–૭–૪૭ ના રોજ ન્યાયમંદિર હોલમાં ને. ના. દીવાન સા.ના પ્રમુખપદે થયો હતો. તે પ્રસંગે તેઓશ્રીનું બહુમાન કરવામાં આવ્યું હતું. આ પ્રસંગને અનુલક્ષી 'વ્યાયામ' માસિકનો ખાસ " મુજુમદાર અંક " પ્રકટ થયો છે.

*

**વડોદરા સાહિત્ય સભા તરફથી** ૧૯૪૭ના વર્ષ માટે " વિગ્રહ પછીની આર્થિક પુનર્ઘટના " એ વિષય પર ગુજરાતીમાં ૭૫ થી ૧૦૦ ફુલસ્કેપ પાનાંના ઇનામી નિબંધની હરીફાઇ યોજવામાં આવી છે. સર્વોત્તમ નિબંધને ઇનામ રૂ. ૧૦૦) નું અપાશે. નિબંધ મોકલવાની મુદત ડિસેમ્બર ૧૯૪૭ સુધીની છે. વધુ માટે લખો: મંત્રીઓ, **વડોદરા સાહિત્ય સભા, દયાળ ભાઉનો ખાંચો, રાજમહેલ રસ્તો, વડોદરા.**

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૧/૪૩-૪૪

## વિષયઃ—પ્રમાણપત્ર માટેની પરીક્ષા

પુસ્તકાલયના કામકાજની તાલીમ પામ્યા બદલ પ્રમાણપત્ર મેળવવા માટેની આગામી પરીક્ષા સન ૧૯૪૪ ના જાન્યુઆરી માસની તા. ૨૨-૨૩ ને વાર શનિ-રવિએ લેવાની યોજના હોય તે જે તે મહાલના વા પ્રાંતના અનુકૂળ પડતા કેન્દ્રે લેવાશે.

ઇચ્છુક ઉમેદવારોને મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ મો. પટેલસંપાદિત 'સાર્વજનિક પુ. પ્રવૃત્તિનું એકીકરણ' નામના પુસ્તકનો સાદ્યંત અભ્યાસ કરવાની અને તેમાંના વર્ગીકરણ વિષયની સંપૂર્ણ સમજણ મેળવી હથોટી પાડવાની ખાસ ભલામણ છે. બજેટ-નિવેદન તેમ જ પુસ્તકવિધિ અને વર્ગીકરણ કામની યથાવત્ સમજણ તથા ક્રિયાત્મક તાલીમ માટે રાજ્ય પુ. મંડળની ઓફિસમાંથી તે માટે યોજાએલા પાઠો મંગાવી લઇ, તેના અભ્યાસ બાદ તેમના ઉત્તરો લખીને નીચે સહી કરનાર તરફ મોકલી આપવાથી પરીક્ષાર્થીને જરૂરી માર્ગદર્શન અને સલાહસૂચન મળી રહેશે. અભ્યાસ દરમ્યાન નડતી બીજી મુશ્કેલી કે મૂંઝવણના ખુલાસા પણ એ જ રીતે પરીક્ષાર્થી મેળવી શકશે.

ઉપર નિર્દિષ્ટ પુસ્તકના અભ્યાસ વખતે નીચેનાં પુસ્તકો સાથે રાખી જરૂરજોગાં નજર તળે કાઢી જવાથી સુગમતા સાંપડશેઃ—

(૧) સેં. લા. ખાતાના સૂચના સરક્યુલરોનાં એકીકરણ ભાગ ૧ થી ૩ તેમજ પુસ્તકાલયપ્રવૃત્તિનું એકીકરણ

(૨) ગુ. પુસ્તકો માટે વર્ગીકરણની પદ્ધતિ

(૩) ,, ,, કર્તાઓની નામાવલિ.

(૪) ૮૦૦૦ તથા ૪૦૦૦ ગુ. વર્ગીકૃત પુસ્તકોની નામાવલિઓ.

આ પુસ્તકોની પ્રતો રાજ્યનાં કસ્બા પુસ્તકાલયોમાંથી તેમ જ દાયકાજૂનાં ઘણાંખરાં ગ્રામ પુસ્તકાલયોમાંથી મળી શકશે.

ઇચ્છુક ઉમેદવારોએ પોતાનાં નામ ઠામ ઉમ્મર ને ધંધા સાથે પોતાની ઉમેદવારી નીચે સહી કરનાર તરફ જેમ બને તેમ જલદી નોંધાવી દઇ અભ્યાસ શરૂ કરી દેવો.

| | |
|---|---|
| C/O. સેન્ટ્રલ લાઇબ્રેરી<br>વડોદરા,<br>તા. ૭-૯-૪૩ | ના. નં. ચોકસી<br>સહમંત્રી<br>વ. રા. પુ. મંડળ |

---

સ્થળસંકોચને લીધે આ અંકે "પુસ્તકપરિચય" વિભાગ મોકૂફ રખાયો છે, જેની વાચકોને નોંધ લેવા વિનંતિ છે.

સને ૧૯૪૨-૪૩

# પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ–વડોદરા

વડોદરા રાજ્યની સહકારી મંડળીઓ સંબંધી સંવત ૧૯૭૦ ના નિબંધ છઠ્ઠાની કલમ ૯ અન્વયે નં. ૭૬૯ થી તા. ૩૧-૩-૨૪ ને રોજ નોંધવામાં આવ્યું છે. )
૩૭૫

| | | |
|---|---|---|
| મુકરર કરેલું ભંડોળ | રૂ. | ૫૦,૦૦૦-૦-૦ |
| ભરાવવા કાઢેલું ભંડોળ | રૂ. | ૫૦,૦૦૦-૦-૦ |
| ભરાયલું ભંડોળ | રૂ. | ૪૦,૭૦૦-૦-૦ |
| વસુલ આવેલું ભંડોળ | રૂ. | ૪૦,૭૦૦-૦-૦ |
| રિઝર્વ ફંડ | રૂ. | ૧૨,૬૬૦-૦-૦ |

મંડળનું નોંધેલું સરનામું
રાવપુરા, વડોદરા.

### સાધારણ સભાના પ્રમુખ

રા. રા. મગનભાઇ શંકરભાઇ પટેલ, વડોદરા.

### ઉપપ્રમુખ

રા. રા. નાનાલાલ નાથાલાલ શાહ એમ. એ.
પ્રિન્સિપાલ, એચ. વી. શ્રોફ મેમોરિયલ હાઈસ્કૂલ, વડોદરા

### વ્યવસ્થાપક મંડળના સભાસદો

રા. રા. ચુનીલાલ પુરુષોત્તમદાસ શાહ, બી. એ. એલએલ. બી. વડોદરા (અધ્યક્ષ)
રા. રા. નટવરલાલ ગિરધરલાલ શાહ, મંત્રી સા. પુ. શિનોર
રા. રા. ચિમનભાઇ મૂળજીભાઇ અમીન, પ્રતિનિધિ સા. પુ. વસો
રા. રા. ચિમનભાઇ હરિભાઈ અમીન, મંત્રી સા. પુ. વરણામા
રા. રા. વિષ્ણુપ્રસાદ પ્રહ્લાદજી પંડ્યા, પ્રતિનિધિ સા. પુ. પાદરા
રા. રા. વલ્લવભાઈ મૂળજીભાઇ પટેલ, પ્રતિનિધિ સા. પુ. સાધી
રા. રા. અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કર, વડોદરા
રા. રા. શંકરભાઇ સોમાભાઈ પટેલ, સ્નાતક, વડોદરા
રા. રા. રાવજીભાઈ જોરાભાઈ પટેલ, ઇંટોલા

### મંત્રી

રા. રા. વાઘજીભાઈ નારણભાઇ અમીન, બી. કૉમ. વડોદરા

### ઓડિટર

મેસર્સ આપાજી અમીન એન્ડ કંપની, રજિસ્ટર્ડ એકાઉન્ટન્ટસ, મુંબઈ

# પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦ નો સને ૧૯૪૨-૪૩ નો
# ઓગણીસમો વાર્ષિક અહેવાલ

સદ્‌ગૃહસ્થો,

તા. ૩૧ મી જુલાઈ સને ૧૯૪૩ ના રોજ પૂરાં થતા આ મંડળના ઓગણીસમા વર્ષના કામકાજનો હેવાલ તથા હિસાબનું સરવાયું અને તા. ૧-૮-૪૨ થી તા. ૩૧-૭-૪૩ સુધીના બાર માસનો નફાતોટાનો હિસાબ ઑડિટરના દાખલા સાથે વ્યવસ્થાપકો આપની સમક્ષ રજૂ કરે છે.

**(૧) સભાઓઃ—**

નિવેદનવાળા વર્ષમાં વ્યવસ્થાપક મંડળની સાત સભાઓ મળી હતી.

**(૨) શેર બાબતઃ—**

નિવેદનવાળા વર્ષમાં ૪૧ નવીન સભાસદો આપણા મંડળમાં જોડાયાં છે, અને ૬ સભાસદો શેર નામફેર થવાથી કમી થયા છે; એટલે વર્ષ આખરે સભાસદોની કુલ સંખ્યા ૬૪૦ ની છે. આ નવીન સભાસદોએ ખરીદેલા શેર ૩૬ અને જૂના સભાસદોએ નવીન ખરીદેલા શેર ૮ ઉમેરતાં ભરાયેલા શેરની કુલ સંખ્યા ૧૬૨૮ ની છે, અને તે પેટે શેર દીઠ રૂ. ૨૫) ની કિંમતની તમામ રકમ વસુલ આવેલી છે.

**(૩) પુસ્તકવેચાણઃ—**

નિવેદનવાળા વર્ષમાં મંડળે ગયા વર્ષની માફક રાજ્યનાં તેમ જ અન્ય સાર્વજનિક પુસ્તકાલયોને અને જનતાને પુસ્તકો પૂરાં પાડવાનું કામ કર્યું હતું. તે અંગે રૂ. ૪૯૩૨૭-૧૩-૩નાં પુસ્તકોની તથા ઇતર સાહિત્યની ખરીદી કરી છે, અને રૂ. ૫૬૦૭૧-૬-૧૦નું વેચાણ કર્યું છે.

**(૪) પત્રો-માસિકોનું લવાજમ ભર્યા બાબતઃ—**

નિવેદનવાળા વર્ષમાં મંડળે ૧૨૫૭ ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયો વતી વર્તમાનપત્રો તથા માસિકોનું લવાજમ ભરવાનું કામ કર્યું છે. આ વર્ષે ૩૭ કસ્બા પુસ્તકાલયોએ પણ પહેલાંની જેમ તે કામ મંડળને સોંપ્યું હતું. ઉપરાંત, વડોદરા રાજ્ય બહારનાં ૯ પુસ્તકાલયો અને ૬ જ્ઞાનવર્ધક વાચનાલયો તેમ જ હિન્દુસ્તાન બહારનાં આફ્રિકાનાં પુસ્તકાલયો, બીજી સંસ્થાઓ અને વ્યક્તિઓ મળી આશરે ૫૫ ગ્રાહકો વતી પણ લવાજમો ભરવાનું કામ કર્યું છે. વર્ષ દરમ્યાન રૂ. ૫૧૯૦૪-૧૦-૨ નું કુલ લવાજમ મંડળ મારફતે ભરાયેલું છે.

**(૫) ગ્રામ પુસ્તકાલયોના કાયમ ફંડ બાબતઃ—**

નિવેદનવાળા વર્ષ આખરે ગ્રામ પુસ્તકાલયોની કાયમ ફંડની રકમ મંડળમાં થાપણ તરીકે મુકાયેલી રૂ. ૨૨૭૨૮૭-૧૩-૫ ની છે. થાપણો ઉપર મંડળ તરફથી દોઢ ટકો વ્યાજ આપવામાં આવ્યું છે.

(૬) મંડળને સોંપાયેલાં ટ્રસ્ટ ફંડો બાબતઃ—

નિવેદનવાળા વર્ષમાં મંડળને ચાર નવીન ટ્રસ્ટ ફંડો રૂ. ૨૩૦૩–૦–૦ નાં મળેલાં છે. એટલે વર્ષ આખરે ટ્રસ્ટ ફંડોની સંખ્યા ૪૬ કુલ રૂ. ૨૫૬૭૮–૧૧–૧૦ ની થાય છે. તેમાં નહિ ખર્ચાયેલું વ્યાજ રૂ. ૪૬૫–૯–૫ ઉમેરતાં ટ્રસ્ટ ફંડો ખાતે રૂ. ૨૬૧૪૪–૫–૩ બાકી જમા રહે છે.

(૭) ઇન્વેસ્ટમેન્ટસ્ બાબતઃ—

સને ૧૯૩૮ ના વર્ષમાં બ્રિટિશ રાજ્યની ખેડા ડિસ્ટ્રીકટ સેન્ટ્રલ કો. ઓ. બૅંક લિ. નડિયાદની કાચી પડી હતી અને મુંબાઇ સરકારના હુકમથી તેનું કામકાજ બંધ થયું છે. આ બૅંકમાં મંડળના રૂ. ૧૦૦૦–૦–૦ ના શેર ચાલુ છે. તે ઉપરાંત બાંધી મુદ્દતની થાપણ ખાતે ગયા વર્ષ આખરે જે રૂ. ૧૩૦૦–૦–૦ બાકી હતા તે પેટે બૅંકના લીક્વીડેટર તરફથી નિવેદનવાળા વર્ષમાં રૂ. ૧૬૪–૦–૦ વસુલ મળ્યા છે, એટલે થાપણ ખાતે હવે રૂ. ૧૧૩૬–૦–૦ બાકી રહેલા છે. આ રકમો શકમંદ લેણા ખાતે સરવાયામાં બતાવી છે.

નિવેદનવાળા વર્ષમાં શ્રીમંત સરકાર હુકમ અંક ૧૫/૬ તા. ૮–૬–૪૩ થી મંજુરી મેળવીને મંડળે બૅંક ઑફ બરોડા લિ. ના નવા ઇસ્યુ કરેલા મંડળના ફાળે આવતા ૫૭ શેર ખરીદ્યા છે. વળી બીજા વધારાના ૫૦ શેર ખરીદવા મંડળે બૅંકમાં અરજી આપી રૂ. ૩૨૫૦–૦–૦ એડવાન્સના ભર્યા છે.

(૮) પુસ્તકપ્રકાશન સંબંધી હકીકતઃ—

મંડળે પ્રકાશિત કરેલાં ૬૬ પુસ્તકો પૈકી ૩૦ પુસ્તકોની બધી પ્રતો વેચાઇ ગઇ છે. ૩૬ પુસ્તકોની જે પ્રતો નિવેદનવાળા વર્ષ આખરે સિલક છે તે વેચવા માટે જાહેર કરેલી કિંમતે રૂ. ૫૦૪૦–૦–૦ ની થાય છે; જ્યારે પુસ્તકપ્રકાશન ખાતે મંડળના રૂ. ૧૪૧૫–૪–૦ રોકાયેલા રહે છે.

(૯) "પુસ્તકાલય" માસિક બાબતઃ—

પુસ્તકાલય માસિકનું ૧૭ મું વર્ષ ડિસેમ્બર ૧૯૪૨ આખરે પૂરું થયું હતું. તા. ૧–૧–૧૯૪૨ થી તા. ૩૧–૧૨–૧૯૪૨ સુધીના બાર માસમાં લવાજમ ખાતે રૂ. ૪૬૮૦–૧૫–૦ અને જાહેરખબર ખાતે રૂ. ૧૦૪૩–૧૨–૦ મળી કુલ રૂ. ૫૭૨૪–૧૧–૦ જમા મળ્યા હતા. કાગળ, છપામણુ, પગાર, પોસ્ટેજ, ગ્રામ પુસ્તકાલયોને મદદ વગેરે સાથે ખર્ચની કુલ રકમ રૂ. ૪૯૪૭–૧૪–૯ છે; એટલે વર્ષ આખરે માસિક ખાતે રૂ. ૭૭૬–૧૨–૩ બચત થાય છે, જેમાં પાછલાં વર્ષોની બચત રૂ. ૬૩૬૩–૧૪–૪ તથા વ્યાજના ઉત્પન્નના રૂ. ૧૭૩–૧૨–૬ અને પુસ્તક વેચાણના રૂ. ૭–૧૧–૬ ઉમેરતાં માસિક ખાતે કુલ બચત રૂ. ૭૩૨૨–૨–૭ થાય છે. "પુસ્તકાલય" માસિકના ઉત્પન્ન ખર્ચનો હિસાબ ( તા. ૧–૧–૪૨ થી તા. ૩૧–૧૨–૪૨ સુધીનો ) ઇલાયદો આ સાથે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. "પુસ્તકાલય" માસિકમાં દર માસે પુસ્તકાલય ખાતા તરફનાં સૂચના, સરક્યુલરો ખાતા તરફે કોઇ પણ

પ્રકારનું ખર્ચ પાડયા સિવાય લેવાય છે. સને ૧૯૪૨માં ૧૭ાા ફર્મોનું મેટર ખાતા તરફનું છાપવામાં આવ્યું છે.

"પુસ્તકાલય" માસિક ખાતેથી વર્ષ દરમ્યાન થયેલી બચતમાંથી માસિકના તંત્રીને એક માસના પગારના બોનસના રૂ. ૫૫) આપવા વ્યવસ્થાપકો આપને ભલામણ કરે છે.

## (૧૦) મંડળના નોકરોને આપેલુ મોંઘવારી ભથ્થુ તથા પ્રોવિડન્ટ ફંડના ફાળામાં મંજુર કરેલા બજેટ ઉપરાંત થયેલા ખર્ચ બાબતઃ—

નિવેદનવાળા વર્ષમાં ગત વાર્ષિક સામાન્ય સભામાં મંજુર કર્યા મુજબ મંડળના દરેક નોકરને માસિક રૂ. ૨) મોંઘવારી ભથ્થુ આપવાનું ઠરાવેલું હતું અને તે માટે રકમ પણ નફામાંથી ફલાયદી કાઢી હતી. પણ મોંઘવારી અતિશય વધી જવાથી નોકરોની માગણી ઉપરથી જાન્યુઆરી ૧૯૪૩ થી માસિક ભથ્થુ રૂ. ૨) ના બદલે રૂ. ૫) આપવાનું આપના વ્યવસ્થાપકોએ ઠરાવ્યું હતું. જેથી તે ખાતે રૂ. ૨૧૯–૧૪–૯ નો વિશેષ ખર્ચ થયો છે.

આ ઉપરાંત મંડળના નોકરોના પ્રોવિડન્ટ ફંડના ફાળામાં નિવેદનવાળા વર્ષ આખરે રૂ. ૨૩૫–૯–૩ મંડળ તરફથી ઉમેરવામાં આવ્યા છે. આ બંને ખર્ચની રકમો મંજૂર કરવા વ્યવસ્થાપકો આપને ભલામણ કરે છે.

## (૧૧) હિસાબઃ—

આ સાથેના નફાતોટાના પત્રકમાં જણાવ્યા મુજબ નિવેદનવાળા વર્ષમાં મંડળે રૂા. ૪૯૬૦–૨–૭ નો ચોખ્ખો નફો કર્યો છે; તે તથા ગઇ સાલમાં નફા ખાતે વધેલા રૂા. ૯–૪–૮ મળી કુલ્લ રૂા. ૪૯૬૯–૭–૩ નફો થાય છે. તેની વ્યવસ્થા નીચે મુજબ કરવા વ્યવસ્થાપકો આપને ભલામણ કરે છે.

| | રૂ. આ. પા. |
|---|---|
| (૧) રિઝર્વફંડ ખાતે લઇ જવા (જે હવે રૂા. ૧૩૯૧૦–૦–૦ થશે) | ૧૨૫૦– ૦–૦ |
| (૨) સભાસદોને શેરનું સાડાચાર ટકા લેખે ડિવિડન્ડ વહેંચવા | ૧૯૦૦– ૪–૦ |
| (૩) નોકરોને એક માસનો પગાર બોનસ તરીકે આપવા | ૩૫૫– ૦–૦ |
| (૪) મકાન ફંડ ખાતે લઇ જવા | ૭૧૦– ૦–૦ |
| (૫) મંડળના નોકરોને મોંઘવારી ભથ્થુ આપવા માટે | ૮૪૦– ૦–૦ |
| (૬) આવતા વર્ષના નફાતોટા ખાતે લઇ જવા | ૧૪– ૩–૩ |
| | રૂ. ૪૯૬૯– ૭–૩ |

## (૧૨) નિમણુકઃ—

(૧) મંડળના વ્યવસ્થાપકો પૈકી (૧) શ્રી. ચિમનભાઇ હરિભાઇ અમીન, મંત્રી, સા. પુ. વરણામા, (૨) શ્રી. નટવરલાલ ગિરધરલાલ શાહ, મંત્રી, સા. પુ. શિનોર, અને (૩) શ્રી. શંકરભાઇ સોમાભાઇ પટેલ, વડોદરા એ ત્રણ વ્યવસ્થાપકો ચાલુ સાલે નિયમ મુજબ નિવૃત્ત થાય છે. નિવૃત્ત થતા વ્યવસ્થાપકો ફરી ચુંટાવાને પાત્ર છે અને તે માટે તે ખુશી છે. ઉપર મુજબ પુસ્તકાલયોના મંત્રીઓ વા પ્રતિનિધિઓની બે જગા અને વ્યક્તિગત

સભાસદોની એક જગા, એ રીતે ત્રણ જગા પૂરવાની થાય છે. તે પૂરવા આપને વિનંતિ કરવામાં આવે છે.

(૨) નવા વર્ષના ઑડિટરો નીમવા તથા તેનું લવાજમ નક્કી કરવા વ્યવસ્થાપકો આપને વિનંતિ કરે છે.

**(૧૩) મંડળ માટે પોતાનું મકાન બાંધવા યા ખરીદવા બાબતઃ—**

ત્રીજા વર્ષની સામાન્ય સભામાં મંડળનું પોતાનું મકાન બાંધવા યા ખરીદવા બાબત રૂ. ૨૫૦૦૦) સુધીનું ખર્ચ કરવા ઠરાવ કરવામાં આવ્યો હતો. આ ઠરાવને મે રા. રા. સહકારી અધિકારી સાહેબની મંજુરી પણ મળેલી છે. પણ અનુકૂળ જગો નહિ મળવાને કારણે તેમજ ચાલુ વિશ્વવ્યાપી યુદ્ધના કારણે મકાનોની કિંમત ઘણી વધી જવાથી જગા મેળવવાની તજવીજ વર્ષ દરમ્યાન થઇ શકી નથી.

**(૧૪) સ્વ. મોતીભાઈ ન. અમીન સ્મારક વાચનાલયઃ—**

વડોદરાનું જ્યુબિલી બાગ વાચનાલય જેને સ્વ. મોતીભાઇ ન. અમીનની યાદગીરીમાં મંડળે ચલાવવાનું ઠરાવ્યું છે તે, નિવેદનવાળા વર્ષમાં બાગનો ઉપયોગ જાહેર જનતા માટે ઘણો ખરો વખત બંધ રહેવાથી, ગત સપ્ટેમ્બર માસથી બંધ છે. લોકમદદ મેળવી સને ૧૯૪૪ ના જાન્યુઆરીથી તે વાંચનાલય ફરીથી ચાલુ કરવામાં આવશે.

વડોદરા,<br>
તા. ૮-૯-૪૩

વા. ના. અમીન<br>
મંત્રી.

અંબાલાલ વિ. ઠક્કર<br>
ન. ગી. શાહ<br>
રા. જો. પટેલ<br>
ચીમનભાઇ હ. અમીન<br>
ચી. મુ. અમીન<br>
વિષ્ણુપ્રસાદ પ્ર. પંડયા<br>
વલ્લભભાઇ મૂ. પટેલ<br>
વ્યવસ્થાપક મંડળના સભાસદો

---

## પુ. સ. સ. મંડળ લિ. વડોદરાના પેટાનિયમોમાં કરવાના સુધારા વધારા

| મૂળ કલમ નં. ૩૨ ગ | સુધારો કરવા રજુ કરેલી કલમ નં. ૩૨ ગ |
|---|---|
| નિયમ ૧૮ (ક)માં જણાવેલા સિવાયના મંડળના તમામ પગારદારી નોકરોની નિમણુંક, બરતરફી, શિક્ષા અગર ફરાગતી કરવી. | નિયમ ૧૮ (ક)માં જણાવેલા સિવાયના મંડળના તમામ પગારદારી નોકરોની નિમણુંક, બરતરફી, શિક્ષા અગર ફરાગતી કરવી, અગર તેમના હિત માટે પ્રોવિડન્ટ ફંડની યોજના યા બીજી કોઇ યોજનાઓ ઘડવી અને મંજૂર કરવી. |

## પુસ્તકાલય સહાયક સહકારી
## તારીખ ૩૧ માહે જુલાઇ સને ૧૯૪૩ ના રોજ

| ભંડોળ અને દેવું | રૂ. આ. પા. | રૂ. આ. પા. |
|---|---|---|
| **૧ ભંડોળ—** | | |
| સત્તાધારી થાપણઃ—૨૦૦૦ શેર દરેક રૂ. ૨૫)નો | ૫૦૦૦૦- ૦-૦ | |
| ભરાવવા કાઢેલી થાપણઃ— | ૫૦૦૦૦- ૦-૦ | |
| ભરાયલી થાપણઃ—૧૬૨૮ શેર દરેક રૂ. ૨૫)નો | ૪૦૭૦૦- ૦-૦ | |
| વસુલ માગેલી થાપણઃ—૧૬૨૮ શેરના દરેકના રૂ. ૨૫) પ્રમાણે | | ૪૦૭૦૦- ૦-૦ |
| **૨ રિઝર્વ ફંડઃ—** | | |
| ગયા વર્ષના સરવાયામાં જણાવ્યા પ્રમાણે | ૧૧૯૦૦- ૦-૦ | |
| ઉમેરો ગયા વર્ષના નફાની વહેંચણી પૈકીના સાધારણ સભાના ઠરાવ પ્રમાણે | ૭૬૦- ૦-૦ | ૧૨૬૬૦- ૦-૦ |
| **૨A ઇન્વેસ્ટમેન્ટસ રિઝર્વઃ—** | | |
| ગયા વર્ષના સરવાયામાં જણાવ્યા પ્રમાણે | ૪૩૨૬- ૬-૦ | |
| ઉમેરો ગયા વર્ષના નફાની વહેંચણી પૈકીના સાધારણ સભાના ઠરાવ પ્રમાણે | ૧૯૮-૧૦-૦ | ૪૫૨૫- ૦-૦ |
| **૨B** નફાની વહેંચણી સરખી રાખવાનું ફંડ. | ૧૪૦૦- ૦-૦ | ૧૪૦૦- ૦-૦ |
| **૩ નોકર સહાયક ફંડઃ—** | ૫૭૬- ૨-૩ | |
| બાદ વ્ય. મંડળના ઠરાવ નં. ૭૦ તા. ૨૦-૬-૪૩ પ્રમાણે મંડળના નોકરને આપેલી મદદ | ૨-૧૪-૦ | ૫૭૩- ૪-૩ |
| **૪ મકાન ફંડઃ—** | ૪૯૯૦- ૦-૦ | ૪૯૯૦- ૦-૦ |
| **૫ દેવુંઃ—( વગર તારણનું )** | | |
| ૧ થાપણોઃ—મુદતબંધી ખાતે ( વ્યાજુકા ) | | ૨૨૭૨૮૭-૧૩-૫ |
| ૨ પરચુરણ દેવું ( વગર વ્યાજુકા ) | | |
| ૧ આ. પુ. ની ખરીદ પેટે એડવાન્સ | | |
| ૧ પુસ્તકો માટે ૭૯૩૦-૧૩-૪ | | |
| ૨ બજેટની બચત ૨૩૯૦-૧૪-૦ | | |
| ૩ બજેટ માટે લોકમદદ ૨૪૨૫- ૯-૭ | ૧૨૭૪૭- ૪-૧૧ | |
| ૨ ઇતર આડતો તરફથી જમા ૧૦૧૧૩-૧૪-૦ | | |
| ૩ બુકસેલરોના જમા ૮૪૩૨-૧૩-૦ | ૧૮૫૪૬-૧૧-૦ | |
| ૪ ચાલુ વર્ષના ખર્ચ પેટે આપવાના બાકી | ૧૪૭-૧૧-૬ | |
| ૫ શેર માટે ડીપોઝીટ | ૧૮૨- ૦-૦ | ૩૧૬૨૩-૧૧-૫ |

## મંડળ લિ. વડોદરા

### મંડળના દેવા તથા લહેણાનું સરવાયું

| મિલ્કત અને લહેણું | રૂ. આ. પા. | રૂ. આ. પા. |
|---|---|---|
| ૧ શિલકી સામાનઃ— | | |
| ૩૧–૭–૪૨ સુધીની પડતર કિંમત | ૫૩૨૦–૧૩–૬ | |
| બાદ ઘસારો પાછલો | ૪૧૪૧– ૩–૬ | |
| | ૧૧૭૯–૧૦–૦ | |
| બાદ ચાલુ સાલનો ઘસારો | ૨૦૦– ૦–૦ | ૯૭૯–૧૦–૦ |
| ૨ માલ સ્ટોકમાંઃ—મંત્રીએ સર્ટિફાય કરેલી યાદી મુજબ પુસ્તકો વિ. પડતર કિંમતે | | ૧૦૧૪૮– ૮–૯ |
| ૨A પ્રકાશન ખાતાનાં પુસ્તકો (પડતર કિંમતમાંથી વેચાણના બાદ જતાં) | | ૧૪૧૫– ૪–૦ |
| ૩ લહેણુંઃ—( સદ્દર ) પુસ્તકાલયો અને અન્ય ગ્રાહકો પાસે બાકી | | ૧૯૬૩–૧૦–૫ |
| ૪ ઇન્વેસ્ટમેંટસઃ—(પડતર ભાવથી) | | |
| *બરોડા સેં. કો. બેંક લિ. ના ૫૦૦ શેર દરેક રૂા. ૫૦) નો ભરાએલા રૂા. ૩૭–૮–૦ | ૧૮૭૫૦– ૦–૦ | |
| *મહેસાણા પ્રાંત સહકારી બેંક લિ. ના ૪૦ શેર દરેક રૂા. ૨૫) નો ભરાયલા રૂ. ૧૫) | ૬૦૦– ૦–૦ | |
| પેટલાદ સહકારી બેંક લિ. ના ૧૨૦ શેર દરેક રૂા. ૧૦ નો પુરા ભરાયલા | ૧૨૦૦– ૦–૦ | |
| અમરેલી ખેતીવાડી પેઢી લિ. ના ૧૦૦ શેર દરેક રૂા. ૧૦) નો પુરા ભરાયલા | ૧૦૦૦– ૦–૦ | |
| *વડોદરા કો. ઓ. સે. મો. બેંક લિ. ના ૪૦ શેર દરેક રૂ. ૫૦) નો ભરાયલા રૂ. ૨૫) | ૧૦૦૦– ૦–૦ | ૨૨૫૫૦– ૦–૦ |
| *ધી બેંક ઓફ બરોડા લિ. બરોડાના શેર નં. ૮૦ (આજના બજારભાવે રૂા. ૧૩૧–૦–૦) ગઇ સાલના સરવાયામાં જણાવ્યા પ્રમાણે રૂા. ૧૧૬–૪–૦ પ્રમાણે | ૯૩૦૦– ૦–૦ | |
| *ધી બેંક ઓફ બરોડા લિ. શેર નં. ૫૩ દરેક શેર દીઠ રૂા. ૧૦) અને પ્રિમિયમના રૂા. ૫૫) મળીને રૂા. ૬૫) પ્રમાણે | ૩૪૪૫– ૦–૦ | |
| | ૧૨૭૪૫– ૦–૦ | |
| ધી ટાટા પાવર કં. લિ. મુંબઇના પ્રેફરન્સ શેર નં. ૬ (આજના બજારભાવે રૂા. ૧૭૭૫–૦–૦) ગઇ સાલના સરવાયામાં જણાવ્યા પ્રમાણે રૂા. ૧૬૦૦) પ્રમાણે | ૯૬૦૦– ૦–૦ | |
| ધી ટાટા હાઇડ્રો ઇલેકટ્રીક પાવર સપ્લાય કં. લિ. ના પ્રેફરન્સ શેર નં. ૬૦ આજના બજારભાવે રૂા. ૧૬૮–૧૨–૦) ગઈ સાલના સરવાળામા જણાવ્યા પ્રમાણે રૂા. ૧૫૫) પ્રમાણે | ૯૩૦૦– ૦–૦ | ૩૧૬૪૫– ૦–૦ |
| વડોદરા કો. સે. મો. બેંક લિ. નાં ડિબેન્ચર્સ ૩% નાં કુલ ૫૦૦૦) નાં | ૫૦૦૦– ૦–૦ | |

* કંટિજંટ લાયેબિલિટી કો. ઓપરેટીવ બેંકના શેર ઉપર તથા ડિબેન્ચર્સ ઉપર તથા બરોડા બેંકના શેર ઉપર ... માગેલી નહિ તેવી રકમની રકમ રૂા. ૭૮૫–૦–૦

| | | | |
|---|---|---|---|
| ૭ પુસ્તકાલય માસિક: | | | ૮૪૩૨-૧૪-૪ |
| ૮ ટ્રસ્ટ ફંડો:— | | | |
| ૩૧-૭-૪૨ ના બાકી | | | |
| સ્થાયી ટ્રસ્ટ ફંડોના | ૨૧૪૯૫- ૦-૯ | | |
| ચાલુ ટ્રસ્ટ ફંડોના | ૧૯૨૬-૧૨-૪ | ૨૩૪૨૧-૧૩-૧ | |
| ઉમેરો ચાલુ વર્ષનો વધારો | | | |
| સ્થાયી ટ્રસ્ટ ફંડોના | ૨૩૦૩- ૦-૦ | ૨૫૬૭- ૮-૦ | |
| ચાલુ ટ્રસ્ટ ફંડોના | ૨૬૪- ૮-૦ | | |
| ઉમેરો નહિ ખર્ચાયેલું વ્યાજ | | ૪૬૫- ૯-૫ | |
| | | ૨૬૪૫૪-૧૪-૬ | ૨૬૧૪૪- ૫-૩ |
| બાદ ચાલુ ટ્રસ્ટ ફંડમાંથી ખર્ચાયા | | ૩૧૦- ૯-૩ | |
| ૯ પ્રોવિડન્ટ ફંડ:— | | | ૧૧૨૫- ૮-૬ |
| ૧૦ નફાતોટા ખાતુ | | | |
| સને ૧૯૪૧-૪૨ ના નફાતોટાની બાકી | | ૩૦૪૦- ૦-૮ | |
| બાદ વહેંચણીના સાધારણ ઠરાવ મુજબ | | | |
| ૧ રિઝર્વ ફંડ ખાતે | ૭૬૦- ૦-૦ | | |
| ૨ સભાસદોને શેરનું ચાર ટકા લેખે ડિવિડન્ડના | ૧૫૧૨- ૨-૦ | | |
| ૩ નોકરોને એક માસનો પગાર બોનસ તરીકે | ૩૪૪- ૦-૦ | | |
| ૪ ઇન્વેસ્ટમેંટ રીઝર્વ ફંડ ખાતે | ૧૯૮-૧૦-૦ | | ૯- ૪-૮ |
| ૫ સ્ટાફને મોંઘવારી | ૨૧૬- ૦-૦ | ૩૦૩૦-૧૨-૦ | |
| ઉમેરો નફાતોટાના હિસાબમાં જણાવેલો ચોખ્ખો નફો | | | ૪૯૬૦- ૨-૭ |
| | | | ૩૬૪૮૬૬-૧૩-૧૧ |

## ઓડિટરનો રિપોર્ટ

અમે મંડળનું સરવાયુ તેને લગતા ચોપડા અને વાઉચરો સાથે તપાસી જોયું છે. અને જોઈતા સઘળા ખુલાસા અને માહિતી અમને મળ્યાં છે. અમે આથી નિવેદન કરીએ છીએ કે આ સરવાયું મંડળના ચોપડામાં બતાવ્યા પ્રમાણે અને અમને મળેલા ખુલાસા અને માહિતી અનુસાર તા. ૩૧ મી જુલાઇ ૧૯૪૩ એ મંડળની સ્થિતિનો સાચો અને યથાર્થ હેવાલ રજુ કરે છે અને તે કાયદાનુસાર બનાવેલું છે. વિશેષ જણાવવાનું કે મંડળના સરવાયામાં બતાવેલાં સઘળાં ઇન્વેસ્ટમેન્ટસ અમે જાતે તપાસી ખાત્રી કરી છે.

મુંબઇ,
તા. ૬-૯-૪૩

Apaji Amin & Co.
Registered Accountants, Auditors.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ટીંબા | ૧૮૮-૯-૦ | તાંદલજા | ૨૦૧-૧૫-૧૧ | સરડીઆ | ૨૪૫-૪-૬ |
| રાજનગર | ૨૦-૨-૬ | નંદપુર | ૬૪-૨-૪ | સોનગીર | ૩૨-૧૧-૬ |
| રતનપુર-કુમારજ | ૨૦-૧૪-૨ | પરવટા | ૩૩-૫-૧૧ | *હાંડોદ | ૨૮૫-૮-૬ |
| | | પાલેજ | ૩૫-૭-૧૦ | પતરા | ૬૦-૫-૬ |
| *લઢોદ | ૧૪૫-૨-૫ | (૨) પીપળસટ | ૮-૬-૬ | સૂર્યાઘોડા | ૫૮-૬-૬ |
| લાછરસ | ૧૫-૬-૩ | *સંખેડા | ૬૯૪-૧૦-૫ | સંખેડા મ.હુ.ફંડ | ૧૬-૧૫-૫ |
| વાગેથા | ૬-૧૫-૩ | વડેલી | ૧૪૦-૯-૧૦ | પાટણા | ૫૩-૪-૪ |
| વાસણા | ૧૧૬૪-૧૩-૯ | ગોલાગામડી | ૨૨-૪-૩ | હરેશ્વર | ૨૭-૪-૪ |
| ડોળમાર | ૬૯-૫-૩ | | | | |

## સાવલી મહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| *અંજેસર | ૨૪૪-૬-૬ | *ડેસર | ૧૫૬-૨-૪ | *મંજુસર | ૫૪૯-૧-૦ |
| અલીંદ્રા | ૧૫-૪-૫ | ડેસર મ.હુ.ફંડ | ૫-૯-૯ | શારદાપુર-વેજપુર | ૨૮૦-૯-૮ |
| ઉત્તમનગર | ૮૧-૧૫-૮ | *ધનતેજ | ૧૭૯-૧-૦ | શાંતિપુર-વેજપુર | ૧૦૪-૧-૫ |
| ખાખરીઆ | ૩૧૧-૦-૧૧ | (૮) ધર્મપુર | ૪૩-૧૦-૯ | રાણીઆ | ૮૮-૭-૧૧ |
| જાવલા | ૯-૬-૦ | *નમીસરા | ૯૧-૧-૦ | ગણીપુરા | ૬૭-૪-૯ |
| કડાચલા | ૪૦-૫-૮ | નાની ભાડોલ | ૧૧૪-૩-૯ | વરસડા | ૨૨૮-૧૨-૬ |
| તુલસીપુરા | ૧૫૧-૪-૬ | પીલોલ | ૪૯-૭-૧ | વાલાવાવ | ૮૧-૧૨-૩ |
| સાંઢાસાલ | ૩૬૫-૧૦-૧૦ | *આકરોલ | ૩૮૧-૧૩-૨ | વેજપુર | ૧૧૬૪-૫-૯ |
| ગરધીઆ | ૫૧-૨-૩ | *રતનપુરા | ૧૬૨-૧૧-૨ | મોટી ભાડોલ | ૮૨-૨-૨ |
| (૪) ગાંગડીઆ | ૧૬૭-૪-૮ | મેરાકુવા | ૬-૧૪-૨ | *ઇન્દ્રાડ | ૧૬૮-૩-૯ |
| ગોઠડા | ૫૧-૯-૧૦ | મુંઢેલા | ૧૦૪-૬-૧૧ | બહુથા | ૮-૧૨-૬ |
| ટુંડાવ | ૨૮૪-૭-૮ | મુવાલ | ૧૪૨-૩-૯ | રામનગર પેટા- | |
| પોઇચા | ૧૬૪-૦-૪ | સમલાયા સ્ટેશન વા. | ૬૫-૦-૧૧ | પરા પસવા | ૨૦-૮-૨ |
| વરછેસર | ૪૯-૭-૧૦ | લામડાપુરા | ૬૬-૭-૧ | વેજપુર મ.હુ. ફંડ | ૭૧-૫-૬ |

## ફા. ન. વાચનાલયો

| | | | | | |
|---|---|---|---|---|---|
| અજરપુરા | ૨૩-૧૪-૧૧ | કાસોર | ૫૫-૧-૪ | મહીસા | ૫૯-૩-૮ |
| આમોદ | ૧૯૯-૩-૬ | કુંજરાવ | ૫૬-૨-૧૦ | રતનપુરા | ૧૭-૧૩-૭ |
| આંત્રોલી | ૭૧-૩-૫ | ખાનપુર | ૪૯-૭-૪ | રૂદણ | ૨૬-૪-૯ |
| નાવલી | ૩૮-૧૩-૧ | ધોડાસર | ૧૨૭-૩-૭ | લસુન્દ્રા | ૧૩૦-૧૫-૦ |
| પણસોરા | ૧૮-૭-૧૦ | ચીખોદ્રા | ૨૪-૧૫-૮ | વડદલા | ૭૨-૬-૬ |
| પંડોળી | ૧૩૨-૧-૯ | છીપડી | ૨૫-૧૫-૬ | સામરખા | ૬-૨-૧ |
| વાસદ | ૭૨-૦-૪ | નાપાડ | ૧૫૭-૧૫-૪ | સારસા | ૨૩-૧-૧ |
| વાસણા | ૧૩૩-૩-૧૧ | *પીપળાવ | ૧૧૩-૧-૬ | *સોજીત્રાડા | ૪૧-૧૫-૦ |
| વીણા | ૨૮૧-૭-૭ | બોચાસણ | ૨૪-૧૨-૧૧ | સિહુંજ | ૨૪-૧-૨ |
| ઇસણાવ | ૧૯૯-૧૧-૪ | ભરોડા | ૩૦-૧-૧૦ | સંદેસર | ૩૦-૧-૧૦ |

## તા. ૩૧ મી જુલાઇ સન ૧૯૪૩ સુધીનો પુસ્તકપ્રકાશનનો સ્ટૉક

| અનુક્રમ નંબર | પુસ્તકનું નામ | નકલો | છાપેલી કિંમત | કુલ | ઉપજવાની કિંમત |
|---|---|---|---|---|---|
| ૧ | ૮૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત નામાવલિ | ૯૧ | ૮– ૦–૦ | ૭૨૮– ૦–૦ | ૩૪૧– ૪–૦ |
| ૬ | વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ | ૧૫૧ | ૩– ૦–૦ | ૪૫૩– ૦–૦ | ૨૧૨– ૫–૬ |
| ૮ | કુમારનાં ચીરનો આ. ૩ જી પાકી | ૫૦૨ | ૧– ૮–૦ | ૭૫૩– ૦–૦ | ૫૬૪–૧૨–૩ |
| | ,, ,, કાચી | ૩૦૦ | ૧– ૪–૦ | ૩૭૫– ૦–૦ | ૨૮૧– ૪–૦ |
| ૧૧ | શ્રેષ્ઠ સલાહકાર ભા. ૨ જો | ૨૧૮ | ૦– ૬–૦ | ૮૧–૧૨–૦ | ૩૮– ૫–૩ |
| ૧૭ | મધુમક્ષિકા અને ભ્રમર | ૨૫ | ૦–૧૧–૦ | ૧૭– ૩–૦ | ૭– ૫–૩ |
| ૧૮ | ઉત્તર હિંદુસ્તાની સંગીતનો ઇતિહાસ | ૫૩ | ૦–૧૪–૦ | ૪૬– ૬–૦ | ૨૧–૧૨–૦ |
| ૨૨ | કસરત અને આરોગ્ય | ૩૮ | ૦–૧૪–૦ | ૩૩– ૪–૦ | ૧૫– ૯–૬ |
| ૨૩ | કેટલાક રોગો–ભા. ૨ જો | ૧૧૭ | ૦–૧૩–૦ | ૯૫– ૧–૦ | ૪૧– ૨–૩ |
| ૨૪ | પ્રગતિને પંથે | ૨૨૦ | ૧– ૧–૦ | ૨૩૩–૧૨–૦ | ૧૦૩– ૨–૦ |
| ૨૬ | ભૂરચના | ૨૫૩ | ૦–૧૧–૦ | ૧૭૩–૧૫–૦ | ૭૪– ૨–૦ |
| ૨૭ | માનસશાસ્ત્રની દૃષ્ટિએ શિક્ષણકળા | ૧૩૪ | ૦–૧૪–૦ | ૧૧૭– ૪–૦ | ૫૪–૧૫–૬ |
| ૨૮ | રોમ અને આરોગ્ય | ૫૪ | ૧– ૫–૦ | ૭૦–૧૪–૦ | ૩૧–૧૦–૩ |
| ૨૯ | માટીનો પ્રાકૃતિક ઇતિહાસ | ૨૮૧ | ૦–૧૩–૦ | ૨૨૮– ૫–૦ | ૯૮–૧૨–૯ |
| ૩૧ | વિદ્યાશાળા | ૨૮૦ | ૧– ૧–૦ | ૨૯૭– ૮–૦ | ૧૩૧– ૪–૦ |
| ૩૨ | શિક્ષણનો શાસ્ત્રાર્થ | ૨૪૫ | ૦–૧૧–૦ | ૧૬૮– ૭–૦ | ૭૧–૧૨–૬ |
| ૩૩ | સિંહ | ૨૦૧ | ૦– ૬–૦ | ૭૫– ૬–૦ | ૩૫– ૫–૬ |
| ૩૪ | હિંદના ઇતિહાસની વાતો | ૪૯ | ૦–૧૨–૦ | ૩૬–૧૨–૦ | ૧૭– ૩–૯ |
| ૩૭ | આહારશાસ્ત્ર | ૧૩૮ | ૦–૧૪–૦ | ૧૨૦–૧૨–૦ | ૫૬– ૯–૯ |
| ૩૮ | બાળકેળવણી | ૧૩૮ | ૦–૧૩–૦ | ૧૧૨– ૨–૦ | ૪૮– ૮–૯ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૯ | વૈયાસિક ન્યાયમાળા | ૨૪૦ | ૧- ૮-૦ | ૩૬૦- ૦-૦ | ૧૬૮-૧૨-૦ |
| ૪૦ | મોન્ટીસોરી પદ્ધતિનો આત્મા | ૨૦૫ | ૧- ૨-૦ | ૨૩૦-૧૦-૦ | ૧૦૮- ૧-૯ |
| ૪૧ | તારાશાસ્ત્ર | ૧૧૩ | ૦-૧૨-૦ | ૮૪-૧૨-૦ | ૩૯-૧૧-૯ |
| ૪૨ | રામાયણરહસ્ય | ૧૨૯ | ૦- ૬-૦ | ૪૮- ૬-૦ | ૨૨-૧૧-૦ |
| ૪૪ | હાડપિંજર | ૧૭૪ | ૦- ૮-૦ | ૮૭- ૦-૦ | ૪૦-૧૨-૬ |
| ૪૬ | વીર ગાર્ફીલ્ડ: ૨ જી આવૃત્તિ | ૭૩૦ | ૧- ૮-૦ | ૧૦૯૫- ૦-૦ | ૬૮૪- ૬-૦ |
| ૪૭ | આર્યોની ઓળખાણ | ૧૯૯ | ૦- ૫-૦ | ૬૨- ૩-૦ | ૨૩- ૫-૩ |
| ૪૯ | વાર્તાનાં પુસ્તકોનો પરિચય ભા. ૨જો | ૮૪ | ૦- ૮-૦ | ૪૨- ૦-૦ | ૩૯- ૬-૦ |
| ૫૧ | પરિમલ | ૫૦૩ | ૦- ૫-૦ | ૧૫૭- ૩-૦ | ૮૮- ૬-૯ |
| ૫૨ | બાલવિજ્ઞાન-ભા. ૩ જો | ૯૪ | ૧- ૮-૦ | ૧૪૧- ૦-૦ | ૧૧૦- ૨-૬ |
| ૫૭ | અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયો | ૧૦૦ | ૨- ૦-૦ | ૨૦૦- ૦-૦ | ૯૩-૧૨-૦ |
| ૬૦ | ૪૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત નામાવલિ | ૪૨૦ | ૫- ૦-૦ | ૨૧૦૦- ૦-૦ | ૯૮૪- ૬-૦ |
| ૬૧ | પુ પ્રવૃત્તિ ભાષણો ને લેખો ભા. ૧લો | ૧૦૮ | ૧- ૮-૦ | ૧૬૨- ૦-૦ | ૧૦૧- ૪-૦ |
| ૬૪ | બુકર ટી. વૉશિંગ્ટન | ૧૫૭ | ૧-૧૨-૦ | ૨૭૪-૧૨-૦ | ૧૨૮-૧૨-૯ |
| ૬૬ | અમીન સાહેબના ફોટા માઉન્ટેડ | ૪૧ | ૦- ૮-૦ | | ૨૦- ૮-૦ |
| ૬૮ | બાલકુંજના પાઠો | ૫૬ | ૦- ૪-૦ | ૧૪- ૦-૦ | ૧૧- ૭-૯ |
| ૬૯ | સારી રીતભાત | ૬૧૯ | ૦- ૪-૦ | ૧૫૪-૧૨-૦ | ૧૨૬-૧૫-૩ |
| ૭૦ | *સ્વર્ગોનું દોહન | ૫૬ | ૧- ૮-૦ | ૮૪- ૦-૦ | ૬૫-૧૦-૦ |
| | | | | | ૫૧૦૫-૧૦-૦ |

* મો. ન. સ્મારક અમીન ફંડ

# નોટિસ

આથી ખબર આપવામાં આવે છે કે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડના સભાસદોની ઓગણીસમી વાર્ષિક સાધારણ સભા રાવપુરા, વડોદરામાં આવેલી મંડળની રજીસ્ટર્ડ ઑફિસમાં રવિવાર તા. ૧૦ મી ઑક્ટોબર સને ૧૯૪૩ ના રોજ બપોરના એક વાગે નીચેનાં કામો કરવા મળશેઃ—

૧. તા. ૧–૮–૪૨ થી તા. ૩૧–૭–૪૩ સુધીના બાર માસનો વ્યવસ્થાપક મંડળનો રિપોર્ટ તથા ઑડિટરે તપાસેલો હિસાબ મંજૂર કરવા.

૨. નફાની વહેંચણી જાહેર કરવા.

૩. નવા વર્ષ માટે પ્રમુખ, ઉપપ્રમુખ, ઑડિટર તથા વ્યવસ્થાપક મંડળના હોદ્દો છોડતા ત્રણ વ્યવસ્થાપકોને બદલે બીજાઓને નીમવા અગર તેમને ફરીથી ચૂંટી કાઢવા.

૪. નવા વર્ષની આવક તથા ખર્ચનું અંદાજપત્ર મંજૂર કરવા.

૫. પેટાનિયમની દુરસ્તી કરવા બાબત. ( મૂળ નિયમ તથા કરવાનો સુધારો વધારો આ રિપોર્ટ સાથે સામેલ છે. )

૬. મે. પ્રમુખ સાહેબ તરફથી સભામાં બીજું જે કામ રજૂ થાય તે કરવા.

સર્વ સભાસદોને વખતસર સભામાં પધારવા વિજ્ઞપ્તિ કરવામાં આવે છે.

વડોદરા,
તા. ૮–૯–૪૩

વ્યવસ્થાપક મંડળની આજ્ઞાથી
વા. ના. અમીન
મંત્રી.

ટીપઃ—વ્ય. મંડળમાં ખાલી પડેલી જગાઓ માટે ઉમેદવારી કરવા ઇચ્છનાર સભાસદે પોતાની લેખી ઉમેદવારી સાધારણ સભાની તારીખ પહેલાં સાત દિવસ અગાઉ મંડળની ઑફિસે મોકલવી જોઇશે. આવા ઉમેદવાર કોઇ પુસ્તકાલયના મંત્રી વા પ્રતિનિધિ તરીકે ઉમેદવારી કરવા માગતા હોય તો તે પુસ્તકાલયના મંત્રી વા પ્રતિનિધિ તરીકે તેમને સ્વીકાર્યા બદલનો જે તે પુસ્તકાલયનો ઠરાવ પોતાની ઉમેદવારી સાથે મોકલવો જોઇશે, અને જો તે સ્વતંત્ર રીતે ઉમેદવારી કરતા હોય તો તેમની ઉમેદવારીને બીજા એક સભાસદનું લેખી અનુમોદન સદર ઉમેદવારી સાથે મોકલવું જોઇશે.

# આવતા માસની કાર્યદિશા

(૧) અંદાજો ટકાવારીના ધોરણે જ મંજૂર થાય છે; માટે તે પ્રમાણે જ ગોઠવી મદદની માગણી કરશો. કસ્બાઓએ અને મકાનવાળાં પુસ્તકાલયોએ આ સૂચના ખાસ ધ્યાનમાં લેવા વિનંતિ છે.

(૨) તમામ કાયમનિધિની અને લોકમદદની રકમ તૈયાર હોય તો જે તે સ્થળે મોકલવા તજવીજ કરો.

(૩) કબાટ વગેરે સાહિત્ય બનતા સુધી યુદ્ધકાળ દરમ્યાન સ્થાનિક મહાલ કે ગામમાં અનુકૂળતા પ્રમાણે તૈયાર કરાવવું. આ માટે માગણી કરવી.

(૪) થોડું ભણેલાં પ્રૌઢો માટે પણ વાચનપ્રચાર માટેની પુસ્તિકાઓનો પ્રચાર કરો.

(૫) ગુ. વ. સોસાઈટિનાં ચાલુ વર્ષનાં ભેટ પુસ્તકો જેમણે હજી સુધી મંગાવી લીધાં ન હોય તેમણે સદર સંસ્થાને **જરૂરી માહિતીપત્ર ભરી મોકલી** મંગાવી લેવા તજવીજ કરવી.

વડોદરા,
તા. ૮-૯-'૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

મધ્યવર્તી પુસ્તકાલય — સાર્વજનિક પુસ્તકાલય શાખા

**વટહુકમ નં. ૩ સને ૧૯૪૩-૪૪**

## વિષય

**વટહુકમ નંબર ૨ સને ૧૯૪૩-૪૪ ની દુરસ્તી**

માહે ઑગસ્ટ ૧૯૪૩ ના "પુસ્તકાલય" માસિકમાં કસ્બા પુસ્તકાલયોની સંખ્યામાં વધારો કર્યા બાબતનો વટહુકમ નં. ૨ સને ૧૯૪૩-૪૪ તા. ૧૧-૮-૪૩ નો અત્રેથી બહાર પાડવામાં આવ્યો છે. તેમાં નવીન કસ્બા પુસ્તકાલયોની યાદી આપવામાં આવી છે. તેમાં વડોદરા પ્રાંતમાં નં. ૫ નું પુસ્તકાલય મુજપુર તા. પાદરા એ નામ લખવાનું રહી ગયેલું હોવાથી મુજપુર તા. પાદરા પુસ્તકાલયને કસ્બા પુસ્તકાલય ગણવું. એ પ્રમાણે સુધારો વાંચવો.

સાર્વજનિક પુસ્તકાલય મહુવા તાલુકે મહુવા એ તાલુકાનું મુખ્ય સ્થળ હોવાથી તેને પણ કસ્બા પુસ્તકાલયની ગણતરીમાં મૂકવાનું ઠરાવવામાં આવે છે.

વડોદરા,
તા. ૨-૯-૪૩

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

## સૂચના નં. ૭ સને ૧૯૪૩-૪૪

## વિષય

**૧. "અજવાળિયા" નામના માસિકનો પ્રચાર પ્રૌઢશિક્ષણ વર્ગોમાં કરવા બાબત**

"અજવાળિયા" નામના માસિકની કેટલીક પ્રતો દરેક મહાલ શાળાધિકારી સા. તરફ સદર માસિકના તંત્રી તરફથી દર માસે મોકલવામાં આવે એવી વ્યવસ્થા અત્રેથી કરવામાં આવી છે. તો તે માસિકનો પ્રચાર પોતાના તાબામાં ચાલતાં પ્રૌઢશિક્ષણના વર્ગોવાળાં સ્થળોએ કરવા જેમણે તેમણે તજવીજ કરવી અને તેના પ્રચાર સંબંધીનું નિવેદન વર્ષ આખરે અમારા તરફ મોકલવું. આ સૂચના રા. મહાલ શાળાધિકારી સા. ની જાણ તથા અમલ થવા સારૂ પ્રસિદ્ધ કરવામાં આવી છે.

વડોદરા,
તા. ૪-૫-૪૩

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૮ સને ૧૯૪૩-૪૪

## વિષય

**સસ્તુ સાહિત્ય કાર્યાલયની "વિવિધ ગ્રંથમાળા"ના ગ્રાહક થવા ભલામણ**

સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય તરફથી છેલ્લાં ૩૫ વર્ષ થયાં "વિવિધ ગ્રંથમાળા" નામક વિવિધ વિષયનું વાચન આપતી એક ગ્રંથમાળા પ્રકટ થાય છે. અને તેના દ્વારા આમજનતાને પથ્ય એવું શિષ્ટ સાહિત્ય વખતોવખત પ્રસિદ્ધ કરવામાં આવે છે.

આવી શિષ્ટ ગ્રંથમાળાનાં પુસ્તકો વાચકો માટે ઉપયોગી નીવડે તેવું જણાવાથી એ ગ્રંથમાળાના ગ્રાહક નોંધાઇ જવા રાજ્યનાં સૌ પુસ્તકાલયોને અમારી ભલામણ છે.

તા. ૧૦-૯-'૪૩

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૯ સને '૪૩-૪૪

## વિષય

**સામયિકોના લવાજમમાં રાહત બાબત**

અમદાવાદથી પ્રસિદ્ધ થતા 'સંદેશ' અને 'સેવક' દૈનિકો તેમ જ 'આરામ' અઠવાડીક અને સુરતથી પ્રસિદ્ધ થતા "ગુજરાતમિત્ર અને ગુજરાત દર્પણ"ના વ્યવસ્થાપકો તરફથી, વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ઘટાડેલું લવાજમ લેવા બાબત અમારા તરફ લખાઇ આવ્યું છે. તેના રાજ્યનાં પુસ્તકાલયો માટે ઘટાડેલા દર નીચે પ્રમાણે છે; તેનો પુસ્તકાલયો બનતો લાભ લે તે માટે આ નીચે તે દરો રાજ્યનાં પુસ્તકાલયોના મંત્રીઓની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવ્યા છેઃ—

"સંદેશ" વાર્ષિક રૂ. ૪૫-૦-૦ "આરામ" રૂ.
"સેવક" ,, રૂ. ૨૦-૦-૦ "ગુજરાત મિત્ર" અને "ગુજરાત દર્પણ" રૂ. ૨૨)

વડોદરા, શનિવાર
તા ૧૧-૯-૪૩

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

## સૂચના નંબર ૧૦ સને ૧૯૪૩–૪૪

## વિષય

### શિક્ષણ ઉપયોગી સાહિત્ય સાર્વજનિક પુસ્તકાલયોએ વસાવવા પરવાનગી આપ્યા બાબત.

**બજેટના ૧૦ ટકા બાળોપયોગી સાહિત્ય વસાવવા બાબત**

સાર્વજનિક પુસ્તકાલયોમાં શિક્ષણવિષયક ઉપયોગી સાહિત્ય તથા રમતોનાં સાધનો વસાવવા માટે સેંકડે ૧૦ દશ ટકા રાખવા ઠરાવેલું છે. પરંતુ આનો ઉપયોગ મોટે ભાગે ન થતાં વર્તમાનપત્રો પાછળ ખર્ચી નાખવામાં આવે છે. તેને બદલે આપણાં સાર્વજનિક પુસ્તકાલયો મોટે ભાગે શાળાઓમાં જ હોવાથી નાનાં બાળકોને શાળામાં આવવા ઉત્તેજન મળે એવી રમતો, ચિત્રો વગેરે ખરીદવા ભલામણો કરવામાં આવે છે.

**ચલ મૂળાક્ષરોનો સટ સાર્વ. પુસ્તકાલગોએ વસાવવા બાબત.**

૨. ચલ મૂળાક્ષરોનું શિક્ષણ બાળકોને શીખવવામાં અને અક્ષરોનો મરોડ સુધારવા માટે વડોદરા તાલુકાના આસોજના મુખ્ય શિક્ષક તથા માણેજના મુખ્ય શિક્ષકે આવો લાકડાનો સેટ તૈયાર કરેલો છે. તે અમે જાતે જોયો છે અને એ બાળકોને ઉપયોગી થઇ પડશે એમ અમારું માનવું છે. તો તેવા સેટોની માગણી જે તે પુસ્તકાલયે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફ કરવી. સદર સેટની કિંમત રૂા. ૫) રાખવામાં આવેલ છે.

વડોદરા,
તા. ૪–૯–૪૩

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

---

## સૂચના નંબર ૧૧ સને ૧૯૪૩–૪૪

## વિષય

### પુસ્તકાલયોને કેટલીક અગત્યની સૂચનાઓ

આથી સાર્વજનિક પુસ્તકાલયના મંત્રીઓને જણાવવામાં આવે છે કે તેઓ નીચેની મહત્ત્વની બાબતોમાં પોતે કાળજીપૂર્વક અને જવાબદારીથી કામ કરે છે.

(૧) હિસાબી બાબતમાં કાયમનિધિની હકીકત અગાઉની સૂચનામાં જણાવ્યા પ્રમાણે રોજમેળમાં શરૂઆત પાન પર કાયમફંડ ખાતે કેટલી રકમ મૂકી છે તે જણાવવું જોઇએ.

(૨) કાયમનિધિનું ખાતુ જુદું જ્યાં ન રાખ્યું હોય ત્યાં જુદુ રાખી તેનો હિસાબ દર વર્ષે વ્યવસ્થિત રાખે અને જનતાને જાણ કરે.

(૩) લોકમદદ ઉપરાંત ખાતાએ અંદાજ મંજૂર કરતી વખતે જે કાયમનિધિ મૂકવાનું જણાવ્યું હોય તે કાયમનિધિ ન મૂકી એકલી લોકમદદથી અંદાજનાં પત્રો, પેપરો મેળવશે તે મંત્રીએ કાયમનિધિનાં નાણાં પોતાના જોખમે ભરવાં પડશે. માટે પ્રથમ **કાયમનિધિ અનામત મૂકવા માટે જણાવેલી અનામત પ્રથમ મૂકવાની સવડ રાખ્યા પછી જ**

લોકમદદ મોકલવાની છે. કારણ, કાયમનિધિની રકમ મૂકવાની શરતે જ અંદાજો અમે મંજૂર કરીએ છીએ. અને જ્યાં નીમે કે તેથી ઓછી કે બિલકુલ નહિ મૂકવાની મંજૂરી જે તે બજેટમાં જણાવીએ છીએ.

(૪) સસ્તા સાહિત્ય તરફથી ૨૫ સેટ મહાભારતના રૂ. ૨૮) ની કિંમતે મળવાના છે તો જે ગ્રામ પુસ્તકાલયો પોતે માગણી કરી ન હોય ત્યાં વસાવી લેશે એવી આશા છે.

(૫) બજેટ સાથે કમી કરવાનાં પુસ્તકોની યાદી વગેરે મોકલવા ચૂકવું નહિ.

વડોદરા, ઉ. મો. પટેલ
તા. ૧૧-૯-૪૩ મદદનીશ વ્યવસ્થાપક.

---

## વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો માટે પુસ્તકો અને સામયિકોની ભલામણની યાદી નં. ૭ સને ૧૯૪૩-૪૪

| વર્ગ | પુસ્તક વા સામયિકનું નામ | પ્રકાશક, કર્તા વા તંત્રી | કિંમત |
|---|---|---|---|
| अ | ઘરની રાણી | લેખકઃ ડુંગરસી ધરમસી સંપટ | ૬-૧૨-૦ |
| ज्ञ | શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ ભા. ૧-૨ | લુહાણામિત્ર પ્રિં. પ્રેસ, વડોદરા | ૩-૧૨-૦ |
| ळ | વડોદરા | લુહાણામિત્ર પ્રિં. પ્રેસ, વડોદરા | ૦-૮-૦ |
| ळ | સુરત ભા. ૧-૨ | ,, | ૧-૦-૦ |
| स | સંગીત કલાધર | નાયક છગનલાલ ડાહ્યાલાલ-વડનગર | ૧૫-૦-૦ |
| म | નવનૈવેદ્ય | ભટ્ટ રમેશ આર., ગાંધી દશરથ એમ. 'મોતીશા નિવાસ' ભાવનગર | ૧-૦-૦ |
| र | બાગવાન | ,, ,, | ૧-૪-૦ |
| भ | મંજૂષા | પ્રકાશકઃ મોહનલાલ દલસુખરામ ભટ્ટ અમદાવાદ | ૨-૦-૦ |
| | કનક (માસિક) | તંત્રી, ભટ્ટ દલસુખરામ; કનક કાર્યાલય અમદાવાદ | ૨-૦-૦ |
| | ભગિની (પાક્ષિક) | ભારતી સા. સંઘ, અમદાવાદ | ૪-૦-૦ |
| य | સુરમા | સી. શાન્તિલાલની કું. મુંબઈ | ૨-૮-૦ |
| य | વિશાખા | ,, ,, | ૨-૮-૦ |
| य | દેશવટો ભા. ૧-૨ | ,, ,, | ૫-૦-૦ |
| य | ઊઘડતી આંખ | યુગાન્તર કાર્યાલય, સુરત | ૩-૮-૦ |
| द | જમા અને ઉધારની કળા | મોહનલાલ શંકરલાલ શાહ, મુંબઈ | ૧-૪-૦ |

વડોદરા, ઉ. મો. પટેલ
તા. ૧૧-૯-૪૩ મદદ-વ્યવસ્થાપક

# ઉનાળાની રજાઓમાં શું વાંચશો ?

ઇન્દુલાલ યાજ્ઞિક કૃત

## વરઘોડો

જાગ્રત સ્ત્રીત્વની ઝલકદાર નાટિકાઃ
મનોહર રૂપરંગ

રૂ. ૧-૪-૦

## રણસંગ્રામ

વેધક અને વિચારપ્રેરક
ત્રણ ક્રાન્તિકારી નાટકો

રૂ. ૧-૮

આ ર ના ટ કો

યશવંત પંડયા કૃત

## શરતના ઘોડા

ભજવાયલાં અને ભજવાય તેવાં
લેખકની ચટકદાર શૈલીમાં લખાયલાં
ચાર જોરદાર સામાજિક નાટકો

રૂ. ૧-૮-૦

## રસજીવન

જીવનનાં જાદુભર્યાં ચાર
ન ભજવાય તેવાં નાટકો

રૂ. ૦-૧૨-૦

શ્રી. ધનસુખલાલ મહેતા લિખિત

મર્માળા હાસ્યરસથી ભરપૂર
કુટુમ્બજીવનની ૨૪ વાર્તાઓ

## સાસુજી

ઉઠાવદાર રૂપરંગ : ૨૦૦ પાનાં : રૂ. ૧-૮

## ચન્દ્રશંકર પંડયાનાં કાવ્યો

ડૉ. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના પુરોવચન અને
ડૉ. કાન્તિલાલ પંડયાના પ્રવેશક તથા
રસપ્રદ ટિપ્પણ સહિત

૩૧૦ પાનાં રૂ. ૨-૮

## દ્વિદલ

બે લેખક મિત્રોની ચોટદાર
ચૌદ સામાજિક સુંદર વાર્તાઓ

પાકું પૂઠું : : આકર્ષક જેકેટ

રૂ. ૨-૮

સૂચિપત્ર મંગાવો : કોઈ પણ પુસ્તક માટે લખો :

**એન. એમ. ત્રિપાઠી લિ.** પ્રિન્સેસ સ્ટ્રીટ: મુંબઈ-૨

# અમારી એજન્સીનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ગુજરાતણ ટાઈપીસ્ટ | ગંગાબેન પટેલ | ૧-૪-૦ |
| યૌગિક સાધન | અરવિંદ ઘોષ | ૦-૮-૦ |
| રાસપાંખડી | ચિ. લો. ગાંધી | ૦-૮-૦ |
| કુમારી હેલન | રસૂલભાઈ વોરા | ૦-૨-૦ |
| પ્રાથમિક શાળાના શિક્ષકનો સાથી | | ૧-૦-૦ |
| જાતક કથાઓ | ચંદ્રશંકર ભટ્ટ | ૦-૧૦-૦ |
| કથામણિ | ગાંડિવ સા. મંદિર | ૨-૮-૦ |
| અમૃતસરિતા ભા. ૧-૨ | મહાસુખભાઈ શેઠ | ૩-૦-૦ |
| કમનસીબ કુમારિકા | ,, | ૦-૩-૦ |
| અનવર કાવ્ય | ,, | ૨-૦-૦ |
| સચિત્ર કાવ્યસરિતા | ,, | ૪-૦-૦ |
| ગ્રામદેવતા | મ. કા. પટેલ | ૧-૮-૦ |
| બલિદાન | પ્રા. ઠા. મુનશી | ૦-૮-૦ |
| ચાંદરણાં | પ્ર. ગિ. મહેતા | ૦-૮-૦ |
| શારીરિક તંદુરસ્તી | રવિશંકર અંજારીઆ | ૧-૪-૦ |
| હરિગીત ગીતા | ,, | ૦-૮-૦ |
| બાળલેખન ભાગ ૧ થી ૪ | સોમાભાઈ કી. પટેલ | ૦-૧૨-૦ |
| બાળકોનો બાગ | ,, | ૦-૬-૦ |
| બાળગણિત ભા. ૧-૨ | ,, | ૦-૫-૦ |
| જીવનસંભારણાં (શારદા મહેતા) | | ૨-૮-૦ |
| બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા.૧-૨ | | ૨-૨-૦ |
| છત્રપતિ શિવાજી | વા. મુકાદમ | ૫-૮-૦ |
| સામાજિક શૃંખલાઓ | યુવક કાર્યાલય | ૦-૮-૦ |

| | | |
|---|---|---|
| રસમંદિર | ગો. હા. રાયચુરા | ૧-૦-૦ |
| ગાંધીયુગની વાર્તાઓ | ,, | ૦-૧૨-૦ |
| પ્રેમલીલા-ભાગ ૧-૨ | ,, | ૧-૪-૦ |
| રસિયાના રાસ | ,, | ૧-૦-૦ |
| નગાધિરાજ | ,, | ૧-૮-૦ |
| દુહાની રમઝટ | ,, | ૧-૮-૦ |
| કુળદીપક | ,, | ૧-૮-૦ |
| કાઠીઆવાડથી કન્યાકુમારી | ,, | ૧-૦-૦ |
| કુચગીતો | ,, | ૦-૧૨-૦ |
| સોમનાથની સખાતે | ,, | ૧-૮-૦ |
| હાસ્યહુલ્લર | ,, | ૧-૮-૦ |
| સોરઠપતિ | ,, | ૧-૮-૦ |
| હાલચિવડાની દશ વાર્તાઓ | ,, | ૧-૮-૦ |
| કાઠિયાવાડની લોકવાર્તા ભા. ૨જો | | ૧-૦-૦ |
| નવલખ સોરઠ | શ્રી. રાયચુરા | ૧-૮-૦ |
| લખેશરી | ,, | ૨-૮-૦ |
| સોરઠી વીરાંગનાની વાતો | | ૨-૦-૦ |
| સોરઠરાણી | | ૧-૮-૦ |
| રાજ્ય અને રાજકારણ | શ્રી. હરકાન્ત શુકલ | ૬-૮-૦ |
| પ્રો. ન. અમીન, જીવન અને કાર્ય | | ૨-૮-૦ |
| સત્ય શ્રી કબીર દિગ્વિજય | મહંત રતનદાસજી | ૧-૦-૦ |
| ગજવે ઘૂમતો કોષ | મૂળવંતરાય | ૧-૪-૦ |
| ઋણછોડની વાણી | | ૧-૪-૦ |
| જવનિકા | રેખા કાર્યાલય | ૦-૧૨-૦ |
| રામસિંહ રાઠોડ | ચં. મ. ભટ્ટ | ૦-૬-૦ |
| ક્રીસ્ટોફર કોલમ્બસ | ,, | ૦-૬-૦ |
| કુમાર વીરસેન ભા. ૩ | ,, | ૦-૬-૦ |

લખો:—

## પુસ્તકાલય સહાયક સહકારી મં. લિ.

પો. બો. નં. ૧૦, રાવપુરા—વડોદરા.

## પુસ્તકાલય સ. સ. મંડળ લિ૦માં મળતા

# નમુના (ફૉર્મ્સ)ની યાદી

નમુનો નંબર (આ પહેલાંના ભાવ રદ સમજવા)

| | |
|---|---|
| (૧) કસ્બા રજીસ્ટર (ગુજરાતી) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૬–૦ |
| (૨) ,, ,, (અંગ્રેજી) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૬–૦ |
| (૩) નામવારી (કક્કાવારી) રજીસ્ટર | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૬–૦ |
| (૪) વિષયવારી રજીસ્ટર | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૬–૦ |
| (૫) કર્તાવારી રજીસ્ટર | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૬–૦ |
| (૬) ઇસ્યુ બુક અડધા કાગળની | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૦–૦ |
| (૬અ) ઇસ્યુ બૂક પા' કાગળની | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦– ૯–૦ |
| (૭) વર્તમાનપત્રો અને માસિકોનું રજીસ્ટર | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦– ૯–૦ |
| (૮) વંચાયલાં પુસ્તકોની વિષયવાર નોંધ રાખવાનું પત્રક (કસ્બા પુસ્તકાલયો માટે) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૦–૦ |
| (૯) શિલકી સામાનનું પત્રક | ધા. ૧ (૨૪ નં)ગના રૂ. ૧– ૬–૦ |
| (૧૦) હાજરીપત્રક | ૪૦ પાનની ચોપડી રૂ. ૦– ૯–૦ |
| (૧૧) સૂચનાચોપડી | નંગ ૧ (૪૦ પાન)ના રૂ. ૦– ૯–૦ |
| (૧૨) ભેટ ચોપડી | નંગ ૧ (૪૦ પાન)ના રૂ. ૦– ૯–૦ |
| (૧૩) બારનીશી | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૦–૦ |
| (૧૪) સભાના કામની નોંધ બૂક | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૬–૦ |
| (૧૫) પાવતી બૂક | નંગ ૧ (૧૦૦ પાન)ના રૂ. ૦– ૯–૦ |
| (૧૬) અરજી અને જામીનગીરીનાં ફૉર્મ | ધા. ૧ (૯૬ નંગ)ના રૂ. ૧– ૦–૦ |
| (૧૭) પાવતીનાં ફૉર્મ | ધા. ૧ (૯૬ નંગ)ના રૂ. ૧– ૦–૦ |
| (૧૮) ઇસ્યુ નંબર અને તારીખ નોંધવાની પટ્ટીઓ | ૧૦૦૦ નંગના રૂ. ૨– ૮–૦ |
| (૧૯) પુસ્તકોનું રજીસ્ટર (ગ્રામ પુસ્તકાલયો માટે) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૬–૦ |
| (૨૦) વાચકોની ખાતાવહી | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૦–૦ |
| (૨૧) વાચકોનું રજીસ્ટર | ધા. ૧ (૪૮ નંગ)ના રૂ. ૧– ૦–૦ |
| (૨૨) પુસ્તકની ડાબી બાજુએ અંદર ચોઢવાની શ્રીમંત મહારાજા સાના ફોટાવાળી પટ્ટીઓ | ૧૦૦૦ નંગના રૂ. ૨– ૮–૦ |
| (૨૩) પુસ્તક ઉઘરાણીનાં કાર્ડ | ૨૫ નંગના રૂ. ૦– ૪–૦ |
| (૨૪) પુસ્તકની માગણીનાં કાર્ડ | ૨૫ નંગના રૂ. ૦– ૪–૦ |
| (૨૫) વંચાયલાં પુસ્તકોનું વિષયવાર નોંધ રાખવાનું પત્રક (ગ્રામ પુસ્તકાલયો માટે) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૦–૦ |
| (૨૬) નામવારી રજીસ્ટર (ગ્રામ પુસ્તકાલયો માટે) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૬–૦ |
| (૨૭) વિષયવારી રજીસ્ટર ,, | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૬–૦ |
| (૨૮) પુસ્તકની પૂઠે ચોડવાની નંબર લખવાની પટ્ટીઓ | ૬ પાનના રૂ. ૦– ૧–૬ |

**લખો:—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦**

ચો. ઓ. નં. ૧૦, રાવપુરા—વડોદરા.

# શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર

## બાલસાહિત્ય

સ્વ. ગિજુભાઈ સંપાદિત

**બાળવાર્તાઓ ભાગ ૧ થી ૫**

દરેકના ૦–૧૦–૦ સેટના ૩–૦–૦

**બાળલોકગીત સંગ્રહ ભાગ ૧–૨**

દરેકના ૦–૫–૦ બન્નેના ૦–૧૦–૦

**બાલસાહિત્ય વાટિકા : ૩૫ પુસ્તકો**

ટારઝન ભાગ ૧–૨–૩ સિવાય દરેકના ૦–૮–૦, ટારઝન દરેકના ૦–૬–૦; કુલ ૧૭–૨–૦ સેટના ૧૬–૦–૦

ગિજુભાઈ અને તારાબેન સંપાદિત

**બાલસાહિત્યમાળા : ૮૦ પુસ્તકો**

દરેકના ૦–૨–૬ : સેટના ૧૧–૧૨–૦

**બાલસાહિત્ય ગુચ્છ : ૨૫ પુસ્તકો**

છૂટકના રૂ ૪–૮–૬ : સેટના ૪–૪–૦

---

**કિશોર કથાઓ ખંડ ૧–૨** લેખક ગિજુભાઈ ૧–૪–૦

**ઇસપનાં પાત્રો : ગધેડાં** „ ૦–૭–૦

**સો કેનાં પરાક્રમો :** રમેશભાઈ ગૌતમ ૦–૫–૦

**બાપુજીની અને બીજી વાતો** શ્રી કપિલાબેન ઠાકોર ૦-૧૨-૦

**પીળાં પલાશ** (ત્રણ બાલનાટકો) લેખક શ્રીધરાણી ૦–૮–૦

**નીલપંખી** (સચિત્ર નાટક) ૧–૦–૦

## કિશોર–કુમાર સાહિત્ય

શ્રી. નાનાભાઈ ભટ્ટના લખેલાં

**મહાભારતનાં પાત્રો : ૧૩ પુસ્તકો**

કુલ ૬–૬–૦ : સેટના ૬–૪–૦

**રામાયણનાં પાત્રો : ૫ પુસ્તકો**

કુલ ૨–૨–૦ : સેટના ૨–૦–૦

**હિંદુ ધર્મની આખ્યાયિકાઓ ૧–૨**

એકંદર ૩૨ વાર્તાઓ : ૧–૮–૦

**હઝરત મોહમ્મદ પયગમ્બર (સ)** ૦–૫–૦

### સાહસકથાઓ

લેખક શ્રી મૂળશંકર મો. ભટ્ટ

**સાગરસમ્રાટ** ૧–૦–૦

**સાહસિકોની સૃષ્ટિ** ૧-૧૨-૦

**પાતાળપ્રવેશ** ૦-૧૪-૦

**ખજાનાની શોધમાં** ૧–૦–૦

---

**રખડુ ટોળી ખંડ ૧–૨** લેખક ગિજુભાઈ ૧–૮–૦

### પ્રવાસો : ભૂગોળ

**ચાર પ્રવાસો** ૦-૧૨-૦

**આર્થિક ભૂગોળ** (૪૫ નકશાઓ) ૧–૪–૦

### જીવનચરિતો

**ધર્માત્માઓનાં ચરિતો** ગિજુભાઈ ૦-૧૨-૦

**ભગવાન બુદ્ધ** „ ૦–૫–૦

: શિક્ષણશાસ્ત્રનાં તેમ જ આ પુસ્તકો મળવાનું મુખ્ય સ્થળ :

# આર. આર. શેઠની કંપની : મુંબઇ-૨

# વિરાટ ગ્રંથાવલિ

આ ગ્રંથાવલિની શરૂઆત પણ સને ૧૯૩૫ થી જ થઈ છે. પ્રવેશફી રૂા. ૧) ભરવાથી આ ગ્રંથાવલિનાં પુસ્તકો કાયમને માટે સસ્તી કિંમતે મેળવી શકાય છે વિગતવાર યોજના વાંચી જશો.

## આ ગ્રંથાવલિનાં છેલ્લાં બાર પુસ્તકો

| | | |
|---|---|---|
| ચાર અધ્યાય અને માલંચ | ટાગોર | ૨–૮–૦ |
| કૃષ્ણકાંતનું વીલ | બંકિમબાબુ | ૨–૮–૦ |
| મનોરમા | બંકિમબાબુ | ૨–૦–૦ |
| મોહિની | ભોગીન્દ્રરાવ દિવેટિયા | ૩–૦–૦ |
| તેજચિત્રો | રમણલાલ વ દેસાઈ | ૩–૦–૦ |
| દુર્ગા ( જ્ઞાનદાની મા ) | શરદબાબુ | ૨–૮–૦ |
| સ્વાધ્યાય ભાગ–૨ | પ્રો હિં કે કામદાર | ૩–૦–૦ |
| વહુરાણી વિભા | ટાગોર | ૨–૮–૦ |
| રાજર્ષિ | ટાગોર | ૨–૮–૦ |
| નર્તકી ખંડ–૧ | રમણલાલ વ દેસાઈ | (છપાય છે) |
| કમલા | બાર બંગાળી લેખકો | ૨–૮–૦ |
| ઋણમુક્તિ | ડાહ્યાલાલ જાની | ૩–૦–૦ |

: પુસ્તકો મળવાનું મુખ્ય સ્થળ :

આર. આર. શેઠની કંપની : મુંબઈ–૨

કેશવ બાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ

ટેલીફોન. ૩૪૩૪૧

# ૧૯૪૨-૪૩નાં નવાં પુસ્તકો

**કાટનાં માળખાં**
લેખક રતિલાલ ત્રિવેદી ૩-૮-૦

**પરબનાં પાણી**
લેખક મુરલી ઠાકુર ૨-૮-૦

**નીલરેખા**
લેખક ગુણવંતરાય આચાર્ય ૩-૮-૦

**રાધેશ્યામ**
લેખક રસિકલાલ જોષી ૪-૦-૦

**રબારણ**
લેખક રમાકાંત ગૌતમ ૩-૦-૦

**અધૂરું સ્વપ્ન-પૂર્વાર્ધ**
સંપાદક બચુભાઈ શુક્લ ૩-૮-૦

**અધૂરું સ્વપ્ન-ઉત્તરાર્ધ**
સંપાદક બચુભાઈ શુક્લ ૩-૦-૦

**રંગનાં ચટકાં**
લેખક ગો. રા. અમીન ૧-૪-૦

**ચોરાની વાતો**
લેખક શ્રી "મયૂર" ૨-૮-૦

**મેલા**
બાર બંગાળી લેખકો ૨-૮-૦

**મ [illegible]ની નવલિકાઓ ખંડ ૧-૨**
ઝવેરચંદ મેઘાણી દરેકના ૨-૮-૦

**દક્ષિણાયન**
લેખક શ્રી "સુંદરમ્" ૧ ૧૩ ૦

**છાયાનટ**
લેખક રમણલાલ વ. દેસાઈ ૨-૮-૦

**રામકહાણી**
લેખક ગુણવંતરાય આચાર્ય ૩-૦-૦

**વીરાંગનાની વાતો ભાગ-૨**
લેખક તા. પો. અડાલજા ૩-૮-૦

**ઇશ્કની ખુશ્બુ**
લેખક શ્રી બકુલેશ ૧-૮-૦

ગ્રામોદ્ધારના પ્રશ્નો

**ઋણમુક્તિ**
લેખક ડાહ્યાલાલ જાની ૩-૦-૦

કાવ્યગ્રંથો

**સંસૃતિ**
લેખક શ્રી "પારાશર્ય" ૨-૦-૦

**મંજૂષા**
લેખક શ્રી મોહિનીચંદ્ર ૨-૦-૦

**કાલિંદી**
લેખક નાથાલાલ દવે ૧-૮-૦

બાલસાહિત્ય

**વાણિયાની વાતો**
લેખક નાગરદાસ ઈ. પટેલ ૦ ૧૦ ૦

**બાલમંજરી**
લેખક નાગરદાસ ઈ. પટેલ ૦ ૧૦ ૦

**કેતકી રાણી**
લેખક શ્રી ધીબેન [illegible] ૦-૮-૦

અભિનંદનગ્રંથ

**શ્રી ર. વ. દેસાઈ અભિનંદનગ્રંથ**
(સંપાદક અભિનંદન સમિતિ) ૨-૮-૦

ગુજરાતી ભાષાનું હરકોઈ પુસ્તક
વ્યાજબી કિંમતે અને વહેલામાં વહેલી તકે મેળવવા લખો

## આર. આર. શેઠની કંપની : મુંબઈ-૨

પ્રિન્સેસ સ્ટ્રીટ, કેશવ બાગ

Reg. No. B. 2216

# "પ્રણય અને પરિણય"

શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહની અભિનવ રીતે લગ્નકોયડો છણતી અતિ રસિક નવલકથા સૌ માબાપો તથા જુવાનો જરૂર વાંચે.

પૃષ્ઠ ૪૬૦ : : પાકું પૂઠું : : કિં. રૂા. ૩ાા

## રૂપાનો-ઘંટ

જાણીતા નવલકથાકાર શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહની રંગ, રસ, કુમાશ-ભરી સુંદર નવલિકાઓનો રૂપાળો સંગ્રહ. એકેકથી ચઢિયાતી વાર્તાઓ, લેખકની છબી ને જીવનચરિત્ર સાથે.

કાપડી પૂઠું કિં. ૨) રૂ.

## જગતના-અરણ્યમાં

શ્રી. જયસુખલાલ મહેતાના, સંસારમાં શાંતિ સિંચતા, મનોરમ શૈલીથી લખાયલા રસિક લેખો-નિબંધો-નિરીક્ષણો, લેખકની છબી ને જીવનચરિત્ર સાથે. થોડી જ નકલો છાપી છે.

કાપડી પૂઠું કિં. ૧ાા રૂ.

| | | | |
|---|---|---|---|
| ગાંડીવ બાળમાસિક | ૩-૦-૦ | ગાંડીવ બાળપખવાડિક | ૫-૦-૦ |
| હાસ્યમૂર્તિ શ્રી. જ્યોતીંદ્ર દવે કૃત રંગતરંગ ચાર ભાગ | | | ૬-૦-૦ |
| બાલોદ્યાનમાળા (૮૦ પુ૦) | ૩૦-૮-૦ | ચાલો વાજવીએ (૧૨ પુ૦) | ૯-૦-૦ |
| બહાદુર પટેલ (૨૦ પુ૦) | ૭-૦-૦ | બે વૉલ્યુમમાં પાકું પૂઠું | ૯-૦-૦ |

## ગાંડીવ




પુસ્તક ૧૮ મુ
ઑગસ્ટ ૧૯૪૩
અંક ૮ મો



સાર્વજનિક પુસ્તકાલય — કઠોર (તા. કામરેજ)

: વાર્ષિક લવાજમ :

દેશમાં રૂ. ૩-૮-૦ | પરદેશ રૂ. ૫-૦-૦ | છૂટક નકલ રૂ. ૦-૬-૦

: વ્યવસ્થાપક :
વાઘજીભાઈ નારણભાઈ અમીન (બી. કૉમ)
મંત્રી, પુ. સ. સ. મંડળ લિ.

: તંત્રી :
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

# ઉનાળાની રજાઓમાં શું વાંચશો ?

**ચાર નાટકો**

ઇન્દુલાલ યાજ્ઞિક કૃત

## વરઘોડો

જાગ્રત સ્ત્રીત્વની ઝળકદાર નાટિકાઃ
મનોહર રૂપરંગ

રૂ. ૧–૪–૦

○

## રણસંગ્રામ

વેધક અને વિચારપ્રેરક
ત્રણ ક્રાન્તિકારી નાટકો

રૂ. ૧–૮

યશવંત પંડ્યા કૃત

## શરતના ઘોડા

ભજવાયલાં અને ભજવાય તેવાં
લેખકની ચટકદાર શૈલીમાં લખાયલાં
ચાર જોરદાર સામાજિક નાટકો

રૂ. ૧–૮–૦

○

## રસજીવન

જોબનનાં જાદુભર્યાં ચાર
ન ભજવાય તેવાં નાટકો

રૂ. ૦–૧૨–૦

શ્રી. ધનસુખલાલ મહેતા લિખિત

મર્માળા હાસ્યરસથી ભરપૂર
કુટુમ્બજીવનની ૨૪ વાર્તાઓ

## સા સુ જી

ઉઠાવદાર રૂપરંગ : ૨૦૦ પાનાં : રૂ. ૧–૮

## ચન્દ્રશંકર પંડ્યાનાં કાવ્યો

પ્રૉ. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના પુરોવચન અને ડૉ. કાન્તિલાલ પંડ્યાના પ્રવેશક તથા રસપ્રદ ટિપ્પણ સહિત

૩૧૦ પાનાં રૂ. ૨–૮

## દ્વિદલ

બે લેખક મિત્રોની ચોટદાર
ચૌદ સામાજિક સુંદર વાર્તાઓ

પાકું પૂઠું : : આકર્ષક જૅકેટ

રૂ. ૨–૮

સૂચિપત્ર મંગાવો : કોઈ પણ પુસ્તક માટે લખો :

**એન. એમ. ત્રિપાઠી લિ.** પ્રિન્સેસ સ્ટ્રીટ: મુંબઈ-૨



પુસ્તક ૧૮ મું   ઑગસ્ટ-૧૯૪૩   અંક ૮ મો

# હાનિકારક જાહેરાતો અને પત્રકારોની શુભનિષ્ઠ ફરજ

—તંત્રીસ્થાનેથી

પુસ્તકાલયોમાં શિષ્ટ વાચનનો પ્રચાર થાય તે માટે "પુસ્તકાલય" માસિક તેમ જ વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ અને તેની પ્રાંત તેમ જ મહાલ મંડળોની શાખાઓ દ્વારા અવારનવાર પ્રત્યક્ષ કે પરોક્ષ પ્રયત્નો થતા રહે છે. અને તેને અંગે વખતોવખત શિષ્ટવાચન પ્રતિ જનતાને પ્રેરવા માટે શિષ્ટવાચન પરીક્ષાઓની યોજના પણ કરવામાં આવે છે. તેની સાથે સાથે અશિષ્ટ વાચનથી જનતાને ચેતવવાનું કાર્ય પણ ઉપર્યુક્ત સામયિક તેમ જ મંડળો દ્વારા કરવામાં આવે છે.

શિષ્ટ વાચનના પ્રચાર માટેના પ્રયત્નોનાં સુફળો તો આજે જાણીતાં છે અને જનતામાં વાચનપ્રચાર દિનપ્રતિદિન વધતો જ જાય છે, એ તો નિર્વિવાદ વાત છે. તેમાં પણ શિષ્ટ અને ઉપયોગી પુસ્તકોના વાચનની સાથોસાથ રોજબરોજના દુનિયામાં બનતા બનાવોથી વાકેફ રહેવા માટે વર્તમાનપત્રોના વાચનનો પ્રચાર પણ વધતો જ આવ્યો છે. આવાં વર્તમાનપત્રો, સામાન્ય રીતે ગ્રાહકો તરફથી મળતાં લવાજમો ઉપરાંત વિશેષે કરીને જાહેરાતોની આવક પર નભતાં હોવાનું કહેવાય છે. એ એમનું એક અગત્યનું આવકનું સાધન ગણાય છે.

વર્તમાનપત્રો પોતાના નિભાવ માટે જાહેરાતો છાપે તે માટે જનતાને કંઇ જ વાંધો વિરોધ હોઇ શકે નહિ; જનતાને નુકસાન ન થાય, ઊલટ પક્ષે કંઇક ઉપયોગી નીવડે તેવી જાહેરાતો છપાય તે માટે કોઇને કંઇ જ કહેવાપણું હોય નહિ; પરંતુ જ્યારે એ જાહેરાતો જનતાને ઊંધે રસ્તે દોરવનારી, તેના આરોગ્યને નુકસાન પહોંચાડે તેવી તેમ જ કેટલીક વાર છેતરનારી અને ઠગાઇભરી જાહેરાતો ન છાપવા માટે તો જનતા પોતાનો વિરોધ જરૂર જાહેર કરી શકે.

દાખલા તરીકે કહેવાતી પૌષ્ટિક દવાઓ, કામશાસ્ત્ર અને કોકશાસ્ત્રને લગતાં બીભત્સ ચિત્રોવાળાં તેમ જ તે સિવાયનાં એવાં અનીતિપ્રેરક પુસ્તકો, અમુક રીતે હજારો

કામશાની લાલચો દર્શાવનારી ફ્રેરબી જાહેરાતો, તેમ જ આંકફરકને લગતી કેટલીક જાહેરાતો જે જનતાના તન–મન–ધનને એક યા બીજી રીતે નુકસાનકર્તા નીવડવા સંભવ હોય તેવી જાહેરાતોથી તો હરેક પત્રકાર અવશ્ય જ દૂર રહે, એમ જનતા જરૂર ઇચ્છે.

આ દિશામાં વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદનું છેલ્લું અધિવેશન જે ગારોળા મુકામે મળેલું તેમાં સખ્ત વિરોધ વ્યક્ત કરતા ઠરાવો પસાર થયા હતા; ઉપરાંત મહાલ અને પ્રાંત મંડળોની પરિષદોમાં એવા વિરોધાત્મક ઠરાવો કરવામાં આવ્યા હતા અને તે ગુજરાતી પત્રકારો તરફ મોકલવામાં પણ આવ્યા હતા. ઉપરાંત, " પુસ્તકાલય " માસિકમાં પણ અમે એવી જાહેરાતોનાં અનિષ્ટો સંબંધે તંત્રીનોંધો પણ લખી હતી.

વળી અવારનવાર જનતાની સેવાર્થે ચાલતાં સામયિકોએ પણ વખતોવખત આવી જાહેરાતો પ્રત્યે ઘૃણાદર્શક લેખો લખ્યા હતા, તેમ જ ગુજરાતી સ્ત્રીમંડળોએ પણ આ દિશામાં અવારનવાર વિરોધ વ્યક્ત કરતા પ્રયત્નો કરેલા. પરંતુ એ બધાયનું પરિણામ આજ સુધીમાં પથ્થર પર પાણી જેવું આવ્યું હતું.

છેલ્લે છેલ્લે ગુજરાતમાં સમાજસેવાનું મૂક કાર્ય કરતા એક સમાજસેવક શ્રી. ગટુલાલ ધ્રુએ " જ્યોતિર્ધર "ના તા. ૧૨ જુન '૪૩ ના અંકમાં પણ એક તંત્રીનોંધ લખી હતી* અને અખિલ હિંદ મહિલા પરિષદની ગુજરાત શાખા તરફથી, જુલાઇ માસના બીજા અઠવાડિયામાં મુંબઇ ખાતે તંત્રીઓની એક પરિષદ મળેલી તેના પર આજ બાબતનો એક વિનંતિપત્ર પણ મોકલાયો હતો.

આ દિશાના આટઆટલા પ્રયત્નોને અંતે, છેલ્લે પત્રકારોની ઉપર્યુક્ત પરિષદની બેઠકમાં મળેલા પત્રકારોએ આવી હાનિકારક જાહેરાતો પોતાનાં પત્રોમાં નહિ છાપવાને લગતો ઠરાવ કર્યો હતો. એ પરિષદમાં હિંદના લગભગ અગ્રગણ્ય તમામ પત્રકારો હાજર હતા; એટલે એ બધા પત્રકારો એ ઠરાવને સ્વીકાર્યો છે.

આટલા પ્રયત્નોને અંતે પણ પત્રકારોએ જનતાના આ નીતિપ્રશ્નને નુકસાનકર્તા જાહેરાતો નહિ છાપવાનો જે નિર્ણય કર્યો છે તે માટે અમો એ પત્રકાર બંધુઓને સહર્ષ ધન્યવાદ અર્પીએ છીએ. અને તેવી જાહેરાતો તે બધા છાપતા બંધ થાય તેવી આકાંક્ષા સેવીએ છીએ.

ઉપર્યુક્ત ઠરાવ પસાર થયાને લગભગ મહિનો માસ થઈ ગયો છે; પરંતુ હજી પણ કેટલાંક સામયિકોમાં એવી જાહેરાતો દેખા દઈ જાય છે એ ખરે જ, શોચનીય લેખાય. તેમાં પણ સ્ત્રીઓનાં જ માસિકોમાં એના જ વાચકોને શારીરિક તેમ જ માનસિક વિકૃતિ પહોંચાડે તેવી જાહેરાતો હજી પણ છપાય છે એ વળી વધુ શોચનીય છે.

ફરીવાર અમે એ પત્રકાર બંધુઓને તેમણે કરેલા ઉપર્યુક્ત ઠરાવને અભિનંદન અર્પી એવી જાહેરાતો ન છાપવા વિનંતિ કરી વિરમીએ છીએ.

* " પુસ્તકાલય " માસિકના ગયા અંકમાં પૃષ્ઠ ૨૭૪ પર છપાયેલ છે.

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

ગઈ તા. ૨૩ મી મેના રોજ કલકત્તાની હિંદી પત્રકાર મંડળીએ 'મોડર્ન રિવ્યુ'ના વિદ્વાન તંત્રી શ્રી. રામાનંદ ચેટરજીને એક માનપત્ર આપ્યું. માનપત્રમાં હિન્દી પત્રકારિત્વની તેમણે બજાવેલ અનેકવિધ સેવા માટે, ભાવભરી અંજલિ આપવામાં આવી હતી. શ્રી. રામાનંદ બાબુ અત્યારે માંદગીના બિછાને પડયા છે. તેમણે વાળેલ ટૂંકા જવાબમાં તેઓશ્રીએ જણાવ્યું છે કે 'મારા દેશબાંધવોના હૃદયમાં મારું પ્રેમભર્યું સ્થાન છે તે વાતથી હું ઘણો ઉત્સાહી બનું છું.

ॐ

વિદ્વન્મંડળોની અમેરિકન કાઉન્સિલ, ન્યુયૉર્કની હન્ટર કૉલેજમાં હિંદુસ્તાની ભાષાનો અભ્યાસક્રમ દાખલ કરવાની છે એ આનંદદાયક સમાચાર છે. આ અભ્યાસક્રમની જાહેરાત કરતાં, ખાસ કરીને યુદ્ધસમયમાં તથા શાંતિની સ્થાપના થાય ત્યારે આ ભાષાના અભ્યાસ પર ભાર મૂકવામાં આવ્યો છે. શુદ્ધ ઉચ્ચાર તથા શબ્દપ્રયોગ માટે એક હિંદીને મદદમાં રાખવામાં આવશે. અમેરિકા પૂર્વના દેશોમાં કેટલો રસ લઈ રહ્યું છે તેનું આ પ્રતીક છે.

ॐ

મોડે મોડો પણ અપ્ટન સિંકલેરને તેના પુસ્તક 'ડ્રેગોન્સ ટીથ' ( **Dragon's Teeth** ) માટે તાજેતરમાં પુલિટ્ઝર પારિતોષિક આપવામાં આવ્યું. પોતાના સિવાય દરેક દેશમાં સિંકલેરનું બહુ માન કરવામાં આવ્યું હતું. જગતની લગભગ બધી મુખ્ય ભાષાઓમાં તેનાં પુસ્તકોનું ભાષાંતર કરવામાં આવ્યું છે. 'જંગલ' 'લવ્ઝ પિલ્ગ્રિમેજ', 'ઑઈલ' અને 'બોસ્ટન' જેવી તેની નવલકથાઓએ તેને વિશ્વસાહિત્યમાં મહત્વનું સ્થાન અપાવ્યું છે. ૧૯૨૯ માં પુલિટ્ઝર પારિતોષિક તથા ૧૯૩૨ માં નોબેલ પારિતોષિક તેને મળવાનું કારણ તેનું સમાજવાદી વલણ મનાય છે, પરંતુ 'ડ્રેગોન્સ ટીથ' ના નાત્સીવાદની તેણે કાઢેલ ઝાટકણીએ તેના સમાજવાદને ઓછો અસ્વીકાર્ય બનાવ્યો લાગે છે. સિંકલેર હિંદના મિત્ર છે. અત્યારે તેમની ઉંમર ચોસઠ વર્ષની છે.

ॐ

પંજાબ વિશ્વવિદ્યાલયના પત્રકારિત્વ વિભાગે ગઈ તા. ૨૩-૨૪ મેએ પોતાના દ્વિતીય વાર્ષિક દિનની 'ડૉન'ના વિદ્વાન તંત્રી શ્રી. પોથેન જોસેફના પ્રમુખપણા હેઠળ ઉજવણી કરી. વિશ્વવિદ્યાલયના આશ્રય હેઠળ ચાલતો પત્રકારિત્વનો આ એક જ વર્ગ, શ્રી. પી. પી. સિંગના નેતૃત્વ હેઠળ સારી પ્રગતિ કરી રહ્યો છે. 'તાલીમ પામેલા પત્રકારોની હિંદમાં ખાસ જરુર છે. શ્રી. પોથેન જોસેફે પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે "સરકારી દૃષ્ટિમાં આપણે 'ગુન્હેગાર જાતિ' છીએ. બીજાની દૃષ્ટિમાં 'દલિત વર્ગ' છીએ."

ॐ

બનારસથી નીકળતા બંગાળી સાપ્તાહિક 'ઉત્તરા'માં એક ઉપયોગી વિભાગ 'પ્રતિવેશી-પ્રગતિ'—છે. તેમાં સાથી ભાષાઓની પ્રગતિની નોંધ લેવામાં આવે છે. તેમાં કલકત્તાથી પ્રકટ થતા બંગાળી સાપ્તાહિક 'દેશ'માં સ્વામી જગદીશ્વરાનંદે લખેલ નોંધનો ઉતારો લેવામાં આવ્યો છે. સ્વામીજી લખે છે કે "ઘણાં બંગાળી પુસ્તકોનાં ગુજરાતી-

માં ભાષાંતર કરવામાં આવ્યાં છે, તેવી જ રીતે ગુજરાતી ભાષાનાં અગત્યનાં પુસ્તકોનાં બંગાળી ભાષાંતર થવાં જોઇએ. હિંદની ભાષા તથા સાહિત્યના વિચારોની સ્વતંત્ર આપ-લે કરવાનો સમય આવી પહોંચ્યો છે.

કુમારો માટે બંગાળીમાં હિંદના ઇતિહાસ-ભારતવર્ષેર ઇતિહાસ-ની તથા મનોરંજક ' નેપાલે બંગનારી ' ની લેખિકા શ્રીમતી હેમલતા સરકારનું હમણાં જ અવસાન થયું છે. પોતાના પિતા સ્વ. પંડિત શિવનાથ શાસ્ત્રીના જીવનચરિતની તે લેખિકા હતી. દાર્જિલિંગની મહારાણી ગર્લ્સ સ્કૂલની સ્થાપના તેણે કરી હતી, અને પ્રિન્સિપાલ તરીકે બંગાળની અગ્રગણ્ય કેળવણી સંસ્થામા તે શાળાને તેણે સ્થાન પ્રાપ્ત કરાવ્યું હતું.

અજિતમલ, ઇટાવાના નારાયણ પબ્લિશિંગ હાઉસે હિંદીમાં સચિત્ર ' હુઝ હુ ' ( Who's who ) તૈયાર કરવા માંડ્યું છે. હિંદી અને અંગ્રેજીના પ્રખ્યાત લેખક શ્રી. પ્રેમનારાયણ અગ્રવાલ, એમ. એ. આ પુસ્તકના સંગ્રાહક છે. એમાં રાજકીય, ધંધાદારી, સાહિત્યવિષયક વગેરે અનેક પ્રકારની વ્યક્તિઓની જીવનનોંધ આપવાનું નક્કી કરવામાં આવ્યું છે. પુસ્તક સત્વર બહાર પાડવાની યોજના છે.

વર્ષો પહેલાં ' ગુજરાતી હુઝ હુ ' બહાર પાડવાની જાહેરાત કરવામાં આવી હતી, પણ ત્યારપછી તે વિષે કશું જાણવામાં આવેલ નથી.

સંયુક્ત પ્રાંતની હિંદુસ્તાની એકેડેમીએ રૂ. ૫૦૦) નું એક એવાં ચાર ઇનામોની હિંદી તથા ઊર્દુ પુસ્તકો માટે જાહેરાત કરી છે. (૧) ઇતિહાસ અને જીવનચરિત્ર, (૨) વિજ્ઞાન (૩) પદ્ય અને (૪) ગદ્ય, પુસ્તકો એપ્રિલ ૧૯૪૧ થી માર્ચ ૧૯૪૩ સુધીમાં પ્રગટ થયેલ હોવાં જોઇએ. હરિફાઇની મુદત ૩૧ મી જુલાઇ ૧૯૪૩ સુધીની છે. પુસ્તકોની સાત નકલો મોકલવાની છે. પુસ્તકો પાછાં મોકલવામા આવશે નહિ.

મરાઠીમાં જીવનવૃત્તાંતોનાં પુસ્તકોનો વધારો થતો જાય છે. જુદા જુદા સાહિત્યના લેખકો તથા વિશિષ્ટ વ્યક્તિઓનો આમાં પરિચય કરાવવામાં આવે છે. આવાં પુસ્તકોમાં નીચેનાંનો નિર્દેશ કરી શકાય ' હિપ્નોટિઝમ 'ના શોધક ગોવાના ખ્રિસ્તી બ્રાહ્મણ ' આબે ફ્રિયા 'નું જીવનવૃત્તાંત કોંકણી મરાઠીમા શ્રી ગોપા બાબાએ લખ્યું છે. ' ભારતીય પ્રભાવી પુરુષ 'માં જૈન સાહિત્યના ત્રણ મહાપુરુષો-શ્રાવક શાંતિદાસ, ' હીરવિજયસૂરી ' તથા તીર્થંકર ' પાર્શ્વનાથ 'ના ચરિત્રો આપવામાં આવેલ છે. બીજાં પુસ્તકોમાં-' વત્સરાજ ઉદયન, ' આત્મા આપ લે હિતગુની, તથા ' તીન પોરા દેશભક્ત ' છે. છેલ્લું પુસ્તક પ્રો. એન. એમ. ફડકેએ લખેલ છે અને તેમા દાદાભાઇ નવરોજી, ટેરેન્સ મેકસ્વિની તથા દ' વેલેરાનાં જીવનચરિત્રો આપવામાં આવ્યાં છે. મરાઠી સાહિત્યનો આ વિભાગ, વિવિધતા તથા પ્રગતિ બતાવી રહેલ છે.

અત્યારના જમાનામાં હિંદમા કોઇ પણ સાહિત્યપ્રેમી વ્યક્તિની ' રજતતુલા થઇ

હોય તો તે પંડિત મખનલાલ ચતુર્વેદીની છે. સાહિત્યના ઇતિહાસમાં આ પ્રસંગ અપૂર્વ ગણી શકાય.

અખિલ હિંદ હિંદી સાહિત્ય સંમેલનની હરદ્વારની બેઠક વખતે આ પ્રસંગ બન્યો હતો. પંડિત મખનલાલ ચતુર્વેદીનું રૂપિયાથી વજન કરવામાં આવ્યું હતું. હજારોની મેદની આ પ્રસંગે હાજર હતી. મહંત શાંતાનંદ નાથ ગિરિ તથા શ્રી. પન્નાલાલ ભાલ્લાએ આ રૂપિયા આપ્યા હતા.

☙

ત્રાવણકોર સરકારે ત્રાવણકોર યુનિવર્સિટીને એક લાખ રૂપીઆની બક્ષીસ કરી છે, તેના વ્યાજમાંથી મહારાજા અને મહારાણીના નામથી દ્વિવાર્ષિક ઇનામો અપાનાર છે. સંસ્કૃત સાહિત્યમાં, હિંદુ તત્ત્વજ્ઞાનમાં તથા વિજ્ઞાનમાં મૌલિક શોધખોળોને ઉત્તેજન આપવાનો આ ઇનામોનો હેતુ છે.

☙

પંજાબ સરકારે ઐતિહાસિક રેકર્ડો માટે નીમેલ પંજાબ રીજીયનલ કમિટિએ ગુરગાંવ પ્રાંતની મુલાકાત લેતાં ત્યાંના સંગ્રહમાં પર્શિયન ભાષામાં ફકફડ અક્ષરો વડે લખાયેલ, ભાગવત પુરાણની એક વિરલ નકલ મળી આવી છે. આ નકલ ૩૦૦ વર્ષ પહેલાંની છે.

છોટાલાલ માનસિંગ કામદાર

---

## હું કોણ છું ?

હું બધા માણસોનું માનીતું છું અને માનીતું થવા માગું છું. લોકો મને ઓળખે છે–ન ઓળખતા હોય તો ઓળખાણ કરવા માગું છું.

વડોદરા રાજ્યમાં તો છેક નાના ગામડા સુધી મારું અસ્તિત્વ છે. એટલો મારો કદ-વિસ્તાર છે.

કેટલાય વિદ્વાનોનો પ્રાણ–હૃદય મારી પાસે છે–મેં સંગ્રહી રાખ્યો છે. અને એનું જે માગે તેને વિના મૂલ્યે ભાવભીને હૃદયે દાન કરું છું. અને માનવી પ્રાણ લઇ પોતે પ્રાણવાન–જીવંત બને છે.

મારે ત્યાં ભેદભાવ નથી. ગરીબ–તવંગર, રંક–રાય, ઊંચ–નીચ, બાલક–વૃદ્ધ, સ્ત્રી–પુરુષ, એ સર્વ મારે ત્યાં પધારે છે. અને સૌને પધારવા મારું આમંત્રણ છે.

આખી દુનિયાના સમાચાર મારે ત્યાં મફત મળે છે, છતાં હું ટપાલી નથી.

મેં કેટલાય ઊંઘેલાઓને જાગ્રત કર્યાં છે, અભણોને ભણતા બનાવ્યા છે, ભણેલાઓને વિદ્વાન બનાવ્યા છે–છતાં હું શિક્ષક નથી. તોપણ હું લોકકેળવણીનું કાર્ય કરું છું.

બધા લોકો મને નિર્જીવ માને છે, પણ ખરેખર રીતે હું સજીવ છું. મેં કેટલાય લોકોને સજીવ કર્યાં છે. મારી પાસે સંજીવન મંત્ર છે.

કહો, જોઇએ, હું કોણ છું ?

**હું સાર્વજનિક પુસ્તકાલય છું.**

શંભુભાઇ માધવલાલ રાવળયોગી

# તમે કોઈને પુસ્તકો વાંચવા આપો છો ?

**જો** તમે કોઇને પુસ્તકો વાંચવા આપતા હો તો તે પાછાં કેમ મેળવવાં તે પણ શીખી લો. કેમકે પુસ્તકો ચલણી નાણા જેવાં છે, જ્યારે તેનો ઉપયોગ થાય ત્યારે જ તેની કિંમત છે. દરેક સાહિત્યપ્રેમી તે જાણે છે, પરંતુ અવિચારીપણે પુસ્તકો વાંચવા આપનાર ખાનગી પુસ્તકાલયોના માલિકોને તો તેનો ઘણુ જ કડવો અનુભવ થયો હોય છે. વાંચવા આપેલ પુસ્તકો સહીસલામત પાછાં આવે તેને માટે અત્યાર સુધી લોકોએ અનેક રીતો અજમાવી જોઇ છે, પરંતુ એક પણ રીત સંપૂર્ણપણે સફળ થઇ નથી.

વર્ષો પહેલાં ' જહોન ઓ લંડન્સ વિકલી 'એ આ હેતુ માટે નીચે પ્રમાણેનું લખાણ પ્રગટ કર્યું હતું:

If this is borrowed by a friend,
That friend shall welcome be
To read, to study, not to lend
But to return to me.

( જો કોઇ મિત્ર આ પુસ્તક વાંચવા લઇ જાય તો તે મિત્રે તે વાંચવું, તેનો અભ્યાસ કરવો પણ બીજાને ન આપતાં મને પાછું આપવું. )

ઉપરાંત

Steal not this book for fear of shame,
For here you see the owner's name;
And when you die, the Lord will say
Where is that book you stole away !
And if you say you do not know,
Hell send you into hell below.

( શરમના ભયથી આ પુસ્તક તમે ચોરતા નહિ, કેમ કે તમે તેમાં માલિકનું નામ જોઇ શકો છો. જ્યારે તમે મૃત્યુ પામશો ત્યારે પ્રભુ પૂછશે કે ' તમે ચોરેલ પુસ્તક ક્યાં છે ?' અને જો તમે કહેશો કે ' મને ખબર નથી ' તો તે તમને નીચે નરકમાં ધકેલી દેશે )

આપણે નાના હતા ત્યારે આપણે આપણાં પુસ્તકના પહેલા પાના પર નીચે પ્રમાણે લખતાઃ

The grass is green The rose is red,
This book is mine Till I am dead.

જે ચોરે આ ચોપડી,
લાજ ઘટયાનું કામ;
× × ×
વગેરે વિગેરે.

પણ આપણો બધાનો અનુભવ એવો છે કે માત્ર માલિકીની જાહેરાતથી ખાસ પરિણામ આવતું નથી.

માનસશાસ્ત્રીઓના કહેવા મુજબ માગેલી ચીજો પાછી ન વાળનારાઓના ત્રણ વર્ગો પાડી શકાયઃ—

૧. પોતે શું માગી લાવેલ છે તે ભૂલી જનારા લોકો;

૨. કોની પાસેથી માગી લાવેલ છે તે ભૂલી જનારાં લોકો;

૩. લાંબા વખતે ચીજ પાછી વાળતાં શરમ થાય અથવા તો માલિકને તેનો ઉપયોગ નહિ હોય તેવી કલ્પના કરનાર લોકો.

ત્રણે વર્ગના લોકોને લાગુ પડે તેવું નીચેનું લખાણ છેઃ—

This book is lent with kind intent
Return not good with ill
It's not too late is send it back
The owner needs it still.

( શુભ ઇરાદાસર આ પુસ્તક વાંચવા આપવામાં આવ્યું છે. શુભેચ્છાનો બદલો નરસાથી વાળો નહિ. પુસ્તક પાછું મોકલવાનું કદી મોડું થતું નથી. માલિકને હજી પણ તેની જરૂર છે જ. )

સહેલામાં સહેલો તથા કાર્યસાધક રસ્તો તો ઉપલા લખાણનો તથા તમારા નામ અને શિરનામાનો પૂરેપૂરો રબર સ્ટેમ્પ કરાવી લેવાનો છે. પુસ્તકની કિંમત તથા ખરીદ તારીખ માટે એક નાની લીટી આ રબર સ્ટેંપમાં ઉમેરી શકાય.

વાચકો ઉપલા લખાણનો ખુશીથી ઉપયોગ કરી શકે છે અથવા તો તેમાં યોગ્ય ફેરફાર કરી શકે છે. આ લખાણ માટે સારામાં સારું સ્થાન પહેલું પાનું અથવા પાછળના પૂંઠાનો અંદરનો ભાગ છે.

જેમની પાસે પુસ્તકોનો મોટો સંગ્રહ હોય અથવા જે અવારનવાર પુસ્તકો વાંચવા આપતા હોય તેમને વાંચવા આપેલ પુસ્તકોનો હિસાબ રાખવાનું કાર્ય મુશ્કેલ લાગે છે. ખાસ ચોપડીમાં નોંધ કરવાનું કાર્ય કંટાળાભરેલું છે. તો તો પછી ગ્રંથપાલ જ થઇ પડીએ તો શું ખોટું ? ખિસાની ડાયરીમાં નોંધ રાખવી લગભગ નકામી છે.

આને માટે સારી યોજના તો એ છે કે પોસ્ટકાર્ડના માપનું એક કોરું કાર્ડ તમારા દરેક પુસ્તકમાં રાખવું અને તેના ઉપર પુસ્તકનું તથા લેખકનું નામ લખવું. જ્યારે કબાટમાંથી પુસ્તક કાઢો ત્યાર કાર્ડને બહાર કાઢી લઇને તેના પર લઇ જનાર માણસનું નામ, આપ્યા તારીખ

તથા પાછા આવવાની સંભવિત તારીખ લખી લેવી. કબાટમાં પુસ્તકને બદલે કાર્ડ મૂકો. એ કાર્ડ આપણને યાદી આપે છે.

જ્યારે કોઇને પુસ્તક વાંચવા આપો ત્યારે તમારે પુસ્તક ક્યારે પાછું જોઇએ છે તે જણાવવું ખાસ આવશ્યક છે. જે મિત્ર વાંચવાને આતુર હોય તે તો એક–અને બહુ બહુ તો બે–અઠવાડિયામાં પુસ્તક પૂરું કરી નાખશે. જો મિત્ર એવી દલીલ કરે કે 'હું વાંચવામાં બહુ ધીમો છું અને ફુરસદના સમયમાં જ વાંચી શકું છું' તો તેને ચોપડી ન આપવા માટે કોઇ કારણ શોધી રાખજો. જ્યારે તેને વાંચવાનો વધારે સમય હોય ત્યારે જ પુસ્તક આપવાનું તેને વચન આપજો !

કેટલાક લોકોને તો પુસ્તકો વાંચવા દેવાં પસંદ નથી. તેના કારણમાં કાં તો તેથી તેમણે ઘણાં પુસ્તકો ગુમાવ્યાં હશે અથવા તો બીજા પાસેથી માગી લીધેલાં પુસ્તકો પાછાં ન આપીને તે પુસ્તકોથી પોતાનું પુસ્તકાલય બનાવેલ હશે. આવા માણસો પાસેથી પુસ્તકો ન માગવાં તે જ ઠીક છે. જો તમે એકાદ પુસ્તક માગી લાવશો તો તેઓ તમારી પાસેથી બે પુસ્તકો લઇ જશે. અને તે પુસ્તકોનું તમને ફરીથી કદી દર્શન થશે નહિ !

પરંતુ પહેલા વર્ગ પાસેથી પુસ્તકો લાવવાની તમને જરૂર પડી હોય તો તેને માટે સારામાં સારી રીત એ છે કે તમારી પાસેના કોઇ સારા પુસ્તકનાં ખૂબ વખાણ કરવાં અને તેના પુસ્તકાલયમાંથી પુસ્તકની માગણી કર્યા પહેલાં તમારું પુસ્તક વાંચવા આપવાની સામેથી માગણી કરવી. પછી તમે તેને વાંચવા આપેલ પુસ્તકોની તમારી નોંધ બતાવશો તો તે તમારો મિત્ર થઇ રહેશે અને ગમે તેવા સારા પુસ્તકની તમારી માગણીનો અસ્વીકાર કરશે નહિ.

ઘણાં ખરાં નવાં પુસ્તકો પર સચિત્ર રંગીન રેપર અથવા જેકેટ હોય છે. પુસ્તક વાંચવા આપ્યા પહેલાં જેકેટ ઉતારી લેવું જરૂરી છે. તમારા મિત્રોને પુસ્તક વાંચવા માટે જોઇએ છે, પ્રદર્શન માટે નહિ. પુસ્તકને બદલે અધીરાઇમાં જેકેટ, તથા નામનું કાર્ડ રાખો. જેકેટ કાઢી લેવાનું બીજું પણ કારણ છે. તમારા મિત્રને મળવા આવનારાઓનું તે પર ધ્યાન ખેંચાશે. આપણે વાંચવા આપેલ પુસ્તક, લઇ જનાર બીજાને વાંચવા આપે તેના કરતાં વધારે ચીડ ચડે તેવી બીજી કોઇ બાબત નથી.

જ્યારે પુસ્તકોની હાથથી નકલ કરવી પડતી ત્યારે મઠના સાધુઓ, પોતાની પાસેનાં થોડાં ઘણાં પુસ્તકો, જાહેર પુસ્તકાલયના મેજ ઉપર સાંકળથી બાંધી રાખતા. આધુનિક છાપકામે આ ચેતવણી નકામી બનાવી દીધી છે. પરંતુ જેમ જેમ લડાઇ અંગેની હાડમારી વધતી જશે, અને હિંદમાં આવતાં પુસ્તકોની સંખ્યા ઘટતી જશે તેમ તેમ આજના પુસ્તક પ્રત્યેના, જો પોતે સંગ્રહ સાચવી રાખવા માગતા હોય, તો તેણે પોતાના સંગ્રહનું રક્ષણ કરતાં શીખવું પડશે.

છોટાલાલ માનસિંગ કામદાર

# સાહિત્યિક અપહરણો માટેનું સ્વાતંત્ર્ય

**જયારે** જ્યારે કોઇ વિવેચક 'આ લેખકે તો અપહરણ કર્યું છે' એવી ટીકા કરે ત્યારે મને તેના પર બહુ જ ગુસ્સો ચડે છે. બિચારા લેખક પર કેટકેટલા મિથ્યારોપો લદાય છે! તેણે તો 'પરસાહિત્યમાં આવા સારા વિચારો, અને આપણા સાહિત્યમાં નહિ!' એવી સાહિત્યપ્રીતિની ભાવના વિચારીને જ, આ સાહિત્યના દારિદ્ર્યને ફીટાડવાના પુણ્ય ઉદ્દેશથી જ, અન્ય સાહિત્યકારોના વિચારો પોતાની કૃતિમાં ઝડપીને, સાહિત્યસેવા કર્યાની કૃતકૃત્યતાનો લહાવો મેળવવા એણે ઇચ્છ્યું હતું! તેની આવી ઉત્કૃષ્ટ ભાવના માટે પ્રશંસા કરવી તો બાજુ પર રહી, પણ તેના પર અપહરણ કરવા જેવા નિર્જીવ આરોપો મૂકી, તેના ઉત્સાહ પર નિરાશાનું ઠંડુ પાણી રેડવાનો કોને અધિકાર હોય? અને કૃત્યનું સારા નરસાપણું તો તેના ધ્યેય પર જ આધાર રાખે છે ને! ખૂન કરવું એ ખરાબ ગણાય છે, છતાં સૈનિકની ભાવના દેશપ્રીતિની હોઇ તેને ખૂન કરવાની છૂટ છે; તેવી જ રીતે પ્રયોગ કરવા માટે ડૉક્ટર એકાદ બે ખૂન કરે તેનો વાંધો નહિ! પરંતુ વૈરની ભાવનાથી થયેલ ખૂન જરૂર ગુનો છે. આ રીતે તો અપહરણ કદાચ ખરાબ હોય (અલબત્ત, તે છે તો નહિ જ!), તો પણ ઉપર જણાવેલ ધન્ય હેતુથી જ તેમ કરનાર સાહિત્યકારને દોષિત ગણવો શું અન્યાયી નથી? વળી એવી ટીકા કરનાર વિવેચકને સાથે એટલું પણ કહેવાનું મન થઇ જાય છે કે ભલા 'सत्यं अपि अप्रियं मा ब्रुयात्।' એ પણ શું તું નથી જાણતો? અને તારી આ ટીકા છેવટ અન્ય કોઇને નહિ તો પણ તેના લેખકને તો અપ્રિય થશે જ, એ પણ શું તું ન સમજ્યો કે આવી ટીકા કરી?!

વળી અપહરણ કરવું એ જો ખરાબ હોય તો પછી શેક્સપિયર, કાલિદાસ, ભવભૂતિ જેવા મહા સાહિત્યકારોએ તે કેમ જ અપનાવેલ હોય? અને ભવભૂતિ તો 'માલતી માધવ'ને પોતાની સ્વતંત્ર કૃતિ તરીકે ઓળખાવે છે, છતાં એ અપહરણોથી ભરેલ છે તે કોણ નથી જાણતું? તો પણ કોઇ દલીલ કરે કે તેઓને પોતાનો ઋણસ્વીકાર કરવાનો રસ્તો ન હતો, કારણ કે તેઓના વખતમાં પ્રસ્તાવના લખાતી ન હતી. પણ આ વાત તદ્દન વજૂદ વગરની છે, સંસ્કૃત કવિઓ પોતાના જીવનનો અહેવાલ વગેરે બધુંયે જણાવતા, પણ આ અપહરણ જણાવવાની તેમને જરૂર જ લાગી નહિ, કેમ કે તેઓ સારી પેઠે જાણતા હતા કે અપહરણ તો સ્વાભાવિક જ છે, તેનો નિર્દેશ નિરર્થક છે!

ઉપરાંત ઋણસ્વીકાર કરીને તો તેણે કોની કૃતિમાંથી ચોર્યું છે તેનું નામ જ જણાવવાનું ને? પરંતુ નામ તો નશ્વર છે. સાહિત્યકાર જેવી અમર કૃતિમાં નશ્વર નામનો નિર્દેશ કેટલો અપ્રસ્તુત! વળી શેક્સપીઅરે પણ કહ્યું છે કે 'What is there in a name?' (આ કે આવા જ અર્થનું તેણે કહ્યું છે.). નામમાં તે વળી શું છે? આમ નામનિર્દેશથી શું વિશેષ છે? અને આધુનિક સાહિત્યકારો આને અનુસરીને મૂળ નામ ન આપે તેમાં તેના પર આવું મોટું દોષારોપણ કેટલું અસ્થાને!! વળી લેખક શું કોઇ દુન્યવી, વ્યવહારુ માણસ છે? તે તો દૈવી ફિરસ્તો! તેને તો 'वसुधैव कुटुम्बकम्'ની જ ભાવના હોય ને! 'अयं निजः परो वेत्ति गणना लघुचेतसाम्।' આ જગતમાં પારકું શું, ને પોતાનું શું? અને એવા ઉદાર વિચારથી જ તે અપહરણ કરે એમાં શું ખોટું છે?

વળી અપહરણથી તો બન્ને લેખકને લાભ છે. મૂળ લેખકે તો તે લખ્યું અને જગતને સમર્પ્યું, એટલે તે પર તો તેનો કશો જ અધિકાર નહિ, એ તો જગતની જ મિલ્કત! અને જગતમાં જે પ્રાપ્ય હોય તેનો ઉપયોગ ન કરે તે તો મૂર્ખ જ ને? આમ અપહરણથી લેખકે તો કશું જ ખોટું નથી કર્યું. પરંતુ સાથે સાથે મૂળ લેખકે પણ (જો જીવતો હોય તો) ગૌરવ લેવું જોઇએ કે તેના વિચારો વિસ્તૃત ફેલાવો પામ્યા છે; અને એથી પણ વધુ અભિમાન તો તેને એ થવું જોઇએ કે તેના વિચારો એટલા બધા સારા હતા કે કોઇને અપહરણ કરવાનું મન થાય! ચોરી કાંઇ સામુકી વસ્તુની ઓછી જ થાય! અને શું મૂળ લેખક એટલો પણ ઉદાર ન હોય કે પોતાના કોઇ સર્જનથી અન્યને ધન અને કીર્તિ પ્રાપ્ત થતી હોય તો તે સહર્ષ થવા દે?! અલબત્ત, આ ધન અને કીર્તિનો લાભ દર્શાવ્યો તે તો આનુષંગિક જ છે, અપહરણ કરનારનો હેતુ તો ઉપર જણાવ્યું તેમ ધન્ય જ છે! આમ જ્યાં બન્ને પક્ષને કશો વાંધો ન હોય તો વિવેચકોએ શા માટે વચમાં પડી લેખકની અપકીર્તિ અને સાહિત્યની અવનતિ કરવી જોઇએ?

ઉપરાંત અપહરણનો નિર્દેશ કરવાથી તો રસની ક્ષતિ થાય છે. મારી વાત પૂછો તો 'સરસ્વતીચંદ્ર' વાંચતાં, વાર્તાના મૂળ પ્રવાહને પડતો મૂકી શેમાંથી અપહરણ કર્યું છે તેની નોંધ, અને મૂળમાંથી લાંબા લાંબા ઉતારા વાંચવાની ધીરજ કે ઇચ્છા થતી જ નથી. ઊલટું, નીચે નોંધ આપી હોય તે *distraction* કરી વાર્તાના રસમાં ક્ષતિ જ પહોંચાડે છે. આ શું સારું કહેવાય? આના કરતાં શેમાંથી અપહરણ કર્યું છે તે જણાવવું જ શા માટે? વળી અપહરણ જાહેર કરે તો તેથી તો તે વાચકના મનમાં ઓછો ઊતરે છે, કે એણે તો બધામાંથી ચોરીને લખ્યું છે! ને ચોરીની શ્રેષ્ઠતા શેમાં? ચોરી કરી 'હું લઉં છું', 'હું લઉં છું', એમ કરતાં ચોરી કરનાર કરતાં બધાની આંખમાં ધૂળ નાખી તે છુપાવી શકનાર ચોર જ મહાન ને? અને સાક્ષરો તો સંસ્કારી ચોરો! આ વાત વિવેચકો કેમ સમજતા નથી કે અપહરણને દોષ તરીકે ગણાવે છે!

અને વિવેચકો તો પોતાને સાહિત્યના વિકાસવાંચ્છુઓ ગણાવે છે. તો પછી છેવટ અપહરણ કરીને પણ સધાતો સાહિત્યવિકાસ શા માટે વખોડવો? અને જે લેખક દર વખતે અપહરણ કરે છે તે કોઇક દિવસ મૌલિક સર્જન કરી શકશે. સેવાને પ્રથમથી જ અટકાવવાથી તો ભવિષ્યમાં તેમના તરફથી મળનાર મૌલિક કૃતિ પણ ગુમાવવી પડશે! એવો ખોટનો વેપાર કયો બુદ્ધિવાળો વિકાસવાંચ્છુ ઇચ્છે?

તે ઉપરાંત અપહરણ તો સ્વાભાવિક જ છે. દર વખતે નવું નવું લાવવું પણ શું? વિષયો એટલા ઓછા છે, અને તેના લખનાર સાહિત્યસેવકો એટલા બધા છે, કે સહજ જ એક વિષય પર બે-ચાર જણ ભેગા થઇ જાય. આ બધાની કૃતિઓમાં વિચારસામ્ય આવે એ શું સ્વાભાવિક નથી? આવી રીતે મૌલિક હોવા છતાં વિવેચકો તેને અપહરણ ગણે તે કેટલું અન્યાયી?

પરંતુ વિવેચકોનો અપહરણ હોવાનો નિર્દેશ કદાચ એમ પણ હોય કે એક ગ્રંથ પર વિવેચન કરનાર એટલા બધા વિવેચકો હોય છે કે તેમને તેમનાં વિવેચનોને જ 'અપહરણ'ના આરોપથી બચાવવા માટે વૈવિધ્ય રાખવું જોઇએ. એટલે 'येन केन प्रकारेण' 'આ વિચાર

[ અનુસંધાન સામેના પૃષ્ઠને છેડે ]

# દૃષ્ટિપરિવર્તન (ટૂંકી વાર્તા)

“કેમ રમેશ, બધી તૈયારી બરાબર થઈ છે ને ?” પાનાચંદ શેઠે B. A માં ભણતા પોતાના કૉલેજિયન પુત્રને પૂછ્યું.

“જી, બરાબર છે. પણ કલેક્ટર સાહેબ આવશે ક્યારે ?” રમેશે ઉત્સુકતા બતાવી.

“ટાઇમ તો આઠ વાગ્યાનો આપ્યો છે; હવે થોડીક જ વાર છે.”

એટલામાં બહાર મોટરનું હૉર્ન સંભળાયું ને મોટરના શોફરે સિફતથી મોટરને શેઠના બંગલા તરફ હંકારી. બંગલાના નોકરોએ કલેક્ટર સાહેબને લળી લળી સલામો ભરી. તે સાહેબે સસ્મિત ઝીલી. બારણા પરજ શેઠ અને તેનો પુત્ર અને આમંત્રિત મહેમાનો અમલદારો વગેરે સાહેબનો સત્કાર કરવા ઊભા હતા.

કલેક્ટર સાહેબ આસ્તેથી નીચે ઊતર્યા. શેઠે તેમનો સારો સત્કાર કર્યો, અને તેમને બંગલામાં લઈ ગયા શેઠના બંગલામાં એક ‘મહેમાન’ની સરભરા માટે જબરી ધમાલ મચી રહી હતી.

પાનાચંદ શેઠ મૂળ તો ગામડાના વતની હતા. બાપદાદાની દુકાન, ખેતી, જમીન, ધીરધાર, વ્યાજવટાવ ને કેટલાંએ કાળાંધોળાં કરી તેમણે સારી એવી મુંજી એકઠી કરી હતી. એઓ ગામડામાંથી મોટા કસ્બામાં–તાલુકાના સ્થળે–રહેતા હતા. ત્યાં તેમણે એક ૫૦–૬૦ ચરખાનું જીન વસાવ્યું હતું. તેલનો ઘાણો અને ચક્કી પણ સાથે જ ચલાવતા. સંતાનમાં શેઠને એક પુત્ર અને બે પુત્રીઓ હતી; પુત્ર રમેશ રાજનગરમાં ગૂજરાત કૉલેજમાં જુનિયર B. A. માં ભણતો હતો.

ધીરે ધીરે શેઠની શાખ વધતી ગઈ. કસ્બાના તે એક આગેવાન ગણાવા લાગ્યા. તે સુધરાઈના સભાસદ પણ હતા પાંજરાપોળ, અનાથાશ્રમ, પુસ્તકાલય વગેરે સંસ્થાઓમાં તે યોગ્ય

---

[અનુસંધાન પૃ. ૨૬૪નું]

તો અમુકમાં પણ છે, માટે આ લેખકે તેમાંથી ચોર્યું છે' કહેવું પડે છે. આ કાંઈ સારી રીત ન કહેવાય.

અને એક માણસના દોષ જ જોવા હોય તો અનેક જડી આવે તેમાં નવાઈ શી ? અને કોઈ પણ લેખક લખે તે પહેલાં તેણે કાંઈક તો વાંચ્યું હોય ને ? અને તેની અસર કુદરતી જ તેના પર રહે, એમાં તેના પર ચોર હોવાનો આરોપ મૂકવો એ કયો નીતિધર્મ છે ? અરે, લેખકે કાંઈ પણ ન વાંચ્યું હોય તોપણ વિચારસામ્ય તો આવી જ જાય તેમાં તે શું કરે ? તેને મન તો તે મૌલિક જ છે ને ? અને કોઈ પણ લેખકને પૂછો, તે કહેશે જ કે તેણે લખ્યું છે તે મૌલિક જ છે !

આથી હું એમ કહું છું કે જાણે અજાણ્યે અપહરણમાંથી કોઈ બાતલ નથી; પછી તે કાલિદાસ હોય, મિલ્ટન હોય, શેકસપીઅર હોય કે ગમે તે હોય. અને જ્યારે તે સ્વાભાવિક જ છે, ત્યારે તે દોષ ગણાતો બંધ થવો જોઈએ. સ્વાતંત્ર્યના આ યુગમાં દરેક ક્ષેત્ર જ્યારે સ્વાતંત્ર્ય મેળવે ત્યારે શું લેખક જ તેમાંથી બાદ ? નહિ. આપણે ઇચ્છીએ કે લેખકને પણ આમાં અપહરણનું સ્વાતંત્ર્ય સાંપડે !

મુકુન્દરાય છ. પંડ્યા

ફાળો આપતા. વેપારને અંગે ૨–૩ છાપાં પણ મંગાવતા. કસ્બામાં આવતા મોટા અમલદારો માટે શેઠની ગાડી અને મોટર તૈયાર રહેતાં; સાથે સરભરા પણ ખરી જ. કલેકટર સાહેબ શેઠના આમંત્રણથી જ આવ્યા હતા. આમ શેઠનો ધંધો, લાગવગ,–વગસગ, ધીકતાં જણાતાં હતાં. શેઠ હવે રાજ્યરત્ન, રા. સા. થવાની તૈયારીમાં હતા. વર્ષોથી એ સારૂની મહત્ત્વાકાંક્ષા સેવતા હતા. આથી જ તેઓ અમલદારોના ' સેવક ' બની રહેતા.

બંગલાના દિવાનમાં કલેકટર સાહેબને શેઠે પાર્ટી આપી હતી. શેઠે કલેકટર સાહેબને ભેટના રૂપમાં સુવર્ણની સોએક રૂપિયાની કિંમતની હીરાજડિત વીંટી આપી. સાહેબે તે કમને સ્વીકારી. અને ' રા. સા. બનવા તમારૂં નામ આગળ ગયું છે ' એમ શેઠને કહ્યું. શેઠ આનંદી બન્યા. ઉપાહારને ઇન્સાફ આપી મહેમાનો વિખરાયા. જતાં જતાં શેઠે સાહેબના સેક્રેટરીને પણ ભેટ આપી અને પોતાના નામ માટે ' ખાનગી ' ભલામણ કરી. આજકાલ અમલદાર સાહેબો કરતાં તેમના હાથ નીચેના નોકરોને વધારે સાચવવા પડે છે તેની કોણ ના કહેશે ?

***

" રામા, શેઠ સાહેબ છે કે ? " આગંતુકે નોકરને પૂછ્યું.

" હા, અંદરના ખંડમાં છે. શું કામ છે ? "

" મારે જરા મળવું છે. "

" ઊભા રહો, હું ખબર આપું. "

થોડી વાર પછી નોકર બહાર આવ્યો અને કહ્યું કે, " પધારો. "

આવનાર વ્યક્તિ તે જ ગામના અનાથાશ્રમના મંત્રી હતા. તેમણે શેઠને પ્રણામ કર્યા. શેઠે આગમનનું કારણ પૂછ્યું.

" જુઓ, સાહેબ, શંકરલાલે નમ્રતાથી પ્રસ્તાવના કરી " આપણા ગામના અનાથાશ્રમમાં ૨૫ અનાથ બાળકો છે. આ બાળકો સમાજનાં જ છે. અને સમાજ તેમને નિભાવે છે. આપ જેવા મોટા માણસ પાસેથી સંસ્થા માટે થોડી વધારે મદદની આશા રાખીએ છીએ. " શંકરલાલે ટૂંકમાં એમના આગમનનું કારણ કહ્યું.

" દર વર્ષે અમારી દુકાનેથી નિયમિત ધર્માદા અપાય છે તેમાં અનાથાશ્રમને પણ આપીએ છીએ, હવે વધારે ક્યાંથી કાઢીએ ? " શેઠ શાંતિથી બોલ્યા.

" અરે ! સાહેબ, આપ જેવા લક્ષાધિપતિને શી કમીના છે ? આપની જરાક ઉદારતા અને ૨૫ બાળકોના આશીર્વાદ આવશે ને પરમેશ્વર આપને આપી રહેશે. "

" હવે આવતે વર્ષે વાત. તમારી સંસ્થામાં થોડું વધારે આપશું. " શેઠ ઠંડે કલેજે બોલ્યા.

" નહિ, સાહેબ, આપ રૂ. ૫૦૧) આપી અમારી સંસ્થાના પેટ્રન થાઓ, ૨૫ દીન–હીન ગરીબ બાળકો અન્ન વગર ભૂખ્યાં પણ રહે છે. દેશમાં દુષ્કાળ છે. ક્યાંયથી પૂરતી મદદ મળતી નથી. આપ જેવા ધનવાનોના રોટલામાં તેમનો પણ ભાગ છે. નાનાં બચ્ચાં ટળવળે ને તમો જમો એ ઠીક કહેવાય ? " મંત્રીએ વરાળ કાઢવી.

" તે શું પરસેવો આપને ઠીક ઊતર્યો છે ? " ' દ્રવ્ય ' (શેઠ પૈસાને બહુ જ વહાલથી બહુવચનના અર્થમાં એકવચનમાં ' દ્રવ્ય ' કહેતા) કમાવા બહુ જ અઘરૂં કામ છે. " જો કે શેઠે પરસેવો ઉનાળા સિવાય ઉતાર્યો નહોતો તેની સાક્ષી તેમનો ચહેરો પૂરતો હતો.

" જુઓ, સાહેબ, જરા વિચાર કરી જુઓ. તમારે ઘેર કેટલા મહેમાનો, અમલદારો, કલેકટર સાહેબ સુદ્ધાંત આવે છે. આપ તેમને હથેળીમાં રાખો છો. ત્યારે આપને ખર્ચ નહિ થતું હોય ? આપ જરા દૃષ્ટિ બદલો. તો સમજાશે કે, આવી સરભરામાં વપરાતાં નાણું સેંકડો ગરીબોને રોટલો આપી શકે. " શંકરલાલ જરા પ્રગલ્ભ બન્યો.

શેઠનું અભિમાન ઘવાયું. તે બોલ્યા:

" મારી મિલ્કતનું હું ગમે તેમ કરૂં તેમાં તમારે શું ? "

" મહેરબાન સાહેબ, હું તો ગરીબ બાળકો વતી પ્રાર્થના કરૂં છું. આપો તો આપનો મોટો આભાર. " શંકરલાલે નમ્રતાથી કહ્યું.

અંતે શેઠે ફાળામાં રૂ. ૫૦) આપ્યા. શંકરલાલ રજા લઈને રસ્તે પડયો.

***

" સાહેબ, કાર કઈ બાજુએથી લઉં ? " શૉફરે પૂછયું.

" આ આશ્રમ પાછળથી પુસ્તકાલયના મકાન પર લે. " અંદરથી કલેકટર સાહેબ બોલ્યા.

આશ્રમના પાછલા ભાગમાં, મોટરનો અવાજ સાંભળી વાને શ્યામ જણાતાં, ખાદીની ચડ્ડી પહેરેલાં એવાં ૧૦–૧૫ બાળકો અનિમેષ નજરે કાર તરફ મીટ માંડી રહ્યાં. શૉફરને વિચાર આવ્યો કે, સાહેબને મહિને રૂ. ૧૫૦૦) નો પગાર મળે છે. તેમાંથી આમ મહિને રૂ. ૧૦૦) આપતા હોય તો ?

કલેકટર સાહેબે કસ્બાના સા. જ. પુસ્તકાલયની મુલાકાત લઇ ઉત્તમ રિમાર્ક કર્યો. લોકોમાં સ્ત્રી અને પુરુષોમાં પુસ્તકો છાપાં–માસિકો ખૂબ જ વંચાય એમ મંત્રીને ભલામણ કરી; અને નવીન પુસ્તકાલયો માટે સરકાર આ વર્ષે પણ રૂ. ૧૦૦૦) આપશે એમ જાહેર કરી સાહેબ કાર હંકારી ગયા.

***

" પિતાજી, આપણા કસ્બામાં જે પુસ્તકાલય છે, તેના મંત્રી અને પ્રમુખ સાહેબ મળ્યા હતા. તેઓ કહેતા હતા કે જો, તમારા પિતાશ્રી રૂ. ૨૦૦૦ આપે તો તેમનું નામ પુસ્તકાલયના મકાનમાં મુકાય ને નામ યાવદ્‌ચંદ્રદિવાકરૌ રહે. " રમેશે પિતાને કહ્યું.

" તે દુનિયામાં કોનાં નામ કાયમ રહ્યાં છે તે આપણાં રહે ? આપણે દર વર્ષે લવાજમ તો ભર્યે જઈએ છીએ, બીજી મદદ પણ કરીએ છીએ; આ તો ગામની સંસ્થા જાણી મદદ કરી ને આંગળી આપી ત્યાં તો પોંચો જ કરડવાની વાત ! બધી સંસ્થાઓ આમ ભીખ માગતી લાગે છે. " શેઠે ફૂલીફાલેલી પુસ્તકાલયપ્રવૃત્તિ તરફનો પોતાનો પ્રેમ વ્યક્ત કર્યો.

" મદદ તો જે વાંચે એણે કરવી જ જોઇએ; આ તો ગામ સમસ્તની સંસ્થા છે. ને ગામની લોકમદદથી જ તે ચાલે છે. સરકાર તેમાં ત્રણગણી મદદ આપી ગામને વર્તમાનપત્રો, માસિકો, પુસ્તકો વાંચવા અપાવે છે તેમાં તમે સંસ્થાને શા માટે મેણાં મારો છો ? "

" મેણાં કયાં મારૂં છું ! આ તો રૂ. ૨૦૦૦) નું મારૂં બચાવનાણું છે. તું મોટો થા ત્યારે રૂ. ૪૦૦૦) આપજે ને. " શેઠ વકીલની ભાષામાં બોલ્યા. રમેશ શાંત રહ્યો. તેણે ત્યારે એ વાત ત્યાં જ દાટી દીધી.

( અપૂર્ણ )

કૃષ્ણલાલ રણછોડલાલ ત્રિવેદી

# હિંદી, બંગાળી અને ગુજરાતી, મહારાષ્ટ્રી

## [ એક સરખામણી ]

સંયુક્ત પ્રાંતો અને બિહારમાં હિંદી ભાષા મુખ્યત્વે બોલાય છે. પંજાબમાં પણ હિંદીનું ચલણ છે. મહાત્મા ગાંધીજીના પ્રચારથી મુંબઇ ઇલાકામાં પણ હિંદીનો પ્રચાર વધતો જાય છે. હિંદના દક્ષિણ ભાગમાં હિંદીનો પ્રચાર થોડાં વર્ષો થયાં જ થયો છે. હિંદના બીજા બધા ભાગોના લોકો હિંદી સમજી શકે છે, ઘણા બોલે પણ છે. સંસ્કૃત ભાષાના મૂળાક્ષરો હિંદીમાં વપરાય છે. એટલે દરેક હિંદુ નાગરી ભાષાની લિપિ થોડીઘણી જાણે છે. મુસલમાનો હિંદી ઉર્દૂ લિપિમાં લખે છે, હિંદુઓ નાગરીમાં લખે છે. હિંદીનો પ્રચાર હિંદના ૩૯ કરોડ મનુષ્યોમાંથી અગિયાર કરોડ મનુષ્યો વચ્ચે છે. આખા હિંદની મુખ્ય ભાષા હિંદી છે. બંગાળી ભાષા એ બંગાલના હિંદુમુસલમાનોની બોલવા અને લખવાની ભાષા છે. ૭ કરોડ માણસો એ ભાષા બોલે છે અને લખે છે. હિંદી સૌથી વિશાળ બોલનારાઓની સંખ્યા ધરાવે છે. પરંતુ આધુનિક સાહિત્યવિકાસમાં બંગાળીએ પ્રથમ પદવી મેળવી છે. ગુજરાતી ભાષા તો બહુ જ અલ્પ સંખ્યામાં પ્રસરેલી છે. મુંબઇ ઇલાકાની સવાબે કરોડની વસ્તીમાં અર્ધી વસ્તી મરાઠી ભાષા બોલે છે: માત્ર એક કરોડની વસ્તી ગુજરાતી બોલી લખી શકે છે. હિંદી ગુજરાતી કરતાં અગીઆરગણાં વધારે માણસો બોલે છે. બંગાળી ગુજરાતીથી છગણાં વધારે બોલનારાં છે. મહારાષ્ટ્રી ભાષા ૧। સવા કરોડ જ બોલે છે.

### પ્રાચીન સાહિત્ય

આધુનિક સાહિત્યમાં બંગાળીએ સૌથી વિશેષ પ્રમાણમાં વિકાસ કર્યો છે. પરંતુ પ્રાચીન સાહિત્યમાં તો જરૂર હિંદી જ પ્રથમ પદવી લઇ જાય છે. મહાત્મા તુલસીદાસજી જેવા સર્વોત્તમ કવિની રામાયણ તો હિંદનું અમૂલ્ય ધન છે. બંગાળીમાં કૃતવાસીની રામાયણ છે, ગુજરાતીમાં ગિરધરકૃત રામાયણ છે; પણ તુલસી રામાયણ તો ક્યાંયે ચડી જાય. મહાભારત બંગાળીમાં કાશીદાસનું શ્રેષ્ઠ છે એમ મારી માન્યતા છે. હિંદીમાં એવી જાતનું મહાભારત નથી. ગુજરાતીમાં મહાકવિ પ્રેમાનંદે મહાભારત ઉપરથી આખ્યાનો રચ્યાં છે. પરંતુ સમગ્ર મહાભારત પ્રાચીન ગુજરાતી પદ્યસાહિત્યમાં સળંગ નથી. ભાગવત હિંદીમાં પ્રેમસાગર કે શુકસાગર નામે શ્રેષ્ઠ પુસ્તક છે. બંગાળીમાં પણ સાધારણ છે, ગુજરાતીમાં શ્રી પ્રેમાનંદનો દશમ સ્કંધ છે. બીજાં પુરાણોમાં પ્રેમાનંદનું માર્કંડેય પુરાણ છે.

મહાન ભક્ત કવિઓના સાહિત્યમાં બંગાળમાં ચંડીદાસ અને વિદ્યાપતિનાં પદો છે. ગુજરાતીમાં નરસિંહ મહેતાનાં પદો છે. હિંદીમાં પુષ્કળ છે. મીરાં, કબીર, સૂરદાસ, તુલસીદાસ, દાદુ, નાનક વગેરેનાં છે. હિંદી પ્રાચીન પદ્યસાહિત્ય વધારે સમૃદ્ધ છે. મહારાષ્ટ્રમાં તુકારામના અભંગ એ ખોટ પૂરી પાડે છે. પ્રાચીન સાહિત્યમાં ભક્તિને લગતું સાહિત્ય વિશેષ પ્રમાણમાં છે.

મહાન આચાર્યોએ દરેક ભાષામાં સુંદર સાહિત્યનો ફાળો આપ્યો છે. બંગાળીમાં શ્રી ચૈતન્ય ગૌરાંગના શિષ્યો રઘુનાથદાસ, કૃષ્ણદાસ, નરોત્તમદાસ વગેરેએ સુંદર ભક્તિ-સાહિત્ય બહાર પાડ્યું છે. હિંદીમાં શ્રી વલ્લભાચાર્યનાં અષ્ટસખા શ્રી સૂરદાસ, શ્રી કૃષ્ણ-

દાસ, શ્રી પરમાનંદદાસ, શ્રી ચિતસ્વામી, શ્રી નંદદાસ વગેરેએ પોતાનાં વ્રજ ભાષાનાં પદોથી હિંદીને સમૃદ્ધ બનાવી છે. ગુજરાતીમાં શ્રી સ્વામીનારાયણ સહજાનંદના ભક્ત કવિ મંડળ શ્રી બ્રહ્માનંદ, મુક્તાનંદ, પ્રેમાનંદ, નિષ્કુલાનંદ, દેવાનંદ વગેરેએ ગુજરાતી સાહિત્યની સેવા કરી છે. મહારાષ્ટ્રમાં શ્રી જ્ઞાનેશ્વર અને તુકારામના અનેક અનુયાયીઓએ મરાઠી ભાષાને શોભાવી છે. ચૈતન્યના અનુયાયીઓ સનાતન, રૂપ અને જીવ ગોસાંઇએ ભક્તિ-સાહિત્ય સંસ્કૃતમાં પણ વિપુલ સાહિત્ય રચ્યું છે. શ્રી વલ્લભ અને તેમના પુત્ર વિઠ્ઠલે પણ સંસ્કૃતમાં લખ્યું છે. સ્વામીનારાયણના શિષ્યોએ નજીવું સંસ્કૃત સાહિત્ય પ્રકટાવ્યું છે; જ્યારે મહારાષ્ટ્રના ભક્તોએ મહારાષ્ટ્રીને જ પકડી રાખી છે.

બંગાળીમાં લોકસાહિત્યનાં ગીતો પુષ્કળ છે. હિંદીમાં પણ છે. ગુજરાતીમાં પણ શ્રી. મેઘાણીએ પ્રસિદ્ધ કર્યાં છે અને મહારાષ્ટ્રીમાં પણ છે.

ચારેય ભાષાઓ અપભ્રંશ કે પ્રાકૃત ને સંસ્કૃતમાંથી ઉત્પન્ન થઇ છે. ચારેય સગી બહેનો છે, જે જુદાં જુદાં ઘરે પરણી છે. પરતુ તેમનાં કલેવરો એક જ માબાપથી પેદા થયાં છે. બંગાળીમાં સંસ્કૃત શબ્દો વધારે છે/ ચારેય ભાષાઓએ મુસલમાન યુગમાં અરબી અને ફારસીમાંથી પણ શક્તિ અને શબ્દસમૂહ મેળવ્યાં છે. હમણાં આ ચારેય ભાષા અંગ્રેજી યુગના પ્રભાવ નીચે રહીને અંગ્રેજી લાગવગ અને શબ્દસમૂહનો પોતાના શૃંગાર માટે ઉપયોગ કરે છે.

બંગાળી ભાષાની ઉત્પત્તિ આઠમા નવમા સૈકાંમાં છે. એના ઉપર શરૂઆતમાં બૌદ્ધોની અસર હતી. હિંદીની ઉત્પત્તિ પણ એ જ અરસામાં થઇ છે, ગુજરાતી ભાષા તેરમી ચૌદમી સદીમાં જૈનોએ વિપુલ સાહિત્ય આપી સમૃદ્ધ બનાવી છે. મહારાષ્ટ્રી તો જૈનધર્મની અર્ધ-માગધી ભાષામાંથી જ જન્મી હશે. જૈનોનું મુખ્ય સાહિત્ય આ અર્ધમાગધીમાં જ છે.

ચારેય ભાષાઓના બંધારણના પાયા એક છે. તેના ઉપર જુદી જુદી જાતની ઇમારતો ભિન્ન ભિન્ન દેખાવની ચણાઇ છે. ચારેય ભાષાઓની વાક્યરચનાઓ એક જ નિયમ ઉપર રચાઇ છે. વ્યાકરણના નિયમો પણ લગભગ એક જેવા જ છે. નામ, સર્વનામ, ક્રિયાપદ, અવ્યયો સર્વે લગભગ એકસરખાં છે. ચારે ભાષાઓ સહેજ શ્રમથી પરસ્પરની પ્રજાને સાધ્ય છે. ચારે ભાષાઓમાં ધાર્મિક સાહિત્ય લગભગ એક પ્રકારનું છે. ચારે સાહિત્યોમાં કૃષ્ણપૂજાનું સાહિત્ય વિપુલ પ્રમાણમાં છે. તે પછી રામભક્તિનું સાહિત્ય આવે છે. દેવીભક્તિ બંગાલમાં વિશેષભાવે પ્રસરી છે. હિંદીમાં અને ગુજરાતીમાં પણ એનો પ્રભાવ છે. મહારાષ્ટ્રીમાં કદાચ ઓછો હશે. શિવભક્તિ પણ ચારે ભાષાઓમાં વિપુલ છે. વેદાંતનો પ્રભાવ પણ ચારે ભાષાઓમાં સારા પ્રમાણમાં છે. ક્રિયાકાંડ, ભક્તિ, વૈરાગ્ય એનું પણ ચારે ભાષામાં પુષ્કળ સાહિત્ય છે.

ચારે ભાષાઓનાં નીચેનાં વાક્યોથી ભાષાઓની રચના-સરખામણી સમજાશેઃ—

**બંગાળી**—અંગ્રેજેરા બોમ્બાઇતે એસેછેનના પૂર્બે બોમ્બાઇતે પોર્ટુગાજેર સત્તા ૧૩૦ બર્ષ હોયેચ્છે.
**ગુજરાતી**—અંગ્રેજો મુંબઇ આવ્યા તે પહેલાં પોર્ટુગીઝોની મુંબઇ ઉપર ૧૩૦ વરસો સુધી સત્તા હતી.
**હિંદી**—અંગ્રેજ મુમ્બઇમેં આયા ઉસકે પહીલે પોર્ટુગીજોંકી ૧૩૦ બરસોં તક મુમ્બઇમેં સત્તા થી.
**મહારાષ્ટ્રી** ઇંગ્રિજ લોક મુંબઇસ આલે ત્યાપૂર્વી મુંબઇવર પોર્ટુગિજાચી સત્તા ૧૩૦ વર્ષાહુન અધિક હોતી.

આ જોતાં ભાષાઓનાં બંધારણોમાં બહુ થોડા પ્રમાણમાં ભિન્નતા છે.

પ્રાચીન સાહિત્યમાં બંગાળીમાં ચંડીદાસ, વિદ્યાપતિ અને શ્રી ચૈતન્ય ભક્ત કવિઓ હતા. કૃતવાસી વગેરે પણ માનનીય કવિઓ થયા છે. હિંદીમાં તો આ કાલ બહુ મોટો હતો. તુલસીદાસ, ચંદ, કેશવદાસ, સૂરદાસ, બિહારીદાસ, રસખાન, કબીર, નાનક, દાદૂ, ખાનખાનાન, કવિ ગંગ, મતિરામ, ભૂખણુ વગેરે થયાં છે. ગુજરાતીમાં નરસિંહ મહેતો, પ્રેમાનંદ, શામળ ભટ્ટ, અખો, ભાલણુ વગેરે થયાં છે. મહારાષ્ટ્રીમાં જ્ઞાનેશ્વર, તુકારામ, રામદાસ સ્વામી અને એકનાથ વગેરે છે.

વીર સાહિત્ય હિંદીમાં ચંદ રાસો, ભૂષણબાવની અને રાજપૂતાનામાં ભાટચારણોની હમીરકાવ્ય જેવી વાણી છે. મરાઠીમાં પોવાડા છે. ગુજરાતીમાં ભાટચારણોની કથાઓ, બંગાળીમાં એવું સાહિત્ય મારા વાંચવામાં આવ્યું નથી. જો કે મીર મહમ્મદ કવિએ રચેલા " પદ્માવત " ના હિંદી કાવ્યનો અનુવાદ બંગાળીમાં કવિ આલવાળે કર્યો છે.

હિંદીમાં કાવ્યશાસ્ત્ર અને રસશાસ્ત્રના કવિઓ કેશવદાસ, બિહારીદાસ, મતિરામ, રસખાન વગેરે થઈ ગયા છે. ગુજરાતી, મરાઠી અને બંગાળી સાહિત્ય આવાં અંગોથી વિશેષ અલંકૃત નથી.

ગુજરાતી ભાષામાં કવિ શામળ ભટની વાર્તાઓ ગખ્યાત છે. હિંદીમાં તો સિંહાસનબત્રીસી, તોતા મેનાના કિસ્સા વગેરે એવી ઢબનું સાહિત્ય છે. બંગાળીમાં ભારતચંદ્ર કવિએ બનાવેલ વિદ્યાસુંદર કાવ્યગ્રંથ તેના શબ્દલાલિત્ય અને કથારસ માટે પ્રસિદ્ધ છે. મહારાષ્ટ્રીમાં એવું સાહિત્ય મેં જોયું નથી.

હિંદીમાં અકબર, પ્રતાપ, પૃથ્વીરાજ વગેરે ભવ્ય વીરમૂર્તિઓના આશ્રય હેઠળ ઘણું સાહિત્ય રચાયું છે. મહારાષ્ટ્રીમાં શિવાજી મહારાજની પાછળ એવું સાહિત્ય રચાયું છે. ગુજરાતીમાં સિદ્ધરાજ જયસિંહે એ વારસો આપ્યો છે. બંગાળીમાં નવદ્વીપના રાજા કૃષ્ણુચંદ્રને ફાળે એ માન જાય છે.

પ્રાચીન સાહિત્યમાં બંગાળીમાં મુસલમાનોએ કાવ્યો રચ્યાં છે. આલવાલે પદ્માવતનું કાવ્ય બનાવ્યું છે. મુના હુસેનઅલી અને સૈયદ જાફરખાંએ પણ સંગીતમય કાવ્યો રચ્યાં છે. હિંદીમાં રસખાન, ખાનખાનાન, તાનસેન અને મીર મહમ્મદ ( પદ્માવતનો કર્તા ) છે. ગુજરાતી અને મરાઠી મુસલમાનોએ પ્રાચીન સાહિત્યરચનામાં ઉપયોગી ફાળો આપ્યો હોય તેમ જણાતું નથી.

**ડુંગરશી ધરમશી સંપટ.**

---

## નસીબદાર કોણ ?

**પત્ની :** (પતિને) અમારા નસીબમાં તો પુરુષોના ગોલાપા જ કરવાનું સરજાયું છે. સાચાં નસીબદાર તો તમે છો.

**પતિ :** ખોટી વાત. સાચી નસીબદાર તો સ્ત્રીઓ જ છે. અમે જન્મીએ ત્યારે અભિનંદન અમારી માતાને મળે, પરણીએ ત્યારે ભેટ-સોગાદ અમારી પત્નીને મળે, અને મરીએ ત્યારે ય વીમાની રકમ તો અમારી વિધવાને મળે. સાચું નસીબદાર કોણ ?

( "ભગિની" )

# યુદ્ધસમયનું બ્રિટનનું વાચન*

થોડા દિવસો પહેલાં હું લંડનની એક જાણીતા ગ્રંથભંડારમાં બેઠો હતો. ત્યાં એક ખલાસીએ આવીને પ્રશ્ન પૂછયો કે 'તમારી પાસે ફિલિપ્સનું 'મોડર્ન થોમીઝમ' (Modern Thomism) છે ?' હું તો ડઘાઇ ગયો. મદદનીશે તે પુસ્તક હોવાનું કહેતાં નાવિક તે ખરીદીને ચાલ્યો ગયો. એક તદ્દન સામાન્ય નાવિક આધુનિક તત્ત્વજ્ઞાનનું વિદ્વત્તાભર્યું પુસ્તક ખરીદે તે માટે મને આશ્ચર્ય થયું નહિ. કેમકે અત્યારે તો પાદરીપદનો ઉમેદવાર અથવા તો તત્ત્વજ્ઞાનની ડીગ્રી લેવા ઇચ્છતો સ્નાતક, વહાણ પર નોકરી કરતો હોય. મને આશ્ચર્ય તો એ થયું કે નોકરીમાં રોકાયેલ મનુષ્યને આવા ગંભીર વાચનમાં પણ રસ પડે છે.

આ બનાવથી, યુદ્ધસમયના બ્રિટનના વાચન સંબંધી તપાસ કરવાની મને પ્રેરણા થઇ. જો તમે આગગાડી અગર બસમાં વાંચતા લોકોને જુઓ અગર તો 'બૂકસ્ટૉલ' પર દૃષ્ટિ નાખશો તો તમને બધે હળવું સાહિત્ય, સસ્તી નવલકથાઓ તથા ગુન્હા સંબંધી હલકી વાતો તેમ જ ઝણઝણાટી ઉત્પન્ન કરે તેવાં પુસ્તકો મળી આવશે. કચરા જેવું સાહિત્ય સારા પ્રમાણમાં ઉત્પન્ન નથી થતું કે વંચાતું નથી તેવો ડોળ કરવો મૂર્ખાઇભરેલો છે. મારા કહેવાનો અર્થ એવો નથી કે મહાન ડેનિશ તત્ત્વવેત્તા કિર્કેગાર્ડ (Krirkegaard)નાં પુસ્તકોનાં ભાષાંતર લશ્કરમાં નોકરી કરનારાઓએ કે કારખાનાગાં કામ કરનારાઓએ વાંચવાં જોઇએ.

મારો તત્ત્વજ્ઞાની નાવિક તો અપવાદરૂપ હતો તેમ હું કબૂલ કરું છું, પરંતુ બ્રિટિશ વાચનનો સંભાળપૂર્વકનો અભ્યાસ બતાવી આપે છે કે, સ્થાયી રસ જળવાઇ રહે તેવા ગંભીર વાચનનાં પુસ્તકો પ્રગટ થઇને વેચાય છે એટલે તે વંચાય છે. લંડનમાં, મહાન લંડન પુસ્તકાલય જેવાં પુસ્તકાલયોના સભ્યોની સંખ્યા વધી છે. એક પ્રકાશકે મને જણાવ્યું કે તેની યાદીના ગંભીર વાચનનાં જે પુસ્તકોની વર્ષે બહુ જૂજ નકલો ખપતી તે પુસ્તકો હવે ખપી ગયાં છે. કામના કલાકો પછી જે જાહેર પુસ્તકાલયો માણસોથી ઊભરાઇ જાય છે તે પુસ્તકાલયોમાં રાજકારણ, ઇતિહાસ અને સમાજની પુનર્રચનાના પ્રશ્નો સંબંધી પુસ્તકોની માગ વધી છે. અંગ્રેજી સાહિત્યનાં પ્રમાણભૂત ગણાતાં પુસ્તકોની નવી આવૃત્તિઓની માગ એટલી બધી વધી છે કે કાગળ તથા મજૂરીના વધેલા દરોને અંગે તેને પહોંચી વળાય તેમ નથી.

ઉપર નિર્દિષ્ટ કરેલ અડચણ છતાં, નવાં પુસ્તકોનું ઉત્પાદન તથા તેમની સાહિત્યવિષયક ગુણવત્તા નોંધપાત્ર છે. કેમકે રાષ્ટ્ર તો અત્યારે ઉત્પાદન, સમુદ્ર અને વધારે સક્રિય યુદ્ધવિષયક સામગ્રીના ત્રિવિધ કાર્યક્રમમાં ગળાબૂડ રોકાયેલું છે.

ચીન તથા રશિયાના સામાજિક, રાજનીતિ અને યુદ્ધવિષયક ઇતિહાસનાં પ્રસિદ્ધ થતાં સંખ્યાબંધ પુસ્તકોમાંજ માત્ર, આ બે દેશો વિષેનો રસ પ્રદર્શિત થતો નથી પરંતુ તેમની સંસ્કૃતિ સંબંધી વધારે સારી સમજ મેળવવામાં મદદ કરે તેવાં કેટલાંક પુસ્તકોમાં પણ તે જણાઇ આવે છે. દાખલા તરીકે શેક્સપીઅરના સમકાલીને લખેલ મહાન ચીની નવલકથા

* હેન્રિ નૉર્થના લેખ પરથી.

' મંકી ' ( Monkey )નું હમણાં જ ભાષાંતર થયું છે અને તેનો બહોળો ઉઠાવ થાય છે. રશિયન સાહિત્ય તથા કળા ઉપરનાં પુસ્તકો તો ગણાવી શકાય તેટલાં નથી. પોલંડના વીરતાભર્યો-કાવ્ય ' ટેસ્ટામેન્ટમ પોલોનીઅલ ' ( Testamentum Polonial )ના વાચકોની સંખ્યા ખૂબ મોટી છે.

લંડન પરના જર્મન હવાઇ હુમલાઓથી સિત્તેર લાખ પુસ્તકોનો નાશ થયાનું માનવામાં આવે છે. પરંતુ કાગળોનું નિયમન તથા છાપનારાઓ અને પુસ્તક બાંધનારાઓ યુદ્ધકાર્યમાં રોકાયેલ હોવા છતાં, આ નુકસાનની ભરપાઇ થઇ ગઇ છે. કેટલીક વખત એવી દલીલ કરવામાં આવે છે કે અભ્યાસ તથા સંસ્કૃતિમાં રસ લેવાથી યુદ્ધની ગંભીરતા તરફ બેદરકારી સેવવામાં આવે છે. પરંતુ રશિયામાં તેમ હોય તેમ લાગતું નથી. સાંભળવા પ્રમાણે ત્યાં શેકસપીઅરનું એવું સન્માન કરવામાં આવ્યું છે કે, બ્રિટિશ પાર્લમેન્ટના સભ્યે બ્રિટિશ લોકોને તેનું અનુકરણ કરવાની ભલામણ કરી છે. ના. બ્રિટન પણ એમ બતાવી આપે છે કે તે વિદ્વત્તાપૂર્વક અભ્યાસ તથા મનનની સાથે હિંમતભરી યુદ્ધવૃત્તિને સંયુક્ત કરી શકે છે.

**છોટાલાલ માનસિંગ કામદાર**

---

સર ઍલેકઝાંડર ફૉર્બ્સ જૂનાં પુસ્તકોના શૉખીન હતા. એક વખત એક ભાટ તેમને એક જૂનું પુસ્તક ભેટ ધરીને બોલ્યોઃ " સાહેબ, એક વાર શ્રીમંત ગાયકવાડને અમારા વૃદ્ધે એક સરસ પુરાણું પુસ્તક આપ્યું હતું; તેના બદલામાં તેમણે એક ગામ બક્ષિસ આપ્યું છે. તો અંગ્રેજ તો મોટા રાજા છે, તેથી અમને વધારે આશા છે.

સાહેબ સ્વધનમાંથી પુસ્તકની કિંમતજોગું આપતા. તેમને આ માગણી સાંભળી રમૂજ ઉત્પન્ન થઈ. એટલે કવિ દલપતરામ ત્યાં હાજર હતા તેમને કહ્યું કે ' હનુમાન નાટક 'માંની પેલી વાર્તા આ બારોટને કહો. તે આ પ્રમાણે હતીઃ એક વાર હનુમાનને એક માણસે કહ્યું કે ' હે હનુમાન દાદા, તમે મને બૈરી મેળવી આપશો તો હું તમને તેલ ને સિંદૂર ચડાવીશ. ' હનુમાને ઉત્તર આપ્યો કે ' તને પરણાવવા જો મારી પાસે સ્ત્રી હોય તો હું જ શા માટે કુંવારો રહું ? ' સાહેબે પેલા બારોટને કહ્યું કે ' ભાઇ, તમને આપવા મારી પાસે ગામ હોય તો હું જ શા માટે સરકારી નોકરી કરું ? '

* * *

પોતાના કૉલેજ-જીવનમાં ગોખલે સ્મરણશક્તિમાં બિનહરીફ હતા. તેમની યાદદાસ્ત એટલી તીવ્ર હતી કે મોટામોટા ગ્રંથો પણ તે મોઢે કરી શકતા. બર્કનું ' રિફ્લેકશન્સ ઑન ફ્રેન્ચ રેવોલ્યુશન ' તેમણે આખું મોઢે કરેલું અને ચર્ચાસભામાં પણ ભાષણ આપતાં તેમાંથી અવતરણો બોલતા. એક દિવસ તેમની સ્મરણશક્તિની કસોટી કરવા એક મિત્રે તેમની પાસેથી પેલું પુસ્તક લઇ લઇને એવી શરત કરી કે એ પુસ્તકમાંનું લખાણ મોઢેથી બોલતી વખતે જો ભૂલ પડે તો દરેક ભૂલ દીઠ એક આનો ગોખલેએ પેલાને આપવો. પછી કલાકો સુધી મેલો ચોપડી ઉઘાડી રાખી ગોખલેને સાંભળતો બેસી રહ્યો, પણ તેના નસીબમાં એક પણ આનો લખાયો નહોતો !

[ " કુમાર "ના મે '૪૩ ના અંકમાંથી ]

# મફત ફરતા પુસ્તકાલયના ફાયદા

૧ જો એક જ લેખકનાં પુસ્તકો એક પેટીમાં મૂકયાં હોય તો તે લેખકનાં પુસ્તકો સામટાં વાંચી શકાય એટલે વાંચન મોકુફ રાખવું પડે નહિ.

૨ એક લેખકનાં પુસ્તકો કુટુંબનાં સઘળાં માણસો એકી વખતે વાંચી શકે.

૩ એક જ લેખકનાં પુસ્તકો સામટાં વાંચવાથી લેખકની લેખનશૈલી સારી રીતે સમજી શકાય.

૪ એક લેખકનાં પુસ્તકો સાથે બીજા લેખકોનાં પુસ્તકો સંબંધી સરખામણી થઇ શકે.

૫ એક જ લેખકનાં પુસ્તકો હોવાથી બીજાને પુસ્તકો વાંચવા સારૂ આપવામાં વખત ગુમાવવો ન પડે; કારણુ કે લેનાર માણુસે તરત પસંદગી કરવી જોઇએ.

૬ પુસ્તકો માટે નાની પેટીઓ હોવાથી સહેલાઇથી લઇ જઈ શકાય એટલે કંઇ પણુ મજૂરીનું ખર્ચ ન થાય, તેમ જ તેમ કરવામાં વખત ગુમાવવો ન પડે.

૭ પુસ્તકોની પેટીઓની ફેરબદલીઓ સહેલાઇથી અને સગવડતાથી થઇ શકે.

૮ પુસ્તકોની સંભાળ સારી રાખી શકાય એટલે પુસ્તકો બગડવાનો તથા જંતુથી કાતરવાનો ભય ન રહે.

૯ બહારગામ હવાફેર અર્થે જતી વખતે પુસ્તકોની પેટીઓ સગવડપૂર્વક સાથે લઈ જવાય, એટલે ત્યાં નાનું પુસ્તકાલય બનાવી શકાય.

૧૦ પુસ્તકોની પેટીઓને લીધે વાચનનો વધુ ફેલાવો થઇ શકે અને તે દ્વારા સામાજિક લાભ આપી શકાય.

૧૧ પુસ્તકોની પેટીઓ જોઈતા વખત સુધી રાખી શકાય અને પછીથી પેટીઓની ફેરબદલી થઇ શકે.

૧૨ સારા આર્થિક સ્થિતિવાળા માણસો પોતાની માલિકીનાં પુસ્તકો વાંચી રહ્યા પછી સંસ્થાઓમાં ભેટ તરીકે આપી દે તો ઘણી સંસ્થાઓને વિવિધ પુસ્તકોનો લાભ મળી શકે અને જનતા તેનો પૂરો લાભ લઇ શકે.

૧૩ વાચનનો શોખ વધવાથી દરેક કુટુંબમાં જો તેનો ફેલાવો થાય તો સામાજિક સુધારા સારા પ્રમાણુમાં થઇ શકે.

૧૪ એક જ મકાનના અગર એક જ લત્તાના માણસો અંદર અંદર સમજુતીથી સાથે મળી પુસ્તકોની પેટી લઈ જાય તો દરેકનો એકેક ચોપડી છૂટક છૂટક લેવા માટે જવાનો વખત બચી જાય.

ભોગીલાલ અમરતલાલ ઝવેરી

L ૩૦૩



૧ વરઘોડો—લેખકઃ ઇન્દુલાલ ક. યાજ્ઞિક; પ્રકાશકઃ એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઇ; ૧૯૪૩; ૧૬ પેજી ક્રાઉન પૃઃ ૭૨; પૂઠું કાર્ડબોર્ડનું; કિં. ૧–૪–૦.

આ પુસ્તક ગુજરાતના જાગ્રત સ્ત્રીત્વનો સચોટ ખ્યાલ આપતું ચાર અંકી નાટક છે, અને તે સામાજિક મેળાવડાઓમાં ભજવી શકાય એવું છે. સમાજસેવાની ઉત્કટ ભાવનાવાળી સરિતા નામની એક તરુણી સાસુ અને માવડીમુખા ધણીના અમાનુષી મારનો ભોગ થઇ પડેલી એક અસહાય બાળાને પોતાના આશ્રમમાં લઇ તેને ન્યાય અપાવવા જે ખટપટ કરે છે તે, તેમ જ કજોડા લગ્નનો ભોગ થઇ પડતી પોતાની એક સહિયરને બચાવવા માટે જે યુક્તિ વાપરે છે તે, સ્ત્રીસેવાનું કામ કરનારાં ભાઇબહેનોને ખાસ પ્રેરણાદાયી પડે થઇ તેમ છે. વળી, પંકજ અને સનાતન જેવા, અપરિણિત સુંદર બાળાઓ પાછળ ભમતા, પુરુષપતંગિયાને કસોટીએ ચઢાવી તેમની જે રીતે ફજેતી ઉડાવે છે તે એ કિસમના તરુણવર્ગને ચિમકીરૂપ છે. નાટકનું વસ્તુ સમયોચિત, બોધક અને રસિક હોઇ પુસ્તકાલયોએ પોતાની અભરાઇ પર સ્થાન આપવા જેવું પુસ્તક છે. ના.

૨ પ્રણય અને પરિણય—લેખકઃ શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ, પ્રકાશકઃ શ્રી. નટવરલાલ મૂ. વીમાવાળા, ગાંડિવ સાહિત્ય મંદિર, હવાડિયો ચકલો, સુરત. ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૪૪૬+૬; સચિત્ર આચ્છાદન સહિત બોર્ડપૂઠું; મૂલ્ય રૂ. ૩–૧૨–૦.

' પ્રણય અને પરિણય ' એ એક સામાજિક નવલકથા છે. સન ૧૯૩૮–૩૯ના ' પ્રજાબંધુ ' સાપ્તાહિકમાં તે, આ પહેલાં કકડે કકડે પ્રસિદ્ધ થઇ ગયેલી છે. આ નવલકથા, લગ્નસમસ્યાનો એક ગૂઢ અને કૂટ પ્રશ્ન ચર્ચે છે. અને તે એ કે, " પહેલાં સ્નેહ અને પછી લગ્ન વા પહેલાં લગ્ન અને પછી સ્નેહ " આ બેમાં કયો માર્ગ સારો છે કે જેથી લગ્નજીવન સફળ નીવડે. "

પાશ્ચાત્ય દેશોનો સંસર્ગ ને કેળવણી લઇ, આજનો યુવાનવર્ગ, સ્નેહલગ્ન તરફ આકર્ષાયો છે. એને હવે સમાજના રૂઢ ચીલે ચાલવાનું ગમતું નથી, મોટેરાઓને યુવાનવર્ગનો આ નવો માર્ગ રુચતો નથી, અને તેથી આજે સમાજમાં આ પ્રશ્ને ખૂબ ઉહાપોહ મચાવી મૂક્યો છે. છૂટાછેડાની ભાવના પણ આજે ધીમે ધીમે વિસ્તૃત થતી જાય છે અને તેના પરિણામે, મૂળ લગ્નસંસ્થાની જે પવિત્ર ભાવના—બંનેનાં હૃદયોમાં સમભાવ કે સમાન્તર ન હોય તો પણ એક બીજાને નિભાવી લઇ, ધીમે ધીમે પરસ્પરનાં હૃદયો નજીક લાવી તેમાંથી જ સુખ મેળવવાની—હતી. તેમાં પણ આજે સડો પેસવા માંડયો છે. તેવે ટાણે આ વાર્તા દ્વારા લેખક, એક સુંદર ચિત્ર દોરી, સમાજને એ સમજાવવા પ્રયત્ન કરે છે કે, " છૂટાછેડાનો માર્ગ હિંદુ સમાજ માટે ઇષ્ટ નથી. અને સ્નેહલગ્નને બદલે, લગ્ન પછી જ સ્નેહની ભાવના સાચી છે. આ વાર્તામાં આવતું કિરીટનું મુખ્ય પાત્ર ઉચ્ચ આદર્શવાળું છે. એ એક બી. એ. થયેલો યુવક છે. એને પોતાના અનુભવમાં ઉપરનું સત્ય સમજાય છે અને

છૂટાછેડા પામેલાં પતિપત્નીનાં પુનઃ લગ્ન કરાવે છે. અને પોતે પણ લગ્ન પછીના સ્નેહમાં માની તે પ્રમાણે જ લગ્ન કરે છે. વાર્તાની વસ્તુગૂંથણી એટલી સરસ છે કે, વાર્તા પૂરી વાંચવાનું જ મન થાય. સમાજનાં યુવક–યુવતીઓને આ વાર્તા બેશક બોધક થઇ પડે તેમ છે. તેઓ જરૂર વાંચે અને સાથી મિત્રોને વંચાવે.

૩ **પિરામીડની છાયામાં**—લેખકઃ શ્રી. ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ; પ્રકાશકઃ ગુજરાતી સાહિત્ય પરિષદ, ભારતીય વિદ્યાભવન, મુંબઇ; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૧૬૦; સાદું પૂઠું, મૂલ્ય રૂ. ૨–૦–૦

ગુજરાતી સાહિત્ય પરિષદની, વિશ્વ સાહિત્ય માળાના પહેલા મણકારૂપે આ પુસ્તક પ્રસિદ્ધ થાય છે. આફ્રિકા ખંડના ઇશાન ખુણામાં નાઇલ નદીને બંને કાંઠે મિસરનો પ્રદેશ આવેલો છે. તે ઇજીપ્તના નામે પણ ઓળખાય છે. આ મિસરનું ૫૦૦૦ વર્ષ પૂર્વેનું પ્રાચીન સાહિત્ય અને સંસ્કૃતિ કેવાં હતાં, તે આ પુસ્તકમાંથી સારી પેઠે જાણી શકાય છે. આ સાહિત્ય આજે, મિસરનાં પિરામિડો, મંદિરો, કબરો, કફનો વગેરેમાંથી શિલાલેખો અને બીજી રીતે લખાયલાં મળી આવે છે. ભાઇ ચંદ્રશંકર શુકલે, મિસરના એ પ્રાચીન સાહિત્યમાંથી થોડીક થોડીક વાનગીઓ લઇ, આ પુસ્તકમાં આપી છે. આ સાહિત્ય વાંચતાં ખરેખર આપણને એમ થઇ આવે છે કે, ૫૦૦૦ વર્ષ પૂર્વેનું મિસર કેટલું ઉચ્ચ કોટીનું હશે. વિશ્વ સાહિત્યમાળાના સંપાદક શ્રી. કનૈયાલાલ મુન્શીજીને પણ આ સાહિત્ય ઉચ્ચ કોટીનું જણાયું છે. અને તે માટે તેઓએ પ્રસ્તાવનામાં પણ લખ્યું છે કે, " આ સાહિત્ય ઉંચા પ્રકારનું છે, રસસમૃદ્ધ છે, હૃદયંગમ છે, કાલક્રમને વટાવી અમરતાના અખંડ પ્રકાશમાં જીવનસૌંદર્યની ઝાંખી કરાવે છે. "

આ પુસ્તકમાં મિસરી સાહિત્યની અપાયલી વાનગીઓમાં ' પાપની ક્ષમાયાચના '; ' મેં પાપ નથી કર્યું '; ' તા. હોતેપનો હિતોપદેશ '; ' કેટલાંક સુભાષિતો '; ' વાત કોને કરૂં ? '; ' મૃત્યુનું આગમન '; ' જીવન માણી લે '; ' સત્કર્મ કરી લે '; એ ખાસ વાંચવા જેવાં છે. અને એટલા ઉપરથી જ જણાઇ આવશે કે, મિસરી પ્રજાનું જીવન કેટલું ધાર્મિક, સંસ્કારી અને ઉચ્ચ કોટીનું હતું. આ પુસ્તકમાં અપાયલો ' મિસરનાં સંસ્કૃતિ અને સાહિત્ય 'ને લગતો નિબંધ પણ ખાસ વાંચવા જેવો છે. એમાંથી પૂર્વકાલીન મિસરનો ઘણો ખરો ઇતિહાસ મળી આવે છે.

૪ **મરીચિકા**—પ્રકાશકઃ ત્રિશક્તિ કાર્યાલય, ૧૮૦, કેળાંપીઠ, સુરત; ૧૯૪૩; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૧૦૦, સાદું પૂઠું, મૂલ્ય રૂ. ૧–૦–૦ (યુદ્ધ દરમ્યાન).

ત્રિશક્તિ કાર્યાલય તરફથી શરૂ થયેલ, બાલકૃષ્ણેર ગ્રંથાવલિના પહેલા પુસ્તકરૂપે પ્રગટ થતા આ નાનકડા પુસ્તકમાં ટૂંકી ટૂંકી સાત નવલિકાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે. આ નવલિકાઓ અનુક્રમે ૧ મરીચિકા, ૨ સાંકુ, ૩ પ્યાલારકાબી, ૪ બંસી, ૫ ડૉકટર, ૬ રાજસી અને ૭ ભદ્રાભાભી એ નામે પ્રસિદ્ધ થઇ છે. આમાં, ગરીબ અને મધ્યમ વર્ગનાં કુટુંબોનું જીવન દર્શાવતી ' પ્યાલારકાબી ' અને ' ભદ્રાભાભી ' એ બે વાતો ખાસ વાંચવા જેવી છે. અને તે સિવાય, વખતોવખત લગ્નમાં નિષ્ફળતા મેળવતો ' બંસી ', એક સ્ત્રીની ઠગવિદ્યાથી આબાદ ઠગાતો ' ડૉકટર ' અને ગજવામાં કાણું પડવાથી ગજવામાંની વસ્તુઓ નીચે સરી જતાં, ગૃહજીવનમાં કેવો કલહ ઉભો થાય છે તે દર્શાવતી ' રાજસી ' એ વાતો પણ ઘડીભર નિર્દોષ હાસ્ય માટે તો સારી છે જ.

૫ **સુવર્ણમૃગ**—લેખકઃ શ્રી. રામનારાયણ નાગરદાસ પાઠક, પ્રકાશકઃ શ્રી. જમનાદાસ મા. રવાણી, શિષ્ટ સાહિત્ય કાર્યાલય, વિજયાવાડી, મોટા આંકડીઆ–કાઠીઆવાડ. પૃષ્ઠ ૨૩૩, કાચું પૂઠું મૂલ્ય રૂ. ૨–૩–૦

આ એક સામાજિક નવલકથા છે. જેમ રામ સુવર્ણમૃગને પકડવા માટે તેની પાછળ દોડયા પણ મૃગ પકડાયો નહિ અને સીતાજીને ગુમાવ્યાં, તેવી જ રીતે નિર્દોષ, શાંત અને સાદુ જીવન ગાળતાં તથા જે મળે તેમાં સંતોષ માનતાં, ગ્રામજીવનનાં માનવીઓ, પરદેશમાં રહેતાં માનવીઓની કમાણીની વાતો સાંભળી તથા તેમનાં ભભકભર્યાં જીવન જોઈ તેઓ પણ પરદેશ દોડે છે અને ત્યાં ધનલોલુપતામાં આગળ ને આગળ દોડયે જ જાય છે. એમાં એ પછડાય પણ ખરો અને વળી પુનઃ ઊભો થાય પણ ખરો; છતાં એ પાછું જોતો નથી અને અટકતો પણ નથી. અને એ રીતે જીવન આખું ધમાલ અને અશાંતિમાં પૂરું થાય છેઃ એ આ વાર્તાનું ખાસ રહસ્ય છે. આ વાર્તામાં વિશેષતા એ છે કે, પરદેશ રહેતા માણસો લડાઈને કારણે સ્વદેશ પાછા ફરતાં તેમને કેવાં કેવાં દુઃખો અને મુસ્કેલીઓ અનુભવવી પડેલી તે ખાસ જણાવ્યું છે. આ આખી વાર્તાનો છેવટે સાર તો એ જ નીકળે છે કે " સંતોષી નર સદા સુખી. "

વાર્તા તદ્દન સાદી અને સરળ ભાષાશૈલિમાં લખાઈ છે. વાર્તાની વસ્તુગૂંથણી પણ સરળ અને નિર્દોષ છે. સામાન્ય ભણેલી જનતા પણ વાંચી શકે તેવી આ વાર્તા છે. આવા સુરેખ સાહિત્યને હલકા કાગળમાં છપાવી પ્રકાશકે પુસ્તકને એક રીતે અન્યાય કર્યો છે.

' અ–દ્રષ્ટા '

૬ **દી. બ. અંબાલાલભાઈ** (જીવનદર્શન)—લેખકઃ શ્રી. નરહરિ દ્વારકાદાસ પરીખ, પ્રકાશકઃ રામકૃષ્ણ સેવાસમિતિ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૬+૬૪, સાદુ પૂઠું, મૂલ્ય રૂા. ૦–૧૨–૦.

સ્વ. દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈનાં ભાષણો અને લેખોનો પરિચય અમે " પુસ્તકાલય "ના ગયા જાન્યુઆરી અંકમાં આપી ગયા છીએ. એ પુસ્તકમાં સાઠેક પૃષ્ઠોમાં તેમનું સંક્ષિપ્ત જીવનવૃત્તાંત શ્રી. નરહરિભાઈએ આપેલું તેનું આ નવીન સંસ્કરણ છે. એમાંનો નહિવત્ ફેરફાર બાદ કરતાં એ ચરિત્ર આ પુસ્તકમાં આખુંય ઉતારવામાં આવ્યું છે. ઉપરાંત, પુસ્તકના શરૂભાગમાં જાણીતા સાહિત્યરસિક અને સદ્ગતના સમકાલીન (તે વખતે જુવાન) ડૉ. હરિપ્રસાદ દેસાઈનો પ્રવેશક અને અંતે પરિશિષ્ટરૂપે ઉમરેઠના દંડનાયક શ્રી. નારણજીને સ્વર્ગસ્થનો મળેલો પરિચય વધારામાં આપવામાં આવ્યો છે.

આપણા કુમારો અને કિશોરો આગળ આવાં આદર્શ જીવનચરિત્રો રજૂ કરાવાં ઘટે. જે પુસ્તકાલયો ઉપર્યુક્ત ભાષણો અને લેખોનું પુસ્તક વસાવી શકે તેમ ન હોય તેઓ તમામ ગ્રામપુસ્તકાલયો આ પુસ્તક પોતાને ત્યાં વસાવી લઈ પુસ્તકાલયમાં આવતા વાચકોને ખાસ કરીને કિશોરો અને કુમારોને એ વાંચવા પ્રેરે.

વિદ્યાર્થીઓ માટેની શિષ્ટ વાચન પરીક્ષા માટે પણ આ પુસ્તક પસંદ કરવા જેવું છે. કાગળની મોંઘારતમાં પણ એનું ૦–૧૨–૦ મૂલ્ય ઓછું લેખી શકાય.

૭ **તંદુરસ્તીના રક્ષકો**—લેખક અને પ્રકાશકઃ ડૉ. ડેમ્પશર દોરાબજી જીના, વાડી સ્ટ્રીટ, નવસારી. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૬૪, સાદુ પૂઠું, મૂલ્ય લખ્યું નથી.

ડૉ. જીલાએ તેમના સ્વીકૃત 'મિશન' તરીકે દંતવિજ્ઞાનના પ્રચારને ખાસ સ્વીકારી લીધું છે. તેમના એ ધ્યેયાનુસાર તેમણે અત્યારસુધીમાં (૧૯૨૧ થી ૧૯૪૩ સુધીમાં) દંતવિજ્ઞાનને લગતી લોકભોગ્ય ભાષામાં કુલ ૨૯ પુસ્તિકાઓ પ્રકટ કરી તેને વિનામૂલ્યે વહેંચી-વહેંચાવી છે. એ દરેકમાં શરીરસ્વાસ્થ્યના મૂળરૂપ દાંતની સંભાળ–જતન–કાળજી માટેનાં જરૂરી અને વ્યવહારુ સૂચનો આપેલાં છે. આ પુસ્તિકામાં પણ તેમણે બાળકોના દાંત ફૂટવાથી લઈને મોટા માણસોએ દાંત માટે રાખવાની કાળજીને લગતી વિવિધ પ્રકારની સોનેરી સલાહ આપી છે. માંદા પડવાનાં અનેક કારણોમાંના એક દાંતની બિમારી ન ભોગવવા ઇચ્છનારાંઓને આ પુસ્તિકા પણ ઠીક માર્ગદર્શક નીવડે તેવી છે. પુસ્તકાલયો મેળવી પોતાને ત્યાં વસાવે.

**૮ સુરમા**—મૂળ લેખકઃ શ્રી નારાયણ ભટ્ટાચાર્ય, અનુઃ શ્રી. રમણલાલ ગાંધી; પ્રકાશકઃ મેસર્સ સી. શાન્તિલાલની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૫૪+૪, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂ. ત્રણ.

આ અગાઉ આજ લેખકનાં લખેલાં પારુ, અભિમાન, વારસદાર વગેરેનો પરિચય અમે આપી ગયા છીએ.

આ પુસ્તકના મૂળ લેખકે હિંદુ સમાજજીવનમાંથી વિવિધ કૌટુંબિક પ્રસંગો લઈ તેની ગૂંથણી એવી સરસ રીતે કરે છે–એ રજૂ કરવાની કલા તેમને એવી સરસ સાધ્ય છે-કે જાણે એ પ્રસંગોના આપણે સાક્ષીભૂત હોઈએ તેમ એ પુસ્તકો વાંચતાં આપણને લાગે છે.

આ પુસ્તકની રચના પણ એવા જ સમાજદર્શનના કૌટુંબિક પ્રસંગ પરથી લેખકે ઉપજાવી છે. બંગાળની પહેરામણીની પ્રથાની ભોગ બનતી એક મિત્રની બહેનને બચાવવા વાર્તાનો નાયક–એક ધનપતિનો પુત્ર પંકજ તેની સાથે લગ્નગ્રંથિથી જોડાય છે. પાછળથી તેના પિતા આવી ગરીબ કન્યા સાથે કરેલા લગ્ન પ્રત્યે અણગમો વ્યકત કરતાં તેને ઘેર બોલાવી લે છે અને તેને અન્ય કન્યા સાથે પરણાવે છે. પાછળથી પ્રથમ પત્નીને પંકજ ભૂલી જાય છે; ભાઈ સાથે તેની એ પ્રથમ પત્ની સુરમા તેના બાળક સાથે જેમ તેમ દિવસો ગુજારે છે. તેનો બાળક માંદો પડે છે, ભાઈને મોટર અકસ્માત થાય છે; અને અચાનક એક વેળા પંકજ સુરમાના મકાને જાય છે, ત્યાં પોતાના બાળકના છેલ્લા શ્વાસ જેવી સ્થિતિ વગેરે કરુણ દૃશ્ય જોઈ તે તેને પોતાને ત્યાં લઈ જાય છે; ત્યાં સુરમા પોતાનું સ્વાભિમાન જાળવવા પ્રયત્નશીલ રહે છે, શોકય સાથે હળેમળે છે, પણ પતિ સાથે બોલતી ચાલતી નથી વગેરે એક પછી એક આકર્ષણ જમાવી જતા પ્રસંગો અસરકારક રીતે રજૂ કરાયા છે.

આખાય પુસ્તકમાં સુરમા અને તેની શોકયની પરસ્પરની ત્યાગભાવનાનો આદર્શ સુંદર છે.

સામાજિક નવલકથાઓના રસિયાઓને એ જરૂર ગમશે. **મ. પ્ર. વ્યાસ**

**૯ બિન્દુ**—લેખક તથા પ્રકાશકઃ રામપ્રસાદ શુકલ, બારી પાસે, વઢવાણ શહેર; પૃષ્ઠ ૬૪; પૂઠું કાચું; કિંમત ૧–૦–૦; પ્રાપ્તિસ્થાન–એન. એમ. ત્રિપાઠી, લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.

આ પુસ્તકમાં ચૌદ ચૌદ લીટીવાળાં સૉનેટો છે. આ સૉનેટોમાં પૃથ્વી, હરિણી, મંદાક્રાંતા, શિખરિણી, સ્રગ્ધરા, વગેરે વૃત્તો વપરાયેલાં છે. આ સૉનેટો વિષય પરત્વે બે વિભાગમાં વહેંચાયેલાં છે. પહેલા વિભાગમાં જુદા જુદા વિષયો છે; બીજા વિભાગમાં યુદ્ધને લગતાં સૉનેટો છે. યુદ્ધને લગતાં સૉનેટોમાં પહેલા આઠમાં ચાલુ યુદ્ધની હકીકત આપી બાકીનાંમાં એના ઉપરનું ચિંતન છે. એ ચિંતનનો ધ્વનિ એવો છે કે સૃષ્ટિમાં મૃત્યુનાં અને જીવનનાં બળોની અથડામણ ચાલે છે તેમાં છેવટે જીવનનાં બળો વિજયી થશે. પહેલા વિભાગનાં સૉનેટોમાં કુદરતને લગતાં સૉનેટો વિશેષ છે. એમાં પણ ચિંતન પ્રધાન છે. આ સૉનેટો વિષય, ભાષા, વૃત્ત વગેરે દૃષ્ટિએ તપાસતાં સારાં છે. કાવ્યરસિકોને એનું વાચન આનંદ આપશે. કસ્મા પુસ્તકાલયોને તથા સાહિત્યરસિક વાચકોને તે ખરીદવા અમારી ભલામણ છે. **શાં. સો. પટેલ**




**સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો**

કચ્છની લોકવાર્તાઓ—લેખકઃ શ્રી. ડુંગરશી ધરમશી સંપટ; રૂ. ૨–૦–૦

સંસારમાં સુખ ક્યાં છે ?—લેખકઃ સ્વ. વાડીલાલ મોતીલાલ શાહ; મૂલ્ય રૂ. ૧)

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદ તરફથી**

મનુષ્ય અને નભમંડપ—લેખકઃ શ્રી. મણિલાલ ભોગીલાલ દેસાઇ; મૂલ્ય રૂ. એક.

**આર. આર. શેઠની કંપની તરફથી**

રાધેશ્યામ—લેખકઃ રસિકલાલ જોષી, મૂલ્ય રૂ. ૪–૦–૦

**સી. શાન્તિલાલની કું. મુંબઇનાં પુસ્તકો**

દેશવટો—ભા. ૧–૨, લેખકઃ ભારદ્વાજ, મૂલ્ય બે ભાગના ૫–૮–૦

સુરમા—અનુવાદકઃ શ્રી. રમણલાલ ગાંધી, મૂલ્ય રૂ. ૩–૮–૦

વિશાલખા—લેખકો–શ્રી. ધીરજરામ કેશવરામ ભટ્ટ અને લીલીબહેન છગનલાલ મહેતા; મૂલ્ય રૂ. ૨–૦–૦

વિશ્વયુદ્ધને પગલે પગલે—લેખકો–શ્રી. રવિશંકર મહેતા અને ધનવંત ઓઝા, મૂલ્ય રૂ. ૨–૦–૦

Gandhi is India—(અંગ્રેજી) લેખકઃ શ્રી. V. V. M; મૂલ્ય રૂ. ૧–૧૨–૦

**અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો**

મરીચિકા—પ્રકાશકઃ શ્રી. ઈશ્વરલાલ વીમાવાળા; ત્રિશક્તિ કાર્યાલય, કેળાંપીઠ, સુરત.

ગીતામાધુરી—લેખકઃ શ્રી. ડાહ્યાલાલ હ. જાની; પ્રાપ્તિસ્થાનઃ મુકુન્દલાલ એચ. મહેતાની કું. રાવપુરા, વડોદરા. મૂલ્ય ૦–૬–૦

પ્રણય અને પરિણય—લેખકઃ શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ; પ્રકાશકઃ ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. મૂલ્ય ૩–૧૨–૦

તંદુરસ્તીના રક્ષકો—લેખક અને પ્રકાશકઃ ડૉ. કેખશરૂ દોરાબજી છીબા, નવસારી. મૂલ્ય લખ્યું નથી.

દી. બ. અંબાલાલભાઈ ( જીવનદર્શન ) લેખકઃ શ્રી. નરહરિ પરીખ; પ્રકાશકઃ શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ. મૂલ્ય ૦–૧૨–૦

રણહાક—પ્રકાશકઃ લોકપ્રકાશનગૃહ, મુંબઇ. મૂલ્ય ૦–૧૦–૦

સોવિયેટની વીરાંગનાઓ—અનુવાદકઃ રમેશ સંઘવી, પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૮–૦

# પુસ્તકાલયોની તપાસણી

**પ્રગારદાર** પ્રાંત પ્રચારકો તથા માનદ પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત, જણાવેલી મુદત દરમ્યાન લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલય સંસ્થાઓ તપાસી છે અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે. પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના-સમજૂત આપી છે; તેમ જ પુસ્તકાલય વગરનાં સ્થળોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છેઃ—

**૧. વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ મારફે જુલાઇ માસમાં-નવસારી મહાલનાં** (૧) મહુવર (૨) કોલાસણા (૩) મરોલી (૪) નડોદ (૫) નીમળાઇ (૬) કરાંખટ (૭) ભાઠા (૮) માંગરોલ (૯) પરજણ (૧૦) ભીનાર (૧૧) દેલવાડા (૧૨) વડોલી (૧૩) સીમળગામ (૧૪) અલુરા (૧૫) છીણમ (૧૬) કડોલી (૧૭) મીરજાપુર (૧૮) સાગરા (૧૯) તવડી (૨૦) ધામણ (૨૧) ચોખડવા (૨૨) સરાઇ (૨૩) પરથાણ (૨૪) વેજલપુર (૨૫) સંદલપુર કામગીરી દિનઃ ૨૪.

**૨. મહેસાણા-અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટી. ઠાકર-મારફે જુલાઇમાં-અમરેલી મહાલમાં** (૧) દેવરાજીઆ (૨) સોનારીઆ (૩) ફત્તેહપુર; રા. રા. પુ. મદદનીશ વ્ય. સા. સાથે (૪) અમરેલી કસ્બા (૫) અમરેલી મહિલા (૬) અમરેલી બાલ. (૭) ધારી કસ્બા; (૮) ડેગળા (૯) કમીગઢ (૧૦) ખારી ખીજડીઆ; ધારી મહાલના (૧૧) ગોવિંદપુર.

—મહેસાણા પ્રાંતનાં મહેસાણા મહાલનાં (૧૨) લીંચ (૧૩) સાંમણપુર (૧૪) પઢારીઆ (૧૫) ધાંધુસણ (૧૬) જગુદણ. કામગીરી દિન ૨૧.

**૩. શિનોર મહાલ માનદ પ્રચારક રા. હરિવલ્લભ બાલાશંકર વૈદ્ય વર્ષ** દરમ્યાન (૧) માલસર (૨) માંડવા (૩) દામાપુરા (૪) સીમળી (૫) ફોફળિયા.

**૪. ચાણસ્મા મહાલ પુ. મંડળના મંત્રી વ માનદ પ્રચારક** (૧) ગોરાદ (૨) ધીણોજ (૩) લણવા (૪) વસઇ.

**૫. ચાણસ્મા મહાલ માનદ પ્રચારક રા. જોરાભાઈ લાલદાસ પટેલ મારફે જુનમાં** (૧) કારોડા (૨) ઘેલીઆવાસણા (૩) પીંપળ (૪) સરસાવ (૫) કેસણી (૬) ધાણોધરડા.

તપાસણી દરમ્યાન પ્રચારકે જે જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રી ભાઈઓને ખાસ ભલામણ છે.

**ના. નં. ચોકસી**
સહમંત્રી, વ. રા. પુ. મંડળ

## માસિકો મળ્યા તારીખ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઊર્મિ અને નવરચના | જુલાઇ | ૧૬-૭-૪૩ | બાલમિત્ર | ઑગસ્ટ | ૨-૮-૪૩ |
| કિશોર | જુલાઇ-ઑગસ્ટ | ૧૧-૮-૪૩ | બાલસખા | જુલાઇ-ઑગસ્ટ | ૧૬-૭-૪૩ |
| કુમાર | મે | ૧-૮-૪૩ | બાળક | ઑગસ્ટ | ૨-૮-૪૩ |
| ખેતીવાડી વિજ્ઞાન | જુલાઇ | ૨-૮-૪૩ | બુદ્ધિપ્રકાશ | એપ્રિલ-જુન | ૨૩-૭-૪૩ |
| ગાંડીવ | ઑગસ્ટ | ૧-૮-૪૩ | ભગિની | જુલાઇ | ૨૧-૭-૪૩ |
| ગુણસુન્દરી | જુન | ૧-૬-૪૩ | માનસી | જુન | ૮-૭-૪ |
| ગ્રામજીવન | ઑગસ્ટ | ૨-૮-૪૩ | રેખા | ઑગસ્ટ | ૨૯-૭-૪ |
| ઘરશાળા | જુલાઇ | ૧૪-૭-૪૩ | વ્યાયામ | જુલાઇ | ૧૬-૭-૪ |
| ચિત્રમય જગત | ઑગસ્ટ | ૪-૮-૪૩ | વૈદ્યકલ્પતરુ | ઑગસ્ટ | ૧૦-૮-૪ |
| પાટીદાર | શ્રાવણ | ૨૬-૭-૪૩ | શારદા | જુલાઇ | ૧૫-૭-૪ |
| પ્રસ્થાન | અષાડ-શ્રાવણ | ૩-૮-૪૩ | શિક્ષણપત્રિકા | અષાડ | ૨૭-૭-૪ |
| બાલજીવન | ઑગસ્ટ | ૯-૮-૪૩ | સ્ત્રીજીવન | શ્રાવણ | ૧-૮-૪ |
| | | | સ્ત્રીબોધ | ઑગસ્ટ | ૬-૮-૪ |

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## સ્વ. શ્રી. મોતીભાઈ ન. અમીન સ્મારક ફંડ

(સન '૪૨-૪૩ માં ભરાયલી રકમો)

| | | |
|---|---|---|
| ૧૧૦૦ | સા. પુ. ટીંબા (તા. સંખેડા) | રૂ. ૫-૦-૦ |
| ૧૧૦૧ | ,, અંગોળ (તા. કડી) | રૂ. ૨-૦-૦ |
| — | યુગાન્તર કાર્યાલય સુરત | રૂ. ૫-૦-૦ |
| ૧૧૦૨ | સા. પુ. વાઘોડીઆ | રૂ. ૫૦-૦-૦ |
| ૧૧૦૩ | ,, મહેસાણા | રૂ. ૧૦૧-૦-૦ |
| | | ૧૬૩-૦-૦ |
| | પાછલો સરવાળો | રૂ. ૪૪૬૯-૬-૦ |
| | | ૪૬૩૨-૬-૦ |

વડોદરા,
તા. ૧૦-૮-૪૩

ના. ન. ચોકસી
સહમંત્રી, વડોદરા રા. પુ. મંડળ




**આચાર્ય ધ્રુવ સ્મારક ગ્રંથ**—ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ તરફથી સ્વ. આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ સ્મારક ગ્રંથ પ્રસિદ્ધ કરવામાં આવનાર છે. તેનાં લગભગ ૮૦૦ પૃષ્ઠ થશે અને રંગીન તેમ જ સાદાં ચિત્રો પણ તેમાં મૂકવામાં આવનાર છે. એ ગ્રંથનું મૂલ્ય આશરે રૂ. ૧૦) રાખવામાં આવનાર છે; પરંતુ સોસાઇટિમાં નોંધાયેલા પુસ્તકાલયોને રૂ. ૯)થી આપવાની યોજના રખાઇ છે. તા. ૩૧–૮–'૪૩ સુધીમાં ગ્રંથનું મૂલ્ય મોકલી (ગુ. વ. સો. માં) અગાઉથી નામ નોંધાવનારને, પાછળથી એની કિંમત વધારવામાં આવશે તોપણ તેટલી જ કિંમતે અપાશે.

આ ગ્રંથમાં હિંદભરના જાણીતા વિદ્વાનોનાં સ્વ. આચાર્યશ્રીના જીવન અને પ્રવૃત્તિને સ્પર્શતાં અંગત સંસ્મરણો તેમ જ વિવિધ વિષયોને સ્પર્શના વિદ્વત્તાભર્યા લગભગ સોએક લેખોનો સમાવેશ થનાર છે.

કસ્બા પુસ્તકાલયો તેમ જ સ્થિતિસંપન્ન ગ્રામ પુસ્તકાલયો આ સ્મારક ગ્રંથ મેળવવા ઘટતી તજવીજ વેળાસર કરે.

## પુસ્તકાલયોને મળેલી મદદ

**સા. પુ. કડીના** માજી ગ્રંથપાલ શ્રી. ગોવિંદલાલ ભૂધરદાસના સ્મરણાર્થે તેમના વારસ શ્રી. શેઠ પ્રેમાનંદ મૂલચંદદાસે રૂ. ૫૦૧) ભેટ આપ્યા.

**મહિલા પુસ્તકાલય-વિજાપુરને** ૫) હીરપુરનાં સૌ. કુમુદિની બળદેવપ્રસાદ જોષી તથા ૨) ભાવસાર વિઠ્ઠલભાઇ ભાઇચંદ તરફથી.

**સા. પુ. ખેરવા** (તા. મહેસાણા)ને ૨) શા. માધવદાસ મગનલાલ, ૫) સુથાર સોમનાથ બબલદાસ, ૫) સુથાર જેઠતારામ સાંકળચંદ, ૫) સુથાર મયાચંદ કરસનદાસ, ૫) સુથાર ચુનીલાલ મોતીરામ, ૫) સુથાર શંભુરામ રામચંદ, ૧૦) સુથાર કાળીદાસ બકારામ, ૫) શા. ચંદુલાલ બાલચંદ, ૨) પા. શંકરદાસ નરસીદાસ.

**સા. પુ. ઘડિયા** (તા. આતરસુંબા)ને ૫) શા. રતિલાલ પોપટલાલ, ૨) શા. રસિકલાલ નગીનદાસ, ૫) શાહ ચંદુલાલ મનસુખરામ, ૫) ભટ્ટ ત્રિભુવન નરસિંહરામ, ૫) શા. કેશવલાલ કાળીદાસ, ૧૫) વીસનગરા નાગરો તરફથી.

## વ. રા. પુ. મંડળ

**જાગતાં જૂથ મંડળોઃ**—જે જૂથ મંડળો તરફથી વાર્ષિક સભા ભરાયાના સમાચાર રા. પુ. મંડળ તરફથી આવ્યા છે, તે નીચે પ્રમાણેઃ—

(૧) બચાર, (૨) ડેસર, (૩) મકરપુરા, (૪) સંખડપુર, (૫) વેણુપુરા, (૬) નવસારી.

જેમણે સભા ભરી હોય ને અહેવાલ રવાના ન કર્યો હોય તેમને તરત જ તેમ

કરી દેવાની, તથા કોઈપણ કારણસર જૂથ મંડળની સભા ઠરેલી તારીખે ન ભરી શકાય, હોય તેમણે હજી પણ વહેલામાં વહેલી તકે ભરી દઈને અહેવાલ મોકલી આપવાની ખાસ ભલામણ કરવામાં આવે છે. મજકુર સભામાં કરવા જોગાં કામો માટે જુઓ જુલાઈ અંકમાં જાહેરાત નં. ૬ ઠી.

**મહાલ પુ૦ મંડળની સભાઓઃ**—ગતાંકમાં પ્રસિદ્ધ થયેલ જાહેરાત નં. ૭ માં સૂચવ્યા પ્રમાણે તા. ૧૫ મીના રોજ મહાલમંડળની સભાઓ ભરી દઈને તેના અહેવાલ તથા દિસાબ પ્રાંત પુસ્તકાલય તેમ જ રાજ્ય પુ. મંડળો તરફ તરત જ મોકલી આપવાની મહાલ પુ. મંડળોના મંત્રી ભાઈઓને ખાસ વિનંતિ.

**પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓઃ**—સાલાનુસાર ચાલુ વર્ષની પ્રાંત પુ. મંડળોની વાર્ષિક સભાઓમાં પણ રાજ્ય પુ. મંડળ તરફના એક પ્રતિનિધિ તેમ જ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબ હાજર રહેવાનો ઇરાદો રાખતા હોવાથી જુદા જુદા પ્રાંતોની વાર્ષિક સભાઓ માટે નીચે પ્રમાણેની તારીખો નક્કી કરી પ્રાંત મંડળોને જણાવવામાં આવ્યું છેઃ—

**(૧) નવસારી પ્રાંત માટે તા. ૫-૯-૪૩, (૨) મહેસાણા પ્રાંત માટે તા ૧૨-૯-૪૩, (૩) અમરેલી પ્રાંત માટે તા. ૧૯-૯-૪૩, (૪) વડોદરા પ્રાંત માટે તા ૨૬-૯-૪૩.**

આ સંબંધમાં જરૂરી પરિપત્ર જે તે પ્રાંત મંડળ તરફથી લાગતાવળગતા સર્વ કોઈને મળશે. એ મળ્યેથી ઠરેલી તારીખ ધ્યાનમાં રાખી પ્રાંતમંડળોના સભાસદો પોતપોતાની પ્રાંત સભામાં ઉલટભેર હાજર રહે એ ખાસ ઇચ્છવા યોગ્ય.

**મહાલ તર્ફે શિ. વા. પરીક્ષા**—ચાણસ્મા મહાલ પુ. મંડળ તરફથી એપ્રિલ માસમાં શિષ્ટ વાચનની પરીક્ષા વિદ્યાર્થીઓ માટે રખાઈ હતી. એ માટે સ્વ. શ્રી. મો. ન. અમીનનું પુસ્તક રખાયું હોઈ તેનો ૧૦૮ બાળકોએ લાભ લીધો હતો.

---

# સન ૧૯૪૨-૪૩ નો શિક્ષણવર્ગ

**પૂ**રી થયેલી સન ૧૯૪૨-૪૩ ની સાલમાં વારી પ્રમાણે નવસારી તથા અમરેલી પ્રાંતોના શિક્ષણવર્ગો ભરવાની યોજના હતી. પરંતુ અસહ્ય મોંઘવારી તથા પ્રવાસમાર્ગની અગવડોને કારણે ફક્ત નવસારી પ્રાંતનો જ વર્ગ માંગરોળ મહાલના કોસંબા મુકામે મે માસની તા. ૨૪-૨૫-૨૬ ના દિવસોએ ભરી શકાયો. એનો લાભ લેનારનાં નામ ઠામ નીચે પ્રમાણે છેઃ—

## નવસારી પ્રાંત

**માંગરોળ મહાલ**—(૧) હરિસિંગ કુયરા-લુવારા, (૨) છોટુભાઈ રામભાઈ-હથોડા, (૩) પ્રભાતસિંહ પ્રતાપસિંહ-કુંવારદા, (૪) મોરારભાઈ કાળાભાઈ-માંગરોળ, (૫) અમૃતલાલ પ્રેમશંકર-પીપોદરા, (૬) નંદશંકર નાથુરામ-વેળાછા, (૭) દલપતસિંહ ગોવિંદસિંહ-નંદાવ, (૮) મોહનસિંહ અમરસિંહ-કંટવા, (૯) મીયરા ચાંદીઆ-મહુવેજ, (૧૦) છોટુભાઈ ભાઈલાલભાઈ-આંકોદ, (૧૧) ઇસપ કાસમ મોમલા-નાની નરોલી, (૧૨) ભીખાભાઈ ગોવિંદજી-કોસાડી.

**નવસારી મહાલ**—(૧૩) પરસોતમ કીકાભાઈ-ભીનાર.

# સામયિક દોહન

## જરા પાછું વાળીને જુઓ.

મારા એક મિત્રની પડોશમાં હીરૂબાઇ કરીને આધેડ ઉંમરની એક વિધવા રહેતી હતી. તેનો જુવાન દીકરો પરદેશ કમાવા ગયો ત્યારે એક ઓળખીતા દુકાનદારને ભળાવી ગયો કે મારી માને જે કાંઇ પરચુરણ ચીજ જોઇએ તે મારે ખાતે લખીને આપજો. દીવાળી ઉપર હું ઘેર આવીશ ત્યારે હિસાબ ચૂકવી આપીશ. જતી વખતે દાણાલૂગડાં તો ઘરમાં ભરી ગયો હતો, એટલે ખોરાકી–પોશાકીની ચિંતા હીરૂબાઇને નહોતી. માત્ર ઝીણી–નાની પરચુરણ ચીજ જોઇએ તે પેલા વેપારીને ત્યાંથી તે લઇ આવતી. બાર મહિને દીકરો ઘેર આવીને વેપારીને ત્યાં હિસાબ ચૂકવવા ગયો ત્યારે પોતાને નામે બસો રૂપિયાનો આંકડો નીકળતો જોઇને તે આભો જ બની ગયો ! હિસાબ તપાસતાં ચોપડામાં રકમો વિગતવાર લખી હતીઃ

એક પૈસાની દીવાસળી—હસ્તે બાઇ હીરૂ;
બે પાઇની છીંકણી—હસ્તે બાઇ હીરૂ
પૈસાનું ધૂપેલ—હસ્તે બાઇ હીરૂ
એક આનાનું ધાસ્તેલ—હસ્તે બાઇ હીરૂ
ત્રણ પૈસાનો સાબુ—હસ્તે બાઇ હીરૂ

આમ બધી રકમો વિગતવાર 'હસ્તે બાઇ હીરૂ' કરીને માંડી હતી, અને નીચે ખાસ્સો બસો રૂપિયા લગભગનો સરવાળો હતો ! દીકરાએ મૂંગે મોઢે રૂપિયા ગણી આપ્યા.

છેક નાનપણમાં સાંભળેલી આ ખરી બનેલી વાતે જીવનમાં મને એક ગોખો પાઠ ભણાવ્યો છે કે ' નાની ચીજોનો સરવાળો હંમેશાં મોટો હોય છે. ' હીરૂબાઇના હિસાબમાં વેપારીનો વિશ્વાસઘાત હતો કે નહિ એ વાત બાજુએ મૂકીએ; પણ એક વાત જે બાઇ હીરૂ ન કરી શકી તે તો જીવનમાં ખાસ મહત્ત્વની છેઃ **' પાછું વાળીને જોવાની. '**

અને એ ચેતવણી માત્ર ખર્ચ કરવા પૂરતી જ ઉપયોગી નથી. જીવનમાં ડગલે ને પગલે આપણે પાછું વાળીને જોયા વિના ચાલીએ છીએ. ખાતી વખતે આપણે જેમ પાછું વાળીને જોતા નથી ને માંદા પડીએ છીએ, તેમ ખરચતી વખતે આપણે આપણું ગજું વિસરી જઇએ છીએ, બોલતી વખતે આપણે આપણું ગારવ વિસરી જઇએ છીએ. સ્વાર્થવશ થઇ કોઇ અજુગતું કામ કરતાં આપણી આર્યતા–ખાનદાની વિસરી જઇએ છીએ.

પણ એ નજીવાં ગણાતાં મામૂલી ખર્ચો, બેદરકારીથી બોલી નાખેલાં હળવાં વેણ, વિસાત વિનાનાં લાગતાં નાનાં નાનાં આચરણોનો સરવાળો, બાઇ હીરૂના હિસાબની માફક, એટલી ધીમી ને અદશ્ય રીતે વધતો જતો હોય છે કે એક દિવસ ઓચિંતો તે આપણને પાયમાલી કે પસ્તાવાના કાદવમાં તરફડતા કરી મૂકે છે.

ઝાઝી કીડીઓએ સાપને હણ્યો હતો એ વાત જીવનમાં બધાં જ ક્ષેત્રોમાં અને હંમેશને માટે સાચી છે. નાના ને નજીવા લાગતા પ્રસંગોએ આપણે માત્ર જરાક જ ખમચીને વિચાર કરીએ, થોડીક જ વાર આત્મપરીક્ષા કરી લઇએ, ખરે વખતે ચેતીને પાછું વાળી જોઇ લઇએ, તો—

તો ? 'હસ્તે બાઇ હીરૂ'ની માફક આપણે 'હસ્તે' જીવનના અદશ્ય ચોપડામાં આપણે ખાતે લખાતા હિસાબનો સરવાળો જોઇને પસ્તાવાનો વખત કદી નહિ આવે.*

'શાલિગ્રામ'

[ ' કુમાર ' માસિકના મે '૪૩ ના અંકમાંથી ]

# સ્વચ્છ દાંત–સારી તંદુરસ્તી

[ દંતવિજ્ઞાનને લગતું એક બાળકાવ્ય ]

છોકરાં રે !
હો........ રે...!
અહિંયાં આવો.
સા માટે ?
દાંત બતાવવા.

દોડતાં આવો
કૂદતાં આવો
હસતાં આવો
રમતાં આવો
મોં ઉઘાડી
દાંત બતાવો.

અનુને આઠ દાંત
બબુને બાર દાંત
સોનુબેનને સોળ છે
વિનુબેનને વીસ છે
ચિનુને ચોવીસ છે
અંશુને અઠ્ઠાવીસ
બાપુને બત્રીસ છે.

નાનપણમાં દૂધિયા દાંત
પછી આવે છાશિયા દાંત
તમારા દાંત દાડમ કળી
તમારા દાંત ઉજળા ફૂલ
તમારા દાંત પીળા પચ
તમારા દાંત લાંબા લચ.

નાનાંને દાંત ઓછા હોય
ધીમે ધીમે વધતા જાય
જુવાન થયે પૂરાં થાય
પૂરા દાંત બત્રીસ હોય.

દાંતમાં ત્રણ જાત :—
આગલા દાંત
પાછલા દાંત
વચલા દાંત

ઉપર નીચે જડબાં હોય
બન્નેમાં દાંત સરખા હોય
સૌથી છેલ્લે દાઢો હોય
દાઢ આપણી ઘંટી છે
એથી ખોરાક ચવાય છે.

દાઢ પછી રાક્ષસી
એની કોર ધારદાર
કાપવું હોય તે કાપી દે
આગલા દાંત રૂપાળા
ધારદાર ને સરખા હોય.

દાંત નીચે પેઢું હોય
પેઢું રાતું ચોળ હોય
જેટલો દાંત બહાર હોય
એથી વધારે અંદર હોય.

દાંત સારે ઉપયોગી
દાંત સારા તો શરીર સારૂં
દાંત બગડે તો હોજરી બગડે.

રોજ રોજ દાતણ કરો
અંદર ઘસો બહાર ઘસો
ઉપર ઘસો નીચે ઘસો
મીઠું ચાવી કોગળા કરો.

ઘેર બનાવી તૈયાર કરી
સારો એવો પાઉડર ઘસો
ખૂબ ખૂબ કોગળા કરો
આંગળી વતી પેઢાં ઘસો.

બશેર જેટલું પાણી લઇ
ત્રણ વાર કોગળા કરો
મોઢામાં પાણી ભરી
આંગળીવતી પેઢાં ઘસો
પોચાં પેઢાં કઠણ થાય
દાંત ભારે મજબૂત થાય.

ટાઢું હિમ જેવું ખાય
ઊનું ફડફડતું ખાય
ખાટું ખારૂં તીખું ખાય
મરી મસાલા ખૂબ ખાય
એથી દાંત બગડતા જાય.

પોચું પોચું ખાશો નહિ
ચાવ્યા વિના ખાશો નહિ
દાંત નકામા કરશો નહિ.

દૂધથી દાંત મજબૂત થાય
ફળથી દાંત મજબૂત થાય
શાકભાજીથી મજબૂત થાય.

દાંતનાં મૂળ ઊંડાં છે
આંખ સાથે નેકાન સાથે
એ નસને સંબંધ છે.

જે તે ખાઇને કોગળા કરો
પાન ચાવીને કોગળા કરો,
સૂતા પહેલાં કોગળા કરો
ઊઠીને પણ કોગળા કરો.

દાંત બનાવો ઉજળા દૂધ
દાંત બનાવો મોતી સરખા
દાંત બનાવો દાડમકળી
હસો તો જાણે ફૂલ ઝર્યાં.

હેરુભાઇ

# કળાની ગળથૂથી

બાળકોમાં સંસારનું જ્ઞાન ચિત્ર દ્વારા જ પ્રવેશ કરે છે. તેની અબુધ અવસ્થામાંથી જ રંગો, આકારો, ઓળાઓ અને વિવિધ સ્વરૂપોની છાપ તેના મગજમાં પડતી જાય છે અને તેની ઉપર તેની વિચારસૃષ્ટિનું મંડાણ થાય છે. એ વિચારસૃષ્ટિમાં મોટેભાગે તેને આનંદ અને સુખ આપનાર ભાવનાઓનો આદર થાય છે અને દુઃખ, શોક, ગ્લાનિ કે વિઘાત કરનારાં રૂપો પ્રતિ તે તિરસ્કારની લાગણી સેવે છે.

બાળકો ચિત્રો જુએ છે ત્યારે પણ તેઓ માત્ર સમય કાઢવા પૂરતો તેનો પરિચય નથી કરતાં, પણ તેની છાપો સંઘરે છે, તેના ઉપર પ્રશ્નો કરે છે, તેની યાદી આપી તેની વાર્તા કહેવડાવે છે ને તેમાં પોતાને અમુક પ્રાણી, પાત્ર કે પ્રસંગ ગમે છે યા નથી ગમતાં એવી અંગત રુચિ પણ દર્શાવે છે. ચિત્રો અને ચિત્રોની ચોપડીઓ પ્રત્યેક બાળકને ગમે છે, તેનું કારણ તેઓને ચિત્રકળાનો શોખ છે એમ ન સમજવું; પણ મનુષ્યને સંસારનો બોધ થવામાં રંગ રૂપ અને આકૃતિ પ્રધાન સાધનો છે, માટે તે તેની માનસિક આવશ્યકતાઓ છે.

પરંતુ આજે તો, માનવબોધ માટે ચિત્રો અને રૂપસામગ્રીનો શિક્ષણના સળંગ અભ્યાસક્રમમાં બહિષ્કાર થયો જણાય છે. ભાગ્યે જ કોઇ શાળામાં દેશના મહાન પુરુષોની તસ્વીરો, કથાપ્રસંગો, શૌર્યપ્રસંગો કે પ્રસિદ્ધ દશ્યોના તકતાઓ નજરે પડશે. તો પછી નાનાં બાળકો માટે ચિત્રપોથીઓ કે મૂર્તિઓ કે પ્રતિમાઓ કોણ વસાવે ? ઘણાંયે બાળપ્રેમી માતપિતાઓ તેમની એ ભૂખ ભાંગવા યુરોપની ચિત્રપુસ્તિકાઓ અને પોસ્ટકાર્ડોથી એ ખોટ પૂરવા મથે છે. તેની સારી અને માઠી બંને અસરો બાળકોનાં જીવનમાં થાય છે. ઘણી વાર યુરોપિયન પોશાકો પહેરેલાં બાવલાં, રાજકુમારો, પરીઓ જેવા પોશાકો અને વ્યવહાર તેમને ચોંટે છે અને દેશની સંસ્કૃતિ અને જીવનથી તેઓ વિમુખ બને છે.

ઇંગ્લંડમાં ડબ્લ્યુ. હીથ રૉબિન્સન, બી. ટિન્ડેલ, વૉલ્ટર ક્રેઇન ને પ્રી–રાફેલાઇટ ચિત્રકારોએ બાળકોની સૃષ્ટિમાં આનંદ ભરવાને ઇસપકથાઓ, ' એલીસ ઇન વન્ડરલૅંડ, ' ' પીટર પાન, ' ' ઢીંગલો ' વગેરે વાર્તાઓ સરળતાપૂર્વક ચિત્રમાં ઉતારી છે. એવો એકજથ્થાવાળો પ્રયત્ન આપણે ત્યાં થયો નથી; અને ચિત્રકળાને આપણા પાઠયશિક્ષણમાં માનવંતુ સ્થાન નહિ હોવાથી કેળવાએલો નાગરિક તે પ્રતિ બેપરવા થયો છે. બીજી બાજુ ચિત્રકારોએ પણ કોઇ એક જ ક્ષેત્રમાં વિશિષ્ટતા મેળવવા પ્રયત્ન કર્યો નથી. એટલે બાળચિત્રસાહિત્ય માટે તો ચિત્રકારોએ પણ વિશેષ ચિંતન, અવલોકન અને પરિચય મેળવ્યા પછી જ કામ કરવાનું રહે છે.

કલકત્તામાં શ્રી. અર્ધેન્દ્રકુમાર ગાંગુલીએ અને તેમના સાથીદારોએ સુશિક્ષિત જનતામાં આ વિષયમાં આંદોલન શરૂ કર્યું છે. તેઓ દર માસે યુનિવર્સિટીના હૉલમાં જ પ્રસિદ્ધ કલાકારોની કૃતિઓનાં પ્રદર્શનો કરે છે, તે પર ચર્ચા અને વિવેચનો કરે છે અને તેમાંથી સિદ્ધ ગણાએલી કૃતિઓનાં ફોટોગ્રાફિક ચિત્રો તૈયાર કરાવી, પ્રાથમિક શિક્ષકો દ્વારા બાળકો સુધી પહોંચાડે છે. તે ચિત્રો વિષે બાળકો શું વિચારે છે, તેની અસર શી થાય છે અને તેઓ શું વિશેષ માગે છે, તેની વિગતવાર નોંધ રાખવામાં આવે છે. આ પ્રયોગોમાંથી ચિત્રકારો પણ ઘણું શીખશે.

બાળકને મનુષ્યેતર પ્રાણીઓ અને પંખીઓમાં બહુ રસ પડે છે. મોટી ઉંમર થતાં

સુધી તો એ એમ જ માને છે કે તેઓ અંદરોઅંદર વિચાર કરતાં હશે, વાતો કરતાં હશે, અને મનુષ્યોને વિચારપૂર્વક સેવા આપતાં હશે. આ કલ્પના ટાળી નાખવા જેવી નથી. ઊલટું, તે દ્વારા તેની લાગણી ને સંસ્કારને અનેકગણાં ઊંચાં લાવી શકાય. ભગવાન બુદ્ધની જાતકકથાઓ મનુષ્યસંઘને દયા અને એકતા એ રીતે જ આપી શકી છે. એ જ રીતે સાચા ભાવે દોરાએલાં તમામ ચિત્રો (ગમે તે યુગનાં તે હશે તો પણ) આબાલવૃદ્ધ સૌને તેની ભક્તિ, પ્રેમ કે શૌર્યની લાગણીઓથી પ્રેરિત કર્યા વિના નહિ રહે.

વિવિધ જ્ઞાન આપવાની ભાવનાથી કરાતાં ચિત્રોમાં પણ કલ્પના અને ભાવમિશ્રિત ચિત્રોથી જ આરંભ કરવો પડશે. વૈજ્ઞાનિક વિભાગીકરણ કે નિરાકરણ કોઈ પણ બાલમાનસને પ્રથમ રુચિકર થતું નથી; પણ પોતાના પરિચય, સંબંધ કે લાગણીમાં સમાય એવાં પાત્રો પ્રાણીઓ અને પંખીઓ કે પદાર્થો વડે જ તે પ્રથમ સહેલાઈથી આકર્ષાય છે. તમે એને વરાળયંત્રની રચના સમજાવવા માંડશો તો જરા યે નહિ ગમે; પણ એક પ્રચંડ શક્તિવાળા રાક્ષસની વાત કહો, મનુષ્ય તેને કબજે કરે છે એવું કહો, તો તે એકાગ્રતાથી સાંભળશે અને મનુષ્યશક્તિનો વિકાસ કરવાની ઇચ્છા કરશે.

અરેબિયન નાઇટ્સ જેવી ચમત્કારપૂર્ણ વાતો દ્વારા તે સાહસ, ધૈર્ય, વિશ્વાસ, એકનિષ્ઠા સમજશે ને સાથે જ પ્રપંચો, કુટિલતા અને દુરાચારને તિરસ્કારતું થશે. આપણે મોટેરાં બધાં એવા અનુભવોમાંથી પસાર થઈ ચૂક્યાં છીએ. વાર્તાનાં સ્વરૂપો ઊડી ગયાં છે, પણ તેનું રહસ્ય આપણા જીવનમાં ઉતારી વ્યવહાર કરી રહ્યાં છીએ.

સ્વ. ગિજુભાઈએ આ હકીકતનો સ્વીકાર કરી પોતાના બાલસાહિત્યમાં તેનો આદર કર્યો છે અને સદુપયોગ કરી બતાવ્યો છે, એટલે લેખિત સાહિત્યમાં આપણે ઠીક સંચય કર્યો છે. પરંતુ ચિત્રિત સાહિત્ય ઘણું જ થોડું છે–અપ્રાપ્ય છે, અથવા જે છે તે મોંઘું છે. આ દિશામાં શ્રી હંસાબહેનના પ્રયાસો ખરેખર અભિનંદનીય છે. તેમણે ચિત્રો સારાં અને સચોટ કરવા ખાસ કાળજી રાખી ખર્ચ કર્યો છે, અને લગભગ સફળતા મેળવી છે. પણ ઇતર ચિત્રિત સાહિત્યમાં ચિત્રોની પોકળતા, નિર્ગન્ધતા, વિચારની સચોટતાનો અભાવ અને નિર્માલ્ય કમનશક્તિ જોવામાં આવશે.

આ ખામીનો દોષ પ્રકાશકો અને ચિત્રકાર બનેને ફાળે સરખો જાય છે. પ્રકાશકો ચિત્રોના ગુણદોષનો ખ્યાલ કરી શકતા નથી; ચિત્રકારો ઊંડું નિરીક્ષણ અને અભ્યાસ કરતા નથી.

છતાં રાષ્ટ્રની ઉન્નતિ અને પ્રગતિનો પ્રશ્ન વિચારતાં આ કાર્યમાં દરેક જણ થોડો ભોગ આપવા તૈયાર થાય અને ઉચિત કાર્ય માટે ઉચિત પાત્રોને કામ સોંપાય તો એક મોટું દેશોપકારક કામ કરી શકાય. ચિત્રો સારા અને કલાનિષ્ઠ ચિત્રકારોને હાથે થવા જોઈએ, સારા રૂપમાં છપાવાં જોઈએ અને પ્રામાણિક વ્યાપારથી વેચાવાં જોઈએ, જેથી દરેક સાધારણ આવકવાળાં માતપિતા તે લઈ શકે. આ માટે બાળકોની ચિત્રપોથીઓ મોટી સંખ્યામાં અને અનેક ભાષાઓમાં છપાવવાની તૈયારી કરવી જોઈએ, જેથી બ્લૉક અને ચિત્રોનો ખર્ચ મોટા જથ્થા ઉપર વહેંચાઈ જતાં પરિણામે તે સસ્તાં પડે.

આજે તો કાગળ અને છાપકામ ઘણાં મોંઘાં થઈ ગયાં છે; પણ તેનો ઉકેલ જ્યારે આવી જાય તે વખતે નવેસરથી વિચાર કરવો જોઈએ, અને બાળકોની પ્રગતિમાં ઢીલ થાય એ કરતાં તે દિશામાં યોજનાપૂર્વક કામનો આરંભ કરી દેવો જોઈએ. ર. ગ. રા.

[ 'કુમાર'ના મે ૧૯૪૭ના અંકમાંથી ]

# ભૂતકાળનું ભવ્ય અમદાવાદ

**અમદાવાદ આજે ગુજરાતનું પાટનગર છે–વર્ષોથી એ ગુજરાતના પાટનગર તરીકે ખ્યાતિ પામ્યું છે, અને હિંદના મિલઉદ્યોગના મહાન મથક તરીકે આજે એ પંકાયું છે; એટલે વર્ષો લગી તેનું એ સ્થાન રહેશે. છતાં મોગલ જમાનામાં એનું જે ઉન્નત સ્થાન હતું તેવું ઉન્નત સ્થાન આજે નથી: એની જાહોજલાલીનો રોમાંચક ઉલ્લેખ કરતાં એક અંગ્રેજે લખેલો આ લેખ ગુજરાતીઓને ગમશે એ નિઃશંક છે. પણ, એ પરથી એ નગરીને અને ગુજરાતની બીજી નગરીઓને એવી આબાદ બનાવવાનાં સ્વપ્નાંઓ પણ કોઈ રચશે, અને તે ફલિભૂત કરશે ?**

અમદાવાદની તવારીખ એટલે-ગુજરાત જેવા સમૃદ્ધ પ્રાંતના પાટનગરની ગૌરવગાથા. આ નગરે ચડતી પડતી જોઇ છે; આબાદી, સત્તા અને ખ્યાતિના ક્ષેત્રમાં એ નગર અગ્રસ્થાન ધરાવતું હતું. પછી બહારની સત્તાઓની તાકાતના તેમ જ આંતરિક ઝઘડાના કારણે આ ભવ્ય નગરીને પડતીના દિવસો જોવા પડયા.

બીજા પ્રદેશોના મુકાબલે મહમદ ગઝનવીની ચડાઇથી, સમૃદ્ધ એવા ગુજરાતને આફતની ભારે થપાટો ખમવી પડી છે. એ જમાને ખંભાત અને ઘોઘા ગુજરાતનાં ધીકતાં બંદરો હતાં. અહીં આરબ ધંધાદારીઓની અવરજવર ચાલુ રહ્યા કરતી. પુષ્કળ ખજાનો–અસામાન્ય દોલત ધરાવતા સોમનાથ મંદિરની દંતકથાઓ પરદેશના વાતાવરણમાં પહોંચી હતી.

આ સમયે આસાવલ અને અણહીલપુર પાટણ હિંદુ રાજકર્તાઓની રાજધાની હતાં.

તે પછી અમદાવાદ કેમ વસ્યું ? કોણે આ ઇતિહાસના પટ પર ઝબકારો કરતા તેજવર્તુલથી અંકિત એવા નગરની સ્થાપના કરી એ વિગતો ખૂબ પરિચિત છે. અહમદશાહ પાદશાહે જૂના ભૂતકાલના મંદિર ફરતો કિલ્લો બંધાવ્યો. સાબરમતીના પ્રવાહ સાથે આ નિસર્ગપ્રેમી રાજાએ હાથમતીનો પ્રવાહ જોડી દીધો અને અમદાવાદમાં નયનાભિરામ ઇમારતો ખડી કરી દીધી. આ ભવ્ય પ્રાસાદોના બાંધકામ માટે આરસના પથ્થરો અજમેરથી લાવવામાં આવ્યા હતા અને બીજા પથ્થરો અહમદનગરથી આયાત કરવામાં આવ્યા હતા. આ શહેરને ચૌદ દરવાજા હતા અને દર વીસ વારે મિનારા અને બુરજો હતા.

નગરરચનાની ઇજનેરી દૃષ્ટિ આજના બાંધકામને જેમ આપે તેવી હતી. એ જમાને એટલે કે પંદરમી સદીમાં અમદાવાદના રસ્તાઓ કેટલા પહોળા રાખવામાં આવ્યા હતા તે જાણીએ છીએ ત્યારે જ શહેરની રચના કરનારાઓની વિશાળ દૃષ્ટિનો ખ્યાલ આવે છે.

રસ્તાઓ પહોળા હતા. કેટલીક શેરીઓ પણ એટલી વિશાળ હતી કે એકસાથે દશ બળદગાડીઓ સહેલાઇથી પસાર થઇ શકતી.

સુલતાન અહમદશાહે વેપારીઓ, કારીગરો, જહાજો બાંધનારાઓ અને બીજા ધંધાદારીઓને આ શહેરમાં વસાવીને નગરને ઉદ્યોગનું કેન્દ્ર બનાવ્યું.

૧૪૫૯ માં આ પાદશાહનો તેર વર્ષની વયનો પુત્ર મહમદશાહ પહેલાનાં નામથી

ગાદી સંભાળી. ચકોર અને શાણી સમજદારી ધરાવવા ઉપરાંત બહાદુર નરબંકા તરીકે આ રાજાનાં પરાક્રમો લોકગીતો અને દંતકથાઓમાં ઝીલાયાં છે. મહમદ બેગડાના નામથી એ મુલક મશહુર બન્યો હતો. કોઇ જાતનું ઝેર એના પર કારગત નીવડતું નહિ, એ કથન સાગરપારના મુલકો સુધી પહોંચેલું.

એના રાજ્યઅમલ દરમ્યાન અમદાવાદ વધુ સમૃદ્ધ બન્યું–પૂરબહારમાં ખીલ્યું.

ઇ. સ. ૧૫૭૩ માં ગુજરાતનો પ્રદેશ મોગલ શહેનશાહત સાથે જોડાયો. આ રાજ્યપલટાની શહેરની આબાદી પર કશી અસર થઇ નહિ. કાપડ અને હાથકારીગરીના ક્ષેત્રમાં અમદાવાદની નામના વધુ દેદીપ્યમાન બની.

અમદાવાદમાં બનેલો રેશમનો અને સૂતરનો માલ પૂર્વની બજારોમાં વખણાતો. એ માટે ભારેમાં ભારે કિંમત અપાતી. કૈરોથી પેકીન સુધીના વિસ્તારોમાં આ માલ પ્રમાણમાં ખપતો. ' ખંભાતી માલના ' નામે આ વસ્તુઓ બહારના દેશોમાં પંકાતી.

એ જમાને ઘોઘા બંદર પર ભારે ધમાલ જામતી. દેશપરદેશનાં જહાજો, માલ લેવા અને માલ આપવા ત્યાં આવતાં. ત્યાંથી બધો માલ પગરસ્તે અમદાવાદ પહોંચાડવામાં આવતો. ઉચ્ચ કીસમની આ વસ્તુઓમાં મોજશોખ માટેનાં મૂલ્યવાન સાધનોનો સમાવેશ થતોઃ " એ તો શોખીન અમદાવાદીઓ માટે છે " એમ કહેવાતું.

એક પોર્ટુગીઝ પ્રવાસી લખે છેઃ " ગુજરાતીઓ ઉદાર અને શોખીન લોકો હતા. તેઓ સુંદર રીતે રહે છે અને પુષ્કળ નાણું ખરચે છે. "

માળવાથી અફીણ આવતું, અશ્વો અને રેશમનો કાચો માલ ખોરાસાનથી આવતો. ઊંચી કિંમતનું રેશમ ભવ્ય વસ્ત્રોનું રૂપ ધારણ કરવા માટે ચીન, બંગાળ અને બસરાથી અમદાવાદ પહોંચવાની મજલ ખેડતું.

અમદાવાદનાં કારખાનાંઓમાં એ કાચા માલ પર ક્રિયાઓ થતી. વણાટ લોકો વણતા. રંગારાઓ એ વસ્ત્રો પર રંગબેરંગી છાપકામ કરતા. સોનીઓ સોના–રૂપાના ઝીણા તાર ખેંચી આપતા અને તે વડે સુંદર જરીકામ થતું. એ બધી વિધિઓમાંથી પસાર થએલા વસ્ત્રના સૌન્દર્ય પર પરદેશીઓ વારી જતા.

આફ્રિકામાં એ કાપડના પડતર કિંમતથી સો ગણા દામ ઉપજતા. કાપડના ક્ષેત્ર પૂરતી જ અમદાવાદી આવડત મર્યાદિત ન હતી. મજાના નકસીદાર ખડીયા પણ બનતા, દાગીના માટેની નાની પેટીઓ ઘડાતી અને ખંજરના હાથા પર ઝવેરાતનાં નંગો જડાતાં: તરવારની મૂઠ પર કારીગીરી રેલાતી.

વાંસના ઉપયોગ વડે બનતા ' અમદાવાદી કાગળો ' જ્યાં જ્યાં લખાપટીનો વહેવાર હતો ત્યાં ઉપયોગમાં લેવાતા. ' અમદાવાદના કાગળો 'ની ગઇ કાલની ખ્યાતિ આજે પણ જનતાની જીભ પર ફરવા આવી જાણે છે. નવેમ્બરથી એપ્રિલ એ કામધંધા માટેના સમય દરમ્યાન દર દશ દિવસે ૨૦૦ જેટલાં વેગનો ભરાય તેટલી વણઝાર ઉપડતી, અને ખંભાત પહોંચતી. ત્યાંથી એ માલ દેશાવર ચડાવાતો.

આ નગરમાં એક હજાર મસ્જિદો હતી. એના બાંધકામમાં ગુજરાતના કળાકાર અને કારીગરની કળાદૃષ્ટિ પ્રતિબિંબિત થતી હતી. એ કામમાં કંડારાએલી બારીકાઈ અને ભવ્યતા

આજે પણ અજોડ છે. આ પ્રદેશમા એ જમાને કેવી કળાભાવના અને બુદ્ધિપ્રતિભા મોજૂદ હતી તેનો ખ્યાલ આ ઇમારતી રચનાઓ દ્વારા મળી રહે છે.

વિવિધ પ્રકારની વૃક્ષરાજીથી આચ્છાદિત શેરીઓ, ભવ્ય છતા મજબૂત ઇમારતો પુષ્કળ પાણી પૂરું પાડવાની સગવડો, નમણાઇના પ્રતિક સરીખા આરામગૃહો–આ ભવ્ય પ્રાસાદોના રૂપમ ડિન ઝરૂખાઓ, એ જરૂખાઓ પર થએનું કળામય કોતરકામ, આ નગરની પહોળી શેરીઓ અને શેરીઓના રક્ષણ માટેના ભવ્ય દરવાજાઓ, આ બધા વડે અમદાવાદ ત્યા રહી ગયેલા પ્રવાસીને ભારતવર્ષનું સુંદરતમ શહેર લાગતુ; કદાચ આખી આલમમા પણ એ સુંદરતાની પ્રતિકૃતિ હોય !

સોળમી અને સત્તરમી સદીમા અમદાવાદ આ રીતે સમૃદ્ધ, સુખી, ભવ્ય અને નામાંકિત નગર હતું.

આ આબાદી માણતા નગરના વાતાવરણને પ્રથમ પહેલી થપાટ લાગી પોર્ટુગાલના ધંધાદારીઓએ કરેલી પેશકદમીથી. નવા આગંતુકો સમજતા હતા કે આ વેપારીઓ તેમના કટ્ટર હરીફ છે.

પ્રત્યેક સ્થળે વેપારી આલમ પરના ગુજરાતી વર્ચસ્વનો પોર્ટુગીઝ લોકોએ સામનો કર્યો. હરિફાઇ ચાલી. બંને પક્ષને ખમવું પડયુ, પણ પોર્ટુગીઝોએ જહાજો કબજે કરીને દરિયા પર સરસાઇ જમાવી દીધી

પરદેશી હરિફાઇનો યુગ શરૂ થયો. ડચ પણ આવ્યા અને પાછળ અંગ્રેજ લોકો પણ આવ્યા. અંગ્રેજ માલિકીનું પહેલું કારખાનુ ઇ સ ૧૬૧૪ મા અમદાવાદમાં શરૂ થયું. અને પછી તો યુરોપના સંખ્યાબંધ પ્રવાસીઓનું આવાગમન શરૂ થયું.

કારણ કે સમૃદ્ધિ હતી દોલતની લાલસાએ એ લોકોને આ પ્રદેશમા અડ્ડો જમાવવા પ્રેર્યા.

બે સૈકાની જ્વલંત તવારીખ પછી બાદશાહ અહમદશાહના આ લાડીલા નગરનો દિવસ બદલાયો અને એક વખતની આ પ્રખ્યાત નગરી બીજા નંબરના શહેરમા ફેરવાઇ ગઇ.

ખંભાતના અખાત પર આવતા વહાણો બંધ થયા સુરતના ડચ અને અંગ્રેજી કારખાના પ્રાંતના મુખ્ય ધંધાને પોતા તરફ વાળી લેવામા કારણભૂત બન્યા. અને વેપારે પણ રાજનગરની વિદાય લીધી આજે કાપડઉદ્યોગના કેન્દ્રરૂપ અમદાવાદે આગલી આબાદી પ્રાપ્ત કરી છે કે કેમ ? એ ચોક્કસપણે કહી શકાય તેમ નથી આસપાસ ગ્રામ્યપ્રદેશ કામધંધાના અભાવે ઉજ્જડ બની ગયો. ધોળકાના બહાદુર અને ચાચિયાગીરીમા મશહુર બનેલા ખારવાઓનો ધંધો પડી ભાગ્યો

અમદાવાદની પડતીની શરૂઆત થઇ. ઔરંગઝેબના છેલ્ના દિવસો સાથે એક તબક્કો પૂરો થયો. મરાઠા સત્તાનો ઉદય થતા નવો તબક્કો શરૂ થયો. શહેરની સુરત પલટી ગઇ ચોતરફ અરાજકતા પ્રસરી રહી નગરના અંદરના ભાગમા અને બહારના ભાગમા સર્વત્ર અવ્યવસ્થાનું સામ્રાજ્ય જામી ગયુ

લૂંટફાટ અને પ્લેગના ઉપદ્રવે લોકો શહેર છોડી ગયા. રસ્તાઓ પર તૂટી પડેલી

આલીશાન ઇમારતોના ભંગારના ઢગ જામી ગયા. અહીં માનવીઓ વસવાટ કરતા હશે એમ કોઇ માને નહિ તેવી દુર્દશાના હાલ–હવાલમાં અમદાવાદે વર્ષો વિતાવી જાણ્યાં છે......જાહેર જનતા માટેની ઇમારતો નામશેષ બની ગઇ.

નવ લાખની વસ્તીવાળા આ નગરની ભાગ્યરેખાએ એવી રીતે પલટો ખાધો કે માત્ર એકાદ લાખ જેટલા માણસો રહ્યા.

વણાટ અને હાથકારીગરીના ધીકતા ધંધા પણ નામશેષ બની રહ્યા; ગરીબી, આ એક વાર સમૃદ્ધિથી છલકાતા નગર પર આધિપત્ય ધરાવવા આવી ચડી. નિરાશાના વાતાવરણે શહેરની રખેવાળી સંભાળી લીધી. એક દિવસની ગુલાબી હવા શહેરનો સાથ છોડી ગઇ.

એ અરસામાં બ્રિટિશ સત્તાની સ્થાપના થઇ, પુનાંના ૧૮૧૭ ના કરારો અનુસાર ઇસ્ટ ઈંડીઆ કંપનીએ ગાયકવાડ પાસેથી અમદાવાદનો કબજો લીધો. તે પછી ધીમે ધીમે શહેરના વાતાવરણમાં ચેતનનો સંચાર થયો, તૂટેલી ઇમારતો દુરસ્ત થઇ, નવા પ્રાસાદો ખડા થયા.

છતાં આ ઓગણીસમી સદીની ઇમારતી રચના ભવ્ય અને કળાપૂર્ણ એવા આગલા બાંધકામની બરોબરી કરી શકે તેવી નથી. આજે એ નગરની શેરીઓમાં શીતળ છાંયડી પાથરતાં વૃક્ષો હાજર નથી.

જોકે ધંધા–રોજગારની પ્રવૃત્તિ ફરીવાર સચેત બની. ૧૮૬૧ માં અમદાવાદમાં પહેલી કાપડની મિલ શરૂ થઇ.

એક વાર આબાદીના ઝૂલે હીલોળા લેતા આ શહેરમાં સ્ફૂર્તિ આવી. વેપાર–રોજગારની જમાવટ થવા લાગી, પણ એ બધાના કેન્દ્રરૂપ બનનાર વસ્તુ માત્ર રૂ છે.

એ જાહોજલાલીના હૃદયધબકારરૂપ બનેલા હાથકારીગરીના અને બીજા ઉદ્યોગો ક્યાં ?

આજે અમદાવાદ મિલઉદ્યોગનું એક મહાન કેન્દ્ર બન્યું છે. ત્યાં બારીકમાં બારીક કાપડ તૈયાર થાય છે. પરાંઓનો પરિવાર હરહંમેશ વધ્યે જાય છે. શાહીબાગ હજુ સુલતાનની પાદશાતના દિવસો યાદ કરાવે છે.

અને એ બધા વચ્ચે સાબરમતીના કિનારા પર આવેલો સાબરમતી આશ્રમ એક રીતે આ શહેરની સાથે સુસંગત બની રહે છે. કારણ કે આ નગરનો વ્યવસાય હાથવણાટ જ હતો. અને એ પ્રવૃત્તિને સચેત બનાવતી ભાવના પણ આ આશ્રમમાંથી જ મૂર્ત સ્વરૂપ પ્રાપ્ત કરવા માટે બહાર આવી છે. ત્યાંથી મહાત્માજીની ઐતિહાસિક દાંડીકૂચ શરૂ થએલી.

જૂના જમાનાનાં કેટલાંક ઊંચાં મકાનો હજુ ઊભાં છે. આ મકાનોની અગાસી પરથી આજનું અમદાવાદ નયનાભિરામ ગુલઝાર જેવું નથી દેખાતું, પણ મિલોનો ધુમાડો વાતાવરણને આવરી લેતો હોય છે. જાણે કહેતો હોય કે " વીસમી સદીના અમદાવાદની જાહોજલાલીના પ્રતીકરૂપ આ મિલો છે. "

શહેરની આબાદી પણ ઘણી ચીજ પર અવલંબે છે ! સોનું, રેશમ અને રૂ.
આ આજના મુખ્ય વ્યવસાયો છે.

[ તા. ૨૫–૭–'૪૩ ના " નૂતનગુજરાત "માંથી ]

# આવતા માસની કાર્યદિશા

૧ તમારા પુસ્તકાલયનું વાર્ષિક નિવેદન ન મોકલાવ્યું હોય તો આજે જ **મે. થી તૈયાર કરી મોકલો.** કારણ, તમારી ભૂલથી આખા વર્ષનું સરકારી નિવેદન તૈયાર કરવામાં વિલંબ થાય છે.

૨ દરેક સાર્વજનિક પુસ્તકાલય જૂથમંડળની સભામાં હાજર રહી સહકારના ધોરણે શ્રીમંત સરકારે મંજૂર કરેલી ટકાવારી પ્રમાણે અંદાજપત્ર બનાવે.

૩ ચાતુર્માસમાં ગામડાંઓમાં ધાર્મિક લાગણીના કારણે વાચનમાં ઘણો વધારો થઈ શકે તેમ છે. તમે એ પ્રજાની લાગણીનો લાભ લઇ તમારા પુસ્તકાલયને લોકપ્રિય બનાવવા બનતું કરજો.

૪ ગુજરાત વર્નાકયુલર સોસાયટીનાં પુસ્તકો મંગાવી લેવા તજવીજ કરો.

૫ અંદાજપત્રમાં તમામ હકીકત કાળજીપૂર્વક લખીને મોકલો.

૬ કમી કરવા યાત્ર પુસ્તકો તેમજ ઇતર સાહિત્ય વગેરેની યાદી મોકલવાનું ભૂલશો નહિ.

૭ પ્રૌઢ શિક્ષણના વર્ગોમાં પાસ થયેલાંઓ માટે તમારા પુસ્તકાલય દ્વારા પૂરતું વાચન પૂરુ પાડો.

૮ ગયા વર્ષના બજેટમાંની પુસ્તકયાદીઓ જેમની અધુરી હોય તેમણે વેળાસર ખાતા મારફત મંજૂર કરાવી પુ. સ. સ. મંડળમાં મોકલવા સત્વર તજવીજ કરવી.

વડોદરા,
તા. ૧–૮–'૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નં. ૧ સને ૧૯૪૩-૪૪

## વિષય

### પુસ્તકો મોકલવામાં વિલંબ થવા બાબત

આથી વડોદરા રાજ્યનાં મદદ મેળવતાં સાર્વજનિક પુસ્તકાલયોને જણાવવાનું કે ચાલુ ચાલે પુસ્તકાલય સહાયક સહકારી મંડળને મહેસાણા પ્રાંત, વડોદરા પ્રાંત તથા નવસારી પ્રાંત પંચાયત તરફથી ખૂટતી પંચાયત મદદ વધારા તરીકે મેળવવામાં વિલંબ થવાથી અમે તે રકમ પુસ્તકાલય સ. સ. મંડળને જુલાઇ માસમાં અદા કરી છે, જેથી બાકી રહેલાં પુસ્તકાલયોને તેમનાં પુસ્તકો સપ્ટેમ્બર ૧૯૪૩ થી મોકલવાનું શરૂ થશે તે જાણવું. આ માટે પુસ્તકાલય ખાતા તરફ કે પુસ્તકાલય મંડળ તરફ હિસાબ માટે તેમજ પુસ્તકો માટે વિનાકારણ પત્રવ્યવહાર કરવો ન પડે તે માટે આ સૂચના સર્વની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવી છે.

તમામ પુસ્તકાલયોને ડિસેમ્બર આખર પહેલાં પોતાની રકમનાં પુસ્તકો મળી રહેશે તે જાણવું.

વડોદરા, રવિવાર<br>તા. ૧-૮-૪૩

ઉ. મો. પટેલ,<br>મદદ. વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૨ સને '૪૩-૪૪

## વિષય

### ગુ. વ. સોસાઇટિનાં પુસ્તકો મંગાવવા બાબત

સને ૧૯૪૨-૪૩ ની સાલે ઑગસ્ટ માસમાં પ્રસિદ્ધ કરેલી સૂચના નં. ૨ /૪૨-૪૩ પ્રમાણે ગુ. વ. સો. માં નોંધાયેલાં પુસ્તકાલયોએ પોતાનાં પુસ્તકો મંગાવવી લેવા તજવીજ કરવા વિનતિ કરવામાં આવે છે.

તા. ૧-૮-'૪૩

ઉ. મો. પટેલ<br>મદદ. વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૩ સને ૧૯૪૩

## વિષય

### રા. મહાલ શાળાધિકારી સા. ને વિનંતિ

પુસ્તકાલયોની તપાસણીનું કાર્ય, પુસ્તકાલયોને વધારે વિકસિત કરવાનું તેમ જ લોકમાં તેનો પ્રચાર વધુ થાય તે માટે સ્વતંત્ર તપાસનીસો ન નીમતાં રાજ્યના મે. મહાલ શાળાધિકારી સાહેબોને સદરહુ કાર્ય કરવા નેકનામદાર દિવાન સાહેબના હુકમથી સુપ્રત થયેલું છે,

આશા છે કે ચાલુ વર્ષમાં તેઓ પોતાનું કાર્ય નીચેની બાબતમાં વ્યવસ્થિત રીતે કરી પોતાનાં તપાસણી નિવેદનો મોકલતા રહેશેઃ—

(૧) મધ્યવર્તી શાળાવાળા સ્થળના પુસ્તકાલયની સંપૂર્ણ દફતર તપાસણી.
(૨) તમામ પુસ્તકાલયોની ભેટ તથા ચાલુ દફતરની તપાસણી.
(૩) મધ્યવર્તી શાળાના મુખ્ય શિક્ષક દ્વારા તાબાનાં પુસ્તકાલયોની દફતર તપાસણી કરાવી લેવી.
(૪) વાર્ષિક નિવેદનો પોતાના તાબાની શાળાવાળાં પુસ્તકાલયો તરફથી તાત્કાલિક મોકલાવી આપવાં.
(૫) પ્રત્યેક ગામે નિદાન પાંચ રૂપિયાની પણ લોકમદદ ઊભી કરવા પ્રયાસો કરવા.
(૬) થોડું ભણેલા ભૂલી ન જાય તે માટે ઊઠી ગયેલાં બાળકો તથા પુખ્ત ઉંમરનાં માણસોમાં તેમના ખરનું સાહિત્ય વંચાવવા પ્રયાસો કરવા.

વડોદરા,
તા. ૮–૮–'૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૪ સને ૧૯૪૩–૪૪

## વિષય

**''પુસ્તકાલય'' માસિકને બદલે સૂચના–સકર્યુલરો મોકલવાનું ઠરાવ્યા બાબત**

રા. મહાલ શાળાધિકારી સાહેબો તરફ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફથી તેમને ''પુસ્તકાલય'' માસિક વિના લવાજમે છેલ્લાં બે વર્ષથી મોકલાતું હતું, પરંતુ કાગળની કારમી મોંઘવારીના કારણે અને વ્યવસ્થાપકો તરફથી તે બંધ કરવા સૂચન થતાં રા. મહાલ શાળાધિકારી સાહેબો તરફ મૂળ પ્રમાણે સૂચના સકર્યુલરોનું જૂથ મોકલવાનો પ્રબંધ રહેશે.

આશા છે કે રા. મહાલ શાળાધિકારી સાહેબો તેમને સને ૧૯૩૯ થી મળતી તમામ સૂચનાઓ–સરક્યુલરની ફાઇલો તથા ''પુસ્તકાલય'' માસિકની ફાઇલો પોતાના દફતરના ઉપયોગ માટે રાખી હશે. સપ્ટેમ્બર ૧૯૪૩ થી મળનારી સૂચના–સરક્યુલરોની ફાઇલો પણ તેમને રાખવા મે. થી તજવીજ કરવી, જેથી તપાસણીમાં તે ઉપયોગી નીવડે.

વડોદરા
તા. ૮–૮–'૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ–વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૫ સને ૧૯૪૩–૪૪

## વિષય

**મકાનવાળાં તમામ પુસ્તકાલયોએ અવશ્ય વસાવવા યોગ્ય પુસ્તકોની ભલામણ**

કેટલીક સંસ્થાઓ અને વ્યક્તિગત લેખકો તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલાં કેટલાંક ઉપયોગી પ્રકાશનો પુસ્તકાલયોના સંચાલકોના ધ્યાન પર લાવવાની આવશ્યકતા જણાય છે.

ગામડામાં એકલા વાર્તાસાહિત્ય ઉપર જ પુસ્તકાલયો પોતાનું ધ્યાન કેન્દ્રિત કરે

એ બરાબર નથી, જોકે શિષ્ટ વાર્તાઓ એ પણ એક સંસ્કારી વારસો છે અને લોકોને પોતાના ધંધા સાથે આરામ અને ઉત્તમ કોટિનું વાચન પૂરુ પાડે છે અને બાળકોની કલ્પનાશક્તિને ખીલવે છે. પણ તેટલાથી જ આપણી પુસ્તકાલયરૂપી લોકવિદ્યાપીઠે સંતોષ માનવાનો નથી. તેણે તો ધર્મ, નીતિ, ઇતિહાસ, સમાજશાસ્ત્ર, પ્રવાસ, કેળવણી વગેરે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો પણ અવશ્ય વસાવવાં જોઇએ.

અમને ખાતરી છે કે આ નીચે આપેલી એવી એક યાદી તેમને ઠીક ઉપયોગી નીવડશે. આ ઉપરાંત સસ્તા સાહિત્યનાં પ્રકાશનો, સયાજી બાલજ્ઞાન માળા અને સાહિત્ય જ્ઞાનદ્વારા પ્રસિદ્ધ થતાં પુસ્તકો તેમજ નવજીવન પ્રકાશન મંદિર, ભારતી સાહિત્ય સંઘ વગેરે દ્વારા પ્રસિદ્ધ થતાં પુસ્તકો તરફ પણ અમે સંચાલકોનું ધ્યાન ખેંચીએ છીએ.

## ધર્મ-નીતિ

દત્ત-પરશુરામ ( સ. સા. વ. કા. )
વૈદિક વિનય ( " )
મહાભારતનો આખો સેટ ( " )
શ્રીમદ્‌ભાગવત ( " )
વિભુની વાટે અને રામાયણની રતીપ્રભા ( " )
સુબોધ રત્નાકર ( " )
તુકારામ ગાથા ( " )
આખ્યાનમાળા અં. ૧-૨ ( " )
શ્રી પંચરત્ન ગીતા-સટીક ( " )
વિષ્ણુ સહસ્રનામાવલિ દર્શન ( " )
સુખી જીવનનાં સાધન ( " )
સૃષ્ટિનું જ્ઞાન. ( દયારામ ભટ્ટ )
દુનિયાની દુઃખોથી દૂર ( રા. કૃ. સે. સ. )
તત્ત્વચિંતામણિ ( ભક્તિમાર્ગ કા. )
સુખી થવાનો માર્ગ અથવા શ્રીધર્મ શિક્ષા ( " )
ઉપનિષદનાં ચૌદ રત્ન ( " )
સત્ય શ્રી કબીર દિગ્વિજય (પુ. સ. સ. મં.)
ગીતા ગૌરવ ( ગીતાપ્રેસ, કાશી )
અંક ૧-૨-૩-૪-૫

## સાહિત્ય

દિ. બ. અંબાલાલ સા. દેસાઇનાં ભાષણો અને લેખો ( નવજીવન કા. )
વિશ્વદર્શન ( ભા. સા. )
વડોદરા રાજ્ય ડીરેક્ટરી ( મહાશંકર પાઠક )
રસપાન ( ગાંડીવ સા. મં. )
વીણેલાં ( વૈદ્ય જાદવજી )
તીર્થસલિલ ( મહા ગુ. પબ્લી. કું. )
પૂર્વ અને પશ્ચિમ ( " )
સંસ્કારલક્ષ્મી ( એન. એમ. ઠક્કર )
દિગ્દર્શન ( ગુ. વ. સો. )
લીલાંસૂકાં પાન ( એન. એસ. ત્રિપાઠી )
સર્વોદયની જીવનકળા ( નવજીવન પ્ર. મં. )
તરંગ ( ગાંડીવ સા. મં. )
પંચામૃત ( " )
સાહિત્યદૃષ્ટાને ( શં. ગં. શાસ્ત્રી )

## સમાજશાસ્ત્ર-રાજનીતિ

ગામડિયા નરદેવો ( સ. સા. વ. કા. )
આપણી ગ્રામસંસ્થાઓ ( મ. પ્ર. વ્યાસ )
ગ્રામોન્નતિ ( ર. વ. દેસાઇ )
હિંદુ જીવનદર્શન ( નવજીવન પ્ર. મં. )
સ્વરાજ્યશાસ્ત્ર ( નવજીવન પ્ર. મં. )
ત્યાગમૂર્તિ અને બીજા લેખો ( " )
ખરી કેળવણી ( " )
કેળવણીનો કોયડો ( " )
આઝાદીના યજ્ઞ જ્વાળા ( ભા. સા. સંઘ )
સમાજનાં મૂળ ( યુગાંતર કાર્યાલય )
સામ્રાજ્યવાદ ( રા. દે. ખુમાણ )

| | |
|---|---|
| ગામડાંનું સ્વરાજ્ય | ( ધ. ક. યાજ્ઞિક ) |
| દેશી રાજ્યોનો પ્રશ્ન | ( મ. ગાંધીજી ) |
| ગ્રામિઝમ | ( નવચેતન સા. મંદિર ) |
| સમાજવાદ | ( સી. શાન્તિલાલની કું. ) |
| વૈજ્ઞાનિક સમાજવાદ | ( ,, ) |
| મહારાજ્યોની યુદ્ધ શક્તિ | ( ,, ) |
| વિશ્વયુદ્ધને પગલે પગલે | ( ,, ) |

## વિજ્ઞાન

| | |
|---|---|
| વિજળીનો આંચકો લાગે ત્યારે થતી અસર અને તેના ઉપચારો | ( વિ. કુ. કા. ) |
| આધુનિક આકાશવાણી) | ( ,, ) |
| હાથની ભાષા | ( હરિહર પુ. ) |
| શરીર સામુદ્રિક | ( ,, ) |
| ભવિષ્યવાણી | ( એન. એમ. ઠક્કરની કું. ) |
| વિજ્ઞાનની વાટે | ( ગુ. વ. સો. ) |
| આપણે આંગણે ઊડનારાં | ( ફૂલછાબ કા. ) |
| વિજ્ઞાનવિહાર ભા. ૧–૫ | ( બાલવિનોદ કા. ) |
| વ્યાયામજ્ઞાનકોષ ખંડ ૧–૨ | ( વ્યાયામ કા. ) |
| જીવન અને વિજ્ઞાન | ( પુ. સ. સ. મં. ) |

## અર્થશાસ્ત્ર

| | |
|---|---|
| ઓસરતો રૂપિયો | ( મુકુન્દલાલ એચ. દ. કું. ) |
| હિન્દનું નાણાવટું | ( ,, ) |
| ઋણમુક્તિ | ( આર. આર. શેઠ ) |
| વધારાના નફાનો કર | ( એન. એમ. ત્રિપાઠી. ) |

## વૈદક

| | |
|---|---|
| દવાનો છેલ્લો ઘૂંટડો | ( ભા. સા. સંઘ ) |
| દૂધઃ મૃત્યુલોકનું અમૃત | ( ,, ) |
| મહર્ષિ અણ્ણાસાહેબ પટવર્ધન | (શ્રી. ભાગવત) |
| "પાયોરિયા" દિગ્દર્શન | (વૈદ્ય, કિ. ભા. ગુપ્તા) |
| સંતતિના સર્જન પછી | ( નવયુ. પુ. ભં. ) |
| હઠીલાં દર્દોમાં કુદરતી ઉપચાર | (ભા. સા. સં.) |
| ઉપવાસ | ( ,, ) |
| શરીરરચનાનું રહસ્ય | ( ,, ) |
| દંતરત્ન | ( કે. દો. ) |

## કાવ્ય

| | |
|---|---|
| ક્લાન્ત કવિ | ( ગુ. સા. સભા ) |
| પરાગ | ( યુગાન્તર કાર્યા. ) |
| મંદિરને પગથિયે | ( ,, ) |
| ફુલાની રમઝટ | ( રાયચુરા ) |
| કાવ્યસંહિતા | ( મહાસુખભાઇ સુ. ) |
| સંવેદના | ( એન. એમ. ત્રિપાઠી ) |
| પસલી | ( ઉમેશ કવિ ) |
| નિહારિકા | ( આર. આર. શેઠ ) |
| બંસરી | ( નવયુગ કલા મંદિર. ) |
| દીવડિયા | ( શંકરલાલ ના. દવે ) |
| હેમ્લેટ | ( હંસા મહેતા ) |
| કટાક્ષકાવ્યો | ( દેવકૃષ્ણ પી. જોશી ) |
| પ્રતીક્ષા | ( ચોકસી બધર્સ ) |
| મંજૂષા | ( આર. આર. શેઠ ) |

## જીવનચરિત્ર

| | |
|---|---|
| શ્રી ભક્ત ચરિત્ર | (સ. સા. વ. કા.) |
| પરમહંસ રામકૃષ્ણ | ( ,, ) |
| સ્વામી રામતીર્થ | ( ,, ) |
| ચૈતન્ય મહાપ્રભુ ભા. ૧–૩ | ( ,, ) |
| સ્વામી વિવેકાનંદ | ( ,, ) |
| જ્ઞાનેશ્વર મહારાજ અને એકનાથ | ( ,, ) |
| મહાત્મા રામચંદ્ર દત્ત અને નાગ મહાશય | ( ,, ) |
| સ્વામી બ્રહ્માનંદજી અને સ્વામી શિવાનંદજી | ( ,, ) |
| આદર્શ ચરિત્ર સંગ્રહ ભા. ૧–૨ | ( ,, ) |
| સરયૂદાસ, ભૂધરભક્ત અને જાનકીદાસનાં ચરિત્રો | ( ,, ) |
| શિવાજી છત્રપતિ | ( ,, ) |
| મોતીભાઇ અમીન | ( પુ સ. સ મં. ) |
| બે દેશદીપક | ( મેઘાણી ) |
| અડધે રસ્તે | ( ક. મા. મુનશી ) |

સીધાં ચઢાણ ( ક. મા. મુનશી )
કવિવર ટાગોર ( સી. શાન્તિલાલ કું. )
સોરઠી સંતો ( મેઘાણી )
પુરુષાર્થની પ્રતિમાઓ (સી. શાન્તિલાલની કું.)
તેજછાયા ( આર. આર. શેઠ )
વીરપૂજા ( મો. પા. દવે )
સ્વ. સર સયાજીરાવ ભા. ૧–૨ (લુ. મિ. પ્રેસ)
ઇસુખ્રિસ્ત (નવજીવન કાર્યાલય)
બાપુ ( ,, )
સહજાનંદસ્વામી ( ,, )

## ખેતીવાડી

ખાતરોની માહિતી અને ખેતીસુધારણા ( સો. કિ. પટેલ )
ધરતીનું ધોવાણ અને તેની અટકાયત ( ખેતીવાડી ખાતું )
ખેતીની જમીન ( ગુ. વ. સો. )
ખેડ અને ઓજાર ( જં. ર. પાઠક )

## હુન્નરકળા

નફાકારક હુન્નરો ભા. ૧–૨–૩ (ભા. સા. સં.)
ભાતભાતનું ભરતકામ ( એન. એમ. ઠક્કર )
રસોઇનું રસાયણ ( એન. એમ. ત્રિપાઠી )

સંઘવ્યાયામ ( ગુ. વ્યા. પ્ર. મંડળ )
રાષ્ટ્રીય ઉદ્યોગ ( ન. યુ. પુ. ભંડાર )

## ઇતિહાસ–પ્રવાસ–ભૂગોળ

બ્રહ્મદેશ ( સયાજી સા. માળા )
ભારતદર્શન ( મહાગુ. પબ્લી. કું. )
જાપાન ( ,, )
પાસિફિક ( મહાગુ. પબ્લી. કં. )
*પ્રાચીન ભારતવર્ષ ભા. ૧-૨-૩-૪-૫ (ડૉ.ત્રિ.લ.)
રંગદ્વેષનો દુર્ગ ભા. ૧–૨ ( ગુ. ગ્રં. કા. )
એબિસિનિયા પર ચોથાર ( ન. યુ. પુ. ભં. )
પલટાતા નકશા ( વંદેમાતરમ્ કા. મુંબઇ )
દક્ષિણાયન ( સયાજી સાહિત્યમાળા )
સોવિયેટ ભૂમિમાં ( ભા. સા. સંઘ )
૧૯૪૩ નાં પગરણ ( ,, )
ગુજરાતના ઇતિહાસની આરસી ( આંઠીવ )
પીરામીડની છાયામાં ( ચંદ્રશંકર શુક્લ )
મારી બીનજવાબદાર કહાણી
અમર યાત્રાધામો ( ગૂ. ગ્રં. કાર્યા. )
આપણો મહાવીર પાડોશી ( ફુલછાબ કા. )
હિમાલય દિગ્દર્શન ( એન. એમ. ત્રિપાઠી )

આ ઉપરાંત ગ્રામ વિકાસમાળાનાં પુસ્તકો જે રાજ્ય તરફથી દરેક ગ્રામપંચાયત તરફ મોકલવામાં આવ્યાં છે તે મેળવી જાહેરમાં લાવી પ્રચાર કરવા અમારી ખાસ ભલામણ છે.

વડોદરા,
તા. ૮–૮–૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

* તમામ પુસ્તકાલયોએ અવશ્ય વસાવવા યોગ્ય એ લેખકનાં છ પુસ્તકોનો આખો સેટ રૂ. ૩૦) માં મળશે. જેમની પાસે થોડાં હોય અને બાકીનાં ખરીદવાનાં હશે તો જેટલી કિંમતનાં ખરીદાયાં હશે તે મજરે મળશે. લેખકની ભલામણ પ્રમાણે જે પુસ્તકાલયો આ આખો સેટ લઇ શકે તેમ હોય તેમને ખરીદવા ભલામણ છે.

# જાહેરાત અંક ૧ સને ૧૯૪૩-૪૪

## સન ૧૯૪૨-૪૩ માં પ્રાંતવાર નવીન પુસ્તકાલયો ઉઘાડવામાં આવ્યાં તેની યાદી

### મહેસાણા પ્રાંત

#### આંતરસુંબા મહાલ

| | વસ્તી |
|---|---|
| ૧ ગરોડ | ૫૦૯ |
| ૨ ઝંગ | ૫૩૧ |
| * ૩ વાઘજીપુર | ૪૦૨ |
| ૪ કમાલબંધ વાસણા | ૬૨૨ |

#### કલોલ મહાલ

| | |
|---|---|
| ૫ નાદરી | ૨૯૫ |

#### ખેરાળુ મહાલ

| | વસ્તી |
|---|---|
| ૬ પાન્છા | ૬૮૪ |
| * ૭ ગોરીસણા | ૮૪૨ |

#### દહેગામ મહાલ

| | |
|---|---|
| ૮ કડાદરા | ૧૩૩૪ |
| ૯ સીહોલી મોટી | ૧૦૨૧ |
| ૧૦ વાસણાચૌધરી | ૧૧૩૪ |

#### પાટણ મહાલ

| | વસ્તી |
|---|---|
| ૧૧ વામૈયા | ૧૮૩૧ |
| ૧૨ સાંપરા | ૧૯૯૨ |

#### મહેસાણા મહાલ

| | |
|---|---|
| ૧૩ સિદોસણા | ૩૦૫ |
| ૧૪ ભાસરીઆ | ૩૪૭ |
| ૧૫ ગુદરડા | ૧૨૩૦ |
| *૧૬ નવીસેઢાવી | ૬૫૪ |
| ૧૭ ધોળાસણ | ૧૧૬૮ |
| ૧૮ કુકસ | ૫૫૬ |
| ૧૯ શોભાસણ | ૭૯૫ |

#### વિજાપુર મહાલ

| | |
|---|---|
| ૨૦ હરણાહોડા | ૧૨૧૬ |
| ૨૧ ઇભરામપુરા | ૩૪૨ |

### વડોદરા પ્રાંત

#### વડોદરા મહાલ

| | |
|---|---|
| ૨૨ દોટણા | ૬૪૩ |
| ૨૩ મોતીઆપુરા | ૫૦૯ |
| ૨૪ ગોસીંદ્રા | ૪૫૯ |
| ૨૫ ખલીપુર | ૪૩૭ |
| *૨૬ કપુરાઇ | ૫૭૮ |

#### પાદરા મહાલ

| | |
|---|---|
| ૨૭ મહાપુર | ૩૯૩ |

#### તીલકવાડા મહાલ

| | |
|---|---|
| +૨૮ જેમલગઢ | ૩૧૧ |

#### વાઘોડીઆ મહાલ

| | |
|---|---|
| ૨૯ અલવા | ૬૨૬ |

#### સંખેડા મહાલ

| | |
|---|---|
| ૩૦ લોટીઆ | ૪૦૯ |
| +૩૧ સૂર્યા | ૨૪૮ |
| +૩૨ કાળી તલાવડી | ૩૯૯ |

#### સાવલી મહાલ

| | |
|---|---|
| ૩૩ જાંબુગોરલ | ૨૬૯ |
| ૩૪ કડાછલા | ૩૯૬ |
| ૩૫ સગલાયા | ૫૮૭ |
| ૩૬ વેમાર | ૫૫૭ |
| ૩૭ ધંટીઆળ | ૭૪૧ |

### નવસારી પ્રાંત

#### વ્યારા મહાલ

| | |
|---|---|
| *૩૮ ઉમરવાવદૂર | ૮૦૭ |
| *૩૯ ખેડકુવાદૂર | ૧૨૨૫ |
| *૪૦ આંબોયા | ૨૮૮ |
| ,૪૧ ઉંચામાળા | ૧૩૧૪ |

#### મહુવા મહાલ

| | |
|---|---|
| ×૪૨ હળદવા | ૮૩૦ |

### અમરેલી પ્રાંત

#### કોડીનાર મહાલ

| | |
|---|---|
| ૪૩ પીપળી | ૮૨૯ |
| ૪૪ માલસરમ | ૮૨૦ |
| *૪૫ માલગામ | ૫૭૪ |
| *૪૬ દેવળપુર | ૭૭૭ |

#### ધારી મહાલ

| | |
|---|---|
| *૪૭ હુડલી | ૪૦૨ |
| ૪૮ કમી | ૬૬૩ |
| *૪૯ પાણીઆ | ૨૦૩ |

#### ઓખામંડળ મહાલ

| | |
|---|---|
| ૫૦ મિઠાપુર | ૩૩૩૭ |

વડોદરા
તા. ૮-૮-૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

* હિરક નોંધમાંથી મદદ મેળવી છે. + આ પુસ્તકાલયોને ખત્રી સ્મારકમાંથી મદદ મળી છે,
× પુસ્તકાલય બોર્ડ સ્મારકમાંથી ઊભું થયું છે.

**જાહેરાત અંક ૨**

## વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો અને વાચનાલયોની

| અનુક્રમ નંબર | મહાલનું નામ | મહાલવાર ગામો | શાળાવાળાં ગામ | પુસ્તકાલયો સંબંધી વિગત | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | કસ્બા પુસ્ત-કાલય | કસ્બા વાં. તથા મહિલા ખાસ ઝું | | | ગ્રામ પુસ્ત-કાલય | ગ્રામ વાચ-નાલય | કુલ | મદદ લેનાર પુ. ની સંખ્યા |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | | | ૭ | ૮ | ૯ | ૧૦ |
| | **વડોદરા પ્રાંત** | | | | | | | | | | |
| ૧ | પેટલાદ | ૭૩ | ૭૨ | ૭ | ૦ | ૪ | ૩ | ૬૫ | ૦ | ૭૯ | ૭૧ |
| ૨ | ભાદરણ | ૩૧ | ૨૭ | ૧ | ૦ | ૧ | ૧ | ૨૭ | ૦ | ૩૦ | ૨૮ |
| ૩ | વડોદરા | ૧૧૯ | ૭૮ | ૧ | ૧ | ૦ | ૦ | ૭૬ | ૪ | ૮૨ | ૬૭ |
| ૪ | પાદરા | ૮૨ | ૭૨ | ૧ | ૦ | ૦ | ૦ | ૭૨ | ૧ | ૭૪ | ૬૪ |
| ૫ | કરજણ | ૯૮ | ૭૮ | ૧ | ૦ | ૦ | ૦ | ૮૦ | ૦ | ૮૧ | ૬૮ |
| ૬ | ડભોઈ | ૯૭ | ૪૮ | ૧ | ૦ | ૧ | ૧ | ૫૦ | ૧ | ૫૪ | ૪૪ |
| ૭ | શિનોર | ૪૫ | ૩૯ | ૧ | ૦ | ૧ | ૦ | ૪૨ | ૦ | ૪૪ | ૩૮ |
| ૮ | સાવલી | ૭૨ | ૩૪ | ૧ | ૦ | ૦ | ૧ | ૩૭ | ૩ | ૪૨ | ૩૮ |
| ૯ | વાઘોડીઆ | ૭૧ | ૨૮ | ૧ | ૦ | ૦ | ૦ | ૨૪ | ૫ | ૩૦ | ૨૬ |
| ૧૦ | સંખેડા | ૧૩૦ | ૪૯ | ૨ | ૦ | ૦ | ૦ | ૪૮ | ૧ | ૫૧ | ૪૦ |
| ૧૧ | તિલકવાડા | ૩૪ | ૮ | ૧ | ૦ | ૦ | ૦ | ૬ | ૦ | ૭ | ૬ |
| | કુલ | ૮૫૨ | ૫૩૩ | ૧૮ | ૧ | ૭ | ૬ | ૫૨૭ | ૧૫ | ૫૭૪ | ૪૯૦ |
| | **મહેસાણા પ્રાંત** | | | | | | | | | | |
| ૧૨ | દહેગામ | ૯૬ | ૪૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૩૦ | ૪ | ૩૫ | ૩૪ |
| ૧૩ | આતરસુંબા | ૪૦ | ૧૮ | ૧ | ૦ | ૦ | ૦ | ૧૫ | ૧ | ૧૭ | ૧૭ |
| ૧૪ | કડી | ૧૨૧ | ૫૪ | ૧ | ૦ | ૦ | ૦ | ૫૪ | ૦ | ૫૫ | ૫૧ |
| ૧૫ | કલોલ | ૯૧ | ૫૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૪૭ | ૨ | ૫૧ | ૪૮ |
| ૧૬ | વિજાપુર | ૮૭ | ૬૪ | ૨ | ૦ | ૧ | ૦ | ૬૪ | ૦ | ૬૭ | ૬૪ |
| ૧૭ | વિસનગર | ૫૬ | ૪૦ | ૧ | ૦ | ૨ | ૦ | ૪૦ | ૨ | ૪૫ | ૪૦ |
| ૧૮ | મહેસાણા | ૮૪ | ૫૭ | ૧ | ૦ | ૦ | ૦ | ૫૧ | ૧ | ૫૩ | ૪૯ |
| ૧૯ | સિદ્ધપુર | ૮૧ | ૪૪ | ૨ | ૦ | ૨ | ૧ | ૪૩ | ૦ | ૪૮ | ૪૪ |
| ૨૦ | ખેરાળુ | ૯૧ | ૪૪ | ૨ | ૦ | ૧ | ૧ | ૩૮ | ૧ | ૪૩ | ૩૬ |
| ૨૧ | પાટણ | ૧૪૦ | ૪૩ | ૧ | ૧ | ૧ | ૧ | ૪૧ | ૦ | ૪૫ | ૪૧ |
| ૨૨ | ચાણસ્મા | ૧૧૩ | ૫૪ | ૨ | ૦ | ૦ | ૦ | ૫૪ | ૦ | ૫૬ | ૫૧ |
| ૨૩ | હારીજ | ૩૮ | ૭ | ૦ | ૦ | ૦ | ૦ | ૭ | ૦ | ૭ | ૬ |
| | કુલ | ૧૦૩૮ | ૫૧૭ | ૧૫ | ૧ | ૮ | ૩ | ૪૮૪ | ૧૧ | ૫૨૨ | ૪૮૧ |

## સને ૧૯૪૩-૪૪

### મહાલવાર સંખ્યા અને તેમને અપાયેલી મદદ સને ૧૯૪૨-૪૩

| સરકાર મદદની વિગત | | પંચાયત મદદની વિગત | | શેરા |
|---|---|---|---|---|
| કસ્બા પુ. ને કસ્બા વા. ને તથા મહિલા તથા બાલ પુ. ને | ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયોને | કસ્બા પુ. ને તથા કસ્બા વાં. મહિલા તથા બાલ પુ. ને | ગ્રામ પુસ્તકાલયોને તથા વાચનાલયોને | |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |
| ૨૧૦૫-૦-૦ | ૧૩૮૪-૦-૦ | ૧૮૪૦-૦-૦ | ૧૩૮૪-૦-૦ | (૧) વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને વડોદરા પ્રાંત પંચાયત મદદના રૂા. ૪૫૨-૦-૦ આપવામાં આવ્યા છે. |
| ૪૭૫-૦-૦ | ૮૬૭-૮-૦ | ૪૦૦-૦-૦ | ૮૬૭-૮-૦ | |
| ૫૫૦-૦-૦ | ૧૫૦૬-૦-૦ | ૫૦-૦-૦ | ૧૫૦૬-૦-૦ | |
| ૨૫૦-૦-૦ | ૧૨૫૦-૮-૦ | ૧૭૫-૦-૦ | ૧૨૫૦-૮-૦ | |
| ૨૯૫-૦-૦ | ૧૨૪૬-૮-૦ | ૨૨૦-૦-૦ | ૧૨૪૬-૮-૦ | |
| ૦-૦-૦ | ૭૧૧-૦-૦ | ૦-૦-૦ | ૭૧૧-૦-૦ | |
| ૨૫૦-૦-૦ | ૮૧૩-૦-૦ | ૨૫૦-૦-૦ | ૮૧૩-૦-૦ | |
| ૨૩૦-૦-૦ | ૭૭૫-૮-૦ | ૧૬૦-૦-૦ | ૭૭૫-૮-૦ | |
| ૩૦૦-૦-૦ | ૪૧૮-૮-૦ | ૧૫૦-૦-૦ | ૪૧૮-૮-૦ | |
| ૪૫૦-૦-૦ | ૬૮૬-૮-૦ | ૩૩૦-૦-૦ | ૬૮૬-૮-૦ | |
| ૧૦૦-૦-૦ | ૧૫૩-૮-૦ | ૧૦૦-૦-૦ | ૧૫૩-૮-૦ | |
| ૫૦૦૫-૦-૦ | ૯૮૧૨-૮-૦ | ૩૬૭૫-૦-૦ | ૯૮૧૨-૮-૦ | |
| ૨૦૦-૦-૦ | ૫૦૯-૦-૦ | ૧૫૦-૦-૦ | ૫૦૯-૦-૦ | (૧) વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને મહેસાણા પ્રાંત પંચાયત મદદના રૂા. ૪૩૩-૦-૦ આપવામાં આવ્યા છે. |
| ૧૨૫-૦-૦ | ૨૪૯-૮-૦ | ૧૦૦-૦-૦ | ૨૪૯-૮-૦ | |
| ૨૭૫-૦-૦ | ૬૮૪-૦-૦ | ૨૦૦-૦-૦ | ૬૮૪-૦-૦ | |
| ૨૯૦-૦-૦ | ૯૩૩-૮-૦ | ૧૦૦-૦-૦ | ૯૩૩-૮-૦ | |
| ૫૦૦-૦-૦ | ૧૫૮૭-૦-૦ | ૪૮૦-૦-૦ | ૧૫૮૭-૦-૦ | |
| ૩૫૦-૦-૦ | ૭૧૭-૦-૦ | ૩૫૦-૦-૦ | ૭૧૭-૦-૦ | |
| ૫૫૦-૦-૦ | ૧૦૦૨-૦-૦ | ૪૭૫-૦-૦ | ૧૦૦૨-૦-૦ | (૨) મહેસાણા પ્રાંતમાં મકાનો ખાતે સરકાર મદદના રૂા. ૧૬૬૯-૦-૦ અદા કરવામાં આવ્યા છે. |
| ૬૧૫-૦-૦ | ૬૯૦-૮-૦ | ૫૨૫-૦-૦ | ૬૯૦-૮-૦ | |
| ૫૬૦-૦-૦ | ૫૪૪-૦-૦ | ૫૩૦-૦-૦ | ૫૪૪-૦-૦ | |
| ૩૫૦-૦-૦ | ૮૦૪-૮-૦ | ૧૯૫-૦-૦ | ૮૦૪-૮-૦ | |
| ૩૭૫-૦-૦ | ૭૭૨-૦-૦ | ૧૫૦-૦-૦ | ૭૭૨-૦-૦ | |
| ૦-૦-૦ | ૮૦-૦-૦ | ૦-૦-૦ | ૮૦-૦-૦ | |
| ૪૧૯૦-૦-૦ | ૮૫૭૩-૦-૦ | ૩૨૫૫-૦-૦ | ૮૫૭૩-૦-૦ | |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | **નવસારી પ્રાંત** | | | | | | | | | | |
| ૨૪ | નવસારી | ૬૧ | ૪૩ | ૧ | ૦ | ૧ | ૧ | ૪૪ | ૧ | ૪૮ | ૪૧ |
| ૨૫ | ગણદેવી | ૩૦ | ૨૩ | ૨ | ૦ | ૧ | ૦ | ૨૪ | ૧ | ૨૮ | ૨૪ |
| ૨૬ | પલસાણા | ૫૨ | ૩૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૩૦ | ૧ | ૩૨ | ૩૧ |
| ૨૭ | કામરેજ | ૭૨ | ૪૨ | ૧ | ૦ | ૦ | ૦ | ૪૩ | ૨ | ૪૬ | ૪૪ |
| ૨૮ | મહુવા | ૬૯ | ૪૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨૮ | ૨ | ૩૦ | ૨૮ |
| ૨૯ | માંગરોળ | ૧૩૨ | ૨૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨૩ | ૦ | ૨૩ | ૧૬ |
| ૩૦ | સોનગઢ | ૨૨૧ | ૯ | ૧ | ૦ | ૦ | ૦ | ૨ | ૦ | ૩ | ૨ |
| ૩૧ | વ્યારા | ૧૫૨ | ૩૪ | ૧ | ૦ | ૧ | ૦ | ૧૮ | ૪ | ૨૪ | ૧૯ |
| | કુલ | ૭૮૯ | ૨૪૧ | ૭ | ૦ | ૩ | ૧ | ૨૧૨ | ૧૧ | ૨૩૪ | ૨૦૫ |
| | **અમરેલી પ્રાંત** | | | | | | | | | | |
| ૩૨ | અમરેલી | ૫૯ | ૪૯ | ૧ | ૦ | ૧ | ૧ | ૪૨ | ૫ | ૫૦ | ૫૦ |
| ૩૩ | દામનગર | ૨૬ | ૨૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧૯ | ૦ | ૨૦ | ૧૯ |
| ૩૪ | ધારી | ૫૭ | ૨૨ | ૧ | ૦ | ૦ | ૧ | ૨૧ | ૦ | ૨૩ | ૨૨ |
| ૩૫ | ખાંભા | ૩૧ | ૮ | ૦ | ૦ | ૦ | ૦ | ૬ | ૦ | ૬ | ૫ |
| ૩૬ | કોડીનાર | ૬૪ | ૨૫ | ૧ | ૦ | ૦ | ૦ | ૨૨ | ૦ | ૨૩ | ૨૧ |
| ૩૭ | રતનપુર | ૮ | ૬ | ૦ | ૦ | ૦ | ૦ | ૭ | ૦ | ૭ | ૬ |
| ૩૮ | ભીમકટ્ટા | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ |
| ૩૯ | ઓખામંડળ | ૪૪ | ૧૨ | ૨ | ૦ | ૨ | ૧ | ૧૦ | ૦ | ૧૫ | ૧૩ |
| | કુલ | ૨૯૦ | ૧૪૩ | ૬ | ૦ | ૩ | ૩ | ૧૨૮ | ૫ | ૧૪૫ | ૧૩૬ |
| | કુલ એકંદર | | ૧૪૩૪ | ૪૬ | ૨ | ૨૧ | ૧૩ | ૧૩૫૧ | ૪૨ | ૧૪૭૫ | ૧૩૧૨ |

(૧) સરકારમદદની વિશેષ હકીકત

અ ચાલુ સાલે ઉઘાડેલાં નવીન ૫૦ પુસ્તકાલયોને પુસ્તકો ખાતે મદદ આપવામાં આવી તે — રૂા. ૩૭૪૫–૨–૯

આ વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને નિભાવવા માટે સરકારમદદના — રૂા. ૧૨૦૦–૦–૦

(૨) કુલ એકંદર સરકાર મદદ — રૂા. ૪૪૯૭૫–૨–૯

(૩) પંચાયત મદદ કુલ એકંદર મકાન મદદ સાથે — રૂા. ૩૪૪૫૧–૮–૦

| | | | | |
|---|---|---|---|---|
| ૫૨૫-૦-૦ | ૯૦૯-૮-૦ | ૦-૦-૦ | ૯૦૯-૦-૦ | (૧) વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને નવસારી પ્રાંત પંચાયત મદદના રૂા. ૧૯૦-૦-૦ આપવામાં આવ્યા છે. (૨) નવસારી પ્રાંત પંચાયતે મકાન માટે પંચાયત મદદના શામપુરા તા. કામરેજ પુસ્તકાલયને રૂા. ૭૫૦-૦-૦ અદા કર્યા છે. |
| ૬૩૦-૦-૦ | ૪૫૮-૦-૦ | ૦-૦-૦ | ૪૫૮-૦-૦ | |
| ૩૦૦--૦૦ | ૭૪૮-૦-૦ | ૨૦૦-૦-૦ | ૭૪૮-૦-૦ | |
| ૨૭૫-૦-૦ | ૧૦૬૫-૮-૦ | ૦-૦-૦ | ૯૬૫-૮-૦ | |
| ૦-૦-૦ | ૫૪૮-૮-૦ | ૦-૦-૦ | ૫૪૮-૮-૦ | |
| ૦-૦-૦ | ૬૩૦-૦-૦ | ૦-૦-૦ | ૬૩૦-૦-૦ | |
| ૧૩૫-૦-૦ | ૫-૮-૦ | ૦-૦-૦ | ૫-૮-૦ | |
| ૩૧૦-૦-૦ | ૨૭૫-૮-૦ | ૦-૦-૦ | ૨૭૫-૮-૦ | |
| ૨૧૭૫-૦-૦ | ૪૬૪૦-૮-૦ | ૨૦૦-૦-૦ | ૪૫૪૦-૮-૦ | |
| ૮૦૦-૦-૦ | ૫૮૩-૦-૦ | ૬૮૦-૦-૦ | ૫૬૯-૮-૦ | (૧) વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને અમરેલી પ્રાંત પંચાયત મદદના રૂા. ૧૨૫-૦-૦ આપવામાં આવ્યા છે. |
| ૨૨૫-૦-૦ | ૧૯૦-૮-૦ | ૯૦-૦-૦ | ૧૯૦-૮-૦ | |
| ૨૦૦-૦-૦ | ૩૬૦-૦-૦ | ૦-૦-૦ | ૩૬૦-૦-૦ | |
| ૦-૦-૦ | ૮૬-૦-૦ | ૦-૦-૦ | ૮૬-૦-૦ | |
| ૨૫૦-૦-૦ | ૩૦૩-૮-૦ | ૦-૦-૦ | ૨૮૭-૮-૦ | |
| ૦-૦-૦ | ૯૧-૮-૦ | ૦-૦-૦ | ૯૧-૮-૦ | |
| ૦-૦-૦ | ૨૦-૦-૦ | ૦-૦-૦ | ૨૦-૦-૦ | |
| ૬૮૫-૦-૦ | ૧૭૦-૮-૦ | ૦-૦-૦ | ૭૦-૮-૦ | |
| ૨૧૬૦-૦-૦ | ૧૮૦૫-૦-૦ | ૭૭૦-૦-૦ | ૧૬૭૫-૮-૦ | |
| ૧૩૫૩૦-૦-૦ | ૨૪૮૩૧-૦-૦ | ૭૯૦૦-૦-૦ | ૨૪૬૦૧-૮-૦ | |

(૪) લોકમદદની વિગત

અ ફરખા પુસ્તકાલયોના નિભાવ માટે અંદાજમાં બતાવેલી રકમ — રૂા. ૨૧૩૯૭-૦-૦

આ આમ પુસ્તકાલયો, મહિલા પુસ્તકાલયો, બાલ પુસ્તકાલયો તથા વાચનાલયો માટેની — રૂા. ૨૭૭૬૭-૦-૦

ઇ આમ પુસ્તકાલયોના મકાનો માટે (દીવેર તથા પાડરશિંગાના) — રૂા. ૧૨૦૦-૦-૦

ઈ નવીન ૫૦ પુસ્તકાલયોએ સરકારમદદના પુસ્તકો મેળવવા માટે ઊભી કરેલી લોકમદદ — રૂા. ૧૨૫૦-૦-૦

રૂા. ૫૧૬૧૪-૦-૦

(૫) પેટી વાચનાલયોની સંખ્યા ૭૧ ની છે.

(૬) સ્વતંત્ર મકાનવાળાં પુસ્તકાલયોની સંખ્યા ૧૮૨

વડોદરા
તા. ૭-૮-૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## વટહુકમ નં. ૧ સને ૧૯૪૩-૪૪

## વિષય

### વર્તમાનપત્રો, સામયિકો વગેરે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ દ્વારા ખરીદવા બાબત

**કસ્બા પુસ્તકાલયોમાં હાલની વ્યવસ્થા**

કસ્બા અને પ્રાંત પુસ્તકાલયો પોતાને મંગાવવાનાં વર્તમાનપત્રો અને સામયિકોની ખરીદી પોતે થઈને કરે છે. પરંતુ આ પ્રમાણે તજવીજ કરવામાં મોટે ભાગે લવાજમો ભરવામાં નાણાંની તાત્કાલિક સવડ નહિ હોવાના કારણે વા ગ્રંથપાલ કે મંત્રીની બેકાળજીના કારણે તેમને વી. પી. સ્વીકારવાં પડે છે. વળી મંગાવવા માટે પ્રત્યેકને કાગળો લખવાની લખાપડીમાં ઊતરવું પડે છે. અને ગ્રામ પુસ્તકાલયોને મળતા કેટલાક ઘટાડેલા લવાજમના દરોના લાભો મેળવી શકાતા નથી. તપાસણી દરમ્યાન આવી ઘણી રીતે અવ્યવસ્થિત ખર્ચ થતો હોવાનું જણાઈ આવ્યું છે. આમાં પત્રો મંગાવવાની સ્વતંત્રતા પર અંકુશ મૂકવાનો કોઈ હેતુ નથી; પણ સાર્વજનિક સંસ્થાને સરળતાથી અને ઓછા ખર્ચે મળતી વ્યવસ્થા તો સંસ્થાના સંચાલકોએ તપાસી મેળવી અને તેનો લાભ ઊઠાવવો જોઈતો હતો. પરંતુ તેવી વ્યવસ્થા કેટલાંક કસ્બા અને પ્રાંત પુસ્તકાલયો કરતાં નથી.

**હવે પછી કરવાની વ્યવસ્થા**

સબબ સંસ્થાઓના હિત ખાતર આથી ઠરાવવામાં આવે છે કે વડોદરા સરકારની મદદ મેળવતાં સાર્વજનિક પુસ્તકાલયો પોતાનાં પત્રો અને સામયિકો ( અઠવાડિક માસિક ત્રિમાસિક વગેરે )નું લવાજમ 'મનીઑર્ડર'થી ભરવાનું અને મંગાવવાનું હોય તે તમામ માગણી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ દ્વારા તજવીજ કરવી.

**નવી વ્યવસ્થાથી થનાર લાભો**

(૧) આથી કસ્બા કે પ્રાંત પુસ્તકાલયોએ વર્ષની શરૂઆતમાં જે ખર્ચ પોતાની પાસે રકમની સવડ ન હોવા છતાં કરવો પડે છે તે સ્થિતિ રહેશે નહિ અને મંડળ તેમનાં લવાજમ પરભાર્યાં ભરી દેશે. માત્ર તેમને કયું પત્ર કયી તારીખથી શરૂ કરવાનું છે તે જણાવવાનું રહેશે.

(૨) ગ્રામ પુસ્તકાલયોને કેટલાંક પત્રોના લવાજમ ઘટાડાનો લાભ મળે છે તે લાભ આથી આ પુસ્તકાલયોને પણ મળશે.

(૩) સરકાર પંચાયત મદદ જે મંગાવવાની હોય છે તે પરભાર્યો મંડળને પોતાના બિલ પૂરતી અદા થશે એટલે એકંદર રકમનો મનીઑર્ડર ખર્ચ પણ કરવાનો રહેશે નહિ.

(૪) વી. પી. સ્વીકારવાની, અને પત્ર શરૂ રાખવાનું કે પત્રકારોને મુદત થયા છતાં વિનાકારણ પત્રો મોકલ્યા કરવાનું કારણ રહેશે નહિ.

(૫) બિલ બનાવતી વખતે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફથી પત્રોનું એકઆંકડી બાબતવાર બિલ મંગાવી દાખલ કરવાની સરળતા થશે.

ઉપરની વ્યવસ્થા પ્રમાણે વર્તવામાં જે કસ્બા કે પ્રાંત પુસ્તકાલયોને સ્થાનિક એજન્ટો પાસેથી કોઇ દૈનિકપત્ર ખરીદવાનું હશે અને તેથી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ દ્વારા મંગાવવા કરતાં વિશેષ ફાયદો થતો હશે તો તેમ કરવાને હરકત નથી. પણ મનીઑર્ડરથી મંગાવવાનાં તમામ પત્રો કે સામાયિકોનો ઑર્ડર પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં આપવાનો છે.

**સ્થાનિક એજન્ટો પાસેથી કીફાયત દરથી મળતાં દૈનિક પત્રો પરભાર્યા ખરીદી શકાશે.**

આ બાબતમાં કંઇપણ અડચણ ઊભી થતી હોય તો તે બાબતનો પત્રવ્યવહાર આ ખાતા તરફ કરવાથી તાત્કાલિક ખુલાસો કરવામાં આવશે.

**પુસ્તકાલય ખાતા તરફથી તમામ ખુલાસા થશે.**

વડોદરા,
તા. ૯-૮-'૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

**વટહુકમ નં. ૨ સને ૧૯૪૩-૪૪**

## વિષય

**કસ્બા પુસ્તકાલયોની સંખ્યામાં વધારો કર્યા બાબત**

સાર્વજનિક પુસ્તકાલયો સ્થાપવાના નિયમની કલમ ૫ આધારે ચાર હજાર અને તેથી વધુ વસ્તીવાળાં શહેરોને કસ્બા પુસ્તકાલયો ગણવા ઠરેલું છે. તે પ્રમાણે ૧૯૪૧ ની વસ્તીગણતરી પ્રમાણે નીચે જણાવેલાં પુસ્તકાલયોને કસ્બા પુસ્તકાલયો ગણવા ઠરાવવામાં આવે છે. આ સાર્વજનિક પુસ્તકાલયોને હવે સરકાર પંચાયત મદદ સવડ પ્રમાણે રૂપિયા ત્રણસો સુધી મેળવવાનો હકક પ્રાપ્ત થશે.

**કસ્બા પુસ્તકાલયોની સંખ્યામાં વધારો કર્યા બાબત.**

આ પુસ્તકાલયોની ફરજોમાં નીચે પ્રમાણે વધારો કરવામાં આવે છે.

**તેમની ફરજોમાં વધારો**

(૧) પોતાની સ્થાનિક સ્થળ-સીમામાં ગુજરાતી ઉપરાંત ઇતર ભાષાનાં વાચકોની અનુકૂળતા પ્રમાણે પુસ્તકો વસાવવાં જોઇશે.

(૨) બાલ અને મહિલા વિભાગો પુસ્તકાલયના અંગ તરીકે જ રાખી તેનો વિસ્તાર પૂરતા પ્રમાણમાં કરી યુવાનો અને બહેનોને સંસ્થામાં વધુ રસ લેતાં કરવાં જોઇશે.

(૩) લોકમદદ જે ઊભી થાય તેની નીમેરકમ અવશ્ય કાયમનિધિ ખાતે મૂકવી જોઇશે.

(૪) જૂથમંડળનાં તમામ પુસ્તકાલયોને ફરતાં પુસ્તકાલયોની પેટીઓ વસાવી પોતાના પુસ્તકાલયમાં પુસ્તકોનું વાચન પૂરું પાડવું પડશે.

(૫) પુસ્તકાલય ખાતા તરફથી જે જે પુસ્તકાલયો તપાસવા કે દેખરેખ રાખવાનું સોંપવામાં આવે તે કાર્ય કરવું પડશે.

(૬) નિયમો ઘડી તે પ્રમાણે લોકમદદ ઊભી કરી, વ્યવસ્થાપક મંડળ, સામાન્ય સભા વગેરે નિયમિત બોલાવવી પડશે.

(૭) કોઇ પુસ્તકાલયને પોતાનું સ્વતંત્ર મકાન નહિ હશે તો યુદ્ધસમય પૂરો થતાં પોતાનું સ્વતંત્ર મકાન થાય તે માટે પૂરતી રકમ એકઠી કરવી જોઇશે.

(૮) વસ્તીના નિદાન ૨૦ ટકા વાચકો તેણે ઊભા કરવા જોઇશે. અને રજીસ્ટર, વાચક ખાતાવહી તેમજ રોજિંદા વાચનનું વર્ગીકરણ કરવું પડશે.

(૯) ટકાવારી પ્રમાણે જ અંદાજ બનાવવું પડશે.

**સરકાર પંચાયતની બિલ દ્વારા માગણી કરવી પડશે.**

આ પુસ્તકાલયોએ પોતાને મેળવવાની મદદ દેણેયાદી બનાવી માગણી કર્યા પ્રમાણે મદદ મેળવવાની છે. આ માટે અમો એક સ્વતંત્ર લેખ આવતા માસમાં તમામ કસ્બાઓની જાણ માટે મૂકીશું.

**નવીન કસ્બાઓને પત્રો સામયિકો અને પુસ્તકો મંગાવવાનું ધોરણ**

હાલ તુર્ત માટે પત્રો, પુસ્તકો, અને ઇતર સામાન સાહિત્ય-પુસ્તકાલય સહાયક સહકારી મંડળ દ્વારા મંગાવવાનું જે ધોરણ છે તે ભવિષ્યમાં બીજો હુકમ થતાં સુધી ચાલુ રહેશે. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ જે જે ખર્ચ કરશે તેની પાવતી તુર્ત તમારા તરફ મોકલશે એટલે તે બિલ દેણેયાદીમાં દાખલ કરવું.

**નવીન કસ્બા પુસ્તકાલયોની યાદી**

નીચે પ્રમાણે નવીન કસ્બા પુસ્તકાલયો હાલ તુર્ત ગણવામાં આવ્યાં છે તેની જે તે પુસ્તકાલય નોંધ લે.

**વડોદરા પ્રાંત**

૧ કારવણ તા. ડભોઇ
૨ કાસર તા. પેટલાદ
૩ છાણી તા. વડોદરા
૪ ગોરવા તા. વડોદરા

**મહેસાણા પ્રાંત**

૬ હારીજ તા. હારીજ
૭ વસાઇ તા. વિજાપુર
૮ ગોઝારીઆ તા. વિજાપુર
૯ પીલવાઇ તા. વિજાપુર
૧૦ ચરાડા તા. વિજાપુર
૧૧ કુકરવાડા તા. વિજાપુર
૧૨ વાલમ તા. વિસનગર
૧૩ લાંઘણુજ તા. મહેસાણા
૧૪ બાલીસણા તા. પાટણ
૧૫ ઉમતા તા. ખેરાળુ
૧૬ સુંઢીઆ તા. ખેરાળુ
૧૭ રાંધેજા તા. કલોલ
૧૮ કોલવડા તા. કલોલ
૧૯ સરઢવ તા. કલોલ

**અમરેલી પ્રાંત**

૨૦ ચલાલા તા. ધારી

**નવસારી પ્રાંત**

*૨૧ માંગરોળ તા. માંગરોળ
*૨૨ કામરેજ તા. કામરેજ

વડોદરા,
તા. ૧૧–૮–'૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

*આ ગ્રામ પુસ્તકાલયો તાલુકાના મુખ્ય સ્થળે હોઇ તેમને વિકસાવવા માટે કસ્બાની ગણતરીમાં મૂકવામાં આવ્યાં છે. આશા છે કે સંચાલકો તે તરફ પૂરતી કાળજી રાખશે અને આ સ્થળનાં પુસ્તકાલયોને વધુ ઉપયોગી બનાવશે.

# પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ

( સહકારી મંડળીઓ સંબંધી નિબંધ અન્વયે વડોદરામાં નોંધાયલું. )

## રજાઓની યાદી

## ૧૯૪૩

| | | | |
|---|---|---|---|
| શ્રાવણી | ... ૬ ઠ્ઠી ઑગસ્ટ | શુક્રવાર | ... ૧ |
| ગોકુલાષ્ટમી | ... ૨૩ મી ,, | સોમવાર | ... ૧ |
| ગણેશ ચતુર્થી | ... ૩ જી સપ્ટેમ્બર | શુક્રવાર | ... ૧ |
| શ્રી ગણપતિવિસર્જન સ્વારી | ... ૧૩ મી ,, | સોમવાર | ... ૧ |
| રમઝાન ઈદ | ... ૧ લી ઑક્ટોબર | શુક્રવાર | ... ૧ |
| વિજયાદશમી | ... ૮ મી ,, | ,, | ... ૧ |
| દિવાળી | ... ૨૭ મી ,, | બુધવાર | |
| ,, | ... ૨૮ મી ,, | ગુરુવાર | |
| ,, | ... ૨૯ મી ,, | શુક્રવાર | |
| ,, | ... ૩૦ મી ,, | શનિવાર | ... ૭ |
| ,, | ... ૧ લી નવેમ્બર | સોમવાર | |
| ,, | ... ૨ જી ,, | મંગળવાર | |
| ,, | ... ૩ જી ,, | બુધવાર | |
| પ્રબોધિની એકાદશી | ... ૮ મી ,, | સોમવાર | ... ૧ |
| બકરી ઈદ | ... ૯ મી ડિસેમ્બર | ગુરુવાર | ... ૧ |

વડોદરા
તા. ૩-૮-'૪૩

વા. ના. અમીન
મંત્રી
પુસ્તકાલય સ. સ. મંડળ લિ.

---

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોમાં પળાતા

## તહેવારોની યાદી

( પુસ્તકાલય ખાતાના સ. નં. ૩૬ / તા. ૨૧-૨-'૧૭ માં કરેલા યોગ્ય ફેરફાર સાથે )

| | | | |
|---|---|---|---|
| બળેવ | ૧ | દીવાળી | ૪ |
| દશેરા | ૧ | ઉત્તરાયણ | ૧ |
| મહોરમ | ૧ | હુતાશની | ૧ |
| મહાશિવરાત્રી | ૧ | શ્રીમંત મહારાજા સાહેબના તખ્તનશીનનો દિવસ | ૧ |
| હીરક મહોત્સવ દિન | ૧ | | |
| જન્માષ્ટમી | ૧ | પુસ્તકાલય પર્વણીદિન | ૧ |

આ સિવાય બીજા ગમે તે પાંચ તહેવારો
( જનતાની અનુકૂળતા પ્રમાણે વ્ય. મંડળ જે નક્કી કરે તે )

## સુચના નં. ૬ સને ૧૯૪૩-૪૪

# વિષય

### પ્રાંત અને કસ્બા પુસ્તકાલયો માટે થોડાં અંગ્રેજી પુસ્તકોની ભલામણ

**કસ્બા અને પ્રાંતના ઉચ્ચતર જ્ઞાન ધરાવતા વાચકો માટે વાચન.**

પ્રાંત અને કસ્બા પુસ્તકાલયો એ માત્ર થોડું ગુજરાતી ભણેલા વર્ગ માટે છે એમ નથી, પરંતુ આખાય પ્રાંત કે તાલુકાના ઉચ્ચ જ્ઞાન ધરાવતા વાચકોનું જ્ઞાન તાજુ રાખવા માટે પણ એ સંસ્થાઓ છે. ગ્રામ પુસ્તકાલયોની ફરજો પ્રમાણે સ્થાનિક રૈયત જે પ્રાથમિક શિક્ષણ પૂરું કરી પોતાના રોજના જીવનમાં પડી જાય છે તેમનું જ્ઞાન તાજું રાખવાની તો તેમની આવશ્યક ફરજ છે જ; પરંતુ તે ઉપરાંત ઉપર જણાવેલી ઉચ્ચતર કક્ષાના વાચકોને જ્ઞાન પૂરું પાડવા પોતાથી બનતા પ્રયાસો તેણે કરવા જ જોઇએ. હજી કેટલાય કસ્બા એવા છે કે જ્યાં સ્થાનિક રૈયત જોઇતા પ્રમાણમાં એટલી આગળ વધેલી નથી, પરંતુ એટલું તો ચોક્કસ છે કે એ સ્થળસીમાની ઉપલા થરની રૈયત પૈકી કેટલાકનો તો દેશપરદેશ સાથે વ્યાપાર, નોકરી વગેરે ધંધા અંગે સંબંધ જોડાયેલો છે અને તેવી કક્ષાની વ્યક્તિઓ અવારનવાર તે કસ્બાઓમાં આવે છે જ. એમના વાચન માટે જુદા જુદા વિષયોનાં ઉપયોગી પ્રકાશનો આ સંસ્થાઓએ વસાવવાં જોઇએ એમ અમારૂં માનવું છે. ગુજરાતી, મરાઠી, હિંદી, અને અંગ્રેજી પુસ્તકો આ માટે ખાસ પસંદ કરવાં જોઇએ. જોઇતા પ્રમાણમાં ગુજરાતી, મરાઠી કે હિંદી પુસ્તકો વસાવવા પ્રયાસો થતાં હશે. અંગ્રેજી પ્રકાશનોની માહિતીના અભાવે એવાં પ્રકાશનો ખરીદાતાં નથી એમ કેટલેક સ્થળે વ્યવસ્થાપકો સાથેની વાતચીતમાં અમને જણાયું છે. સબબ તેમની સરળતા માટે આ સૂચના પ્રસિદ્ધ કરીએ છીએ.

**અંગ્રેજી પુસ્તકો પસંદ કરવાની રીત**

( ૧ ) અંગ્રેજી પુસ્તકો પસંદ કરવા માટે કસ્બામાં આવતાં અંગ્રેજી વૃત્તપત્રો કે સામયિકોમાં આવતા અભિપ્રાયોની **કાપલીઓ સંગ્રહ કરવાનું કાર્ય ગ્રંથપાલને અવશ્ય સોંપવું.** જ્યારે જ્યારે વ્યવસ્થાપક સમિતિને પુસ્તકો પસંદ કરવાનું ઠરે ત્યારે ત્યારે ઉપરની કાપલીઓ તપાસી તે ઉપરથી પોતાની સ્થળસીમાને અનુકૂળ વાચન ખરીદવું.

(૨) પુસ્તકાલય ખાતા તરફથી " પુસ્તકાલય " માસિકમાં પ્રસિદ્ધ થનારી અંગ્રેજી પુસ્તકોની યાદી જોઇ તેમાંથી પસંદ કરવા.

(૩) વ્યક્તિઓની માગણી પર વિચાર કરવો.

(૪) આજ્ઞાપત્રિકામાં મધ્યવર્તી પુસ્તકાલયની પુસ્તકયાદીઓ પ્રસિદ્ધ થાય છે તે જોઇ અને તે ઉપરથી પસંદગી કરવી.

**લંડનની બુક સોસાયટીના ગ્રાહક નોંધાવવા બાબત**

આ ઉપરાંત નવસારી, મહેસાણા, અમરેલી, પાટણ, ડભોઇ, ગણદેવી કે બીલ્લીમોરા પેટલાદ જેવાં મોટાં પુસ્તકાલયોએ દરવર્ષે લંડનની બુક સોસાયટીના ગ્રાહક તરીકે નોંધાઇ જવાથી વર્ષમાં બાર સારામાં સારાં અંગ્રેજી પુસ્તકો મેળવી શકાશે. આ માટે પરભાર્યા નીચે પ્રમાણેના સરનામે પત્રવ્યવહાર કરવાથી ગ્રાહક તરીકે નામ નોંધાવી શકાશે.

" The Book Society Grosvenor Square, London. " વાર્ષિક લવાજમ ચાર ગીની છે. અને હુંડીઆમણના દર પ્રમાણે દરેક સંસ્થાને આમે લગભગ રૂપિયા ૫૫) થી ૬૦) સુધી ખર્ચ થશે. આશા છે કે ઉપરોક્ત સંસ્થાઓ આ માટે પોતાનું નામ નોંધાવી લેશે.

**ગુજરાતમાં અંગ્રેજી પ્રકાશનો મેળવી આપનારી મુખ્ય સંસ્થાઓ**

ગુજરાતમાં આપણાં પુસ્તકાલયોને આપણને જોઇતાં અંગ્રેજી પુસ્તકો સહેલાઇથી મેળવી આપી શકે તેવી નીચે પ્રમાણે સંસ્થાઓ છે. તેમના તરફ જરૂર પડયે પત્રવ્યવહાર કરવા અમે મંત્રીઓને ભલામણ કરીએ છીએ.

1 D. B. Taraporewala Sons & Co. 210, Hornby Rod Fort, Bombay.
2 Thacker & Co. Ltd, Rampart Roaw, Bombay.
3 The International Book Service, Deccan Gymkhana, Poona.
4 The New Book Company, Hornby Road, Bombay.
5 Pustakalaya Sahayaka Sahakari Mandal Ltd. Raopura, Baroda.
6 B. Parikh & Co. Mandvi Road, Baroda.
7 Mohnlal Gokaldas Shah, Rajkot.

**સને ૧૯૪૨–૪૩ની સાલનાં પુસ્તકોની યાદી**

સને ૧૯૪૨–૪૩ ની સાલમાં જે નવીન અંગ્રેજી પ્રકાશનો અત્રે મેળવેલાં છે તે ઉપરથી થોડાં ઉપયોગી પ્રકાશનોની યાદી આ નીચે આપી છે તેનો ઉપયોગ વ્યવસ્થાપકો જરૂર કરશે એવી આશા છે. પ્રત્યેક કસ્બા અને પ્રાંત પુસ્તકાલયે આમાંથી ઉપયોગી પ્રકાશનો ખરીદવાં અગર બીજાં પોતે પસંદ કરી મંજૂર કરાવી વસાવવા તજવીજ કરવી. વળી માધ્યમિક શાળામાં ભણતા વિદ્યાર્થીઓ માટે Juvenile Literature પણ વસાવવા તજવીજ કરવી. આ માટે અંગ્રેજી શાળાના હેડમાસ્તર સાથે સહકાર સાધી તેવાં પુસ્તકોની યાદી કરવા ભલામણ છે.

## SOCIAL SCIENCES

| Author | The Book | Year | Publisher | Price |
|---|---|---|---|---|
| Adarkar, B. P. | Indian Fiscal Policy | 1941 | Kitabistan, Allahabad | 15/8 |
| Banerjea, P. | Introduction to the study of economics | 1940 | Macmillan London | 8/6 |

| | | | | |
|---|---|---|---|---|
| Cole, G. D. H. | Europe, Russia and the future | 1942 | Gollancz London | 3/6 |
| Gandhi, M. K. | Economics of Khadi | 1942 | Navajivan Ahmedabad | 4/- |
| " " | Indian States Problem | " | " | 4/- |
| " " | To the Students | " | Hingorani, Karachi | 4/3 |
| " " | To the Women | " | " | 3/12 |
| " " | Women and Social injustice | " | Navajivan Ahmedabad | 2/- |
| Gollancz V. | Russia and ouerselves | 1941 | Gollancz, London | 2/6 |
| Gunther J. | Inside Latin America | 1942 | Hamilton, London | 18/- |
| Morgan, T. B. | Spur on the boots | 1942 | Harseap, London | 5/4 |
| Nehru, J. | Unity of India | 1942 | Drummond, London | 5/- |
| Ray, R. M. | Life Insurance in India | 1940 | Allied, Bombay | 6/12 |
| Reed, Douglas | A Prophet at home | 1941 | Cape, London | 6/- |
| | USEFUL ARTS | | | |
| Chambers | Chamber's Technical Dictionary | 1940 | Chambers, London | 15/- |
| | PHILOSOPHY, ETHICS | | | |
| Joad, C. E. M. | Philosophy of our times | 1941 | Nelson, London | 7/6 |
| Marden, O. Swett | Cheerfulness as Life Power | | Rider, London. | 1/6 |
| " | Every Man a King | " | " | 5/- |
| " | Inspirational Calender | " | " | 1/- |
| " | Making yourself | " | " | 5/- |
| " | Optimistic Life | " | " | 5/- |

## HISTORY ( INCLUDING THE WORLD WAR II )

| | | | | |
|---|---|---|---|---|
| Britain, V. | England's hour | 1941 | Macmillan London | 4/12 |
| Churchill, Winston | Into Battle | 1941 | Cassel, London | 12/6 |
| „ „ | Unrelenting Struggle | 1941 | „ „ | 12/6 |
| Cowles, Virginia | Looking for Trouble | 1941 | Hamiltion, London | 7/- |
| Habe, Hans' | A Thousand Shall fall | 1942 | Hatenop, „ | 10/6 |
| Jog N. G. | Will War Come to India ? | 1941 | N. B. C. Bombay | 3/- |
| Karaka, D. F. | Chunking Diary | 1942 | Thacker, „ | 6/4 |
| Lamb, H. | March of the Barbarians | 1942 | Hale, London | 15/- |
| Michie, A. A. ( ed. ) | Their finest hour | 1941 | Allen, London | 7/6 |
| Nehru, J. | Glimpses of World History | 1942 | Drummond, London | 9/6 |
| Priestely J. B. | Let the People know | 1941 | Mins, London | 2/3 |
| Snow, Edgar | Battle for Asia | 1941 | Random New York | 15/- |
| Strategicus | The War moves East | 1942 | Faber, London | 10/6 |
| Stawbrige J. H. | The Oxford War Atlas | 1943 | O. U. P. Bombay | 2/6 |
| Snow, Edgar | Scorched Earth | 1941 | Gollancz, London | 12/6 |
| V. V. M. | Gandhi is India | 1943 | C. Shantilal, Bombay | 1/12 |
| Wells, H G. | Outlook for Homo Sapiens | 1942 | Secker, London | 5/4 |

## ENGLISH FICTION

| | | | | |
|---|---|---|---|---|
| Algeria, Ciro | Broad and Alien is the World | 1942 | Nictoloon London | 6/8 |
| Anand, M. | Across the black waters | 1942 | Cape, London | 4/12 |
| Baum, Vicky | Ship and the Shre | 1941 | " " | 4/- |
| Bottome, P. | Heart of a Child | 1941 | Faber " | 5/- |
| Bromfield L. | Wild is the River | 1942 | Cassel " | 4/8 |
| Cheyney, P. | Never a Dull Moment | 1941 | Collins, " | 3/12 |
| Christie, A. | Evil under the Sun | 1941 | " " | 4/4 |
| Gibbs P. | The Long Alert | " | Hutchinson London | 4/8 |
| Gingrich, A (ed) | The Bed Side Esquire | 1942 | Heinemann London | 12/6 |
| Heming Way, E. | For whom the Bell Tolls | 1941 | Cape, London | 4/12 |
| Hilton, Y. | Random Harvest | 1941 | Mac. London | 5/4 |
| Hindus, M. | To sing with the Angels | 1941 | Collins, London | 5/- |
| Lyndon, B. | Sundown | 1942 | Lane, " | 7/6 |
| Maugham, W.S. | Up at the Villa | 1941 | Heinemam " | 3/8 |
| Morgan, C. | The Empty Room | 1941 | Macmillan " | 5/- |
| Opperhein, E. P. | The Pool of Memory | 1942 | Holder, " | 12/6 |
| Priestly, J. B. | Blackout in Gretley | 1942 | Heinemann " | 8/6 |
| Remarque, E.M. | Flotsam | 1941 | Hutchinson " | 5/4 |
| Spring, H. | Fame is the spur | 1941 | Collins, " | 5/4 |

| | | | | |
|---|---|---|---|---|
| Steel, M. | Sun is my undoing | 1941 | " " | 6/9 |
| Steinbeck, J. | Moon is down | 1942 | Heinemann, London | 4/6 |
| Yutang, Lin | Leaf in the Storm | 1942 | " " | 9/3 |
| Walpole, Hugh | The Killer and the Slain | 1942 | Macmillan " | 8/4 |

ENGLISH LITERATURE

| | | | | |
|---|---|---|---|---|
| Herbert A. P. | Let us be glum | 1941 | Methuen London | 3/6 |
| Inge, W. R. | Fall of Idols | 1940 | Pitman " | 6/6 |
| Kormendi, F. | Adversary of Man | 1941 | Secker, " | 5/- |
| Oxford University (Pub.) | Oxford dictionary of quotations | 1941 | Heinemann " | 2/6 |
| Yutang, Lin. | With Love and Irony | 1942 | " " | 7/4 |

GEOGRAPHY & TRAVELS

| | | | | |
|---|---|---|---|---|
| Fleming, P. | Travels in Tartary | 1940 | R. S. London | 2/6 |
| Hogben, Lancelot | Author in Transit | " | Norton, Newyork | 7/6 |

BIOGRAPHY

| | | | | |
|---|---|---|---|---|
| Dodd, M. | My years in Germany | 1942 | Gollancy, London | 4/6 |
| Guedella, P. | Mr. Churchill | 1941 | Hodder, London | 6/14 |
| Santos E. | In Search of Complications | 1941 | Hale, London | 12/6 |
| Shire, W. L. | Berlin Diary | 1941 | Hamilton, London | 12/6 |
| Smith, H. K. | Last Train from Berlin | | | |

વડોદરા }
તા. ૮-૮-૪૩ }

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

નવાં પુસ્તકો

## ઊઘડતી આંખ

લેખક: ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા
એમ. એ. બી. ટી.

નવા અને જૂના જમાનાની આંખોને વાસ્તવિક રીતે ઊઘડતી દર્શાવતી, કૉલેજ, હોસ્ટેલજીવન, ન્યાત અને સિનેમાસૃષ્ટિના પ્રસંગો રજુ કરી, આજના જીવનના રંગભરી; અંત સુધી, અખંડિત રસપ્રવાહ જાળવી રાખતી રસમય નવલકથા.

ઍન્ટિક કાગળ : કિં. ૩-૮-૦

શારદાપ્રસાદ વર્મા
કૃત

## દુર્ગારામ મહેતાજી
અને
## બીજાં નાટકો

ગુજરાતના આદ્ય સમાજસુધારકનું અદ્ભુત જીવન આલેખતું અને જમાનાનો ચીતાર આપતાં ભજવવા જેવાં સાત સુંદર નાટકો અને સંવાદો

પાકું પૂઠું : કિં. રૂ ૧-૪-૦

## મંદિરને પગથિયે

કલ્પનાનાં ઉડ્ડયનો, કટાક્ષની કાતિલ ઋજુતાભર્યાં ગદ્યકાવ્યો અને આત્માની કણ સમી વિચારકલિકાનો રૂપે રંગે સોહામણો સંગ્રહ......................

ઍન્ટિક કાગળ : કિં. રૂા. ૦-૮-૦

**ફોરમ** આપણા મહાપુરુષોના પ્રેરક પ્રસંગો ને જિજ્ઞાસા જગવે એવી ઓકસો ચરિત્રકથાની સચિત્ર બાર ચોપડીઓ કિં. ૩-૦-૦

**અમર મહાજનો** કમાલ આતા તુર્ક, એડિસન, માર્કોની, કયુરી, પાસ્ટર વગેરે દેશ દેશના મહાપુરુષો વૈજ્ઞાનિકો વગેરે બાર સંપૂર્ણ જીવનચરિત્રોની સચિત્ર બે પાકી બાંધણીની ચોપડીઓ..... રૂ. ૨-૦-૦

**પુરાણનાં પાત્રો** સાતથી દશ વર્ષનાં બાળકો માટે સરલ શૈલીમાં લખાયલાં. રામ, સીતા, શ્રીકૃષ્ણ, હનુમાન વગેરે પુરાણનાં પ્રેરક ચરિત્રોની સચિત્ર પાંચ ચોપડીઓ... કિં. ૦-૧૩-૦

યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા—સૂરત




પુસ્તક ૧૮ મું

જુલાઈ ૧૯૪૩

અંક ૭ મો


સાર્વજનિક પુસ્તકાલય – રણોલી (તા બાદરણુ)

રૂ. ૧૦૯૦૫ના ખર્ચે સન ૧૯૨૬–૨૭મા બંધાયુ


: વાર્ષિક લવાજમ :

| દેશમાં રૂ ૩–૮–૦ | પરદેશ રૂ. ૫–૦–૦ | છુટક નકલ રૂ. ૦–૬–૦ |
|---|---|---|

. વ્યવસ્થાપક .
વાઘજીભાઇ નારણભાઇ અમીન (બી. કૉમ)
મ લી, પુ સ સ મંડળ લિ

: તંત્રી :
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

# અનુક્રમણિકા



### સામયિક દોહન



---


આ માસિક વડોદરામાં 'ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસ'માં [illegible] વિ. ઠક્કરે
પુસ્તકાલય સ. સ મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૭-૪૩

# ૧૯૪૧-૪૨માં બહાર પડેલાં નવાં પુસ્તકો

## નવાં ઉત્તમ સુંદર પુસ્તકો

- કર્ણાવતી — ધૂમકેતુ — ૩-૮-૦
- ચૌલાદેવી સચિત્ર — ,, — ૩-૮-૦
- સીધાં ચઢાણ — (મુનશી) — ૩-૮-૦
- રમા—નાટક — શરદ્‌બાબુ — ૨-૦-૦
- વગડાનાં ફૂલ — મકનજી પરમાર — ૨-૦-૦
- પૃથ્વીનાં આંસુ — દુર્ગેશ શુક્લ — ૧-૮-૦
- આપણો ધર્મ નવી આવૃત્તિ — ૪-૦-૦
  (પૃ. ૯૧૬ આનંદશંકર બાપુભાઈ ધ્રુવ)
- ઠંડી ક્રૂરતા ને બીજાં નાટકો — ધૂમકેતુ — ૧-૮-૦
- ગૂજરાતનો જય પહેલો — નવી આવૃત્તિ : મેઘાણી — ૨-૪-૦
- બે દેશદીપક (શ્રદ્ધાનંદ-લાલાજી) મેઘાણી — ૨-૪-૦
- કલ્યાણી (નવલકથા) રમણિકલાલ — ૨-૦-૦
- ૨૫ પ્રેમકથાઓ — ૧-૮-૦

## શ્રી. કનૈયાલાલ મુનશી કૃત :

- અડધે રસ્તે — ૩-૦-૦

## શ્રી. ધૂમકેતુ કૃત :

- રાજસંન્યાસી — ૩-૦-૦
- પ્રદીપ (નવી આવૃત્તિ) — ૧-૧૨-૦
- રજકણ ,, — ૧-૮-૦
- તણખા મંડળ ૧-૨-૩-૪ — ૭-૦-૦
- પડઘા—નાટકો ,, — ૦-૬-૦
- ચુએન સંગ — ૦-૩-૦
- વનરાજ — ૦-૬-૦
- નવાં વિવેચનો — ૨-૪-૦
- ચાંદની (નવી આવૃત્તિ) — ૦-૫-૦
- સોલ સતી — ૧-૪-૦
- સુવર્ણા (નવલકથા) — ૨-૦-૦

## શ્રી. ઝવેરચંદ મેઘાણી કૃત :
### નવી આવૃત્તિઓ

- વેવિશાળ — ૨-૮-૦
- રસધાર-ભાગ ૧ થી ૫ — ૯-૮-૦
- કંકાવટી-ભાગ પહેલો-બીજો — ૧-૧૦-૦
- રઢિયાળી રાત-ભાગ ૧થી૪ — ૪-૧૪-૦
- રાણો પ્રતાપ — ૧-૮-૦
- સોરઠી બહારવટિયા ભા.૧-૨-૩ — ૪-૮-૦
- નિરંજન-નવલકથા — ૨-૦-૦
- સોરઠ તારાં વહેતાં પાણી — ૨-૮-૦
- જેલઑફિસની બારી — ૧-૮-૦
- સોરઠી સંતો (નવી આવૃત્તિ) — ૧-૦-૦
- હાલરડાં — ૦-૮-૦
- પ્રતિમાઓ (નવી આવૃત્તિ) — ૧-૧૨-૦

## શ્રી. ચુનીલાલ વ. શાહ કૃત :

- વિલોચના — ૩-૦-૦
- અવંતિનાથ — ૨-૦-૦
- કર્મયોગી રાજેશ્વર — ૨-૦-૦
- રાજહત્યા — ૨-૦-૦

## શ્રી. મનુભાઈ જોધાણી કૃત :

- શૌર્યનાં તેજ — ૧-૮-૦
- કાળિયાર અને બીજી પ્રાણીકથાઓ — ૧-૯-૦
- જનપદ ભા. ૧-૨-૩(નવી આવૃત્તિ) — ૨-૪-૦
- ખાટીમીઠા બાળવાતો — ૦-૧૨-૦

## શ્રી. તારાચંદ પો. અડાલજાકૃત :

- ખાંડાના ખેલ (સચિત્ર) — ૩-૦-૦
- હંસી દુનિયા — ૩-૦-૦

---

- ચા-ઘર ભા. ૧-૨ ધૂમકેતુ, વગેરે — ૨-૮-૦
- આરસીના ભીતરમાં — ૧-૪-૦
- રંભા (રાષ્ટ્રીય નવલકથા) — ૧-૪-૦

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ**

# ઉનાળાની રજાઓમાં શું વાંચશો ?

ચાર નાટકો

ઇન્દુલાલ યાજ્ઞિક કૃત

## વરઘોડો

જાગ્રત સ્ત્રીત્વની ઝળકદાર નાટિકાઃ
મનોહર રૂપરંગ

રૂ. ૧–૪–૦

## રણસંગ્રામ

વેધક અને વિચારપ્રેરક
ત્રણ ક્રાન્તિકારી નાટકો

રૂ. ૧–૮

યશવંત પંડયા કૃત

## શરતના ઘોડા

ભજવાયલાં અને ભજવાય તેવાં
લેખકની ચટકદાર શૈલીમાં લખાયલાં
ચાર જોરદાર સામાજિક નાટકો

રૂ. ૧–૮–૦

## રસજીવન

જીવનનાં જાદુભર્યાં ચાર
ન ભજવાય તેવાં નાટકો

રૂ. ૦–૧૨–૦

શ્રી. ધનસુખલાલ મહેતા લિખિત

મર્માળા હાસ્યરસથી ભરપૂર
કુટુમ્બજીવનની ૨૪ વાર્તાઓ

## સાસુજી

ઉઠાવદાર રૂપરંગ : ૨૦૦ પાનાં : રૂ. ૧–૮

## ચન્દ્રશંકર પંડયાનાં કાવ્યો

પ્રૉ. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના પુરોવચન અને
ડૉ. કાન્તિલાલ પંડયાના પ્રવેશક તથા
રસપ્રદ ટિપ્પણ સહિત

૩૧૦ પાનાં રૂ. ૨–૮

## દ્વિદલ

બે લેખક મિત્રોની ચોટદાર
ચૌદ સામાજિક સુંદર વાર્તાઓ

પાકું પૂઠું : : આકર્ષક જેકેટ

રૂ. ૨–૮

સૂચિપત્ર મંગાવો : કોઈ પણ પુસ્તક માટે લખો :

**એન. એમ. ત્રિપાઠી લિ.** પ્રિન્સેસ સ્ટ્રીટ: મુંબઈ–૨



પુસ્તક ૧૮ મું　　　　જુલાઈ-૧૯૪૩　　　　અંક ૭ મો

# આગામી બજેટ માટે વિચારવા જેવું

—તંત્રીસ્થાનેથી

પુસ્તકાલયોનાં બજેટ બનાવતી વખતે સરળતા થાય તે માટે ગયા વર્ષે અમે કેટલીક વ્યવહારુ સૂચનાઓ આપી હતી. તેનો કેટલેક ઠેકાણે અમલ થયો જણાયો હતો, જ્યારે કેટલાંક બજેટોની બાબતમાં એ સૂચનાઓ બહેરા કાને અથડાયા જેવું થયું હતું. એટલે ફરીવાર પણ આ નીચે એ સૂચનો આપ્યાં છે. આશા છે, એ બાબતો ધ્યાનમાં લઇ પુસ્તકાલયોના મંત્રી-ગ્રંથપાલો પોતાના પુસ્તકાલયનાં બજેટો બનાવશે

જુલાઇ માસ આવે છે અને રાજ્યનાં પુસ્તકાલયોના જાગ્રત મંત્રી-ગ્રંથપાલો નવા વર્ષ માટે પત્રો-માસિકો ને પુસ્તકોની પસંદગીમાં લાગી જાય છે. એ પસંદગી કરતા પહેલાં તેઓ લોકમદદ કેટલી મળશે વા મળી ગઈ તેની ચોકસાઇ કરી લે છે અને તેના પ્રમાણમાં ખાતાએ નક્કી કરેલા ટકાવારીના ધોરણે પત્રો-માસિકો કે પુસ્તકોની પસંદગી કરવામાં લાગી જાય છે.

## પત્રો-માસિકોની પસંદગી

પત્રો-માસિકો પસંદ કરતી વખતે કેટલાક મંત્રી વા ગ્રંથપાલો પોતાની જ પસંદગીનાં પત્રો-માસિકો માગે છે, અને પાછળથી એક યા બીજા કારણે તે નહિ પણ બીજાં જ પત્રો-માસિકોની માગણી કરતા જણાય છે. આવે વખતે બજેટમાં એક પત્ર માગ્યું હોય, તે માગણીને ખાતાએ મંજૂર કરી હોય અને પાછળથી તેમાં ફેરફાર કરાવવા આવે છે. કેટલીક વાર ટકાવારીના ધોરણની મર્યાદાને વટાવી જઇને પણ કેટલાક પત્રો-સામયિકોની માગણી કરતા હોય છે. આવે વખતે ખાતુ તેમાં ફેરફાર કરે છે અને પાછળથી પત્રવ્યવહાર ચાલતાં વખત લંબાય છે અને વખતસર પત્રો આવુ થઇ શકતાં નથી. આવી પરિસ્થિતિ ઊભી ન થાય તે માટે સરળ રસ્તો એક જ છે અને તે એ કે, કોઇપણ મંત્રી વા ગ્રંથપાલે પોતાની પસંદગીનાં સામયિકો ન મૂકતાં વ્યવસ્થાપક મંડળની સંમતિપૂર્વકની પસંદગીનાં ખાતાની સૂચવેલી

**ટકાવારીની હદમાં રહીને** જ માગવાં વધુ ઇષ્ટ છે, કે જેથી પાછળથી ફેરફાર કરવા માટે ખાતા સાથે વ્યર્થ પત્રવ્યવહારમાં ઊતરવું ન પડે અને નિયમિત વખતસર પત્રો મળવાં ચાલુ થાય.

વળી આવાં પત્રો–માસિકો પસંદ કરતી વેળા કેટલીક વાર આગલા વર્ષે પસંદ કરાયાં હોય તેનાં તે જ સામયિકો–ખાસ કરીને માસિકો–ની પસંદગી થાય છે તે પદ્ધતિ પણ બરાબર નથી. ગયા વર્ષે મંગાવેલાં માસિકોમાં વાચકોએ કયાં વાંચવામાં વધુ રસ લીધો અને જનતાને કયાં વધુ ઉપકારક નીવડયાં તે પણ વિચારવું જોઇએ. ખાસ કરીને બાલમાસિકો અથવા સ્ત્રીમાસિકોમાં આ બાબત ખાસ તપાસવી જોઇએ. એવું કોઇ માસિક સસ્તુ હોય છતાં તેમાં આવતું વાચન બાળકો કે સ્ત્રીઓને રુચિકર અથવા વાંચવામાં રસ ઉત્પન્ન કરે કે જ્ઞાનદાયક ન હોય તો નવે વર્ષે તેમાં ફેરફાર કરી શકાય. અથવા ગયે વર્ષે અમુક બાલમાસિક કે સ્ત્રીમાસિક મંગાવ્યું હોય તો નવે વર્ષે બીજું નવું મંગાવી બાળકોને તે કેટલું વધુ રુચિકર નીવડે તેમ છે તે પણ જોવું જોઇએ. આ સિવાય એ બાબતમાં સરળ ઉપાય એ છે કે, આવાં માસિકોના નમુનાના અંક મંગાવી જોવા, બાળકોમાં ફરતા કરવા અને બાળકની વાચનવૃત્તિ કયા પર ઊતરે છે તે અજમાવીને તે માસિક મંગાવવું વધુ ઠીક થઈ પડશે. અને આવાં માસિકોના સંચાલકો નમુનાનો અંક મોકલવા ભાગ્યે જ ના પાડશે; અરે, કેટલાક તો નમુનાનો અંક મફત પણ મોકલી આપે છે. અન્ય માસિકોની પસંદગીમાં પણ આ અખતરો અજમાવશો તો તેમાંથી પણ તમોને કયું માસિક પસંદ કરવું તે વધુ સુગમ અને સરળ થઈ પડશે.

દૈનિક વા અઠવાડીક પત્રોની બાબત પણ કેટલોક વિચાર માગી લે છે. નાની રકમનું બજેટ હોય છતાં ભારે કિંમતનું દૈનિક વર્તમાનપત્ર માગવામાં આવે તો તે ન સ્વીકારાય એ સ્વાભાવિક છે. એટલે પોતાની બજેટની રકમ લક્ષ્યમાં રાખીને પુસ્તકાલયને પરવડે તેવું દૈનિક મંગાવવું વધુ ઇષ્ટ છે. અને દૈનિક પત્ર માટે રકમની જોગવાઇ ન થઈ શકે તેમ હોય તો અર્ધસાપ્તાહિકથી અથવા અઠવાડીકથી સંતોષ માનવો જોઇએ અને છેક નાની રકમના બજેટવાળાં પુસ્તકાલયોએ તો રાજ્યમાંથી પ્રકટ થતાં અઠવાડીકોથી જ સંતોષ માનવો રહ્યો.

## પુસ્તકપસંદગી

પુસ્તકો પસંદ કરતી વખતે કેટલેક સ્થળે બુકસેલરો તરફથી મળેલાં સૂચિપત્રોમાં છપાતાં પુસ્તકોનાં નામોના આધારે પસંદગી કરવામાં આવે છે અથવા મંત્રી કે ગ્રંથપાલ અથવા ગામમાં વધુ લાગવગ ધરાવનાર વ્યક્તિની માગણીનાં પુસ્તકો પણ માગવામાં આવે છે. પુસ્તકપસંદગીની બાબતમાં આ નીતિ બરાબર નથી. પુસ્તકો પસંદ કરતી વખતે **વ્યવસ્થાપક મંડળના સભ્યોની** સલાહ લો. તમારે ત્યાં

આવતાં વાચકોને અવારનવાર પૂછતા રહો. અને "પુસ્તકાલય" માસિકમાં વા અન્ય માસિકો કે સામયિકોમાં આવતાં અવલોકનો કે પુસ્તકપરિચયોથી વખતોવખત વાકેફગાર થતા જાઓ. એટલે કયું બહાર પડેલું પુસ્તક ખરીદવા જેવું છે તેનો કંઇક ખ્યાલ તમને મળશે. અને એ રીતે પુસ્તકપસંદગીનો તમારો માર્ગ સરળ બની જશે. પરંતુ ખાસ ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે, અશિષ્ટ કે અનિષ્ટ પુસ્તકો તમારા પુસ્તકાલયમાં ન પેસી જાય તેની પણ ખાસ તકેદારી રાખજો.

## બાળકો અને પ્રૌઢો માટે

વળી પુસ્તકાલયમાં વધુ વાચકો તો ગામનાં ઉછરતાં બાળકો અને જુવાનો હશે, તેમ જ પ્રૌઢશિક્ષણપ્રવૃત્તિના પરિણામે નવા વાંચતાં શીખેલા પ્રૌઢો માટેનાં પુસ્તકોનો પણ તમારે વિચાર કરવાનો છે. આ બાબતમાં બાળકો અને પ્રૌઢો સરળતાથી વાંચી સમજી શકે તેવી નાની નાની સરળ ભાષામાં અને મોટા અક્ષરે જ્ઞાન આપે એવી જે પુસ્તિકાઓ પ્રકટ થઈ હોય તે પણ લક્ષ્યમાં લેતા જજો અને એમને માટેનાં પુસ્તકો પણ વસાવવાનું રખે ચૂકતા.

## ગ્રંથમાળાઓ શા માટે ?

એક વધુ લાલ બત્તી અહીં ધરવી અસ્થાને નહિ લેખાય. અને તે ગ્રંથમાળાઓને લગતી. આપણે ત્યાં હમણાં હમણાં જુદા જુદા પ્રકારની અને જુદી જુદી લાલચો બતાવતી કેટલીક ગ્રંથમાળાઓ અગાઉથી લવાજમ લઇ પુસ્તકો બહાર પાડવાની જાહેરાતો થાય છે અને પાછળથી તેનું પરિણામ કેટલીક વાર લવાજમનાં નાણાં ગુમાવવામાં આવે છે. આવું ન થાય તે માટે ખાસ તકેદારી રાખવી જરૂરી છે. એટલે અગાઉથી લવાજમ માગતી ગ્રંથમાળાઓના ગ્રાહકો થઈ ગમે તેવાં-કદી કદી અણગમતાં પુસ્તકો વહોરી લઈ પાછળથી પસ્તાવા વખત ન આવે તે માટે પ્રતિષ્ઠિત ગ્રંથમાળાઓ સિવાયની ગ્રંથમાળાના ગ્રાહક થવાનું હમેશ માટે માંડી વાળજો. રખે એવી ગ્રંથમાળાઓના ગ્રાહક થતા.

હવે છેલ્લી પણ અગત્યની લક્ષ્યમાં રાખવા જેવી એક બાબત છે. કેટલાક ગ્રંથપાલો બજેટ સાથે પુસ્તકોની યાદી જ મોકલતા નથી, જ્યારે કેટલાકો ખાતાની પસંદગીનાં પુસ્તકો મોકલવા જણાવે છે. આ રીત બરાબર નથી. ખાતુ પોતાની પસંદગીનાં પુસ્તકો મોકલે તેમાં કોઇ એવાં પણ હોય જે અગાઉ પુસ્તકાલયમાં આવી પણ ગયાં હોય; સ્વાભાવિક છે કે, ખાતાને આ વિષેનો ખ્યાલ ન પણ હોય.

વળી પોતે મોકલેલી યાદીમાં ખાસ જરૂરી પુસ્તકો કયાં છે તે અવશ્ય જણાવવું કે જેથી તે મોકલવા પુ. સ. સ. મંડળ ખાસ તજવીજ કરી શકે.

બજેટ બનાવતી વખતે પુસ્તકાલયના મંત્રી-ગ્રંથપાલો આટલી બાબત ધ્યાન પર રાખશે તો તેમનો પત્રો-માસિકો તેમ જ પુસ્તકપસંદગીનો માર્ગ સરળ બની જશે અને વ્યર્થ પત્રવ્યવહારમાં નહિ ઊતરવું પડે.

---

## સાહિત્યસૃષ્ટિનું અવનવું

' ડેઇલી ગેઝેટ 'ના તંત્રી શ્રી. એમ. એસ. શર્માએ અમેરિકન પ્રકાશકોની પેઢી સાથે યુદ્ધ પછી ' હિંદી બાબતો ' વિષે ત્રણ પુસ્તકો લખવાનો કોન્ટ્રેક્ટ કર્યો છે. આ ગ્રંથોની અંદર ' યુદ્ધ સમયનું પત્રકારિત્વ ' ઉપર પણ એક ગ્રંથનો સમાવેશ થશે.



' શંકરરામ 'ની સંજ્ઞાથી લખતા શ્રી. ટી. એલ. નાટેસને પોતાની અંગ્રેજી નવલકથા ' ધી લવ ઑફ ડસ્ટ ' ( The Love of Dust )નું તામિલમાં ' મન્નસૈ ' શીર્ષકથી ભાષાંતર કર્યું છે. છ શ્રેષ્ઠ તામિલ નવલકથામાં તેની ગણતરી કરવામાં આવી છે.



જો શ્રી. રવીન્દ્રનાથ ટાગોરે બંગાળી સાહિત્યના ભોગે અંગ્રેજી સાહિત્યને સમૃદ્ધ કર્યું હોત અને જો સર વિલિયમ રોથન્સ્ટીન બંગાળી હોત તો તેણે તાજેતરમાં કરેલ ટીકા વધારે ગણનાપાત્ર હોત. તેનું એમ કહેવું છે કે અંગ્રેજી પરિધાનમાં કાવ્ય, નિબંધો અને નવલકથાના ઉપરાઉપરી ગ્રંથો બહાર પાડવાથી ટાગોરની પ્રતિષ્ઠાને ધક્કો પહોંચ્યો અને ગીતાંજલિથી તેમને પ્રાપ્ત થયેલ પ્રશંસામાં ઘટાડો થતો ગયો. સર વિલિયમ આગળ જતાં કહે છે કે યીટસને પણ એમ લાગવા માંડયું કે અંગ્રેજીમાં આટલાં બધાં પુસ્તકો પ્રગટ કરવામાં ટાગોર ભૂલ કરી રહ્યા હતા. કેમકે દેશભક્ત તરીકે તેમણે ફક્ત બંગાળી ભાષાનો જ ઉપયોગ કરવો જોઇતો હતો. આ ફરિયાદ ગમે તેવી કડવી હોવા છતાં સાચી હોઇ શકે. પરંતુ કોઇપણ બંગાળીને પૂછી જુઓ કે ' ટાગોરે બીજી ભાષામાં પુસ્તકો લખ્યાં તેથી તમારી ભાષાને કંઇ નુકસાન થયું છે ખરું ? તેમનું અંગ્રેજી લખાણ તો બંગાળીથી ભરપૂર ટેબલ પરથી પડેલા ટુકડા સમાન છે.



બિહારના લેખકો તથા કળાકારોનું મંડળ સ્થાપવાનો ઠરાવ તા. ૨૭ એપ્રિલે પટણામાં મળેલી સભામાં પસાર કરવામાં આવ્યો હતો, અને બંધારણ ઘડવા માટે એક સબ કમિટિ નીમવામાં આવી હતી.



શ્રી. પ્રભુ ગુહા તાકુર્તાનું હૃદય બંધ થવાથી ૪૨ વર્ષની નાની વયે અવસાન થતાં બંગાળના સાહિત્યરસિકોમાં શોકની લાગણી પ્રવર્તી રહી છે. તેણે લંડનની પી. એચ. ડી. ની ડીગ્રી પ્રાપ્ત કરી હતી તે માટેનો તેનો વિષય ' બંગાળી નાટક ' હતો. લંડનના પ્રકાશકો ' ફેગન પૉલે ' તે શીર્ષક હેઠળ એ પ્રગટ કર્યું હતું.



ગઇ તા. ૨૭ એપ્રિલે, સર જદુનાથ સરકારના પ્રમુખપણા હેઠળ બંગીય સાહિત્ય પરિષદે બંકિમચંદ્ર ચેટરજીની ૧૦૫ મી જન્મગાંઠ ઉજવી હતી.



રાયપુરના શ્રી. જી. પી. સ્યાનને તેમના નાટક 'જીવન–સુધાર' માટે એકસાઇઝ કમીશનરે રૂા. ૧૦૦) નું ઇનામ આપ્યું છે.

☘

અલ્લાહાબાદની હિંદુસ્તાની એકેડેમીના પ્રમુખ ડૉ. રાયરાજેશ્વર બલિએ હિંદી અને ઉર્દૂ ભાષામાં સારાં પુસ્તકો લખવા માટે સંખ્યાબંધ ઇનામોની જાહેરાત કરી છે. તે કાર્ય માટે ત્રણ વર્ષ માટે વાર્ષિક ૪,૦૦૦ રૂા. આપવાનું પણ વચન આપ્યું છે. કમિટિ વિષયો તથા શરતોની યાદી તૈયાર કરી રહી છે.

☘

બાંકીપોરથી રામદહીન મિશ્રના તંત્રીપણા હેઠળ પ્રગટ થતા 'કિશોર'ના છઠ્ઠા વર્ષનો પહેલો અંક 'વિક્રમઅંક' તરીકે પ્રગટ થયો છે.

☘

પુનાનું 'સહ્યાદ્રિ' ૧૯૩૫ ના જાન્યુઆરીમાં શરૂ થયું છે. શ્રી. એન. સી. કેળકરની સૂચના હેઠળ શ્રી. ડી. વી. કાળે તેનું સંચાલન કરી રહ્યા છે. એપ્રિલમાં તેનો શતાંક પ્રગટ થયો છે. તે અંકમાં તંત્રીએ આઠ વર્ષમાં બજાવેલ કાર્યની નોંધ લીધી છે. વૈજ્ઞાનિક ઔદ્યોગિક તથા તેવા બીજા વિષયોના સાહિત્યની ઉણપ હોવાનું તંત્રી જણાવે છે.

☘

પ્રખ્યાત મરાઠી નાટયલેખક તથા નવલિકાલેખક શ્રી. બી. વી. વરેરકરનો એકસઠમો જન્મમહોત્સવ, સંખ્યાબંધ સાહિત્ય સભાઓ તરફથી મુંબઇમાં તા. ૨૭ એપ્રિલે ઉજવવામાં આવ્યો હતો. તેમની અનેકવિધ સાહિત્યપ્રવૃત્તિ વિષે ભાષણો થયાં હતાં અને તેમનું નાટક 'સદા બંદીવાન' ભજવી બતાવવામા આવ્યું હતું. આ નાટકની વસ્તુ ગાલ્સવર્ધીના નાટક 'જસ્ટીસ' (Justice)ને મળતી આવે છે. શ્રી. પી. એમ. લાડ આઇ. સી. એસે. તેમનાં કેટલાંક નાટકોના પશ્ચિમના પ્રસિદ્ધ નાટ્યકારોના નાટકોની સાથે સરખામણી કરી હતી.

☘

હિંદના મહાન ઇતિહાસકાવ્ય 'મહાભારત'નો હવે રશિયન ભાષામાં અનુવાદ થઇ રહ્યાના ખબર મળે છે. સંસ્કૃત ભાષાના એક રશિયન વિદ્વાને આ કાર્ય માથે ઉપાડી લીધેલ છે. એનો પહેલો ભાગ તાજેતરમાં પ્રકટ થયાના સમાચાર બહાર આવ્યા છે.

☘

સર વિલિયમ બેવરીજના પુસ્તક 'બ્રિટિશ સોસ્યલ ઇન્સ્યુરન્સ એન્ડ એલાઇડ સર્વિસીઝ'ની પ્રગટ થતાં જ એક દિવસમાં ૭૦ હજાર નકલો ખપી ગઇ હતી. પરંતુ સ્ટેશનરી ઑફિસનું ખૂબ ખપતું પ્રકાશન તો હજુ પણ 'બેટલ ઑફ બ્રિટન' છે. અત્યાર સુધીમાં તેની સાડી બેતાળીસ લાખ નકલો ખપી ગઇ છે !!

છોટાલાલ માનસિંગ કામદાર

# હિંદ વિષેનાં અંગ્રેજી પુસ્તકો

ચારેક મહિના પહેલાં મુંબઇના સુપ્રસિદ્ધ સાપ્તાહિક 'ઇલસ્ટ્રેટેડ વીકલી ઑફ ઇન્ડિયા' એ આ સંબંધી એક હરિફાઇ ગોઠવી હતી. કુલ ૧૫૪ હરીફોએ ભાગ લીધો હતો. લગભગ ૩૦૦ પુસ્તકોનાં નામ મળ્યા હતાં. તેમાંથી ૧૫ પુસ્તકોનાં નામ પસંદ કરવાનું કાર્ય જેવું તેવું દુષ્કર નહોતું. પુસ્તકોને નીચે પ્રમાણે મતો મળ્યા હતાઃ—

| | મત |
|---|---|
| ૧ જવાહરલાલ નેહરુ 'આત્મકથા' | ૧૦૩ |
| ૨ મહાત્મા ગાંધી 'સત્યના પ્રયોગો' | ૭૦ |
| ૩ મીનુ મસાણી 'અવર ઇન્ડિયા' | ૭૦ |
| ૪ રવીન્દ્રનાથ ટાગોર 'ગીતાંજલિ' | ૫૬ |
| ૫ ઍફ. આર. મોરેસ 'ધી સ્ટોરી ઑફ ઇન્ડિયા' | ૩૪ |
| ૬ લાલા લજપતરાય 'અનહેપી ઇન્ડિયા' (દુઃખી ભારત) | ૨૮ |
| ૭ ભગવદ્‌ગીતા—ગમે તે સારાં ભાષાંતર | ૨૭ |
| ૮ કે. ટી. શાહ 'ધી સ્પ્લેન્ડર ધૅટ વૉઝ ઇન્ડ' | ૨૬ |
| ૯ શ્રી રામકૃષ્ણ-શતાબ્દિ કમિટિએ પ્રગટ કરેલ 'ધી કલ્ચરલ હેરિટેજ ઑફ ઇન્ડિયા' ત્રણ ભાગ | ૨૬ |
| ૧૦ સર એસ. રાધાકૃષ્ણન્ 'ધી હિંદુ વ્યુ ઑફ લાઇફ' (હિંદુ જીવનદર્શન) | ૨૬ |
| ૧૧ રવીન્દ્રનાથ ટાગોર 'ગોરા' | ૨૫ |
| ૧૨ કાલિદાસ 'શાકુંતલ' | ૨૩ |
| ૧૩ ઇ. એમ. ફોર્સ્ટર 'એ પેસેજ ટુ ઇન્ડિયા' | ૨૩ |
| ૧૪ રુડયાર્ડ કિપ્લિંગ 'કીમ' | ૨૧ |
| ૧૫ રામાયણ | ૨૦ |

ત્યાર પછીની પસંદગીમાં નીચેનાં પુસ્તકો આવ્યાં હતાંઃ—

| | |
|---|---|
| ૧ કર્નલ જે. ટોડ 'ઍનાલ્સ એન્ડ એન્ટીકવીટીઝ ઑફ રાજસ્થાન' | ૧૯ |
| ૨ લુઇ બ્રુમફીલ્ડ 'ધી રેઇન્સ કેઇમ' | ૧૯ |
| ૩ પ્રો. મેક્સ મૂલર 'ઇન્ડિયા—વૉટ કેન ઇટ ટીચ અસ' | ૧૯ |
| ૪ સર એડવિન આર્નોલ્ડ 'ધી લાઇટ ઑફ એશિયા' | ૧૮ |
| ૫ મહાભારત | ૧૬ |
| ૬ સુરેન્દ્રનાથ બેનરજી 'એ નેશન ઇન ધી મેઇકીંગ' | ૧૬ |
| ૭ એડવર્ડ ટોમ્સન 'એન ઇન્ડિયન ડે' | ૧૬ |

ઉપરની પંદર પુસ્તકોની યાદી ઉપરથી જણાશે કે કુલ સંખ્યાનો ત્રીજો ભાગ ઇતિહાસ તથા રાજકારણનો છે. નવલકથા ત્રણ છે—રુડયાર્ડ કિપ્લિંગનું 'કીમ', ઇ. એમ. ફોર્સ્ટરનું 'પેસેજ ટુ ઇન્ડિયા' અને ડૉ. રવીન્દ્રનાથ ટાગોરનું 'ગોરા'. ત્રણ 'ક્લાસિક'—રામાયણ, ભગવદ્‌ગીતા અને કાલિદાસના શાકુંતલનો પણ સમાવેશ થાય છે. ડૉ. ટાગોરની નોબેલ પારિતોષિક વિજેતા 'ગીતાંજલિ'નું સ્થાન પણ ઉચ્ચ છે. પ્રો શાહ તથા રામકૃષ્ણ શતાબ્દિ સ્મારક કમિટિનાં ત્રણ પ્રકાશનો તથા સર રાધાકૃષ્ણનનાં પુસ્તકો પણ આ પસંદગીમાં સ્થાન મેળવે છે.

ઘણાને આ યાદીથી સંતોષ થશે નહિ. ઘણાં જાણીતાં નામો આ યાદીમાં દેખાતાં નથી. ખાસ કરીને પ્રગતિશીલ લેખકો—મુલ્કરાજ આનંદ, અહમદઅલી અને રાજારાવ—નાં નામ દેખાતાં નથી. મુલ્કરાજ આનંદને કુલ ૭૪ મતો મળ્યા હતા. પરંતુ આમ તો તેના

પાંચ પુસ્તકો વચ્ચે વહેંચાઇ ગયા હતા. તેનાં બે પુસ્તકો 'ધી વિલેજ' અને 'અનટચેબલ' દરેકને નવ મતો મળ્યા હતા. એડવર્ડ ટોમ્સનના પુસ્તક 'એન ઇન્ડિયન ડે'નો નંબર ઊંચો આવવો જોઇતો હતો. સર રાધાકૃષ્ણનનાં પુસ્તક 'ધી હિંદુ વ્યુ ઑફ લાઇફ'ની સાથે સર મહમદ ઇકબાલના પુસ્તક 'અશ્રર. ઇ. ખુદી'નો સમાવેશ થવો જોઇતો હતો. છેલ્લા પુસ્તકનું અંગ્રેજી ભાષાંતર પ્રો. આર. એ. નિકલ્સને કર્યું છે. શામરાવ હિવળે અને વેરીઅર એલ્વિનનાં પુસ્તક 'સોંગ્ઝ ઑફ ધી ફોરેસ્ટ'નો સમાવેશ થવો જોઇતો હતો. દક્ષિણહિંદના લેખકોને તો ભૂલી જવાયા છે. બીજા કોઇ કારણથી નહિ પણ તે જ કારણસર રાજારાવના પુસ્તક 'કંથપુરા'નો સમાવેશ થવો જોઇતો હતો.

આ નામો ઉપરથી તથા બીજી માહિતી ઉપરથી તંત્રીએ નીચે પ્રમાણે યાદી તૈયાર કરીઃ—

૧ ઇ. એમ. ફોર્સ્ટર 'પેસેજ ટુ ઇન્ડિયા'
૨ મુલ્કરાજ આનંદ 'ધી કૂલી'
૩ જે. આર. એકર્લી 'હિંદુ હોલિડે'
૪ એડવર્ડ ટોમ્સન 'એન ઇન્ડિયન ડે'
૫ રવીન્દ્રનાથ ટાગોર 'ગોરા'
૬ રાજારાવ 'કંથપુરા'
૭ સર મહમદ ઇકબાલ 'સિક્રેટરી ઑફ સેલ્ફ'
૮ સર એસ રાધાકૃષ્ણન્ 'ધી હિંદુ વ્યુ ઑફ લાઇફ'
૯ શામરાવ હિવળે તથા વેરિયર એલ્વિન 'સોંગ્ઝ ઑફ ધી ફોરેસ્ટ'
૧૦ સરોજિની નાયડુ 'બર્ડ ઑફ ટાઇમ'
૧૧ ફ્રાન્સિસ યીટસ બ્રાઉન 'બેંગાલ લાન્સર'
૧૨ મિનુ મસાણી 'અવર ઇન્ડિયા'
૧૩ મહાત્મા ગાંધી' 'સત્યના પ્રયોગો'
૧૪ જવાહરલાલ નેહરુ 'આત્મકથા'
૧૫ ગેરેટ અને ટોમ્સન 'રાઇઝ એન્ડ ફુલફિલ-મેન્ટ ઑફ બ્રિટિશ રૂલ ઇન ઇન્ડિયા'

હરીફ એ. વી. અબ્દુલ્લાને નીચેની યાદી માટે ઇનામ આપવામાં આવ્યું હતુંઃ—

૧ જવાહરલાલ નેહરુ 'આત્મકથા'
૨ રવીન્દ્રનાથ ટાગોર 'ગીતાંજલિ'
૩ મીનુ મસાણી 'અવર ઇન્ડિયા'
૪ કે. એસ. શેલવંકર 'ધી પ્રોબ્લેમ ઑફ ઇન્ડિયા'
૫ સી. એફ. એન્ડ્રુઝ 'ગાંધી, હીઝ ઓઉન સ્ટોરી'
૬ ગેરેટ અને ટોમ્સન 'ધી રાઇઝ એન્ડ ફુલફિલ્મેન્ટ ઑફ બ્રિટિશ રૂલ ઇન ઇન્ડિયા'
૭ રોસીટા ફોર્બ્સ 'ઇન્ડિયા ઑફ ધી પ્રિન્સિસ'
૮ મહમદ નોમેન 'મુસ્લીમ ઇન્ડિયા'
૯ રુડયાર્ડ કિપ્લિંગ 'કિમ'
૧૦ ઇ. એમ. ફોર્સ્ટર 'પેસેજ ટુ ઇન્ડિયા'
૧૧ મુલ્કરાજ આનંદ 'ધી કૂલી'
૧૨ સર એડવિન આર્નોલ્ડ 'ધી સોંગ સીલેશ્ચિયલ'
૧૩ સર સર્વપલ્લી રાધાકૃષ્ણન્ 'ધી હિંદુ વ્યુ ઑફ લાઇફ'
૧૪ સર મહમદ ઇકબાલ 'ધી રીકન્સ્ટ્રક્શન ઑફ રીલિજીયસ થોટ ઇન ઇસ્લામ'
૧૫ કે. ટી. શાહ 'સ્પ્લેન્ડર ધેટ વૉઝ ઇન્ડ'

છોટાલાલ માનસિંગ કામદાર

# ગુજરાતી ભાષાનાં શ્રેષ્ઠ પુસ્તકો

તુણ્ડે તુણ્ડે મતિર્ભિન્ના-મગજે મગજે બુદ્ધિ બદલે છે; તે મુજબ ગુજરાતી ભાષામાં શ્રેષ્ઠ ૧૦-૨૦-૩૦-૪૦ પુસ્તકો કયાં એ વિષયમાં પણ જુદા જુદા અભિપ્રાયો પડવા સંભવ છે. મેં અહીં મારી સમજશક્તિ પ્રમાણે ૧૦-૨૦-૩૦-૪૦ ગુજરાતી સારામાં સારાં જે પુસ્તકો મને લાગ્યાં તે આપ્યાં છે. પરંતુ એમાં પણ મતભેદને સ્થાન છે. "પુસ્તકાલય"ના તંત્રી મહાશયને હું વિજ્ઞપ્તિ કરીશ કે આવી યાદીઓને સ્થાન આપીને ગુજરાતી સાહિત્યનાં શ્રેષ્ઠ પુસ્તકોની બહુમાન્ય યાદી છેવટે પ્રકટ કરે. આનો વિકાસ કરતાં કરતાં છેવટે એકસો સર્વશ્રેષ્ઠ પુસ્તકોની યાદી આપત, પરંતુ આ ધીમી શરૂઆત કરી છે.

| ગુજરાતી ૧૦ શ્રેષ્ઠ પુસ્તકો ચિરંજીવ સાહિત્ય | કર્તા | ગુજરાતી ૧૦ શ્રેષ્ઠ પુસ્તકો (ચિરંજીવ) સાહિત્ય | કર્તા |
|---|---|---|---|
| ૧ શ્રીનરસિંહ મહેતાનાં પદો | નરસિંહ મહેતા | ૬ આત્મકથા | મહાત્મા ગાંધીજી |
| ૨ નળાખ્યાન | પ્રેમાનંદ ભટ્ટ | ૭ જયા અને જયંત | શ્રી. નાનાલાલ કવિ |
| ૩ મામેરૂં | ,, | ૮ ગીતગોવિંદ | શ્રી. કેશવ હર્ષદ ધ્રુવ |
| ૪ દયારામભાઇનાં પદો | મહાકવિ દયારામ | ૯ ગુજરાતનો નાથ | શ્રી. ક. મા મુનશી |
| ૫ સરસ્વતીચંદ્ર | શ્રી. ગોવર્ધનરામ ત્રિપાઠી | ૧૦ ગુલાબસિંહ | શ્રી. મણિલાલ નભુભાઇ |

આ દશની યાદી પછી બીજાં દશ પુસ્તકોની યાદી મારી સમજશક્તિ પ્રમાણે નીચે પ્રમાણે હું ગણું છું:—

| | | | |
|---|---|---|---|
| ૧ કલાપીનો કેકારવ | ઠાકોર શ્રી. સુરસિંહજી | ૬ કાકાસાહેબના નિબંધો | કાકા કાલેલકર |
| ૨ કાન્તનાં કાવ્યો | શ્રી. મણિશંકર રત્નજી ભટ્ટ | ૭ પ્રેમાનંદનું ઓખાહરણ | કવિ પ્રેમાનંદ |
| ૩ ખેટાદકરના રાસો | શ્રી. દા. ખુ. ખેટાદકર | ૮ તિલકગીતા | શ્રી ઉ. નૌ. ત્રિવેદી |
| ૪ દિવ્યચક્ષુ | શ્રી. રમણલાલ દેસાઇ | ૯ કુસુમમાળા | શ્રી. નરસિંહરાવ ભોળાનાથ |
| ૫ શ્રી. જવાહરલાલનો આત્મકથા | મહાદેવ હરિભાઇ દેસાઇ | ૧૦ નર્મકવિતા | કવિ નર્મદાશંકર લાલશંકર |

આ યાદીમાં તીવ્ર મતભેદ રહેવા સંભવ છે. હવે પછીની ત્રીજી યાદી આ રહી:—

| | | | |
|---|---|---|---|
| ૧ મદનમોહના | કવિ શામળ ભટ્ટ | ૬ લલિતા દુઃખદર્શક નાટક | રણછોડભાઇ ઉદયરામ |
| ૨ નવલ ગ્રંથાવલી | શ્રી. નવલરામ લક્ષ્મીશંકર | ૭ દિગ્દર્શન | આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ |
| ૩ અખેગીતા | શ્રી અખો | ૮ દ્વિરેફની વાતો | ,, રામનારાયણ પાઠક |
| ૪ ભાલણનાં કાવ્યો | શ્રી ભાલણ | ૯ ભદ્રંભદ્ર | શ્રી. રમણભાઇ નીલકંઠ |
| ૫ અરતોદય અને નળદમયંતી | મનસુખરાય સૂર્યરાય ત્રિપાઠી | ૧૦ તણખા | શ્રી. ધૂમકેતુ |

ચોથી યાદી નીચે મુજબ છે—

| | | | |
|---|---|---|---|
| ૧ નાનાભાઇના મહાભારતના ભાગો | શ્રી. નાનાભાઇ ભટ્ટ | ૬ હિન્દ અને બ્રિટાનીઆ | શ્રી. ઇચ્છારામ સૂ. દેસાઇ |
| ૨ ખબરદારની ભજનિકા | શ્રી અ. ફ. ખબરદાર | ૭ ચંદ્રકાન્ત | ,, |
| ૩ સોરઠ તારાં વ્હેતાં પાણી | શ્રીઝવેરચંદ મેઘાણી | ૮ કેશવકૃતિ | શ્રી. કેશવરાય હરિરાય |
| ૪ વેનચરિત્ર | કવિશ્વર દલપતરામભાઇ | ૯ શ્રી ઉમાશંકરનાં કાવ્યો | શ્રી. ઉમાશંકર |
| ૫ દિવાસ્વપ્ન | શ્રી. ગિજુભાઇ બધેકા | ૧૦ શ્રી સુન્દરમ્‌નાં કાવ્યો | શ્રી. સુન્દરમ્ |
| | | ૧૧ શ્રી. ઇન્દુલાલનાં કાવ્યો | શ્રી. ઇન્દુલાલ |

આમાં પણ કાવ્ય, નવલ, નાટકો, ચરિત્ર એ ગ્રંથોમાંથી જુદા જુદા વિભાગો કરી દશ દશ સારાં પુસ્તકો ચૂંટી શકાય.

ડુંગરસી ધરમસી સંપટ

# શ્રી. કાકાસાહેબ કાલેલકર અને એમનાં સર્જનો

કાકા સાહેબની માતૃભાષા મરાઠી હોવા છતાં 'लोकजीवन' જેવું એકાદ પુસ્તક બાદ કરતાં, મરાઠીમાં તેમણે વિશેષ લખ્યું હોય તેમ જાણ્યામાં નથી. ગુજરાતી નહિ હોવા છતાં ગુજરાતી ભાષા પરનું તેમનું પ્રભુત્વ, ઘરગથ્થુ શબ્દોનો સફળતાથી ઉપયોગ કરવાની શક્તિ, ભલભલા ગુજરાતી સાક્ષરોને પણ શરમાવે તેવી છે. તેમની વિદ્યાવિશારદતા, સાહિત્ય-રસિકતા અને તેમનું વ્યાપક અનુભવજ્ઞાન, એ તેમનાં પુસ્તકોનું મુખ્ય આકર્ષણ છે. તેમની કૃતિઓમાં એક ઋષિમુનિની વિશુદ્ધ સૌમ્યતાનાં આપણને ડગલે ને પગલે દર્શન થાય છે. તેમની સત્ત્વગુણી વિચારશ્રેણી, વિષયો સમજાવવા સુંદર અને સચોટ રીતે દૃષ્ટાંતો આપવાની વિશિષ્ટ શક્તિ અને સંસ્કૃત સાહિત્યના લાંબા સમયના પરિશીલનથી કેળવેલી તેમની 'ફૂલ જેવી સુંદર, સુવાસિત અને સુકોમળ શૈલી' એ તેમનાં પુસ્તકોની લોકપ્રિયતાનું બીજું કારણ છે.

નવજીવન કાર્યાલય તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલ તેમનાં લખાણોનો પહેલો બૃહદ્ સંગ્રહ '**જીવનવિકાસ**' છે. રૂપિયા આઠના માસિક પગારથી, રાષ્ટ્રીય શિક્ષણમાં ઝંપલાવનાર, આજીવન કેળવણીકાર શ્રી. કાલેલકરે, જે પચીસ વર્ષ સુધી કેળવણીના કૂટ પ્રશ્નોનું એકનિષ્ઠાથી, અખંડ અને વ્યાપક ચિંતન કર્યું છે, કેળવણીનાં વિવિધ ક્ષેત્રોમાં જે અનેક પ્રયોગો કર્યા છે અને એક શિક્ષણશાસ્ત્રીની દૃષ્ટિથી જગતને જે સ્વરૂપે જોયું છે તેના પરિપાકરૂપે આ પુસ્તક છે. તેઓ પોતે જ આ પુસ્તક માટે લખે છે કે "મારું બીજું લખાણ વિનોદરૂપે લખાયેલું છે, જ્યારે કેળવણી વિષેનું લખાણ જીવનના એક મિશન તરીકે અને સામાજિક જીવનની મીમાંસાના મહત્ત્વના અંગ તરીકે લખાયેલું છે. ગુજરાતની પ્રજા મને ભૂલે નહિ ત્યાં સુધી, મને સાહિત્યકાર તરીકે ન ઓળખે પણ કેળવણીકાર તરીકે ઓળખે એવી મારી આંતરિક ઇચ્છા છે." આજીવન કેળવણીકારની નિર્મળ દૃષ્ટિથી કેળવણીના જટિલ પ્રશ્નોનો ઉકેલ કરતું આ બૃહદ્ પુસ્તક વાંચ્યા પછી એમ જ લાગે કે ગુજરાતી ભાષામાં કેળવણી-વિષયક ગણ્યાંગાંઠયાં પુસ્તકોમાં ઘણાં વર્ષ સુધી એક દીવાદાંડી સમાન આ પુસ્તક રહેશે.

શાસ્ત્રીયતાને સાચવી કલાસ્વરૂપ ઘડનાર આ સમર્થ કલાકારનો બીજો સંગ્રહ '**જીવનનો આનંદ**' છે. કાકા સાહેબમાં કલાને ખૂબ ઝીણવટથી પારખવાની નૈસર્ગિક શક્તિ છે અને સામાન્ય જનતાને મન નિર્જીવ લાગે એવી વસ્તુઓમાં તેઓ અદ્‌ભુતતા નીરખી શકે છે. કાબર અને ચામાચીડિયા પર તેઓ નિબંધ લખે છે; એક બાળકના જેવી નિર્દોષતાથી બિલાડી સાથે મૈત્રી બાંધે છે અને બાળકની કૌતુકવૃત્તિથી ખિસકોલીને ગજવામાં પણ ઘાલી શકે છે. તેમના આ હળવા હાથે લખાયેલા નિબંધો છે, પણ તે સાથોસાથ બુદ્ધગયા, તાજમહાલ, કાશ્મીર મહાવીરની કૈવલ્યભૂમિ જેવા વિષયો પર લખતી વખતે તેમની વિશિષ્ટ કલ્પનાસમૃદ્ધિ તેમની સહાયે આવે છે અને તત્ત્વજ્ઞાન તેમ જ પ્રવાસવર્ણનોની શુષ્કતામાં કલ્પનાના રંગની અજબ મેળવણી કરી સજીવ ચિત્રો આપણી સમક્ષ ખડાં કરે છે. તેમના સંગીત, ચિત્ર, સ્થાપત્ય, આકાશદર્શન પરના અભ્યાસપૂર્ણ લેખોમાં તે તે વિષયોનું અનેકવિધ જ્ઞાન, લલિત કલ્પનાવિલાસ અને માનવદ્વેષ વિનાનો શુદ્ધ નિસર્ગપ્રેમ દૃષ્ટિગોચર થાય છે.

ગુજરાતના આ સત્ત્વગુણી સાહિત્યમીમાંસકનો ત્રીજો સંગ્રહ '**જીવનભારતી**' છે. એક

અખંડ વિદ્યાભ્યાસંગી પુરુષની લાંબા સમયની સાહિત્યોપાસનાના પરિપક્વ ફળરૂપે આ ગ્રંથ છે. ' વિવેચક એટલે આજીવન સૌંદર્યનો ઉપાસક. ' તેનાં અનેકવિધ જ્ઞાનમાં બુદ્ધિનો ચમકાર, તેના દર્શનમાં અપૂર્વતા, તેની લાગણીમાં સુકુમારતા અને તેના વિચારમાં સ્ફટિકમણિસમી પારદર્શકતા હોય છે. રા. વિશ્વનાથ ભટ્ટના શબ્દોમાં કહીએ તો, ' જીવન કલાધર બનવું એ સાહિત્યકારનું મુખ્ય કર્તવ્ય છે ' એમ તેઓ માને છે; એ તેમનો આદર્શ છે. કાકા સાહેબની સર્જક–વિવેચક તરીકેની ઊંચ શક્તિનો આ પુસ્તક ખ્યાલ આપે છે. તેમની પ્રતિભાવંત, પ્રાણવાન અને સત્ત્વગુણી વિવેચનાએ ગુજરાતી સાહિત્યમાં જુદી ભાત પાડી છે અને અનેક ઊગતા લેખકોનાં પુસ્તકોની પ્રસ્તાવનાઓ લખી છે, પ્રોત્સાહન આપી, તેમના પ્રિય ગુરુ અને માર્ગદર્શક સખા બન્યા છે.

અનેક વિદ્યાવિશારદ પંડિતોનો બળવાહી અને સંસ્કારપ્રૌઢ શૈલીથી લખાયેલા લેખોનો ચોથો બૃહદ્ સંગ્રહ **' જીવન સંસ્કૃતિ '** છે. જીવનના કોલાહલથી દૂર વસનાર એક અનાસક્ત કર્મયોગીએ માનવજીવનને, માનવસંસ્કૃતિને, રાજકારણ વગેરેને સ્પર્શતા અનેક જટિલ પ્રશ્નોનું સહૃદયતાથી વ્યાપક અને તલસ્પર્શી અવલોકન આ પુસ્તકમાં કર્યું છે. આ ચારે સંગ્રહોના લેખો વાંચ્યા પછી નિબંધોની સંખ્યામાં કે શૈલીની સુંદરતામાં, વિષયોની વિવિધતામાં, વિચારોની સમૃદ્ધિમાં કે ભાવનાની ઉદાત્તતામાં, રા. વિશ્વનાથ ભટ્ટ કહે છે તેમ, આ યુગના ઉત્તમ નિબંધકાર કાકા સાહેબ જ છે, એમ લાગ્યા વિના નહિ રહે.

આપણા પ્રવાસસાહિત્યમાં કાકા સાહેબનું **' હિમાલયના પ્રવાસે '** અનેક દૃષ્ટિએ ઉત્તમોત્તમ પુસ્તક છે. તેમણે આ પ્રવાસ ' એક વૈજ્ઞાનિકની વાસ્તવિક દૃષ્ટિથી કે સંસ્કારલોલુપ પ્રવાસીની કુતૂહલ દૃષ્ટિથી નહિ, પણ એક ભાવિકની પ્રેમદૃષ્ટિથી કરેલ છે ' અને તેથી હિમાલયમાં પ્રાપ્ત કરેલી આત્મશુદ્ધિની સુગંધ અદશ્ય રીતે વાચકને પણ પવિત્ર અને પાવનકારી બનાવે છે. રા. વિજયરાય વૈદ્યના શબ્દોમાં કહીએ તો, આ પુસ્તક કાકા સાહેબની ચિંતનયુક્ત, સંસ્કારશીલ, જનસ્વભાવનું નિરીક્ષણ તથા કુદરતની પ્રેરણાઓ ઝીલતું મધુર અને familiar શૈલીમાં લખાયું છે.

તેમનું પ્રવાસસાહિત્યનું બીજું પુસ્તક **' બ્રહ્મદેશનો પ્રવાસ '** છે. બ્રહ્મદેશનો પ્રવાસ કર્યા પછી ઘણાં વર્ષે આ પ્રવાસનું વર્ણન લખાયું છે તેથી પ્રવાસનાં સંસ્મરણો ઝાંખાં થઇ ગયેલાં હોય તે કારણસર અથવા બીજા ગમે તે કારણે તેમના આ લઘુ પુસ્તકમાં હિમાલયના પ્રવાસનાં વર્ણનોમાં જે લલિત કલ્પનાવિલાસ, સભર ચિંતન, જનસ્વભાવનું ઊંડું નિરીક્ષણ તેમ જ કુદરતની મનોહરતા અને ભવ્યતાને પ્રતિબિંબિત કરી શકયા છે અને શૈલીમાં જે પ્રાસાદિકતા અને સુકોમળતા લાવી શકયા છે, તે આ પુસ્તકમાં આવી શકી નથી. પ્રવાસવર્ણનમાં કયારેક કયારેક શુષ્કતા આવી ગઇ છે, છતાં પણ રસિક પ્રવાસસામગ્રી અને કાકા સાહેબનું સંસ્કારી માનસ આ પુસ્તકમાં પણ દૃષ્ટિગોચર થાય છે. તેમનું **' ઓતરાતી દિવાલો '** તેમના જેલજીવનના સૂક્ષ્મ અનુભવોની નોંધ છે. કુદરત ને કલા, સાહિત્ય અને તત્ત્વજ્ઞાન, ભૂગોળ અને ખગોળ જેવા ગંભીર વિષયો પર ચિંતનભર્યા લેખો લખનાર કાકા સાહેબમાં મર્માળો વિનોદ કરવાની શક્તિ અને બાળકના જેવી કૌતુકપ્રિયતા પણ સારા પ્રમાણમાં છે, એમ આ પુસ્તક વાંચતાં આપણને પ્રતીત થાય છે.

લાલિત્યભરી પ્રસન્નમધુર શૈલીમાં લખાયેલાં અને લેખક તરીકેની ઉચ્ચ પ્રતિભા અને સર્જકશક્તિનો ખ્યાલ આપતાં તેમનાં ત્રણ પુસ્તકો '**સ્મરણયાત્રા**', '**લોકમાતા**' અને '**જીવતા તહેવારો**' છે. '**સ્મરણયાત્રા**' એ તેમનાં કિશોરજીવનની લાંબે સમયે પૂરી થયેલી નોંધ છે. એક નિર્મળ અને સાધુચરિત વ્યક્તિના બાલ્યકાળનો અલ્પ પણ અંગત પરિચય આપણને થાય છે. આત્મકથાના આપણા અલ્પ સાહિત્યધનમાં આ પુસ્તકે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું છે. '**લોકમાતા**'માં કાકા સાહેબે ભારતવર્ષની નદીઓનું જુદે જુદે સમયે કરેલા દર્શનનું ભક્તહૃદયે કવિતામય ગદ્યમાં કરેલું સ્તવન છે. '**જીવતા તહેવારો**'માં તહેવારોને જીવતા બનાવી તેની પાછળ જે ઉજ્જવળ, વ્યાપક, રહસ્યપૂર્ણ ઇતિહાસ રહેલો છે તેનું સંશોધન કરીને, આપણને ચિરસ્મરણીય ભેટ આપી છે. આપણા તહેવારો આપણી સંસ્કૃતિ અને આપણા રાષ્ટ્રીય જીવનને કેવા અનુરૂપ છે તે તેમણે પોતાની પ્રસન્નમધુર શૈલીથી સુંદર આખ્યાયિકાઓ આપી આ પુસ્તકમાં સમજાવ્યું છે.

ટૂંકમાં, ગુજરાતી ભાષાના એક પ્રથમ કોટિના સમર્થ ગદ્યલેખક હિંદી ભાષાના પ્રખર પ્રચારક, આજીવન મહાન કેળવણીકાર, ગાંધીજીના શિષ્યમંડળમાં એક તેજસ્વી તારક સમા, ઋષિમુનિ સમું શુદ્ધ અને સત્ત્વવતું જીવન ગાળનાર, સંસારમાં જલકમલવત્ રહી સેવામય જીવન ગાળનાર અનાસક્ત કર્મયોગી કાકા સાહેબ, હિંદનું મહામૂલ્યવાન રત્ન છે.*

**જાદવજી નાથાલાલ કામદાર**
બી. એ. એલએલ. બી.

---

# મૃત પંડિતોની સાથે

અનુવાદક—સ્વ. વામનપ્રસાદ અં. ભટ્ટ

## [ સોરઠા ]

વિત્યા મારા દિન, મૃત પંડિતોની મહીં,
દૃષ્ટિ પડતિ જ્યાંહ, વિદ્વજ્જન પેખું તહીં.

કદી ન વિસરે જે એવા મમ મિત્રો જ છે,
જે સાથે દિન રેણુ વિનોદવાર્તા હું કરું.

સુખમાં બહુ આનંદ, લહું દિલાસો શોકમાં,
જ્યારે જાણું હું આભારી છું તે તણો.

વર્ષે આંસુધાર આંખડલીમાંથી પ્રભો !
ભિંજાય મુજ ગાલ દૃષ્ટિએ આભારની.

વિચારો મમ સર્વ મૃત પંડિતો સાથ છે,
ઇચ્છા મારી પ્રબળ થાવા મૃત પંડિત સમ.

ગ્રાહ્ય કરું સદ્ગુણ, દુર્ગુણને ધિક્કારતો,
બનું ભાગીયો હું તેઓના જ જયાજયે.

શોધું સાર ખરો, મૃદુ અને દૃઢ મન વડે,
તેઓને અનુભવ લાધ્યા હોય જીવન મહિં.

આશાઓ મુજ સર્વ મૃત પંડિતોમાં દિસે,
ભવિષ્યમાં મુજ સ્થાન, તેઓના જેવું થશે.

મારા ભવિષ્ય માંહ ધમેરહીશ હું તેની સાથ,
ને મુજ કીર્તિ ગાન ભુંસાએ અહીંયાં નહિ ×

---

* "પ્રસ્થાન"માંથી.
× અંગ્રેજી કાવ્ય 'ધી સ્કૉલર'નો અનુવાદ

# નવા વર્ષે પુસ્તકાલયોના કાર્યકરોને એક વિનંતિ

**પુસ્તકાલયના** કામકાજનું વર્ષ આ માસ આખર પૂરું થઇ જશે અને સૌ કાર્યકરો પોતાના કામની સમીક્ષા કરવા લાગશે, એ પ્રસંગે આપને મારા થોડા વિચારો જણાવું તો અસ્થાને નહિ લેખાય.

આપણાં પુસ્તકાલયોનું સંચાલન ગામડાઓમાં મોટે ભાગે શિક્ષકભાઇઓ દ્વારા થાય છે. વર્ષ આખરે તેમની સેવાઓ બદલ તેમનો ઉપકાર માનું છું. કસ્બા પુસ્તકાલયોમાં પુસ્તકાલયોનું સંચાલન થોડા સરકારી અમલદાર સાહેબો અને પ્રજામાં આગળ પડતી રીતે તરી આવતા વકીલ અને ધનિક વર્ગના સહકારથી ચાલે છે તેમનો પણ પોતાની શક્તિ અનુસાર જે કંઇ ફાળો આપ્યો હોય તે બદલ તેમનો પણ ઉપકાર.

કસ્બાઓમાં પુસ્તકાલયના કારોબારમાં એક ઉણપ છે અને તે માધ્યમિક શાળાઓમાં કાર્ય કરતા શિક્ષકો, જેમના પર ૧૧ થી ૧૭ વર્ષ સુધીના કિશોરોના મનોમંથનોને સુયોગ્ય દિશામાં વાળવાની જવાબદારી સોંપાયલી છે તેવા શિક્ષકોના સહકાર અને સક્રિય મદદ દ્વારા પુસ્તકાલય માટેનાં પુસ્તકોની પસંદગી અને તેનો પ્રચાર. માધ્યમિક શાળામાં ભણતા વિદ્યાર્થીઓને ગ્રંથપાલ પુસ્તકો તો આપે છે, પણ તેમાં વિદ્યાર્થીઓ શું વાંચે છે, કેવું વાંચે છે, તે ગ્રંથપાલ પોતે ઓછા શક્તિશાળી હોવાથી તારવી શકતા નથી. જીવનચરિત્ર, પ્રવાસવર્ણન, અને ભાષા તથા ઇતિહાસને લગતાં યોગ્ય પુસ્તકોનું પૂરતું વાચન થતું નથી તેમ તે વસાવવા પૂરતા પ્રયાસો થતા નથી અને કેવળ આ વિદ્યાર્થીઓ પણ નવલિકા સાહિત્યના વાચન પાછળ ગાંડા થયેલા જોવામાં આવે છે. મને આશા છે કે નવા વર્ષે આ ઉણપ દૂર કરવા કંઇક થશે.

કસ્બામાં બીજી ખામી એ જણાઇ છે કે કેટલાંક સ્થળોએ પુસ્તકાલયોની પુસ્તક-નોંધવહીઓ પર જોઇતી માહિતી વર્ષ આખરે નોંધવામાં આવતી નથી અને પુસ્તકોની મેળ-વણી અને ખૂટતાં પુસ્તકો તેમ જ કમી કરવા પાત્ર પુસ્તકોનો નિકાલ પણ કરવામાં આવતો નથી. જો કોઇ પુસ્તકાલયે વર્ષ આખરે પણ મેળવણી કરવી અધુરી રાખી હોય તો તેણે **પ્રથમ તકે નવા વર્ષે મેળવણી કરી પછી જ આપ-લેનું કામ કરવું જોઇએ. ગ્રંથપાલથી ભિન્ન માણસોએ આ મેળવણી કરવી જોઇએ. જોઇતો ખર્ચ મોટા પુસ્તકાલય માટે વિશેષ અનામત રકમમાંથી કરવો જોઇએ.**

ત્રીજી ખામી એ છે કે પુસ્તકાલયમાં વર્તમાનપત્રો પાછળ હદ ઉપરાંત ખર્ચ કરવામાં આવે છે. અને તે ખર્ચ જોઇતાં જુદા જુદા પ્રકારનાં વૃત્તપત્રો પાછળ નહિ પણ એકના એક પત્રની વિશેષ પ્રતો ખરીદવા પાછળ છે. આપ સમજી શકશો કે સાર્વજનિક સંસ્થામાં સુધરાઇ, પ્રાંત પંચાયત, કોઇ ખાનગી વ્યક્તિ કે સરકાર જે કંઇ મદદ કે બક્ષીસ આપે તેનો કોઇ વ્યક્તિઓને વિશેષ લાભ મળે નહિ, પણ આખાય જનસમુદાયમાં તે યોજના કેમ પહોંચાડવી તે માટે વિપુલ યોજનાઓ ઘડવામાં વાપરી શકાય.

બહેનો (ગરીબ અને મધ્ય વર્ગની સ્ત્રીઓ) માટે ઘેર બેઠાં વાચન મળે તેવો પ્રબંધ, પછાત વર્ગના લત્તામાં તે લોકોને વાંચવા યોગ્ય પુસ્તકો પ્રચારકો શોધી તેમને મહેનતાણું

આપી દૂર દૂરના ગરીબ લત્તાઓમાં જ્ઞાન પ્રચાર કરવો; શાળાઓમાં ફરતાં પુસ્તકાલયોની પેટીઓ તેમને જોઇતાં પુસ્તકો વસાવી આપવામાં, કસ્બામાં આખા તાલુકાની પ્રગતિ માટે યોગ્ય અધ્યયનગ્રંથો-હિન્દી, ગુજરાતી, અંગ્રેજી અને મરાઠી-ઉચ્ચ કોટિનાં પુસ્તકો વસાવવાં અને તાલુકાની પ્રજામાં ફરતાં પુસ્તકાલયોની પેટીઓ દ્વારા પહોંચાડવાં, શિષ્ટ વાચનની યોજના દ્વારા સુવાચનનો પ્રચાર કરવો:—આવાં અનેક કાર્યોમાં તેમનાં નાણાં ખર્ચાવાં જોઇએ. આશા છે કે ઉપરની નીતિ નવા વર્ષે કસ્બા અને પ્રાંત પુસ્તકાલયો અખત્યાર કરશે.

છેવટની ખામી એ કે કાયમનિધિ જેમાંથી દુકાનો, જમીન કે ઇતર વ્યવસ્થાથી ઉત્પન્ન ઊભું કર્યું હોય તેને સમિતિઓ નવા વર્ષની લોકમદદ સમજે છે મને લાગે છે કે એ નીતિ ઘણી જ વિઘાતક છે. આપણા વડીલોએ જે દ્રવ્ય એકઠું કર્યું છે તે તો આપણી આવકની ખોટ માટે વાપરી શકાય-નહિ કે તે આપણે ઊભી કરેલી મૂડી ગણાય. સાર્વજનિક સંસ્થાએ કયા કયા પ્રકારપૂર્વકના પ્રયાસો દ્વારા મદદ ઊભી કરી છે તે તેણે ગામની નાગરિક પ્રજાને જાહેર કરવું જોઇએ. તેમાંથી નીમે રકમ અનામત મૂકવી અને બાકીની રકમ ઉપર સરકાર પંચાયત મદદ કે સુધરાઇ મદદ માગવી જોઇએ.

સુધરાઇઓ ઘણે સ્થળે મદદ આપવા લલચાતી નથી. સુધરાઇના સભ્યો પ્રજાએ ચૂંટેલા હોય છે કે શ્રીમંત સરકાર તરફથી નિમાયેલા હોય છે તો તેઓ તમારા શુભ હેતુઓ અને ચોક્કસ કાર્યવહી જાણે તો જરૂર તમને મદદ કરે. માટે તમારા કાર્યથી તેમને સંતોષ આપી તમારે જોઇતી મદદ મેળવશો. આશા છે કે સુધરાઇના પ્રમુખ સાહેબ અને સભ્યો આ યોજનાને અપનાવી પુસ્તકાલયોને નભાવશે.

ઉપર પ્રમાણે કસ્બાઓ પોતાની કાર્યવાહીમાં જરૂર તે ફેરફાર કરી પોતાનું કામ વ્યવસ્થિત અને નિયમિત બનાવશે એવી આશા છે.

ગ્રામ પુસ્તકાલયો મોટે ભાગે શાળાના શિક્ષકો દ્વારા ચાલે છે. સ્થાનિક મહાલ શાળાધિકારી સાહેબો તેમ જ વહીવટદાર સાહેબો પણ આ સંસ્થાની મુલાકાત લે છે. તેમનાં નિવેદનો તેઓ મોકલતા નથી. પણ કોઇ કોઇ મકાનવાળાં પુસ્તકાલયો કાર્યવાહકોના પ્રમાદ અને બેદરકારીના પરિણામે બગડવા બેઠાં છે. તે જાણી અમને ભારે દિલગીરી થાય છે. આ માટે જે શિક્ષક મિત્રો જે તે સ્થળે કામ કરે છે તેમને ખાસ વિનંતિ છે કે આ સેવાનું કાર્ય તેઓ ઉપાડી લે અને સંસ્થાનો લોકોમાં જ્ઞાનપ્રચાર કરવાનો શુભ હેતુ બર લાવે. ફરી લોકો અનુકૂળ સમયમાં તૈયાર થઇ કોઇ જુવાન કાર્યકર મળે તેમને પછી સોંપે. મોટે ભાગે અવ્યવસ્થિત મકાનવાળાં પુસ્તકાલયો ઉપરની મારી નમ્ર ફરીઆદ સાંભળી કાં તો પોતાની કાર્યવહી સુધારે અગર શાળા ખાતાને સોંપી તે દ્વારા જેટલું થઇ થઇ શકે તેટલો પ્રચાર થવા દે.

શાળામાં જે પુસ્તકાલયો છે તેમણે આજે મોટા મોટા બુકસેલરો તરફથી પ્રસિદ્ધ થતી અનુવાદોની વાર્તાઓ ખરીદવા કરતાં પ્રજાજીવનને ઘડે એવાં નીતિપ્રેરક જીવનચરિત્રો, પ્રવાસવર્ણન, ઇતિહાસ તથા કળાના શિક્ષણને લગતું વાચન પ્રજામાં વધે તેમ કરવા વિનંતિ છે. તેમને પ્રસિદ્ધ થએલાં શ્રી શિવાજી છત્રપતિ, શ્રી. મોતીભાઇ અમીન, દત્ત અને પરશુરામ, પ્રહ્લાદ, ઇસુ ખ્રિસ્ત, બાપુ, સહજાનંદ, તેજચિત્રો તેમ જ બાલોપયોગી જીવનચરિત્રો જે

ચરોતર એજ્યુકેશન સોસાયટી, સયાજી બાલજ્ઞાનમાળા, અશોક બાલપુસ્તકમાળા, વગેરે દ્વારા પ્રસિદ્ધ થયાં છે તે વંચાવવાં અને વસાવવાં. પ્રવાસવર્ણનો અને સ્થળવર્ણનો જોતાં દક્ષિણાયન, બ્રહ્મદેશ, મારી કચ્છયાત્રા વગેરે પુસ્તકો મોટી ઉંમરના માણસોને વાંચવા જેવાં છે. આવાં પુસ્તકોની એક યાદી દર વર્ષે અમે વાર્તાઓ સહિત આપીએ છીએ. વાર્તાઓ સારી હોય તે વંચાવવાની પણ આપણે ફરજ ન ચૂકવી જોઇએ.

ઊઠી ગયેલાં બાળકો તથા શાળામાં ભણતાં બાળકો માટે અમે ૧૯૩૯–૪૦ માં એક બસો જેટલાં પુસ્તકોની વર્ગવાર યાદી પ્રસિદ્ધ કરી છે. તેમાં દર વર્ષનાં પ્રસિદ્ધ થતાં નવાં પુસ્તકોની યાદીમાંથી બાલોપયોગી પુસ્તકો જોઇ જરૂર તે મંગાવી દરેક વર્ગ માટે નિદાન વીસથી પચીસ પુસ્તકો દરેક નાના ગામડાના પુસ્તકાલયે વસાવવાં જોઇએ. મોટાં ગામડાં અને કસ્બાએ એક પુસ્તકની બાળકોની સંખ્યાના પ્રમાણમાં વધુ પ્રતો ખરીદી શાળામાં ફરતાં પુસ્તકાલયો મારફત વાચનપ્રચાર કરવો જોઇએ, જેથી ભણનારાંનું ભણતર તાજું રહે, ભણવામાં આનંદ માણે, અને ભણીને ઊઠી જનારાને પુનઃ નિરક્ષર થવાના પ્રસંગો ન આવે.

છેવટ, ગ્રામ પુસ્તકાલયો પોતે પોતાની ફરજો કરબા કરતાં વધારે સારી રીતે બજાવે છે તે મેં તેમના કાર્ય ઉપરથી જોયું છે. પરંતુ તેટલું પૂરતું નથી. ભણેલા તમામ માણસોને તેમને પુસ્તકાલયમાં આકર્ષવા જોઇએ અને મદદ વધારે સારા પ્રમાણમાં ઊભી કરી વર્તમાનપત્રો કરતાં પુસ્તકો પાછળ વધારે ખર્ચ કરી જોઇતું વાચન વાંચે તેવો પ્રચાર કરવામાં યથાયોગ્ય મદદ કરવી ઘટે.

ગ્રામ પુસ્તકાલયોના મંત્રી અને ગ્રંથપાલ ભાઇઓએ પોતાની સમિતિઓને ખાસ સમજાવવું કે પત્રો ખાતર મેળવેલું દાન નિરર્થક છે. પણ બક્ષીસ કે જ્ઞાનપ્રચાર માટે મેળવેલું દાન જ ખરું દાન છે.

પ્રજામાં જ્ઞાનનો ફેલાવો થાય, તે લેવું ભૂલી ન જવાય, અને દુનીઆના સમાચારોથી જાણ રહીએ તે માટે આપણે પૂર્ણ વિચાર કરી આપણી લોકમદદના પ્રમાણમાં કાયમનિધિ ખાતે નીમે રકમ કરવી. ટકાવારીના ધોરણે અંદાજ બનાવવાનું કાર્ય આપ સૌને માથે છે. મને ખાતરી છે કે ઉપરની મારી ઇચ્છાને બર લાવવા સૌ પુસ્તકાલયોના કાર્યવાહકો જ પોતાનાથી બનતો સહકાર આપશે જ.

નાનાં નાનાં પુસ્તકાલયો નજીકનાં મોટાં પુસ્તકાલયોના કામ કરનારાઓના સીધા સંપર્કમાં આવી મોટા પુસ્તકાલયમાંથી પોતાના ગામના બાળકો માટે પુસ્તકો મેળવવા પ્રયાસ જે ચાલુ છે તેને વધારે ગતિમાન કરવાની જરૂર છે. ભવિષ્યમાં આપણે એક સારા જૂથ કે કસ્બા પુસ્તકાલય મારફત આજુબાજુનાં ઘણાં ગામોને પુસ્તકપેટીઓ આપી શકીએ તેવી દૂરંદેશી મોટાં પુસ્તકાલયોના સંચાલકોએ રાખવી ઘટે. અને આ બધું ત્યારે જ બને જ્યારે પુસ્તકો પાછળ આપણે પૂરતી રકમ ખરચી શકીએ. અને ખૂટે તો આપણા કાયમનિધિના ઉત્પન્નમાંથી એ માટે રકમ ખર્ચ કરીએ.

આ બધી બાબતો તો પ્રાંત, કસ્બા અને ગ્રામ પુસ્તકાલયોની વ્યવસ્થા અને દોરવણી

[ અનુસંધાન સામેના પૃષ્ઠને છેડે ]

શ્રવણ બેલ્ગોલાની સુપ્રસિદ્ધ ૫૭ ફૂટની વિરાટકાય ગોમ્મટેશ્વર–બાહુબલીની દિ. પ્રતિમાને શ્વે. સંપ્રતિ રાજાએ કરાવેલી છે અને તે ભદ્રબાહુની છે, તેમ જણાવે છે ! (ખં. ૩, પરિ. ૧), પૃ. ૧૭૯ માં ' નિર્ગ્રન્થ એટલે દિગંબર જૈનસંપ્રદાય ' જણાવે છે ! વગેરે અનેક વિધાનો વિચારણીય અને ચર્ચાસ્પદ જણાય છે. પ્રાચીન અર્વાચીન પ્રમાણોને વિચિત્ર દલીલો અને મનસ્વી કલ્પનાઓથી પોતાના મત તરફ વાળવા પ્રયત્ન થયો લાગે છે.

જેણે આ ગ્રંથના સર્જનમાં અને સંશોધનમાં ડૉ. શાહના મુખ્ય મદદનીશ તરીકે અસાધારણ પરિશ્રમ ઉઠાવ્યો હતો અને આ ગ્રંથની પૂર્ણાહુતિ સાથે પોતાના જીવનની પણ અકાળે કરુણ પૂર્ણાહુતિ કરી નાખી હતી, તે ભાઇ ચીમનલાલ અમૂલખ સંઘવીનું નામ આ ગ્રંથના લેખક તરીકે જોડી શકાયું હોત તો ઉચિત ગણાત.

ડૉ. શાહનાં અન્ય સર્જન ' પ્રાચીન ભારતવર્ષ 'ની જેમ ઐતિહાસિક ચર્ચાસ્પદ આ દળદાર પુસ્તક પણ તેમનું મંતવ્ય સમજવા ઇચ્છનાર સાક્ષરોને ઉપયોગી થવા સંભવ છે.

લા. ભ. ગાંધી

**૩. વારસદાર**—અનુવાદકઃ ' મૃદુલ '; પ્રકાશકઃ શ્રી હરિહર પુસ્તકાલય, ટાવર રોડ, સુરત; ૧૯૪૩; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૧૬૬; સચિત્ર આચ્છાદન સહિત છીંટનું પૂઠું; કિંમત રૂ. ૩–૦–૦.

બંગાળના જાણીતા લેખક સ્વ. શ્રી. નારાયણચંદ્ર ભટ્ટાચાર્યરચિત નવલનો આ એક અનુવાદ છે. આ પહેલાં પ્રસિદ્ધ થયેલા ' પાર ', ' અભિમાન ' અને ' પતિમંદિર 'ના મૂળ લેખક પણ આ જ છે. આ પુસ્તકના મૂળલેખક અને તેમના સાહિત્ય પરત્વે 'વારસદાર'ની પ્રસ્તાવનામાં જણાવાયું છે કે તેમનું વાર્તાસાહિત્ય, બંગ જનતામાં ખૂબ આદર પામ્યું છે. તેમની વાર્તાઓમાં પ્રધાન સૂર ગામડાંનાં દર્દોનો છે. અને એટલા માટે બંગજનતાએ, તેઓને ' પલ્લી-ચિત્રનિપુણ'ની માનભરી મર્યાદા પણ અર્પી છે. તેમના સ્વર્ગવાસી થવાથી, સ્વ. શરદ્‌બાબુ અને સ્વ. જલધર સેન રાયબહાદુર જેવાને પણ કહેવું પડ્યું છે કે, ગામડાનાં દર્દભર્યાં ચિત્રો હવે અધુરાં રહેશે.

ખરે જ, આ લેખકનાં ઉપર જણાવેલાં વાર્તાનાં પુસ્તકો આ જ પ્રકારનાં છે. સ્વ. શ્રી ભટ્ટાચાર્ય, પોતાની વાર્તાઓમાં, ગામડાંના સામાન્ય અને ઉચ્ચ કુટુંબોનાં જીવન ઉઠાવી લઇ, તે દ્વારા ગ્રામજીવનમાં સામાજિક અને કૌટુંબિક કેવાં દર્દો ભર્યાં છે, અને તે દર્દો મનુષ્ય-જીવનને કેટલી હદ સુધી પીડે છે, તેનો તાદૃશ્ય અને હૃદયસ્પર્શી ચિતાર રજૂ કરે છે. ખાસ વિશિષ્ટતા તો એ છે કે, આપણે જાણે કોઇ ઘરમાં બેસી, તે ગૃહજીવન નીરખતાં જાણે તે સજીવ ન હોય તેવાં ચિતરે છે. અને કહેવાનું હોય તે પણ આડંબર અને લાંબા વર્ણન વિના ટૂંકામાં જ કહી દે છે.

'વારસદાર'ની વાર્તા, મનુષ્યને વારસ માટેની ભૂખ કેટલી હદ સુધી સતત જાગત રાખે છે, અને તે ભૂખને સંતોષવા, મનુષ્યનામાં કેવી ગડમથલ અને મનોમંથનો ચાલી રહ્યાં હોય છે તેનો સુંદર ચિતાર આપે છે. તારિણીચરણ નામના જમીનદાર પોતાને કંઇ વારસ નહિ હોવાથી પોતાના ભાઇના છોકરા ( ભત્રિજા ) સત્યચરણને વારસ લેવાની ઇચ્છા સેવે છે. પણ તેનામાં લાયકાત ન જોતાં તે ભત્રિજા દ્વારા સારો વારસ મેળવવા સારૂ, ભત્રિજાને

પરણાવવાની ખેવના રાખે છે. ભત્રિજો પરણવાની ના પાડતાં, પોતે જ ભત્રિજા માટે નક્કી કરેલી કન્યા સાથે પરણે છે. અને છેવટે તો ભત્રિજાને જ પોતાનો વારસ બનાવે છે. આ વાર્તામાં સત્યચરણને ઊંચી કક્ષાનું પાત્ર ચિતર્યું છે. સત્યચરણની ત્યાગવૃત્તિ, નીડરતા અને પરોપકાર વૃત્તિના ગુણો સમાજને એક ઉત્તમ બોધપાઠ શીખવે છે. જમીનદાર છેવટે એના આ જ ગુણોથી આકર્ષાઇ, તેને પોતાનો વારસદાર બનાવે છે. વાર્તા ખરેખર બોધક અને પ્રેરક છે.

૪. અચલા—અનુવાદક: શ્રી, જેઠાલાલ નારાયણ ત્રિવેદી, પ્રકાશક: મે. જીવનલાલ અ. મહેતા વતી ચંદ્રકાન્ત જી. મહેતા, પીરમશા રોડ, અમદાવાદ; ૧૯૪૨; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૧૨૮+૫૬=૧૮૪; સચિત્ર આચ્છાદન સહિત બૉર્ડ પટીનું પૂઠું; મૂલ્ય રૂ. ૨–૮–૦.

પ્રકાશક તરફથી પ્રસિદ્ધ થતી, 'જ્ઞાનવર્ધક પુસ્તકમાળા'નું સન ૧૯૪૩ ની સાલનું આ પહેલું પુસ્તક છે. અને તે 'સ્ત્રીબોધ'ના ગ્રાહકોને આ વર્ષે ભેટ તરીકે પણ આપવામાં આવ્યું છે. પ્રકાશકે ચાલુ સાલથી માળાનું લવાજમ લેવાનું બંધ કર્યું છે. અને તેને બદલે હવેથી પ્રસિદ્ધ થતાં પુસ્તકો, ગ્રાહકોને ૩૩ ટકા કમિશનથી આપવાનું ઠરાવ્યું છે.

આ પુસ્તકમાં બે બંગાળી વાર્તાનો અનુવાદ અપાયો છે. એમાંની એક 'અચલા' એક બંગાળી લેખિકા બહેનની અને બીજી 'રાધારાણી' બંગાળના જાણીતા નવલકથાકાર શ્રી. બંકિમચંદ્ર ચટોપાધ્યાયની લખેલી છે. આ બંને સામાજિક વાતો છે. 'અચલા'નું ચિત્ર હિંદુ સમાજમાં નારીનું સ્થાન શું છે અને સાચું નારીહૃદય કેવું છે તથા તેમનામાં કેવી કેવી વેદનાઓ અને મનોમંથનો ચાલી રહ્યાં હોય છે તેનો સચોટ અને મર્મવેધક ચિતાર રજૂ કરે છે. અચલા એ એક જાગીરદારના મેનેજરની પુત્રી છે. તેને જાગીરદારના પુત્ર શિરીષ સાથે નાનપણથી સ્નેહ બંધાય છે. મોટપણે એ લગનમાં પરિણમે એવી બંનેની ઇચ્છા હતી. પણ તે ફળી નહિ. અને શિરીષ બીજે ઠેકાણે પરણી ગયો. છેવટે અચલા પણ, એક ગૃહસ્થ પણ ભણેલો નહી અને દારૂડીઓ એવા એક યુવક સાથે પરણે છે. આમ બંને વિખૂટાં પડયા પછી, તેમનામાં જે દુઃખની ઘડીઓ આવે છે તે ઘડીઓ, સમાજને, હિંદુસમાજની નારીની *લગ્નભાવના અને પતિભાવના કેટલી ઉચ્ચ છે તે સચોટપણે સમજાવે છે. અને નારીજીવન* પ્રત્યે સહૃદયી બનતાં અને આદરથી જોતાં શીખવે છે.

બીજી વાર્તા 'રાધારાણી' એ પણ એક ટૂંકી અને સામાન્ય વાર્તા છે. રાધારાણી, પહેલાં ગૃહસ્થી પણ પાછળથી તદ્દન ભિખારણ અવસ્થામાં આવેલી એક ગરીબ માતાની પુત્રી છે. તે પોતાની ગરીબાઇમાં, અકસ્માતથી ગુપ્ત રીતે મદદ કરનાર એક યુવકને, મોટપણે પોતાના સારા દિવસો આવતાં પણ ભૂલી શકતી નથી અને રાતદિવસ તેનું જ સ્મરણ કરે છે. છેવટે બંનેનો મેળાપ થાય છે અને તેઓ પરણે છે. આ વાર્તા પણ સમાજને કંઇક અંશે બોધક તો છે જ.

'અ–કૃપા'

૫. દુર્ગારામ મહેતાજી અને બીજાં નાટકો—લેખક: શારદાપ્રસાદ વર્મા; પ્રકાશક: યુગાન્તર કાર્યાલય, સુરત; આવૃત્તિ ૧ લી ઇ. સ. ૧૯૪૨; ૧૬ પેજી પૃષ્ઠ ૯૮; પૂઠું કાર્ડબોર્ડનું; કિ. ૧–૪–૦.

શ્રી. ઉમેદભાઇ પટેલ (?)ને અર્પિત થયેલું આ પુસ્તક એના નામમાં સૂચિત થયા પ્રમાણે નાટક વિષયનું છે. એમાં 'સંસ્કૃતિ પ્રચાર' નામનું એક પ્રહસન અને 'દુર્ગારામ

મહેતાજી ' તથા ' સુરુચિ ' નામનાં બે નાટકો ઉપરાંત ' મોટાં થઈશું ત્યારે 'ના શીર્ષક નીચે ' જરૂરિયાન ' ' મહાદેવનાં ફૂલ ' ' રિવાજ ' અને ' છાપાં ' નામના ૩ નાનકડા સંવાદો સંચિત થયેલ છે. બધાંયનું વસ્તુગુંફન સમુજ્જ્વ હોવા ઉપરાંત બોધક, વિચારણીય અને જાહેર મેળાવડાઓને પ્રસંગે ભજવી શકાય તેવી સામગ્રી પૂરી પાડે છે. ' દુર્ગારામ મહેતાજી 'નું નાટક એ સર્વમાં લાંબું ત્રણ પ્રવેશનું હોઇ સુરત શહેરમાં પોતાના નામની એક વાર હાક વગાડી જનાર એ સુવિખ્યાત મહેતાજીના જમાનાની શિક્ષણપદ્ધતિ, તથા ' પુનર્લગ્ન ' જેવા સામાજિક સુધારણાના પ્રશ્ન પરત્વે તેમ જ ભૂતભુવા અને જાદુમંત્રના વહેમખંડન માટે મહેતાજીએ ચલાવેલી ઝુંબેશ પર અચ્છું અજવાળું પાડે છે. પુસ્તકાલયોએ અપનાવવા યોગ્ય.

' દુર્ગારામ મહેતાજી 'નું ચરિત્ર વર્ષો પહેલાં સ્વ. મહીપતરામભાઈની કલમે લખાયેલું, પણ તેમાં મહેતાજીના અંતકાળ સુધીની હકીકત ઉપલબ્ધ નથી અને તેની નકલો પણ હવે દુષ્પ્રાપ્ય બની છે, એટલે સુરતના આ સુવિખ્યાત સુધારક મહેતાજીનું સળંગ જીવનચરિત્ર સંકલિત કરીને પ્રગટ કરવાનો શ્રમ કોઈ સાહિત્યસેવક ઉઠાવશે તો તે અત્યંત આદરપાત્ર થઈ પડશે. ના.

૬. **જિગર અને અમી**—લેખકઃ શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ, પ્રકાશકઃ પ્રજાબંધુ કાર્યાલય, રેવડી બજાર, અમદાવાદ ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૧૬+૮, દ્વિરંગી ચિત્રયુક્ત સાદું પૂઠું, મૂલ્ય રૂા. ૨–૮–૦.

આ પુસ્તકના લેખક આપણા સાહિત્યના એક સિદ્ધહસ્ત વાર્તાલેખક છે. એમણે આજપર્યંતમાં સંખ્યાબંધ ટૂંકી વાર્તા–નવલકથાઓ આપી છે. તેમાંનું એમનું ઐતિહાસિક અને સામાજિક પાત્રનિરૂપણ ખાસ પ્રશંસા માગી લે તેવું હોય છે. એવી જ પ્રશંસા માગી લેતું આ પુસ્તક છે.

પુસ્તકનું વસ્તુ, નવલકથાના નાયકની રોજનિશિમાંથી ઉપાડી એક સત્યમય ઘટનાને અદ્ભુત રીતે નવલકથાના રૂપમાં રજૂ કરવાને લેખક સફળ રીતે શક્તિમાન થયા છે.

સ્થિતિસંપન્ન માબાપનો એક છોકરો ઘરબાર છોડી નાસી જાય, નાની ઉંમરે પણ સ્વમાનને સાચવવાની ટેકવાળો રહી મોટપણે એક વિસ્તૃત કુટુંબમાં પોતાની પ્રિય સ્નેહાળ અને મમતાળુ પત્નીને પોતાના હૃદયમાં કેવી બિરાજમાન કરે છે તે લેખકે હૃદયસ્પર્શી રીતે વર્ણવ્યું છે. તેમાં પણ એની પત્ની અને એની બહેન વચ્ચેના અલૌકિક પ્રેમની તો લેખકે પરાકાષ્ટા જ બતાવી છે. ખરેખર, સત્ય ઘટનાઓ પણ આવી અદ્ભુત હોય છે! લેખકે આ સત્ય ઘટના રજૂ કરીને એક વિશાળ કુટુંબમાં ચાલતા કાવાદાવાનું પણ હૂબહૂ દર્શન કરાવ્યું છે. અને આવા બનાવો તો આપણા સમાજમાં અનેક હશે.

આ પુસ્તકમાં સળંગ નવલકથાનું માત્ર પ્રથમ દર્શન જ કરાવ્યું છે. એનું બીજું દર્શન " પ્રજાબંધુ " સાપ્તાહિકમાં ક્રમશઃ પ્રકટ થઈ ગયું છે, જ્યારે ત્રીજું દર્શન અત્યારે દર અઠવાડિયે આવ્યે જાય છે. દરેક પુસ્તકાલય, સામાન્ય નવલકથાઓ પોતાને ત્યાં વસાવવા પ્રેરાય છે તે કરતાં આવી સત્ય ઘટનાત્મક છતાં બોધક અને પ્રેરક નવલકથાને જરૂર સ્થાન આપે એમ ઇચ્છીએ.

લેખકને એ કથાનકનાં બીજાં બે દર્શનો પણ પુસ્તકાકારે પ્રકટ કરવા અમારો ભલામણ-આગ્રહ છે.

૭. **આમ્રપાલી**—ભા. ૧-૨, લેખક અને પ્રકાશકઃ શ્રી. રામચંદ્ર ઠાકુર, પ્રાપ્તિ-સ્થાનઃ મેસર્સ એન. એમ. ઠક્કરની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૯૧ + ૧૩૧, સચિત્ર દ્વિરંગી કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય બન્ને ભાગના રૂ. ૬)

બુદ્ધકાલીન સમાજરચના, તે સમયની રાજદ્વારી પરિસ્થિતિ તેમ જ રીત-રિવાજો ઇત્યાદિનો હૂબહૂ ચિતાર રજૂ કરતી આ નવલકથા, દેશને ચરણે અર્પણ થયેલી, એ જ દેશના ગણતંત્ર-લોકશાસન-બંધારણના પ્રમુખ મહાનામની પુત્રી આમ્રપાલીની આસપાસ ગુંથાયેલી આ કથા છે.

ત્યારે, ભારતવર્ષના લિચ્છવીઓ અને માગધીઓ વચ્ચે વૈમનસ્ય પ્રવર્તતું હતું. આમ્રપાલીને પોતાની કરવા હજારો લિચ્છવી જુવાનો તલસતા હતા, અને એક સ્ત્રીને પામવા વધુ પુરુષો તત્પર થાય તો તે સ્ત્રી દેશને અર્પણ થવાનું રાષ્ટ્રના પ્રવેણી પુસ્તકમાં વિધાન છતાં એ દુશ્મન દેશના રાજા બિંબિસારને પરણી અને તેના દ્વારા તેને એક પુત્ર પણ જન્મ્યો હતો. પરંતુ એક બાજુ તેનાં લગ્ન થઇ ગયાં ત્યારે બીજી બાજુએ લિચ્છવી ગણતંત્રના પ્રમુખ-પાલીના પિતાએ, દેશ અને લોકશાસનના કાયદાને માન આપી પાલીને દેશને ચરણે અર્પણ કરી હતી. અને આખરે પાલી થેરી બને છે અને તેનો ભાઇ આનંદ તેમજ છેલ્લે તેની પાછળ પાગલ બનેલો તેનો પતિ-મગધરાજ બિંબિસાર-કેવી રીતે બુદ્ધ ધર્મનો અંગીકાર કરે છે વગેરે વિવિધ પ્રસંગોની લેખકે, તેમની તાદૃશ-જાણે નજર સામે જોતા હોઇએ તેવી કથાનક-શૈલીએ રજુઆત કરી છે.

મૂળે આ કથાનક ચિત્રપટ માટે યોજાયેલું એટલે ઘણે અંશે એની રચના પ્રેક્ષકો માટે થઇ હોય તેમ એમાંના સઘળા પ્રસંગો વાચકના ધ્યાનને એકધારા જકડી રાખે છે. અને 'હવે શું,' એમ વિચારતો કરી મૂકે છે. વાર્તાપ્રસંગોમાંના સંવાદો પણ બરાબર ચિત્રપટને અનુરૂપ લખાયા છે, એટલે વાંચતી વખતે જાણે વાર્તામાંનાં પાત્રો આપણી સામે જ બોલતાં આપણને સંભળાતાં હોય તેમ લાગે છે.

ચિત્રપટ માટે સર્જાએલું આ સર્જન જનતાને નજરોનજર જોવા મળે એમ ઇચ્છીએ.

લેખકે, પોતાના પાલી ભાષાના અભ્યાસના પરિણામે-બૌદ્ધ ઇતિહાસવિષયક સંખ્યાબંધ ગ્રંથોના આધારે અને તેના પરિશીલનને અંતે આ પુસ્તક લખ્યું છે; એટલે તત્કાલીન સમાજરચના, રાજકીય પરિસ્થિતિ, દેશને માટે સર્વસ્વનું બલિદાન કરવાની ભાવના અને તેની સાથે સાથે જ ચાલી આવતી ધર્મરુચિ વગેરે પણ આ પુસ્તકમાં સુંદર રીતે રજૂ કરાયાં છે. આટલા પરિશ્રમના ફલસ્વરૂપ આ પુસ્તક લખવા માટે લેખકને અભિનંદન.

૮. **જીવનનાં વમળ**—લેખકઃ શ્રી. ગટુલાલ ગોપીલાલ ધ્રુ, પ્રકાશકઃ ધ મહાગુજરાત પબ્લિશિંગ કંપની લિ. સર ફિરોજશા મહેતા રોડ, ફોટ, મુંબઈ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૦૪+૪, સાદુ પૂઠું, મૂલ્ય રૂ. સવા.

આપણે ત્યાં "જ્યોતિર્ધર" નામનું સામાજિક પ્રશ્નોની છણાવટ કરતું એક ઉત્તમ કોટીનું પાક્ષિક પ્રસિદ્ધ થાય છે. માત્ર, પત્ર ચલાવવાને ખાતર જ નહિ, પરંતુ આપણા સમાજમાં પ્રવર્તતાં અનિષ્ટ તત્ત્વો સામે જનતાને લાલ બત્તી ધરવાને માટે જ એ સામયિકનું સંચાલન ચાલે છે. એના તંત્રી શ્રી. ગટુભાઈ ધ્રુ એક ઉમદા સમાજસેવક હોઇને આવી સામાજિક સેવાને એમણે પોતાનું પ્રધાન કર્તવ્ય બનાવ્યું છે. તેઓશ્રીએ અમદાવાદના મહીપતરામ રૂપરામ અનાથાશ્રમના વહીવટ દ્વારા સમાજથી તરછોડાયેલી, દુઃખી અને

આધારહીન અબળાઓનાં વીતકોની જે વિવિધ કહાણીઓ સાંભળેલી તેને "જ્યોતિર્ધર" માં પ્રકટ કરેલી. એ છપાતી હતી ત્યારે, એ લેખમાળા પ્રકટ કરવી પ્રસ્તુત છે કે નહિ તે સંબંધી પણ કેટલોક વાદ ચાલેલો. એટલું બધું ધ્યાન ત્યારે એ લેખમાળા તરફ સમાજના કેટલાક આગેવાન કાર્યકર્તાઓનું દોરાયેલું. એ બધા બનાવોનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે.

પુસ્તકમાં લખાયેલા બધા જ પ્રસંગો એક યા બીજી રીતે બહેનોની દુઃખકહાણીઓ રજૂ કરે છે. એ વાંચીને જનતા જો જાગ્રત થાય તો જોઈ શકે કે પોતાની આસપાસ કેવો દાવાગ્નિ પ્રજ્વળી રહેલો છે.

પુસ્તકમાં અપાયેલા સઘળા બનાવો સત્ય ઘટના રજૂ કરતા હોઈને સમાજનાં એ અનિષ્ટ રૂઢિબંધનો કેટલે દરજ્જે સ્ત્રીઓ પ્રત્યે ક્રૂર અને સંકુચિત માનસ ધરાવે છે તેનો હૂબહૂ પરિચય મળે છે. તેમાં પણ આવા રૂઢિ-રિવાજો ગામડાંઓમાં તો એની હદ વટાવી જાય છે. એ દૃષ્ટિએ આ પુસ્તક દરેકે દરેક ગ્રામ પુસ્તકાલય પોતાને ત્યાં વસાવી લે અને તેને ઘેર ઘેર વંચાવે.

૯. ધ્વજમિલાપ—લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી, પ્રકાશકઃ સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર, રાણપુર, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૭૮+૪, સાદું પૂઠું, મૂલ્ય ૦-૮-૦.

રાણપુરના સૌરાષ્ટ્ર સાહિત્ય પ્રકાશન મંદિર તરફથી શરૂ થયેલી નવપ્રકાશન શ્રેણીના બીજા ઝૂમખાનું આ બીજું પુસ્તક છે. લેખકે આ અગાઉ, ચીન દેશને લગતું "મહાવીર પડોશી" નામનું પુસ્તક આપ્યું હતું. એ જ દેશના ભાગલાને સાંધના પ્રસંગોને લેખકે પોતાની પ્રેરક શૈલીએ આ પુસ્તકમાં વણી લીધા છે. લાલ ચીન અને સફેદ ચીન નામે ઓળખાતા ચીનના કટકા એક કાળે ખતરનાક લડતા તેમનું કેવી રીતે મિલન થયું તેમ જ દેશને ખાતર એ લોકોએ શું શું કર્યું તે બધી ઐતિહાસિક સામગ્રી લેખકે વાર્તારૂપે આ પુસ્તકમાં આપી છે.

આપણા પડોશી દેશે સ્વદેશના ઐક્યને અર્થે કરેલા પ્રયત્નો પ્રેરક બાનીમાં મેળવવા પુસ્તકાલયો આ પુસ્તક જરૂર વસાવે. અમે કહીએ છીએ, દરેક પુસ્તકાલય આ નવપ્રકાશન શ્રેણીના સ્થાયી ગ્રાહક બને. આ શ્રેણીમાં દર માસે જાણવા જેવા વિવિધ વિષયોને લગતાં ઉપયોગી પુસ્તકો આવે છે.

૧૦. અજબ દુનિયા—સંપાદક, પ્રકાશક, કદ, પૂઠાં, મૂલ્ય ઉપર પ્રમાણે. પૃ. ૮૦.

ઉપરની જ શ્રેણીનું આ પાંચમું પુસ્તક છે. એમાં દુનિયાની વિવિધ અજાયબીઓ સંપાદકે સંગ્રહી છે. એ વાંચીને આપણાથી સહજે જ ઉચ્ચારી જવાય છે કે "દુનિયા અજાયબ બાજાર હૈ." પુસ્તકાલયના વાચકોને દુનિયાની નવાઈઓથી પરિચિત કરવા માટે આ પુસ્તિકા પુસ્તકાલયો જરૂર ખરીદે.

૧૧. તણખલાં—લેખકઃ 'વનફૂલ' અનુવાદકઃ શ્રી. રમણીક મેઘાણી, પ્રકાશક, કદ, પૂઠું, મૂલ્ય ઉપર પ્રમાણે.

બંગાળના એક ડૉક્ટરે "વનફૂલ"ના તખલ્લુસથી લખેલ પોતાના દાક્તરી વ્યવસાયમાં અનુભવેલા પ્રસંગોને વાર્તાકથનરૂપે રજૂ કર્યા છે. દાક્તરના ધંધામાં અનેક માણસોના પ્રસંગમાં આવવાનું થાય છે. આપણા ડૉક્ટરો આવા પોતાના દર્દીઓની વિવિધ કહાણીઓ આ રીતે રજૂ કરે તો દેશનાં દીન-દુઃખીઓ તેમ જ તેમના વ્યવસાયમાં પ્રસંગાનુસાર આવતાં માનવીઓનાં દુઃખદર્દો અને માનસપરિચયનો અચ્છો ખ્યાલ મળી આવે.

અનુવાદની શૈલી, પુસ્તક પરભાષાનો અનુવાદ હોવાનો ખ્યાલ સરખો પણ આવવા દે તેવી નથી; જાણે કોઈ મૌલિક સર્જન વાંચતા હોઈએ તેવો એકધારો વાચનરસ જળવાઈ રહે છે.

**૧૨. બાપુનાં પારણાં**—સંપાદકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; ફુલસ્કેપ કદનાં પૃષ્ઠ ૭૨, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય રૂા. એક.

ગાંધીજીએ ગયા મહા માસમાં જે છેલ્લા અનશન આદરેલા તેના પારણાને ટાંકણે બહાર પડેલા આપણા રાષ્ટ્રીય શાયર શ્રી. મેઘાણી તેમ જ કવિ કાગનાં રચેલાં ગાંધીજીને લગતાં તથા તેમના અનશનને લગતાં કુલ ૨૩ કાવ્યોનો આ સંગ્રહ છે.

આ પુસ્તકમાંનાં શ્રી. મેઘાણીનાં કેટલાંક કાવ્યો પહેલાં પ્રકટ થઇ ગયેલાં તે તેમ જ કેટલાંક પ્રસંગને અનુલક્ષીને લખાયેલાં તેનો સંગ્રહ છે; એકંદરે ગાંધીજીનાં સફળ પારણાંની યાદ કરાવતાં તેમના પ્રત્યે ભક્તિભાવ પ્રેરે તેવાં હૃદયંગમ અને ભાવનાભરપૂર એવાં આ ગેય કાવ્યો છે. પુસ્તકાલયો આવી ઉત્તમ પ્રાસાદિક વાણીને જરૂર પોતાને ત્યાં વસાવી લે.

**૧૩. આપણું હિન્દુસ્તાન**—લેખકઃ શ્રી. મીનુ મસાણી; અનુવાદકઃ પુરુષોત્તમ ત્રિકમદાસ; પ્રકાશકઃ ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ, નિકલ રોડ, મુંબઇ. ક્રાઉન કદનાં ઍન્ટિક કાગળ પર છાપેલાં પૃષ્ઠ ૧૪૮+૮, સચિત્ર સાદુ પૂઠું, મૂલ્ય રૂા. ૨.

લેખકે મૂળ અંગ્રેજીમાં લખેલ " Our India " પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ છે. લેખકે આ પુસ્તકમાં, હિંદુસ્તાન કાચા સોનાથી ભરેલો દેશ છે, એને ત્યાં કાચી ચીજો પુષ્કળ પ્રમાણમાં પાકે છે, છતાં આ દેશની અત્યારની દીનહીન દશાનો સુંદર ચિતાર આપ્યો છે. આપણા દેશના અર્થશાસ્ત્રનો અનુવાદકે આ પુસ્તકમાં લોકભોગ્ય-(બાલભોગ્ય પણ કહી શકાય તેવી) ભાષામાં મૂળ પુસ્તકને સરસ રીતે રજૂ કર્યું છે. તેમાં પણ આમજનતા સમજી શકે તેવી સરળતા એ આ પુસ્તકની લખાવટનું ખાસ ધ્યાન ખેંચે છે. ભણેલાઓને તે વાંચવા આપવા તેમ જ અભણ પ્રૌઢોને પણ તેનાં ચિત્રોમાંથી સમજ આપવામાં ઉપયોગી નીવડે તેવું આ પુસ્તક છે. આમ પુસ્તકાલયો અવશ્ય વસાવે.

**૧૪ સૃષ્ટિનું જ્ઞાન**—લેખકઃ અને પ્રકાશકઃ શ્રી. દયારામ બેચરભાઈ ભટ્ટ; રાયપુર, મહેરીવાડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૬૬+૮, પાકુ પૂઠું, મૂલ્ય રૂા. ત્રણ.

આ પુસ્તકમાં અધ્યાત્મવિષયને લગતા કેટલાક સિદ્ધાંતો, ગુરુ-શિષ્યના સંવાદરૂપે આપ્યા છે. અધ્યાત્મ વિષયમાં આવતાં વિવિધ તત્ત્વોનું સરળ ભાષામાં વ્યાખ્યાન છે. એ વિષયના જિજ્ઞાસુઓને ઉપયોગી નીવડવા સંભવ. મણિલાલ પ્ર. વ્યાસ

**૧૫. લગ્નસાધના**—જાણીતા લેખક શ્રી. સોપાને લખેલું આ પુસ્તક છે. લગ્નનો વિષય આપણે ત્યાં ઘણા વખતથી ચર્ચાય છે. અને દરેક સમયે એ વિષે વિવિધ વિચારો ચાલે છે, અને તે દરેક વિચારશ્રેણીમાં ફેરફાર હોય છે. હિન્દુ સંસ્કૃતિમાં લગ્ન એ બહુ જરૂરી સંસ્કાર છે અને છેલ્લાં વીસ વર્ષમાં જે વિચારશ્રેણી હતી. જ્યારે ઘણા ફેરફારો થતા જાય છે અને અથડામણો પણ ખૂબ થાય છે તે વખતે આ પુસ્તક અતિ ઉપયોગી વાચન પૂરું પાડે છે.

લગ્નનું ધ્યેય, શ્રી. "સોપાન"ની દૃષ્ટિએ નીચે પ્રમાણે છેઃ " લગ્નને પરિણામે માણસની વાસનાને ધીમે ધીમે શાંતિ મળવી જોઇએ. એના જીવનને પ્રતિદિન જે ઘસારો લાગતો હોય તે ઠીક થઈ રહે તેટલું બળ મળતું રહેવું જોઇએ. સમાજજીવનને અંગે ઊભાં થતાં કર્તવ્યો એ પૂરી રીતે બજાવી શકતો હોવો જોઇએ. એના જીવનમાં છૂટાછેડાનો પ્રસંગ

ઊભો જ ન થવો જોઇએ. એકના મૃત્યુ પછી બીજાને પાવનકારી સુગંધ અને શાંતિસુખ તેમજ કર્તવ્યપરાયણતા આપી શકે એટલી પ્રેમની તીવ્રતા હોવી જોઇએ. એકબીજાની સ્વતંત્રતા ઉપર ઓછામાં ઓછો કાપ પડતો હોવો જોઇએ. સંયુક્ત જીવન છતાં વ્યક્તિવિકાસને પૂરેપુરો અવકાશ હોવો જોઇએ. "

આ ધ્યેયને સમજાવવા અને તે રીતે લગ્ન કરનારાઓને વાળવા આ બસો પાનાના પુસ્તકમાં પ્રયત્ન છે. લેખકને છેડાછુટકા નથી ગમતા, તેઓ સંયુક્ત જીવનના હિમાયતી હોવા છતાં બન્ને જણનાં વ્યક્તિવિકાસ માગી રહ્યા છે. લેખક લગ્નસુખ વધારે વિસ્તારથી સમજાવે છે અને લગ્ન કરનાર યુગલ પોતાની જાતને, કુટુંબને, સમાજને અને દેશને કેવી રીતે અનુકૂળ થઈ શકે અને સેવા બજાવી શકે તે સમજાવવા બહુ સાદી ભાષામાં ઠીક સંયમ સાથે અને વિવેકભરેલી ભાષામાં પ્રયત્ન કર્યો છે. દરેક પ્રકરણમાં લેખકની મક્કમ મનોદશા પણ દેખાઇ આવે છે.

આપણા આદર્શ ને ધ્યેય શું હોવાં જોઇએ તેની સ્પષ્ટ ઝાંખી કરાવે છે. અને એને માટે શું પ્રયત્ન અને કેટલી ધીરજ હોવી જોઇએ અને કેટલી યાતના અને સહનશીલતા પણ જોઇએ તે બહુ અચ્છી રીતે સમજાવ્યું છે. છેવટે લેખક જણાવે છે કે " જ્યાં અજ્ઞાનનું અંધારું નહિ હોય, મોહનું ધન નહિ હોય, જ્યાં ત્યાગનું દિવેલ બળતું હશે, જ્યાં પોતે સળગી બીજાને પ્રકાશ આપવાની વૃત્તિ હશે ત્યાં પ્રભુના આશીર્વાદનાં ફૂલો સદાય વરસતાં હશે. "

ગુજરાતીઓનાં લગ્નજીવન આ પુસ્તકના વાચનથી વધારે વિકસિત થાય એવી ઇચ્છા અમે રાખીએ છીએ. ચુ. પુ. શાહ

## સામયિકો

**ભગિની**—સંપાદકોઃ સૌ. દેવીબહેન પટ્ટણી અને કુ. સુશીલાબહેન મહેતા; પ્રકાશકઃ ભગિની કાર્યાલય, ૧૬, શ્રીમાળી સોસાઇટિ, અમદાવાદ ૬.

આપણે ત્યાં ગણ્યાં ગાંઠયાં સ્ત્રીસમયિકોમાં 'ભગિની'થી એક આવકારદાયક ઉમેરો થાય છે. 'ભગિની' આપણા સ્ત્રીસમાજના પ્રશ્નોને નવી જ રીતે અને શૈલીએ એના વાચકો સમક્ષ રજૂ કરે છે. આ સામયિક પાક્ષિક હોઇને દર મહિનાની તા. ૭ અને ૨૨મીએ પ્રકટ થાય છે. એમાં આવતા સ્ત્રીઉન્નતિ–પ્રગતિવિષયક લેખો પ્રેરક હોઇને ગ્રામ તેમ જ શહેરી બહેનોના જીવનવિકાસમાં ઠીક પ્રેરણાપ્રદ નીવડે તેવા છે આજ સુધીમાં એના આઠ અંકો બહાર પડી ગયા છે, જેમાં 'સમયના વહેણ' શીર્ષક લેખમાં વર્તમાન પરિસ્થિતિને લગતા લેખ ઉપરાંત કટાક્ષલેખ, તેમ જ આદર્શ સ્ત્રીઓની જીવનરેખાઓ પણ આવે છે. એમાં આવતા લેખો આપણાં કેટલાંક સામયિકો પોતાના પત્રમાં ઉતારી તેનો લાભ પોતાના વાચકોને પણ આપે છે. આવું ઉત્તમ સાહિત્ય આપતા આ પાક્ષિકનું વાર્ષિક લવાજમ માત્ર રૂા. ત્રણ છે. પ્રત્યેક મહિલા પુસ્તકાલય તેમ જ કન્યા અને ગ્રામ પુસ્તકાલયો આગામી વર્ષના બજેટમાં એને અચૂક સ્થાન આપે.

**સ્ત્રીબોધ**—કાબરાજી સ્મારક અંક—સંપાદકોઃ શ્રી. કેશવપ્રસાદ છો. દેસાઇ અને જરબહેન કાબરાજી; પ્રકાશકઃ જીવનલાલ એન્ડ સન્સ, પીરમશા રોડ, અમદાવાદ.

છેલ્લાં ૮૭ વર્ષથી પ્રકટ થતા " સ્ત્રીબોધ "નાં સ્વ. તંત્રી શ્રી. પુતળીબાઈ કાબરાજીના સ્મારક અને એમના પતિ શ્રી. કેખુશરૂ કાબરાજીની જયંતિ પ્રસંગે સ્ત્રીબોધે તેના ૮૭ મા વર્ષના પાંચમા અંકને ખાસ અંક તરીકે પ્રકટ કર્યો છે. આ અંકમાં બન્ને વિદ્વજ્જનોના પ્રેરક–બોધક જીવનપ્રસંગો અપાવા ઉપરાંત વાચનીય સામગ્રી પણ ઠીક સંગ્રહાઈ છે. આજના કાગળની મોંઘવારીના વખતમાં પણ આ પ્રમાણેનો દળદાર અંક પ્રકટ કરવા માટે સંચાલકોને ધન્યવાદ.



## સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર-રાણપુરનાં પુસ્તકો

**બાપુનાં પારણાં**—લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી, મૂલ્ય ૧-૦-૦
**અજબ દુનિયા**—સંપાદકઃ ઉપર પ્રમાણે. મૂલ્ય ૦-૮-૦
**ધ્વજમિલાપ**— „ „ „
**તણખલાં**—અનુવાદકઃ શ્રી. રમણીક મેઘાણી, મૂલ્ય ૦-૮-૦

## એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઈનાં પુસ્તકો

**વરઘોડો**—લેખકઃ શ્રી. ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, મૂલ્ય રૂા. ૧-૪-૦.
**શરતના ઘોડા**—લેખકઃ શ્રી. યશવંત પંડ્યા, મૂલ્ય રૂા. ૧-૮-૦.
**બિન્દુ**—લેખકઃ શ્રી. રામપ્રસાદ શુકલ, મૂલ્ય રૂા. ૧-૦-૦

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

**સૂર્યસારણી**—લેખકઃ શ્રી. હરિહર ભટ્ટ, સરસ્વતી સોસાયટિ, આનંદનગર, અમદાવાદ, મૂલ્ય રૂા. ૨-૦-૦
**આપણું હિન્દુસ્તાન**—લેખકઃ શ્રી. મીનુ મસાણી, પ્રકાશકઃ ધ ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ, નિકોલ રોડ, મુંબઈ. મૂલ્ય રૂા. ૨-૦-૦
**જીવનનાં વમળ**—લેખકઃ શ્રી. ગટુલાલ ગો. ધ્રુવ, પ્રકાશકઃ ધ મહાગુજરાત પબ્લિશિંગ કું. લિ. સર ફિરોજશા મહેતા રોડ, કોટ, મુંબઈ. મૂલ્ય રૂા. ૧-૪-૦

## માસિકો મળ્યા તારીખ×

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઊર્મિ અને નવરચના | જુન | ૨૭-૬-૪૩ | પ્રસ્થાન | મે-જુન | ૧૯-૬-૪૩ |
| કિશોર | મે-જુન | ૧૧-૬-૪૩ | બાલજીવન | જુલાઈ | ૯-૭-૪૩ |
| કુમાર | એપ્રિલ | ૨૬-૬-૪૩ | બાલમિત્ર | જુલાઈ | ૨-૭-૪૩ |
| ખેતીવાડી વિજ્ઞાન | જુન | ૨-૭-૪૩ | બાળક | જુન-જુલાઈ | ૧-૭-૪૩ |
| ગાંડીવ | જુલાઈ | ૧-૭-૪૩ | ભગિની | જુન | ૨-૭-૪૩ |
| ગુણસુન્દરી | જુન | ૧-૬-૪૩ | માનસી | જુન | ૮-૭-૪૩ |
| ગ્રામજીવન | જુલાઈ | ૧-૭-૪૩ | રેખા | જુલાઈ | ૩-૭-૪૩ |
| ઘરશાળા | જુન | ૧૪-૬-૪૩ | વૈદ્યકલ્પતરુ | જુલાઈ | ૮-૭-૪૩ |
| ચિત્રમય જગત | જુલાઈ | ૩-૭-૪૩ | શિક્ષણપત્રિકા | જેઠ | ૨૫-૬-૪૩ |
| નવચેતન | જુલાઈ | ૧-૭-૪૩ | શ્રીજીવન | જુલાઈ | ૩-૯-૪૩ |
| પાટીદાર | અષાઢ | ૨૬-૬-૪૩ | શ્રીબોધ | મે-જુન | ૧૧-૬-૪૩ |

×આ પૃષ્ઠ અમે છેલ્લા કેટલાક વખતથી બંધ કર્યું હતું; પરંતુ કેટલાક મંત્રી-સંપાદકોની માગણીથી તે ફરીથી આપવું શરૂ કર્યું છે. તેમાં હવેથી વર્ષ-અંક નહિ છપાય. —તંત્રી

# પુસ્તકાલયોની તપાસણી

**પુ**ગારદાર પ્રાંત પ્રચારકો તથા માનદ પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત, જણાવેલી મુદત દરમ્યાન, લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલય સંસ્થાઓ તપાસી છે અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે. પુસ્તકોના વર્ગીકરણ, વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના-સમજૂત આપી છે; તેમ જ પુસ્તકાલય વગરનાં સ્થળોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છેઃ—

૧. **વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ-માહે મે માસમાં કામરેજ મહાલનાં** (૧) ભેરવ, (૨) ખોલેશ્વર, (૩) દેલાદ, (૪) નનસાડ, (૫) કોળીભરથાણા, (૬) દીગસ, (૭) ઓરણા, (૮) વાવ, (૯) કોસમાડી સીમાડા, (૧૦) પરબ, (૧૧) વલણ, (૧૨) ઉભેલ, (૧૩) માંકણા, (૧૪) કઠોદરા, (૧૫) કોસમાડા, (૧૬) લાડવી; **માંગરોળ મહાલનું** (૧૭) મહુવેજઃ કામગીરી દિન ૨૪, જેમાં કામરેજ મહાલ મં. ની સભા તથા કોસંબા શિક્ષણવર્ગની વિશિષ્ટ **કામગીરી** થયેલી છે.

**માહે જુન માસમાં કામરેજ મહાલનાં** (૧) વેળંજા, (૨) શેખપુર, (૩) અબ્રામા, (૪) ભાદા, (૫) ખોલવડ, (૬) ઘેરણ પારડી, (૭) કરજણ, (૮) ડુંગરા, (૯) ધાતવા, (૧૦) ધળા, (૧૧) ખાનપુર, (૧૨) સેવણી, (૧૩) આસ્તા, (૧૪) જોખા, (૧૫) સેગવા, (૧૬) પાલી, (૧૭) અલુરા (વા.), (૧૮) હળદર, (૧૯) ચીખલી, (૨૦) નગોડ, (૨૧) વિહાણ, (૨૨) સામપુરા, (૨૩) ટીંબા, (૨૪) દેલાડ, (૨૫) કામરેજઃ કામગીરી દિન ૨૪.

૨. **મહેસાણા-અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઈશંકર ટી. ઠાકર-માહે મે-જુનમાં, ધારી મહાલનાં** (૧) ધારંગણી, (૨) સરસીઆ, (૩) વીરપુર, (૪) દેવળા, (૫) કમી, (૬) કેરાળા, (૭) ચલાલા સાર્વ., (૮) ચલાલા બાલ; (૯) રઘનાથપુર તા. ખાંભા; **ઓખા મહાલનાં** (૧૦) બરડીઆ, (૧૧) ધીણકી, (૧૨) ડ્રુપણી, (૧૩) ખતુંબા, (૧૪) ગોપીરાજપુર, (૧૫) પ્રાસણવેલ, (૧૬) દ્વારકાં કસ્બા, (૧૭) દ્વારકાં બાલ., (૧૮) દ્વારકાં, મહિલા, (૧૯) વરવાળા, (૨૦) મીઠાપુર, (૨૧) આરંભડા, (૨૨) બેટ મહિલા, (૨૩) બેટ કસ્બા, (૪૪) કલ્યાણપુર; **અમરેલી મહાલનાં**, (૨૫) કેરિયાચાડ, (૨૬) સાજીયાવદર, (૨૭) માળીલા, (૨૮) ચાડીઆ, (૨૯) રાજસ્થલી, (૩૦) તરકતળાવ. કામગીરી માહે મે દિન ૧૭: જુન દિ. ૧૨.

૩. **સાવલી મહાલ માનદ પ્રચારક રા. છગનલાલ સોમેશ્વર જોશી, માહે એપ્રિલમાં** (૧) પીલોલ, (૨) વેમાર, (૩) સમલાયા.

૪. **સાવલી મહાલ માનદ પ્રચારક રા. સોમાભાઇ ગરબડભાઇ માહે જુન માસમાં** (૧) સુવાલ, (૨) ડેસર.

૫. **વિસનગર મહાલ માનદ પ્રચારક શ્રી. ઉમિયાશંકર લ. દવે, માહે જાન્યુઆરીથી જુન સુધીમાં** (૧) કમાણા, (૨) ઉદલપુર, (૩) ખરવડા, (૪) મગરોડા (?) (૫) સવાળા (?) (૬) સાતુસણા, (૭) વાલમ મહિલા.

૬. ચાણસ્મા મહાલ માનદ પ્રચારક નં. ૧ રા. નાનજીભાઇ જે. પટેલ માહે જુનમાં (૧) બહુચરાજી, (૨) સંખલપુર.

૭. ચાણસ્મા મહાલ માનદ પ્રચારક નં. ૨ રા. કરુણાશંકર મો. વ્યાસ માહે એપ્રિલમાં (૧) ચડાસણા, (૨) ખરીઅક, (૩) ડોડીવાડા, (૪) આદીવાડી, (૫) ખાંભેલ.

૮. ચાણસ્મા મહાલ માનદ પ્રચારક રા. જેરાભાઇ લાલદાસ માહે મે માસમાં (૧) જસલપુર.

તપાસણી દરમ્યાન પ્રચારકે જે જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રી ભાઈઓને ખાસ ભલામણ છે.

ના. નં. ચોકસી
સહમંત્રી વ. રા. પુ. મં.

---

# ગ્રંથસમીક્ષા

અમદાવાદ ગુજરાત સાહિત્ય સભા તરફથી નીચેની વિનંતિ પ્રકટ કરવામાં આવી છેઃ—

" ગૂજરાત સાહિત્ય સભા તરફથી દર વર્ષે કરાવવામાં આવતું સમીક્ષાનું કામ ચાલુ વર્ષે નીચેના ત્રણ વિભાગમાં વહેંચી નાખી તે દરેક વિભાગવાર જુદા જુદા સમીક્ષકો નીમવામાં આવ્યા છેઃ—

| | |
|---|---|
| વિભાગ ૧ લોઃ— વિષયઃ—કવિતા, નાટક, નવલિકા, નવલકથા. | સમીક્ષકઃ—રા. ભાનુપ્રસાદ બી. વ્યાસ "પ્રભુ ભુવન," સી. પી. ટેન્ક મુંબાઈ. ૪ |
| વિભાગ ૨ જોઃ— વિષયઃ—નિબંધ, વિવેચન, જીવનચરિત્ર, ધર્મતત્ત્વજ્ઞાન, ઇતિહાસ, પુરાતત્ત્વ, ભાષાશાસ્ત્ર, કેળવણી, બાળસાહિત્ય, પ્રવાસ, વગેરે. | સમીક્ષકઃ—રા. હસમુખલાલ મ. કાજી સિવિલ સ્ટેશન રાજકોટ |
| વિભાગ ૩ જોઃ— વિષયઃ—વિજ્ઞાન, ભૌતિક વિજ્ઞાન, જંતુવિજ્ઞાન, પ્રાણીવિજ્ઞાન, શરીરવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, શાસ્ત્રીય સાહિત્ય વગેરે. | સમીક્ષકઃ—ડો. રમણિક કે. ત્રિવેદી " પંકજ " પ્રતાપગંજ વડોદરા |

તો દરેક પ્રકાશકો તથા લેખકોને આગ્રહપૂર્વક વિનંતિ કરવાની કે તેઓએ પોતાનાં પ્રકાશનો તથા કૃતિઓ ઉપર જણાવેલા સરનામા પ્રમાણે જે તે વિભાગના સમીક્ષકને મોકલી આપવાં.




**સત્વર નોંધાવો**—સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી સ્વામીશ્રી અખંડાનંદજીની હયાતીમાં ભારતવર્ષના મહાન ઐતિહાસિક ગ્રંથ મહાભારતના સાત ભાગો પ્રકટ થયા હતા, જેનો લાભ સ્થિતિસંપન્ન પુસ્તકાલયોએ લીધો હતો પરંતુ ત્યાર પછી તે મળતો બંધ થયો હતો.

આજે સ્વામીજીના અવસાન બાદ સંસ્થાના ટ્રસ્ટી મંડળના પ્રમુખ શ્રી. મનુ સૂબેદારની કાર્યતત્પરતાના ફલસ્વરૂપ એ મહાગ્રંથ ફરીથી મળવો સુલભ થયો છે. એ મહાગ્રંથના સાત મોટા ગ્રંથોનું મૂલ્ય તા. ૧ લી ઑગસ્ટ '૪૩ સુધી રૂા. ૩૮) રાખવામાં આવ્યું છે. અને તે પછી તે રૂા. ૪૫) ની કિંમતે વેચાનાર છે. જે પણ પુસ્તકાલયો આ વિરલ ગ્રંથ, જેની દેશ-વિદેશની અનેક ભાષાઓમાં અનુવાદો થયેલા છે અને તાજેતરમાં રશિયન વિદ્વાનોએ જે ગ્રંથનો અનુવાદ પોતાની ભાષામાં તૈયાર કરવાનું સાહસ ઉઠાવ્યું છે તે મહાગ્રંથ આ રીતે ગુજરાતી જનતાને આ મોંઘવારીના વખતે આટલા અલ્પ મૂલ્યે સુલભ થાય છે, એ એક સોનેરી તક છે. જે પણ પુસ્તકાલયો એના સિવાય વંચિત રહી ગયાં હોય વા જેમણે એ ગ્રંથો વસાવ્યા છતાં વધુ વાચનના પરિણામે વેરણ-છેરણ થઇ ગયા જેવી સ્થિતિમાં આવી ગયા હોય તેઓ આ અણમૂલ તકનો લાભ લઇ એ ગ્રંથોરૂપી મહામૂલી મિલકત નવા વર્ષમાં અચૂક વસાવી લે. જે પુસ્તકાલયો અગાઉથી એ તક ઝડપી લેશે તેને રૂા ૩૮)માં એ મળશે, જ્યારે પાછળ રહી જનારાંને એના ૪૫) ખર્ચવા પડશે.

આવા અતિ ઉપયોગી સંસ્કારદાતા મહાગ્રંથને આ રીતે સુલભ કરવા માટે સંસ્થાના પ્રમુખ શ્રી. મનુ સૂબેદાર સાચે જ અભિનંદનના અધિકારી છે.

## શિષ્ટવાચન પરીક્ષા

ડભોઇ ખાતેના ભક્તકવિ શ્રી. દયારામ સ્મારક ફંડના ટ્રસ્ટમાંથી, ભક્તકવિ શ્રી. દયારામ મહિલા અને બાલ પુસ્તકાલય દ્વારા લેવાયેલી શિષ્ટવાચન પરીક્ષાનો સાત બહેનો અને ૫૫ વિદ્યાર્થીઓએ લાભ લીધો હતો. તે પૈકી બાર ભાઇબહેનોને ઈનામ આપવામાં આવ્યાં હતાં.

**કરજણ મહાલ** તરફથી માહે ઑકટોબર ૧૯૪૩માં લેવાયેલી શિષ્ટવાચનની પરીક્ષા માટે " ગાંધીજી " લે. જુગતરામ દવે નામનું પુસ્તક નિયત કરાયું હતું. તે પરીક્ષાનો કુલ ૫૮ વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થિનીઓએ લાભ લીધો હતો. તેમાંનાં પર ઉમેદવારો ઉત્તીર્ણ થયાં છે. ૧૮ ઉમેદવારો ઇનામપાત્ર ઠર્યાં હતાં.

## પુસ્તકાલયોને મળેલી મદદ*

**સા. પુ. વાલમ** ( તા. વીસનગર )—૫૧) શ્રી. હરગોવિંદ સણજજ્જ, ૪૩) પટેલ લલ્લુભાઈ નારાયણદાસ લગ્ન પ્રસંગે સ્ટેન્ડ કરાવી આપ્યું, ૫) પા. ઇશ્વિરલાલ કસ્તૂરચંદ, ૫) પા. હરજીવનદાસ જોઇતારામ, ૫) પા. દલુભાઇ આશાભાઈ, ૩) પા. લલ્લુભાઇ પુરુષોત્તમ અમીન, ૩) પા. ઉમેદભાઇ પ્રભુદાસ.

**સા. પુ. સરસીઆ**—૩) રા. રણછોડ પ્રેમજી, ૩) રા. અકબરઅલી કરીમભાઇ, ૩) રા. ધનજી કાનજી, ૪) રા. મહંત રામકૃષ્ણદાસજી ગુરુ હિરાદાસજી, ૧૦) નાં પુસ્તકો ભેટ રા. ખીમજીભાઇ ટી. ઠાકર.

**સા. પુ. કાંસા** ( તા. વીસનગર )ને ૩) મરઘાભાઇ કાળીદાસ, ૩) રેવાજી ગોકળજી, ૪) વિઠ્ઠલદાસ ડુંગરદાસ, ૪) બાલચંદ ભગવાન, ૫) ખુમાજી ઉમાજી પરમાર, ૫) પ્રહ્લાદજી રાજાજી પરમાર, ૫) ભગવાન બહેચર, ૩) હેમરાજ ડોસરાજ, ૩) મરઘાભાઇ જોઇતારામ, ૩) ઇશ્વિરદાસ શીવીદાસ, ૩) અમથાદાસ પ્રભુદાસ, ૫) લક્ષ્મણ પ્રભુદાસ, ૩) ત્રિભોવન મહાદેવ, ૪) રેવાભાઇ શિવાભાઇ, ૫) મહાદેવ ભૂખણદાસ, ૫) વિઠ્ઠલદાસ દલદાસ, ૫) મોહનદાસ હીરદાસ, ૫) કરશનદાસ રામદાસ, ૫) રણછોડ વીરચંદ, ૫) માધવદાસ ગોપાળદાસ, ૫) ભુદરદાસ કલ્યાણદાસ, ૫) ભુદરદાસ, કરસનદાસ, ૫) મોહનદાસ પુંજીદાસ, ૧૦) મૂળચંદ બાલચંદ, ૪) મહાદેવદાસ અભેરાજ, ૫) મોહનદાસ મહાદેવદાસ, ૫) ધેલદાસ જેઠીદાસ, ૩) છગનદાસ બાલદાસ, ૧૧) ઝાલા કેસરીસિંહ વીરમજી, ૫) રેવાભાઇ કેવળદાસ, ૫) પ્રભુદાસ ઇશ્વરદાસ, ૫) મોતીદાસ પરસોતમ, ૫) ડુંગરદાસ હીરાભાઇ, ૫) શંભુભાઇ લીલાભાઇ, ૫) રામાભાઇ કીશોરભાઇ, ૨૫) નરોત્તમદાસ રણછોડદાસ, ૧૦) જોરદાસ જેશીંગદાસ, ૩) સરદારજી ભુપતાજી, ૩) પરશોત બહેચરદાસ, ૩) મોતીજી રઘાજી રાણા, ૧૦) છગનદાસ નાગરદાસ, ૧૦) ખોડીદાસ લખુદાસ, ૩) શંકરભાઇ પુંજીદાસ, ૩) શંકરભાઇ મગનલાલ, ૩) છગુજી પગાજી અદીઓલ, ૧૧) રણછોડદાસ લીલાચંદ, ૫) મગનલાલ શિવરામ, ૫) ચતુરદાસ લખુદાસ, ૭) ખેમરામ મહાદેવરામ રાવળ, ૫) જોરાભાઇ મહાદેવદાસ, ૫) શંકરભાઇ લીલાભાઇ, ૫) પરાણભાઇ રાયચંદ.

**સા. પુ. કમાણા** ( તા. વીસનગર )ને ૩) પા. લખુદાસ પ્રભુદાસ, ૫) પા. કચરાભાઇ કેવળદાસ, ૫) પા. દેવકરણદાસ ત્રિભોવનદાસ, ૮) પા. અમીચંદદાસ લખુભાઇ, ૧૦) પા. મફતલાલ કુબેરદાસ, ૫) પા. જોરદાસ મંછાભાઇ, ૧૫) પા. અમીચંદદાસ હેમરાજદાસ, ૪) પા. છગન દેવકરણ, ૭) શાહ રીખવચંદ દ્વારકાદાસ, ૧૭) પા. મગનદાસ મોતીદાસ, ૧૦) પા. બાબાઇદાસ મોતીદાસ તથા શાળાના મુખ્ય શિ. વિઠ્ઠલભાઇ કવિના પ્રયાસથી આમલોકોએ કાયમફંડ માટે રૂા. ૭૦૧) આપ્યા છે; તેમ જ પંચાલ પ્રભુદાસ અંબારામે રૂા. ૧૦૦૧) એક હજાર એક સા. પુ. નું મકાન બાંધવા માટે કબુલાત આપી છે.

**સા. પુ. સરઢવ** ( તા. કલોલ )ને ૫) પટેલ બેચરદાસ ભોગીદાસ, ૩) પટેલ

* આ યાદીમાં રૂા. ૩) અને તેથી વધુ રકમોવાળાં નામોનો સમાવેશ કરેલો છે.

જુગલદાસ જીવનદાસ, ૫) ભટ્ટ ભાઇશંકર બળદેવરામ, ૫) દેસાઇ કાળીદાસ હરજીવનદાસ, ૫) પરીખ હરિલાલ જગજીવનદાસ.

**સા. પુ. સઇજ** ( તા. કલોલ ) ને ૪) સાવજડાના પટેલ ગોવિંદલાલ રણછોડદાસ.

**સા. પુ. મીઠી ધારિયલ** ( તા. ચાણસ્મા ) ને ૧૦) દવે છોટાલાલ મોહનલાલ, ૧૦) પા. હરિલાલ સાંકળચંદ, ૫) પા. ઇશ્વરદાસ મોહનદાસ, ૫) પા. ચેલદાસ શંકરદાસ ૫) વ્યાસ મૂળશંકર મુગટરામ, ૩) પા. હીરદાસ તળજાનદાસ, ૩) પા. માધાભાઇ અમીચંદ, ૩) રાવળ મોહનલાલ પ્રભાશંકર, ૩) પા. વીરમદાસ પુંજીદાસ.

**સા. પુ. કનોડાને** ૫) ઉનવાના રાવલ ઇશ્વરલાલ મંગળજી, ૮) ડુંડાવના પટેલ માધાભાઇ ધનજીદાસ, ૧૦) પટેલ માધવજી પીતામ્બર, ૧૦) પટેલ ડુંગરદાસ ઝવેરદાસ તરફથી.

**સા. પુ. દામનગરને** ૧૦) કામદાર જગજીવનદાસ ગોપાળજી, ૧૫) કોઠારી

**સા. પુ. પલાસર** ( તા. ચાણસ્મા ) ને ૧૦) પા. કાશીદાસ રાયચંદ.

**સા. પુ. બચાર** ( તા. કરજણ )ને ૧૫) શાહ ચંદુલાલ વ્રજલાલ.

**સા. પુ. કણી** ( તા. પાટણ )ને ૫) મેરવાડાના જોષી સોમનાથભાઈ રણછોડ તરફથી.

**સા પુ. કુણઘેર** ( તા. પાટણ )ને ૨૧) પાટણના શેઠ હિંમતલાલ લલ્લુભાઇ તથા ૧૫) મહેસાણાના શેઠ મોહનલાલ મોતીચંદ તરફથી.

**સા. પુ. અંબોડ** ( તા. વિજાપુર )ને ૫) દલસુખરામ પ્રભાશંકર, ૫) ભાઇશંકર મહાસુખરામ પંચોલી.

**સા. પુ. ડેમોલ** ( તા. પેટલાદ )ને ૬૧) પા. મહીજીભાઇ મનોરભાઇ, ૪૧) પા. હાથીભાઇ કીશાભાઇ, ૬૨) પા. જીવાભાઇ ધર્મદાસ તરફથી.

**સા. પુ. રણુંજ** ( તા. ચાણસ્મા )ને ૪) બલોલના પંડયા ગિરધરલાલ રેવાશંકર, ૩) સંડેરના શાહ મનસુખલાલ નાગરદાસ, ૩) વડાવલીના શાહ માનચંદ જસરાજ, ૩) રણુંજના દરજી મોહન લીલાચંદ.

## વ. રા. પુ. મંડળ

**મુલત્વી**—ચાલુ માસની ૨૪ મી તારીખે લેવા ઠરેલી શિષ્ટવાચનની ૨૮ મી પરીક્ષા માટે પૂરતી સંખ્યામાં અરજીઓ આવેલી નહિ હોવાથી તેમ જ કાગળની અસહ્ય મોંઘવારીને ધ્યાનમાં લઇને હાલ તુરત માટે તે મુલત્વી રાખવામાં આવી છે. અનુકૂળ સંજોગો પ્રાપ્ત થતાં નવેસર જાહેરાત મૂકવામાં આવશે.

**જૂથ અને મહાલ પુ. મંડળોની વાર્ષિક સભાઓ**—સદરહુ બાબતમાં ચાલુ અંકમાં પ્રસિદ્ધ થયેલ જાહેરાતોનો મજકુર લક્ષમાં લઇને સભાઓ ભરવાની આવશ્યક તજવીજ સવેળા કરી દેવાની લાગતાવળગતાઓને ખાસ ભલામણ !

---

## પુ. સ. સ. મંડળ લિ. ને મળેલું નવું ટ્રસ્ટફંડ

# ટ્રસ્ટફંડ નં. ૪૫

રા. મંત્રીજી, પુસ્તકાલય સ. સ. મંડળ લિ., વડોદરા.

સવિનય જણાવવાનું કે,

સ્વ. શાન્તાબાઇ મહાસુખભાઇ મહિલા સાર્વજનિક પુસ્તકાલય, વિસનગરના દર વર્ષે થનારા ખર્ચમાં, જોઇતી લોકમદદ ખાતે વાપરવા સારુ રૂ. ૨૦૦૦) અંકે બે હજાર રૂપિયાની ૩।। ટકાની ગવર્મેન્ટ લોન નં. By. 002586 of 1854-55 રૂા. ૧૦૦૦) ની તથા નં. By. 002800 of 1854-55 રૂા. ૫૦૦)ની તથા નં. By. 002801 of 1854-55 રૂ. ૫૦૦) ની મળી કુલ રૂા. ૨૦૦૦) ની નીચેની શરતોએ આપું છું. તો તે સ્વીકારી આભારી કરશો.

### શરતો

૧ આ ટ્રસ્ટફંડ ' શ્રી શાન્તાબાઇ મહાસુખભાઇ મહિલા સાર્વજનિક પુસ્તકાલય લોકમદદ ફંડ ' એ નામથી ઓળખાશે.

૨ મૂળ રકમ કાયમ રાખી, તેનું જે વ્યાજ આવે તે દર વર્ષે, ' પરીખ વલ્લભરામ હેમચંદ જનરલ લાયબ્રેરી ' મારફત શ્રી શાન્તાબાઇ મહાસુખભાઇ મહિલા પુસ્તકાલયને લોકમદદ ખાતે વાપરવા સારુ પહોંચાડવું.

૩ આ લોન પાકવાની મુદત પૂરી થયે, ફંડની રકમ, ટ્રસ્ટ એકટ પ્રમાણે રોકવી.

૪ મંડળના વાર્ષિક રિપોર્ટમાં, આ ફંડનો હિસાબ બહાર પાડવો.

૫ આ ફંડનો મૂળ ઉદ્દેશ લક્ષમાં રાખી, ટ્રસ્ટની શરતોમાં ખાસ જરૂરના પ્રસંગે કરવો જોઇતો ફેરફાર, વિસનગરની જનરલ લાયબ્રેરીના જે તે વખતની વ્ય. મં. ની સલાહ લઇ પુ. સ. સ. મંડળ કરી શકશે.

વિસનગર
તા. ૧૩-૩-૪૩

(સહી) મહાસુખભાઇ ચુનીલાલ શેઠ
( અંગુઠાનું નિશાન )

### અમારી રૂબરૂ

શ્રી મહાસુખભાઇ શેઠને જમણે હાથે લકવો થવાથી ડાબા હાથની સહી તથા ડાબા હાથનું અંગુઠાનું નિશાન કર્યું છે. તા. ૧૩-૩-૪૩.

(સહી) ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક, પુસ્તકાલય ખાતું.

વ્યવસ્થાપક મંડળના ઠરાવ નં. ૫૭ તા. ૨-૫-૪૩ થી સદરહુ ટ્રસ્ટફંડ સ્વીકારવામાં આવ્યું છે.

(સહી) વા. ના. અમીન
મંત્રી, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૬ / '૪૨–૪૩

### વિષય—જૂથ પુસ્તકાલય મંડળોએ વાર્ષિક સભા ભરવા બાબત

પુસ્તકાલય ખાતાના વટહુકમ નં. ૧૩ તા. ૮–૩–૩૦ થી રાજ્યનાં દરેક જૂથ પુ. મંડળની વાર્ષિક સભા દર વર્ષે ઑગસ્ટના પહેલા રવિવારે ભરવાનું ઠર્યું છે. તે મુજબ સન ૧૯૪૩–૪૪ ની નૂતન સાલની વાર્ષિક સભા ઑગસ્ટ '૪૩ ના પહેલા રવિવારે તા. ૧–૮–૪૩ ના રોજે ભરવાનું અને તેમાં નીચે જણાવેલાં કામો કરવાનું, રાજ્યના દરેક જૂથ પુ. મંડળના મંત્રીઓને ખાસ સૂચવવામાં આવે છે.

આ સભામાં, જૂથમાં આવેલાં તમામ પુસ્તકાલયો વાચનાલયોના મંત્રીઓએ આવવાનું હોઈ, જૂથ મંત્રીએ સભાની તારીખના ચાર પાંચ દિવસ અગાઉ, પોતાના જૂથના જે તે પુસ્તકાલય-વાચનાલયના મંત્રીઓને સદર તારીખે સભામાં આવવાનું આમંત્રણ મોકલી આપવું. જૂથમાં આવેલાં તમામ પુસ્તકાલયોનાં પૂરી થયેલી સાલનાં વાર્ષિક નિવેદન તથા નવીન સાલનુ બજેટ તમામ મંત્રી ભાઈઓએ એકઠા થઈને આ જ સભામાં ભરવાનાં હોવાથી તેને લગતા સાધનિક કાગળો તથા બીજી જરૂરી હકીકત પણ સાથે લેતા આવવાનું દરેકને ખાસ જણાવવું.

આ સભામાં નીચેનાં કામો ખાસ કરવા ભલામણ છેઃ—

૧. જૂથના દરેક પુસ્તકાલયનું વાર્ષિક નિવેદન પોતાનાં પત્રકો ઉપરથી તૈયાર કરવું.

૨. સન ૧૯૪૦–૪૧ ના જુલાઈ અંકમાં પ્રસિદ્ધ થયેલ પુસ્તકાલય ખાતાની સૂચના નં. ૨૮ માં જણાવ્યા પ્રમાણે **"સહકારના ધોરણે બજેટ બનાવવાની યોજના"** પ્રમાણે દરેકે પોતાના પુસ્તકાલયનાં બજેટ બનાવવાં.

૩. મહાલ પુસ્તકાલય મંડળના વ્યવસ્થાપક મંડળ માટે બે પ્રતિનિધિઓની ચૂંટણી કરવી. મહાલ પુ. મંડળને તે નામોની ખબર આપવી.

૪. આ સિવાય (૧) જૂથમાં આવેલા પુસ્તકાલય વિનાનાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલયની લોકોપયોગી સંસ્થા ઉઘાડવા, (૨) જૂથમાં આવેલાં પુસ્તકાલયોની તપાસણી કરવા, તથા (૩) મહાલ અને રાજ્ય પુ. મંડળ તરફથી યોજાતી શિષ્ટ વાચનની પરીક્ષાઓનો લાભ લેવા લેવડાવવા વગેરે બાબતોના પ્રશ્નો પણ વિચારવા.

આ સભાના અહેવાલની હાજર રહેલા મંત્રી ભાઈઓનાં નામ ગામ સાથેની એકેક નકલ મહાલ પુ. મંડળ, પ્રાંત પુ. મંડળ અને રાજ્ય પુ. મંડળ એ દરેક તરફ સભા ભરાઈ ગયા પછી દિન ૮ માં દરેક જૂથ મંડળના મંત્રીએ ખાસ મોકલી આપવી.

વસો,<br>તા. ૯–૭–'૪૩

રામભાઈ કા. પટેલ<br>મંત્રી,<br>વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૭ / સન '૪૨–૪૩

### વિષયઃ—મહાલ પુ૦ મંડળોએ વ્યવસ્થાપક મંડળની વાર્ષિક સભા ભરવા બાબત

પુસ્તકાલય ખાતાના વટહુકમ નં. ૧૪ / તા. ૮–૭–૩૦ થી રાજ્યના દરેક મહાલ પુ. મંડળની વ્યવસ્થાપક સભા દર વર્ષે ઑગસ્ટના ત્રીજા રવિવારે ભરવાનું ઠર્યું છે. તે મુજબ સન ૧૯૪૩–૪૪ ના નૂતન વર્ષની વાર્ષિક સભા ઑગસ્ટ '૪૩ ના ત્રીજા રવિવારે તા. ૧૫–૮–૪૩ ના રોજે, પોતપોતાના મહાલના અનુકૂળ પડતા સ્થળે ભરવાનું અને તેમાં નીચે જણાવેલાં કામો કરવાનું, રાજ્યના દરેક મહાલ પુ. મંડળના મંત્રીઓને ખાસ સૂચવવામાં આવે છે.

જે તે મહાલનું મહાલ વ્યવસ્થાપક મંડળ, જે તે મહાલનાં જૂથમંડળોએ પોતાની નૂતન વર્ષની વાર્ષિક સભામાં ચૂંટેલા બબ્બે પ્રતિનિધિઓનું બને છે. જે જૂથ મંડળ તરફથી નવા વર્ષના પ્રતિનિધિઓનાં નામ–ગામ આવ્યાં હોય તે પ્રતિનિધિઓને, સભાની તારીખના એક અઠવાડિયા અગાઉ, સભાનાં તારીખ, સ્થળ, ટાઈમ તથા કરવાનાં કામોની યાદી સહિત એક આમંત્રણપત્રિકા મહાલ મંડળના મંત્રીએ મોકલવી. જે જૂથ મંડળ તરફથી પ્રતિનિધિઓનાં નામ–ગામ આવ્યાં ન હોય ત્યાં તે જૂથ મંડળના મંત્રી તરફ આમંત્રણ મોકલવું અને એમાં બે પ્રતિનિધિઓને ચૂંટીને મોકલવા જણાવવું.

આ સભામાં દરેક મહાલ મંડળે નીચેનાં કામો ખાસ કરવાનાં છેઃ

૧. મહાલ મંત્રીએ રજૂ કરેલાં પૂરી થયેલી સાલનાં નિવેદન તથા હિસાબ મંજૂર કરવાં.

૨ મહાલ વ્યવસ્થાપક મંડળ માટેના પ્રતિનિધિઓમાંથી એક પ્રમુખ અને મંત્રીની ચૂંટણી કરવી.

૩ પ્રાંત પુ. મંડળ માટે કસ્બા પુસ્તકાલયોમાંથી એક અને ગ્રામ પુસ્તકાલય તરફથી એક એમ પ્રતિનિધિઓની ચૂંટણી કરવી. અને તે નામ પ્રાંત મંડળ તરફ સમયસર મોકલી આપવાની મંત્રીને સત્તા આપવી.

૪ નવા વર્ષમાં મહાલે કરવાજોગાં કામોની વિચારણા કરી કાર્યક્રમ ગોઠવવો તથા તે માટેનું અંદાજી બજેટ મંજૂર કરવું.

ટીપ—નવા વર્ષના કાર્યક્રમમાં નીચેના પ્રશ્નો ખાસ વિચારવાઃ—

૧ મહાલ પૂરતી શિ. વા. ની પરીક્ષા લેવાની યોગ્યતા અયોગ્યતા વિચારવી; ૨ શાળાવાળાં બાકી રહેલાં ગામોએ પુસ્તકાલયો ઉઘાડવાની તજવીજ કરવા બાબત; ૩ મહાલનું દરેક પુસ્તકાલય નવીન વર્ષનું અંદાજ બનાવે તથા પૂરી થયેલી સાલનું નિવેદન ઠરેલી મુદતમાં મોકલી આપે તેવી તજવીજ રાખવા બાબત; ૪ મહાલ માટે માનદ પ્રચારક વા પ્રચારકો નીમવા બાબત; ૫ મહાલનાં તમામ પુસ્તકાલયોએ પોતપોતાનાં જૂથમાં આવેલાં પુસ્તકાલયોની અરસપરસ સહકાર સાધી સહકારના ધોરણે અંદાજપત્રો બનાવવા બાબત; તથા ૮ રાજ્ય પુ૦ મંડળ તરફથી યોજાતી પરીક્ષાનો તેમ જ શિક્ષણવર્ગોનો લાભ લેવા લેવરાવવા બાબત વગેરે વગેરે.

આ સભાના કામકાજના અહેવાલની સભામાં હાજર રહેલાઓનાં નામ સાથેની તથા હિસાબ સાથેની વાર્ષિક નિવેદનની એક નકલ પ્રાંત પુસ્તકાલય મંડળ તરફ અને એક નકલ રાજ્ય પુ. મંડળ તરફ સભા ભરાઇ ગયા પછી દિન ૮ માં દરેક મંડળે ખાસ મોકલી આપવી.

વસો,
તા. ૯–૭–'૪૩
૨૭૨ ]

રામભાઇ કા. પટેલ
મંત્રી
વ. રા. પુ. મંડળ

# સામયિક દોહન

## જ્યોર્જ વૉશિંગ્ટનનાં સોનેરી સૂત્રો

જ્યોર્જ વૉશિંગ્ટનની તલવારની બંને બાજુએ બે સૂત્રો કોતરેલાં હતાં:

(૧) સત્ય આચરો

(૨) કોઈથી ડર નહિ.

આ સૂત્રો એણે જીવનભર આચર્યાં હતાં. એ ઉપરાંત એણે પોતાના વ્યવહાર માટે બીજાં પણ કેટલાંક સૂત્રો નક્કી કર્યાં હતાં, જે આજે પણ એનાં બીજાં સ્મૃતિચિહ્નો ભેગાં સંગ્રહાયેલાં છે.

૧. પ્રત્યેક કાર્ય હાજર વ્યક્તિઓ પ્રત્યે કંઈક આદર દર્શાવીને કરવું.

૨. ખુશામતખોર બનવું નહિ; જેને રમવું ગમતું ન હોય તેની સાથે રમવું નહિ.

૩. મંડળીમાં બેઠા હોઈએ ત્યારે છાપું કે પુસ્તક વાંચવું નહિ.

૪. કોઈ લખતું કે વાંચતું હોય ત્યારે તેના કાગળ કે પુસ્તક પાસે જવું નહિ.

૫. ચહેરો સદા હસતો રાખવો; પણ ગંભીર પ્રસંગે ગંભીરતા ધારણ કરવી.

૬. બીજા સાથે કામની વાતો ટૂંકમાં પતાવવી.

૭. બીજાને પહેલાં બોલવા દેવું, એ સારી રીતભાતની નિશાની છે.

૮. જ્યારે કોઈ માણસ પોતાથી બનતું બધું કરી છૂટયો હોય ત્યારે તેને સફળતા ન મળે તોયે ઠપકો ન આપવો.

૯. સલાહ સૂચના આભારપૂર્વક સ્વીકારવાં.

૧૦. કોઈને વિષે હાનિકર્તા ખોટા ગપાટા એકદમ માની લેવા નહિ.

૧૧. કપડાં હમેશાં સાદાં પહેરવાં, અને સ્થિતિને છાજે એવાં.

૧૨. મોરની પેઠે પોતાને નિહાળીને ફુલાવું નહિ.

૧૩. ખરાબ સોબતમાં રહેવા કરતાં એકલા રહેવું સારું.

૧૪. કોઈપણ વાતચીત ઈર્ષ્યા અને દ્વેષથી મુક્ત રાખવી.

૧૫. કોઈ મિત્રને કોઈ છૂપી વાત શોધી કાઢવા દબાણ કરવું નહિ.

૧૬. જ્યાં કોઈને વિનોદમાં મઝા ન પડતી હોય ત્યાં વિનોદ કરવો નહિ.

૧૭. બીજાનાં દૂષણો જોવાં નહિ.

૧૮. કોઈ બોલતું હોય ત્યારે તેને ધ્યાનથી સાંભળવું.

નo

[ કિશોર-મે-જુન-'૪૩ ]

# હાનિકારક જાહેરાતો

જાહેર છાપાં એ પ્રજાને રોજરોજના બનાવોના સમાચાર આપવાનું કામ કરનાર સાધનમાત્ર નથી; પ્રજાના વિચારઆચાર અને રુષ્ટ્રનું યોગ્ય ઘડતર કરવાનું એ સૌથી સબળ અને ઉપયોગી સાધન છે. એ દૃષ્ટિએ જોતાં જાહેર છાપાંની જવાબદારી ઘણી ભારે છે.

અમે આ બાબતનો અત્રે ઉલ્લેખ કરીએ છીએ તે જાહેર છાપામાં પ્રગટ થતી કેટલીક હાનિકારક જાહેરાતોના સંબંધે છે. છાપાંનું સંચાલન જાહેર ખબરો સિવાય અશક્ય બની જાય એ અમે સ્વીકારીએ છીએ. પરંતુ જાહેર ખબર પ્રગટ કરવાના સંબંધમાં પણ છાપાંની ભારે જવાબદારી છે, એ વાતનું મોટે ભાગે વિસ્મરણ થતું જોવામાં આવે છે. છાપાંમાં પ્રગટ થતી શક્તિવર્ધક અનેક પ્રકારની અશ્લીલ જાહેરાતો સંબંધે અમે અત્રે ચર્ચા કરવા નથી માગતા—એ વિષય ઉપર અમે આગળ કોઈ વાર લખવાનું ધારીએ છીએ. પરન્તુ અત્યારે લગભગ દરેક છાપામાં સ્ત્રીઓને માટે કેટલીક જાહેરાતો પ્રગટ થાય છે. સંતતિનિયમન, ગર્ભ અટકાવનારી, 'અફળ' વગેરે નામે-તે સંબંધી અમે અત્રે ઉલ્લેખ કરીએ છીએ. આ બધી દવાઓની જાહેરખબરો સંપૂર્ણ જૂઠી છે—એક યા બીજે માર્ગે ગર્ભપાતના ઉપાય તરીકે જ એ કામ લાગે એવી દવાઓની એ જાહેરાતો હોય છે, એમ કોઈ પણ નિષ્ણાત ડૉક્ટરને પૂછવાથી સહુ કોઈની ખાતરી થશે. ગર્ભપાત કરવો અગર તેમાં મદદ કરવી એ ફોજદારી ગુનો ગણાય છે. અને તેમ છતાં આવી જાહેરાતો છાપાંમાં પ્રગટ થાય છે અને સંખ્યાબંધ ભોળી નિર્દોષ અજ્ઞાન સ્ત્રીઓ તેનો ઉપયોગ કરી પોતાના શરીરને કાયમની હાનિ કરી બેસે છે, એ સ્ત્રીદાક્તરો અને સ્ત્રીઓના દવાખાનાના સંચાલકોનો રોજનો અનુભવ છે. કોઈ પણ સુશિક્ષિત ડૉક્ટરને પૂછવાથી માલમ પડશે કે કોઈપણ જાતની દવા ખાવાથી કે પીવાથી ગર્ભનિરોધ થઈ શકતો નથી તેમ જ સંતતિનિયમન થઇ શકતું નથી. એ દવાઓ માત્ર ગર્ભપાતનું જ પરિણામ લાવે છે અને એ અકુદરતી હોઈ શરીરને અત્યન્ત હાનિકારક છે. આ જાતની દવાઓની જાહેરખબર સારાં શિષ્ટ ગણાતાં અને દાવો કરતાં છાપાંમાં માસિકોમાં અને પુસ્તકોમાં જોવામાં આવે છે, એટલું જ નહિ પણ **સ્ત્રીઓના હિત માટે ચલાવાતાં માસિકો અને પત્રોમાં પણ આ પ્રકારની જાહેર ખબર પ્રગટ થયેલી જોવામાં આવે છે, એ અત્યન્ત શોચનીય** છે. આવી દવાઓની જાહેરાત કોઈ પણ શિષ્ટ અંગ્રેજી છાપામાં કે માસિકોમાં આપણા દેશમાં કે પરદેશમાં—કદી પ્રગટ કરવામાં આવતી નથી, એ ખાસ નોંધવા જેવું છે. અમે આશા રાખીએ છીએ કે આપણાં છાપાં અને માસિકો આવી જાહેરાતો—જે અસંખ્ય સ્ત્રીઓને પ્રાણઘાતક અગર કાયમને માટે શરીરને હાનિકારક નીવડે છે—પ્રગટ કરવાનું બંધ કરશે અને એ રીતે સ્ત્રીઓના શારીરિક સ્વાસ્થ્યની પ્રાપ્તિમાં મદદ કરશે.

અખિલ હિન્દ મહિલા પરિષદની અમદાવાદની શાખા તરફથી આ બાબત હિન્દની સૌથી મુખ્ય સમિતિના સંચાલકોને વિનન્તિપત્ર મોકલવામાં આવ્યો હતો. તેમણે તે પત્ર પ્રત્યેક પ્રાન્તની ભાષાનાં છાપાંની મુખ્ય સમિતિઓના સંચાલકોને મોકલી આપ્યો છે. આ બાબતનો નિર્ણય એ સમિતિઓ થોડા વખતમાં કરશે એવી આશા છે.

સ્ત્રીઓ માટે ચાલતાં દવાખાનાંના દાક્તરો તથા ખાસ કરીને સ્ત્રીદાક્તરો આ મહત્ત્વનો પ્રશ્ન ઉપાડી લઈ આવી હાનિકારક જાહેરખબરોનો ઉપદ્રવ બિલકુલ બંધ પાડવાનું કાર્ય કરશે તો આપણી સ્ત્રીઓની તેમણે જાહેર સેવા બજાવેલી ગણાશે. * ગો

* તા. ૧૨ જુન '૪૩ ના " જ્યોતિર્ધર "માંથી.

# " થશો નહિ મેટ્રિક બાપુ ! "

[ કટાક્ષ કાવ્ય ]

( ૧ )

ફાટયાં તૂટયાં મેં તો કપડા પહેર્યાં ને લૂખાં સૂકાં ખાધાં અન્ન,
છોકરો મારો ભણે અંગ્રેજી કાલે કમાશે ધન,
દેવું વળી ઝાઝું કીધું, સ્નેહીઓનું નાણું લીધું.

( ૨ )

પાસ થયો મેટ્રિકમાં ભાઇ ઉગ્યો સોનાનો ભાણ,
હરખ માય નહિ અને ઉડે મિજલસોની લ્હાણ,
હવે સુખ આપણે થાશે, ભાઇ સારી નોકરી જાશે.

( ૩ )

થવા માંડી શોધ નોકરીની વળી તેમાં બગાડયા દામ,
આજ મળે આ કે પેલી જગા એમ હૈયે રાખી હામ,
કરી દોડ જ્યાં ત્યાં લ્હોયે, મળી નહિ નોકરી કયાંયે.

( ૪ )

મીલમાં એક સનેહી કને જઇ નોકરીની કરી વાત,
" હા–જી–હા હું ગોકલું સંદેશો આવીને હાજર થાય, "
થયું એક વરસ એને, હજી મળી ના ખબર શેને ?

( ૫ )

માર્કિટ, બેન્ક ને દવાના વેપારી કાપડીયાને ત્યાં,
ધક્કા ખાધા આખું વરસ ભાઇએ હતી ઓળખાણો જ્યાં,
ફળી નહીં આશા કયાંયે, થયો ભાઇ મેટ્રિક લ્હોયે.

( ૬ )

સાથે રહીને થોડું ભણેલા કારખાનામાં કમાય,
વધુ ભણીને મજૂરીનું કેમ કામ અમારાથી થાય ?
વિચાર એવો મનમાં આવે, ખુરશી ને ટેબલ ભાવે.

( ૭ )

દેવું કરીને દામ બગાડયા ને ભણીને બગાડયું તન,
ભણતર એ કાંઇ કામ ન આવે કમાઇ લાવે ન અન્ન,
પૂળો મૂક મેટ્રિક આડે, મળી નહીં નોકરી કયાંયે.

( ૮ )

હવે કર્યું બંધ ભણાવવાનું બીજાં બાળકો માટ,
થોડું ભણીને ધધો કરે છો એ જ સુખની વાટ,
શિખામણ એટલી આપું, થશો નહીં મેટ્રિક બાપુ.

માણેકલાલ હ૦ સવિત્

# જનતાના કવિને—

કવિ ! તને થાક લાગ્યો ? ગીતનું તારું મધ ખૂટી ગયું ? કલ્પનાની તારી પાંખ કોઈ કાપી ગયું ?

તું તો રોજ ચૂમતો હતો, ઉષાનો રાતો હોઠ. તું તો રોજ ગાતો હતો, આશાનો રાગ. આજે તારી કલમ અંધારામાં કેમ ડૂબકી મારી ગઈ છે ?

☘

તેં કવિતા રચી હતી જીવનના રૂડા ઘાટની, તેં શાયરી કરી હતી માનવસર્જનની, તેં પ્રશંસા કરી હતી નવી દુનિયાના નવા માનવીની.

અને આજે તારી કલ્પના ગૌથવાઈ છે, શું તારાં જ જગાવેલાં જુઠ્ઠાણાથી ?

☘

તેં કહ્યું હતું કે, સૂરજનું અંતર આદમીએ માપ્યું હતું. તેં કહ્યું હતું કે મંગળનો તારો વિજ્ઞાનની આંખે પડી ગયો હતો. તે સમજાવ્યું હતું કે માનવીનું જ્ઞાન કુદરતને હરાવી રહ્યું હતું.

અને તારી કલમને આંચકો લાગ્યો. એક ઘડીમાં જ ગુલાબ ખરી પડ્યાં. એક ક્ષણમાં જ આકાશનો ચાંદ છુપાઈ ગયો. એક પળમાં જ તારી કલ્પનાનું રેશમ વીંખાઈ ગયું.

☘

એ ઘડીમાં સંગ્રામ આવ્યો, માનવીના હાથે ઘડાએલી દુનિયા માટીની હતી, એ દુનિયા ક્ષણે ક્ષણે ભંગાતી રહી, એ ક્ષણે તારી કવિતા ભાંગવા લાગી.

કવિ ! તેં તો કલ્પનાના પાલવ પાથરી માત્ર સુંવાળાં ફૂલો જ એકઠાં કર્યાં હતાં. તેં તો દુનિયાને બગીચા તરીકે જ ઓળખી હતી.

☘

તેં એ બગીચામાંથી તારી સામગ્રી ચૂંટી હતીઃ તેં કોયલ ઉડાડી હતી, તેં ભ્રમર ઉડાડયા હતા, તેં પરાગની લાંણુ કરી હતી, તેં ફુવારાનાં ફોરાં ચમકાવ્યાં હતાં.

આ બગીચામાંથી આજના સમયનો એક ઝેરીલો સાપ નીકળ્યો, ને તારી કલમને એ ડંખી ગયો. અને તું મરી ગયો !

☘

શાયર ! આ ઝેરી સાપનાં ઝેર ઉતારવાની શક્તિ તારે મેળવવાની છે ! તારા જૂઠ્ઠાણાને સ્વચ્છ કરવાનો હવે સમય આવી ગયો છે. જેઓ ફૂલ ગુલાબી કલ્પનામાં જ જીવે છે એમને સમયે સુધારવાની બાજી રચી છે.

તું ગભરા નહિ ! હવે તો તું એવાં ગીત ગા કે અમારા કાળજામાં લોહું સંઘરાય. એવી કવિતા બોલ કે અમારું અંતર સળગી જાય.

☘

હવે તું પૃથ્વીના મહેલોને પડતા મૂકી દે. હવે તું કોઈ રાજશાહી પ્રેમને આઘો મેલી દે. હવે તું જમીન પર આવ. હવે તું ધૂળમાં તારી કલમને રગદોળાવા દે.

હવે તું એક વ્યક્તિનો મટી જઈ, લોકોનો કવિ બની જા. હવે તું તારું ભરતકામ સમૂહના રંજન માટે કરવા માંડ. હવે તું હસતા બગીચાની અંદર રડતી કલિનું આંસુ હાથ કર.

☘

હવે તું મસ્ત બની જા. ભંગાતી દુનિયાના ટુકડાને લઈ તું આવનારી દુનિયાની વાતો કહી જા.

સત્તાના ઝેરી કટોરા પીનારાઓના કરુણ ઇતિહાસની કણીઓ તારી કવિતામાં બિછાવી દે. લોકને ચગદી, સમૂહને ગુલામ રાખી આઝાદી ભોગવતા આદમીઓને તું ઇન્સાફના ચોકમાં લઈ આવ.

☘

રુદન કરવાનો અર્થ નથી. ડુસકાંનો તાલ ઝીલવાનો અર્થ નથી. વિનાશથી ડરી જવાનો અર્થ નથી.

વિનાશ આવ્યો કારણ કે ' સર્જન 'માં દોષ હતો; વિનાશ આવ્યો કારણ કે રચનાનો મિનારો અન્યાયી હતો.

સંસ્કૃતિની સંધ્યાને તું સમજાવી જા. સંસ્કૃતિ છાકટી થઈ અને લોહીની છાકમછોળ ઊડી એ કથા કહી જા.

☘

પણ આ સંધ્યા પછીના પહોરની વાત સમજાવી જા. આશા ગુમાવી દેવાનો અર્થ નથી. આશા કોઈ ઠગારી નારી નથી. આશાનો આજ સુધીનો ઇતિહાસ ઉજ્જ્વળો છે.

માનવી પછડાયો છે ત્યારે આશાએ એને બેઠો કર્યો છે. માનવી ઝેર લેવા ગયો છે ત્યારે આશાએ એના હાથમાંથી ઝેરની પડીકી આંચકી લીધી છે.

તું આશાના બગીચામાંથી ફૂલો વીણ. અને તારી કવિતાની વીણા બજાવ.

☘

તારું ગાન પવનની જેમ બધે ફરવું જોઈએ, તારો શબ્દ સુવાસની જેમ બધે ફેલાવો જોઈએ, તારી કવિતા ગુલામીની સાંકળો પર હથોડા મારનારી બનવી જોઈએ.

કવિ, તું વંદન કરજે. આ ધરતીને કુડી બનાવનારા પ્રત્યે તું નફરત કરજે.

☘

કવિ ! તું ગીતો ગાયા જ કરજે. કાળી રાત ઊડી જશે ને પ્રભાત આવશે ત્યારે પ્રભાતને વહેલું લાવવામાં તારોય હિસ્સો ગણાશે.

ઓ પ્રભાતના કવિ ! ઓ પ્રજાના કવિ !*

---

* તા. ૨૨-૬-૪૩ના " વંદેમાતરમ્ "માંથી.

# આપણું બાલસાહિત્ય

ગુજરાતનું સાહિત્ય હિંદના બીજા પ્રાંતો કરતાં ખૂબ આગળ વધી ગયું છે, એમ માનનારો એક વર્ગ છે. આ વર્ગની માન્યતાને એક જ રીતે ટેકો આપી શકાય તેમ છે અને તે પુસ્તકોની સંખ્યાની દૃષ્ટિએ. ગુજરાત સંખ્યાની દૃષ્ટિએ સૌથી આગળ ગયું છે કે નહિ તે હું કહી શકું તેમ નથી, પરંતુ એટલું તો કહી શકું કે ગુજરાતમાં બાલસાહિત્યમાં ગણના કરવામાં આવે છે તેવાં પુસ્તકોની સંખ્યા એના ગજા કરતાં મોટી છે ને તેથી કદાચ ગુજરાત બીજા પ્રાંતો કરતાં આગળ હોવા માટે ગર્વ લેતું હોય તે શક્ય છે.

હિંદના બીજા પ્રાંતો જેમણે વિદ્વત્તા, કલા અને સંશોધનથી ગુજરાતના મોટેરાંના સાહિત્યને પોતાની આગળ જવા નથી દીધું તે પ્રાંતો બાલસાહિત્યમાં કેમ પાછળ પડી ગયા? ગુજરાતે કદી નથી જોયાં એવાં સાહસો કરનારાઓ શિથિલ દેખાયા એનું કારણ શું?

આ પ્રશ્નનો જવાબ આપવા જતાં ગુજરાતના બાલસાહિત્યનાં સર્વ અંગો તપાસવાં પડશે. દલીલબાજીથી સહેલા જવાબો અનેક મળી શકે તેમ છે, પણ તે દલીલના આનંદ સિવાય બીજું કંઇ ઉપજાવી શકે તેમ નથી. ગુજરાતને બીજા સાહિત્યમાં પાછળ રાખનાર બાલ-સાહિત્યમાં તેમ કરવા સમર્થ નથી એમ તો કહી શકાય તેમ નથી. તો પછી એક જ સત્ય તરી આવે છે અને તે એ કે બાલસાહિત્યની તેમની વ્યાખ્યા ગુજરાત કરતાં જુદી હોવી જોઇએ અને એવું જ છે. સંખ્યાની દૃષ્ટિએ સાહિત્યનાં મૂલ્ય મૂલવી શકાય જ નહિ.

સ્વ. ગિજુભાઇએ ગુજરાતને બાલશિક્ષણની દૃષ્ટિ આપી. એમના અખતરા છેલ્લું સ્વરૂપ પામ્યા નહિ તે પહેલાં તેઓ ચાલ્યા ગયા; છતાં તેમણે જે બીજ વાવ્યાં તે ઊગ્યા સિવાય ન રહ્યાં. નવી દૃષ્ટિ લાવ્યાના ઉત્સાહના અતિરેકે એક જબરું મોજું ફેલાવ્યું ને ગુજરાતમાં બાલસાહિત્યનો વરસાદ-વંટોળ શરૂ થયો. આ વંટોળ ઉપર કોઇનો અંકુશ નહોતો એટલે એણે ગમે ત્યાં ગતિ કરી.

પરિણામ એ આવ્યું કે બાલસાહિત્ય માટે ગુજરાતમાં વિચિત્ર માન્યતાઓ ઊભી થઇ. સહેલી ભાષા, થોડાં લટકાં, મોટા અક્ષર ને સમજવું સહેલું થઇ પડે તેવું લખાણ બાલસાહિત્ય ગણાવા લાગ્યું. × × × × આ સ્થિતિમાં યે કેટલાંક સુંદર રીતે લખાયેલાં બાલભોગ્ય પુસ્તકો ગુજરાતને મળ્યાં ને તેમાં ગિજુભાઇની સફળતા હતી.

આ વંટોળે મોટું કામ એ કર્યું કે બાલસાહિત્યના તે વખતના લેખકોને ફેંકી દઈ નવા ખડા કર્યા. આ નવા લેખકોમાંથી કેટલાકને બાલમાનસનો અનુભવ હતો, થોડાકનો અભ્યાસ પણ ઊંડો હતો અને બાકીનો વર્ગ બાલસાહિત્યની સ્વમાન્ય વ્યાખ્યા ધરાવતો હતો. જૂના બાલસાહિત્યકારોમાં સાહિત્યની કલા, કેળવણીની દૃષ્ટિ ને ગંભીરતા હતાં. રજુઆતની શક્તિની તેમાં ઊણપ દેખાતી હતી. નવા વર્ગમાં એ હતું, પણ સાહિત્યકારની શક્તિઓનો અભાવ હતો. આ વસ્તુસ્થિતિએ જ બાલસાહિત્યને ચકલાચકલીની વાતો, જોડકણાં અને બાલીશ વર્ણનોની સાંકળથી બાંધી લીધું. વાર્તા સિવાય બાળક માટે બીજું કંઇ ન હોઈ શકે. બુદ્ધિ કસવી પડે કે વાંચતાં મગજને બળ પડે તેવું બાલસાહિત્ય હોઈ ન

ન શકે, આવો ભ્રમ ઉત્પન્ન કર્યો. એ ભ્રમની પાછળ બાલસાહિત્ય ખેંચાવા લાગ્યું, પ્રજા ખેંચાવા લાગી ને એવું વાતાવરણ ઊભું થયું કે સાચું બાલસાહિત્ય બિચારૂં ક્યાંયે છુપાઈ ગયું.

આવી જ વ્યાખ્યા બાલકાવ્ય માટે બંધાઇ, ગેયત્વ, બાલોચિત વિષયો અને સમજી શકાય તેવી ભાષાની આવશ્યકતા વાચ્યાર્થમાં રહી ને એને ભારે બાલકાવ્યોમાંથી કાવ્ય ઊડી ગયું. સ્વાભાવિક છે કે કાવ્ય જાય તેની સાથે જ તેમાંનું મહાબળ મરી પરવારે આમ થતાં કહેવાતાં કાવ્યો સહેલાં બન્યાં, બાલોચિત વિષયનાં બન્યાં, ગવાવા યે લાગ્યાં, પણ એમાંથી કાવ્ય મરી પરવાર્યું હોઇ વેધકતા, સાર્થકતાવિહોણાં બન્યાં અને—

આવો આવો આવો આવો,
તમારી ચડ્ડીની નાડી બાંધી દઉં.

આવાં 'કાવ્યો' બાલકાવ્ય ગણાઇ બાળકોના કંઠમાં ગુંજવા લાગ્યાં.

આવું અનેક બાબતોમાં બન્યું છે, પણ વધુ લંબાણ ન થવા દેવા માટે અટકી જવું જોઇએ. એ લાંબી ચર્ચા પછી પણ એ જ બતાવવાનું છે કે કહેવાતું બાલસાહિત્ય કલાશૂન્ય અને છીછરું બની ગયું. એમાંથી સાહિત્યની પ્રતિભા ઊડી ગઇ. પ્રચલિત વસ્તુ કે બે–ચાર ગપ્પાં એટલે બાલવાર્તા બને, ગાઇ શકાય તેવી રીતે ગોઠવેલા શબ્દોથી કાવ્ય બને ! બાલસાહિત્યના લેખકને અભ્યાસની જરૂર નહિ, સાહિત્યકારનાં બંધન નહિ !

એ મુડદાલ દશામાંથી જે જન્મે તે જન્મ્યું. આવાં પુસ્તકો સહેલાઇથી ઢગલાબંધ લખાય ને લખાયાં એટલે પ્રકાશનશક્તિને મહત્ત્વ મળ્યું. વેપાર કરનાર પ્રકાશકને બાલસાહિત્યની પવિત્રતાની, જોખમની ને ખુદ બાળકોની શી પડી હોય ? પ્રચારકાર્યથી પુસ્તકો ખપે એટલે બસ. પ્રજાને બાલસાહિત્યની અગત્ય સમજાઇ હોવાથી પુસ્તકોની માંગ વધી ને બાળકો માટે કેટલાંક નિરુપયોગી એવાં પુસ્તકો પણ ઉપડવા લાગ્યાં. પરિણામે વેચાણ અને આર્થિક શક્તિ બળવાન બનતાં, જે સારા લેખકો હતા તે અદશ્ય થઇ ગયા.

બાલસાહિત્ય સ્થૂલતા ઉપર ચાલ્યું ગયું. આત્મા વિનાના પૂતળાને શણગારવા ઘરેણાંનો હડેરો વધી પડયો. એ હડેરાની ચમકથી કેટલાક રાચવા લાગ્યા. મડદાને ચમકાવવાં નહિ માગનારા આ ચમકાર આગળ ફિક્કા દેખાવા લાગ્યા; એટલે ગુજરાત આગળ વધી ગયું એમ આપણે માનવા લાગ્યા; પણ ગુજરાતે એ ન જોયું કે મડદાની શોભામાં રાચવાની આ વૃત્તિ કેવા અનર્થની ઉત્પાદક બની છે. એને લીધે લેખકોમાંની અભ્યાસની વૃત્તિ ગુંગળાઇ, બાળકો વાર્તાપ્રેમી બની ગયાં ને જ્ઞાન–સંસ્કારને બદલે આનંદ ઉચ્ચ સ્થાને આવી ગયો. જ્ઞાન, જોમ અને પ્રેરણા આપવાનું સાહિત્યનું કાર્ય ફીટી જઇ બાળકોને રમવાનું એ રમકડું બની ગયું ને છેવટે બાળકોને ગમે એ જ બાલસાહિત્ય, એવી હીન વ્યાખ્યા આવી ઊભી આજે આ સ્થિતિ પ્રવર્તે છે. અલબત્ત, એ શિથિલ થતી જાય છે ને થવાની છે. પોકળતા પહેલાં પ્યારી લાગે છે, પણ છેવટે એના તરફ નફરત ઉત્પન્ન થયા સિવાય રહેતી નથી.

આપણું બાલસાહિત્ય બીજા કરતાં આગળ ગણાતું હશે, તો પણ આ દશામાં છે. એમાં અભ્યાસ કે ઉંડાણ નથી. અલબત્ત, વિવિધતા આવી છે પણ એ તદ્દન સામાન્ય છે. નવીનતાનો અજાણ્યો ખૂણો શોધવાનો પ્રયત્ન, બાલસાહિત્યસર્જન પાછળ અભ્યાસ કે મંથન એવું કઇ નથી. ઊલટાં કેટલાંક અનિષ્ટો દાખલ થયાં છે. એક જ દાખલો આપું. બાળકોને

ચિત્રો ગમે છે ને બાલસાહિત્ય સચિત્ર હોવું જોઇએ. આને લગતું ગાંડપણ એટલું આગળ વધી ગયું કે લખાણ ચિત્રોના પ્રદર્શન આગળ દબાઇ જવા લાગ્યું. ને આ ચિત્રો પણ કેવાં ? વારંવાર છપાયા જ કરે. આઠ નવાં ચિત્રો, અઠ્ઠાવીસ જૂનાં ચિત્રો વચ્ચે અટવાઇ જાય ને છત્રીસ ચિત્રોનો આનંદ મેળવાય !

સાહિત્યસમાલોચનાની શિથિલતાએ બાલસાહિત્યની પોકળતાને અનુકૂળતા કરી આપી છે. પત્રોમાં આવતાં અવલોકનો જોતાં દેખાયું છે કે બાળકોનાં પુસ્તક માટે ઓછામાં ઓછી જગ્યા રોકાય છે ને પ્રશંસાનાં ૪-૫ વાકયોમાં કામ પતવી દેવાય છે. અવલોકનકારોમાંના કેટલાક વિદ્વાન હોય, પણ બાલમાનસનો અનુભવ ન હોવાને કારણે ગોથું ખાઇ જવાનો સંભવ હોય છે. એક એમ. એ. થયેલ વિવેચક શિક્ષક બાલસાહિત્યના વિવેચન માટે પહેલી નજરે યોગ્ય ગણાય, પણ તેણે કૉલેજના કે હાઇસ્કૂલના વિદ્યાર્થીઓનું માનસ જોયું હોય, એ પ્રાથમિક શાળાનાં બાળકોને શી રીતે સમજે ? આ સ્થિતિને લીધે બાલસાહિત્યના લેખકોનું પોત કેટલું પાતળું બની ગયું છે તેનો એક રમૂજી દાખલો આપું: બાલસાહિત્યની ભવ્ય સેવા કર્યાનો દાવો કરતા એક ગૃહસ્થનાં પુસ્તકોમાંથી ભાગ્યે કોઇ પુસ્તક 'શિક્ષણ અને સાહિત્ય'ના અવલોકનકાર આગળ લાયક નીવડયું હોય ત્યારે આવા પુસ્તકને કેટલાંક પત્રોએ છાપરે ચડાવ્યું હોય. ટીકા કરનાર પત્રને એ ગૃહસ્થ અવલોકન માટે પુસ્તક મોકલતા જ નથી ! એક અવલોકનકારે એક ભાઇનાં પુસ્તકોમાંનાં કેટલાંક પુસ્તકોનાં વખાણ ન કર્યાં એટલે એ ભાઇ અવલોકનકારને છોલવા મંડી પડયા, એટલું જ નહિ પણ અવલોકન પ્રસિદ્ધ કરનાર સંસ્થા ઉપર હુમલો કરી, વધુ ચર્ચાપત્રો લખવા મિત્રમંડળને કાગળો લખી વિનંતિ કરી. આટલી પામરતાને પનારે આપણું બાલસાહિત્ય પડયું છે !

હજી ઘણું ઘણું લખવા જેવું છે, પણ લંબાણ વધ્યે જાય છે. જે લખાયું છે તે ઉપરથી કોઇ એમ ન માને કે હું જે કંઇ સારું છે તે જોઇ શકતો નથી. અલબત્ત, મને અસંતોષ છે અને તે અહીં અલ્પ પ્રમાણમાં રજૂ થયો છે. બાલસાહિત્યને નામે બાળકોના જીવન સાથે જે ભયજનક રમત રમાય છે તેની ઉપેક્ષા મારાથી કરી શકાય તેમ નથી. હું તો માનું છું કે બાળક વાંચ્યા સિવાય રહેશે તેથી એને જે નુકસાન થશે તેના કરતાં કેટલાય-ગણું નુકસાન એક બેવકૂફ વાકય તેના દિલમાં ઘર કરી જતાં થશે-કદાચ બાળકની જિંદગી પાયમાલ કરશે. બાલસાહિત્યકાર આ જવાબદારી સમજે, બાલસાહિત્ય ખરીદનાર આંધળિયાં ન કરે એ જ મારી વિનંતિ છે. બાલસાહિત્ય શોભા અને આનંદ માટે નથી. તલવારની ધાર જેવું એનું સ્થાન છે. સર્જન કરનાર અને ખરીદનાર સાવચેત નહિ રહે તો બાળકને બરબાદ કરશે. ઈશ્વર, બાળકોને એમના સ્વાર્થસાધુ મિત્રોથી બચાવે. *

હિમ્મતલાલ ચુ. શાહ

[ 'અધ્યાપકમિત્ર'ના જુન-જુલાઇ '૪૩ ના અંકમાંથી ]

---

* મોટેરાઓના સાહિત્ય સંબંધે આપણે ત્યાં ઘણું લખાય છે; પરંતુ બાલસાહિત્ય સંબંધે ક્વચિતજ કોઇ લખે છે. એ દૃષ્ટિએ અને આપણા આજના બાલસાહિત્ય પર ઊડતી નજર પૂરતો આ લેખ અમે ઉતાર્યો છે. લેખકનાં સઘળાં મંતવ્યો સાથે તંત્રીને સંમત-અસંમત માની લેવાની ભૂલ કોઇ ન કરે. બાલસાહિત્ય પરત્વેનું એક દૃષ્ટિબિંદુ રજૂ કરવા પૂરતો જ આ લેખ અહીં ઉતાર્યો છે. —તંત્રી.

# લોકરુચિના પારખ : સાક્ષર શ્રી. રમણલાલ દેસાઈ

જીભને સ્વાદનાં ગલગલિયાં કરાવે અને નબળામાં નબળી હોજરીને પણ તસ્દી ન આપે એવું નવલ-ખાદ્ય એમણે ગુજરાતી મધ્યમ વર્ગની નવરાશના આહાર માટે સર્જ્યું છે!

એમની નવલકથાઓમાં વિચારસરણી કરતાં વસ્તુને, વસ્તુ કરતાં વાર્તાને, વાર્તા કરતાં વાર્તાકથનને અને વાર્તાકથન કરતાં પણ, વાચકગણ-મનરંજનને વધુ મહત્ત્વનું સ્થાન.

પલકે પલકે પલટાતા લોકરુચિતંત્રની સારીગમની એમને હૈયાઉકલત છે. તત્કાળ ફુંકાતા પવનમાંથી એ પાત્રો સરજે છે-અથવા કહો કે ઊંચકી લાવે છે! અખાડાના યુગમાં એમનો કથાનાયક વ્યાયામ-કેસરીનો વાઘો પહેરીને આવે અને સત્યાગ્રહના યુગમાં આઝાદીના અહિંસક સૈનિકનો...

પણ " અંતે તો હેમનું હેમ હોયે!" એકનો એક ગંજીપો અને વિધવિધ બાજી! ફરક માત્ર એટલો કે ગંજીપામાં મૂળભૂત તત્ત્વો બાવન, જ્યારે શ્રી. રમણલાલ પાસેનાં મૂળભૂત તત્ત્વો ત્રણ! એક યુવક અને બે યુવતીઓ-અથવા એક યુવતી અને બે યુવકો!

ચિત્રકારની નહિ, પરંતુ ફોટોગ્રાફરની કલાની એ વધુ નજીક છે. પરંતુ એમની ફોટોગ્રાફી, અંગ્રેજીમાં જેને 'ટેબલ-ટૉપ ફોટોગ્રાફી' કહે છે તે પ્રકારની. આ ફોટોગ્રાફો લેવા માટે પણ શ્રી. રમણલાલ પોતાના શહેરી ઘરના દિવાનખાનાની અટારીએથી ભાગ્યે જ હેઠા ઊતરે છે. કોઈ વાર એમની કથાને શહેર બહાર જવાનું થાય છે ત્યારે મોટે ભાગે એ 'સ્ટુડિયો'નો આશરો લે છે-અને ઘરને આંગણે ગામડાંઓનાં 'મૉડેલો' બનાવીને કામ ચલાવી લે છે.

એટલે જ એમની નવલકથાઓની સફળતાની માત્રા, એમનું વસ્તુ એમના શહેરી નિવાસસ્થાનની કેટલું સમીપ છે તે ઉપર અવલંબે છે.

મેઘાણીનું ધરતીનું ધાવણ અને ભાવોદ્રેક કે મુનશીની સજીવ વેગવત્તા અને સ્થાપત્ય, શ્રી. રમણલાલ કને નથી. અદ્યતન માનસને આઘાત ન થાય એટલી પરંપરા-પરસ્તી, પ્રાચીનો ન ભડકી ઊઠે એટલી અદ્યતનતા, સલામત સપાટીથી આઘે કે ઊંડે જવાની અશક્તિ, વાત લડાવવાની ફાવટ, ફિકરવિહોણી ફુરસદ અને નેવલાઇની સરહદ ઉપર ઊભેલી ગુજરાતી ઉજળીઆત વર્ગની ઊર્મિલતા-આટલા એમના સાફલ્યના આધારસ્તંભો!

એટલે એમનાં પાત્રો, કોઈ પુખ્ત ઉંમરના માનવીને જીવનભરના સંગી બનાવવાની વૃત્તિ ઉપજે એવાં નથી! એમનાં સહવાસ અને સંભાષણ ગમે ખરાં-પણ તે થોડી વારને માટે.

છતાં ગુજરાતી સાહિત્યની એમની સેવા ઐતિહાસિક ગણી શકાય એવી છે. સાહિત્યના નામથી સો જોજન છેટા રહેતા ગુજરાતીઓમાં એમણે પૈસા ખર્ચીને વાંચવાનો રસ જગાવ્યો એટલું જ નહિ, પરંતુ સાહિત્યવાચન અને સંસ્કારિતાને લગભગ પર્યાય શબ્દો જેવા બનાવી દીધા.

શ્રી. રમણલાલે નવલકથાઓ ઉપરાંત, નાટકો, ટૂંકી વાર્તાઓ અને કાવ્યો પણ લખ્યાં છે; અને એમના 'શંકિત હૃદયે' તો બીનધંધાદારી નાટકવાળાના હૃદય ઉપર કંઈ નહિ તો પૂરા એક દશકા સુધી સામ્રાજ્ય પણ ભોગવ્યું છે...

પણ ગુજરાતી સાહિત્યના કાળમહોદધિમાં યદિ એ તરશે-તો તે ફક્ત એમની નવલકથાઓના જ તુંબડા પર!

[ તા. ૮-૭-'૪૩ ના "જન્મભૂમિ"ના કલમ-કિતાબમાંથી ]

# એક કાળી કન્યાનું સફળ સ્વપ્નું

ઈ. સ. ૧૯૦૪ ની સાલ હતી. ફ્લોરિડા મધ્યે ચાલતા રેલવેના બાંધકામ માટે હજારો મજૂરો તેને પૂર્વકાંઠે એકઠા થયા હતા. એ હબસી મજૂરોમાં અજ્ઞાન, દારિદ્રય, અન્યાય અને વર્ણદ્વેષથી તેમની થઈ રહેલી માનહાનિ એક હબસી છોકરી માટે દુઃખદાયક થઈ પડી અને એમની સંતતિને પણ એવું જ જીવન નસીબે ન આવે તે માટે કશુંક કરી છૂટવાની એને આંતરપ્રેરણા થઈ.

એ હબસી છોકરીનું નામ મેરી બેથ્યુન. બૂકર ટી. વૉશિંગ્ટન પછી હબસી સમાજ પર કોઈનો પણ સવિશેષ પ્રભાવ રહ્યો હોય તો તે તેનો. બેથ્યુન કૂકમેન કૉલેજની એ માત્ર મુખ્યાધ્યાપિકા જ નથી. એની કર્તૃત્વશક્તિ અનેકમુખી છે. અમેરિકાનું ઊંચામાં ઊંચું સરકારી માન મેળવનારી તે પહેલી હબસી સ્ત્રી છે. વળી ત્યાંના નૅશનલ યુથ ઍડમિનિસ્ટ્રેશનના હબસી વિભાગની તે વડી છે. હબસી સમાજના ઉદ્ધાર માટે ' નિગ્રો પ્રેસ ' નામના દૈનિકમાં તે નિયમિત એક કટાર લખતી રહે છે, અને ઉત્તમ ભાષણ કરનાર પણ છે.

ગુલામ માતપિતાને ત્યાં જન્મેલી મેરી એ તેનાં માબાપનું સત્તરમું સંતાન હતી. એટલું એનું સદ્ભાગ્ય કે અમેરિકામાં ગુલામગીરી નાબૂદ થયા પછી તે જન્મી. એક હબસી મિશનરીએ ખોલેલી શાળામાં એણે શિક્ષણ લીધું. આમ તો એનું શિક્ષણ પંદરમે વર્ષે પતી ગયેલું અને કપાસ વીણવાની મજૂરી તે કરવા લાગેલી, પણ અભ્યાસ માટેનો ઉમંગ જોઈ તેના એક હિતચિંતકે બાંધી આપેલી શિષ્યવૃત્તિથી તેનું શિક્ષણ આગળ ચાલ્યું.

ઈ. સ. ૧૯૦૪ ના ઑક્ટોબર માસની ૩ જી તારીખે ' ડેટોના બીચ ' નામક પાઈન અને ઓક વૃક્ષો વચ્ચે સંતાએલા એક રમ્ય સ્થળે એણે પોતાની ઉપર્યુક્ત શાળા ખોલી. એ દિવસે શાળામાં માત્ર પાંચ જ છોકરીઓની હાજરી હતી.

મેરી પોતે કંઈ તાલેવાન નહોતી કે શાળાનું ખર્ચ ઉપાડી શકે; એ ખર્ચ મેળવવા માટે તેણે દેવળોમાં વ્યાખ્યાનો આપવાનું સ્વીકાર્યું અને પોતાના કાર્યનો ખ્યાલ આપીને શક્ય હોય ત્યાંથી પૈસા ઉઘરાવવા માંડયા. એ વખતે એટલી કરકસરપૂર્વક શાળા ચલાવવી પડતી કે શાહીને ઠેકાણે એલ્ડરબેરીઝનો રસ તથા પેન્સિલને બદલે કોલસો વાપરવો પડતો. શાળા વાળવા માટે સાવરણી ને ઝટકણીઆં પણ આજુબાજુથી માગી લાવવાં પડતાં અને શહેરમાંની કચરાપેટીઓ ફેંદી ફેંદીને શાળામાં કામ લાગે તેવો સામાન એકઠો કરવામાં આવતો.

એક વખતે શાળાની સહાય માટે હોટેલના એક ખંડમાં એક સભા એણે યોજેલી ત્યારે ભાષણ પછી ટોપી ફેરવતાં એક ઉદાર ગૃહસ્થે વીસ પૌંડ જેટલી રકમ આપી. બીજે દિવસે શાળાની મુલાકાતે જતાં ત્યાં એણે સત્તર ભાતની સાદડી જોઈને એ ગૃહસ્થે સવાલ કર્યો, ' આ ક્યાંથી લાવ્યા ? '

' લાવવાનું ક્યાંથી ? કચરામાંથી મળેલા કકડા સાંધીને એ બનાવી છે. ' મેરીએ જવાબ આપ્યો.

એ જવાબની અને શાળાની પ્રત્યક્ષ કામગીરીની એ ગૃહસ્થ પર એટલી અસર થઈ કે શાળાને તાત્કાલિક જોઈતી બધી મદદ આપી એટલું જ નહિ પણ મરતી વખતે ૬૭૦૦૦ પૌંડનું ટ્રસ્ટ શાળા માટે તે કરતો ગયો.

એ ગૃહસ્થનું નામ ટોમસ એચ. વ્હાઇટ. મળેલી સહાયથી શાળા પગભર થતાં જ મેરીએ શાળાની જોડાજોડ નાની સરખી ઇસ્પિતાલ ઊભી કરી, કારણ બીજી ઇસ્પિતાલોમાં હબસીઓને પ્રવેશ નહોતો મળતો. આજે એ ઇસ્પિતાલ એક મહાન સંસ્થા બની ગઇ છે અને કાળા તથા ગોરા બંને વર્ણના ડૉક્ટરો તેમાં કામ કરે છે.

ઇ. સ. ૧૯૨૨ માં 'કૂકમેન કૉલેજ' નામની છોકરાની કૉલેજ આ શાળા સાથે જોડાઇ ગઇ અને આજે એ સંસ્થા 'બેથ્યુન કૂકમેન કૉલેજ' તરીકે ઓળખાય છે. આજે નવીન પદ્ધતિનો ચૌદ ઇમારતો શાળાની માલિકીની છે અને ૬૦૦ વિદ્યાર્થીઓ તેમાં શિક્ષણ લે છે. આજ સુધીમાં એક લાખ ઉપરાંત હબસીઓ તેમાં શિક્ષણ પામી ચૂક્યા છે.

ખેતરમાં કપાસ વીણતી એક હબસી છોકરીએ સેવેલા સ્વપ્નનું આ મૂર્ત સ્વરૂપ કશાને પણ આભારી હોય તો મેરીની આત્મશ્રદ્ધા તથા સતત પરિશ્રમને.

---

# યુવક કેવો હોય ?

સર્વાંગીણ કેળવણી પામેલો યુવક કેવો હોય ?

એવા કોઇ યુવકને તમે જુઓ કે તરત જ પોતાના સ્નાયુબદ્ધ, સશક્ત દેહથી અને મુખ પરના તાઝગીભર્યા ઉલ્લાસથી એ તમારું ધ્યાન ખેંચશે. એને જોતાં જ તમને લાગશે કે એણે નિયમિત વ્યાયામથી ને રમતગમતો દ્વારા પોતાનું શરીર વિકસાવ્યું છે; એના શરીરની રગેરગમાં યૌવનનો તનમનાટ કરતું રુધિર વહી રહ્યું છે, ને તેથી એના હલનચલનમાં, વાણીમાં, કાર્યપદ્ધતિમાં એક જાતનું જાદુભર્યું આકર્ષણ છે. એ ટટાર ઊભો રહી શકે છે, શરીરનું સમતોલપણું સાચવીને ચાલી શકે છે અને પોતાનું દેહલાલિત્ય જાળવીને ઝડપભેર દોડી શકે છે. એની બેસવાની રીતમાં, ચાલમાં, વાણીમાં ને વર્તનમાં એ જોનારના મન પર એવી સ્પષ્ટ છાપ પાડ્યા વિના રહેતો નથી કે પોતાના શરીરનો તે પૂરેપૂરો સ્વામી છે ને તેનો પોતાને ચાહે તે રીતે ઉપયોગ કરવાની તેનામાં શક્તિ છે. એને જોઇને આપણે કલ્પી લેવાનું રહ્યું કે પોતાના શરીર પર આટલું સ્વામીત્વ જમાવતાં પહેલાં એને શરીરરૂપી યંત્રની રચના જાણવી પડી હશે, એ યંત્ર કેમ ચાલે છે તે સમજવું પડ્યું હશે, શરીરના ભિન્નભિન્ન ધર્મોનું જ્ઞાન મેળવવું પડ્યું હશે, શરીરને સ્વચ્છ ને નિરોગી કેમ રાખવું તે સમજવું પડ્યું હશે. આ યંત્ર કેમ ચાલે છે, એને ચાલુ રાખવા માટે–ઘસારો પામતું અટકાવવા માટે–કેવા પોષણની જરૂર છે તે પણ એને સમજવું પડ્યું હશે ને શરીરના દુશ્મનો–રોગો તેમ જ વ્યસનો–નો પરિચય પણ એને સાધવો પડ્યો હશે. આમ યૌવનના ઉંબરમાં ઊભેલાં યુવક કે યુવતીને એના તંદુરસ્તી ને ઉલ્લાસથી ભર્યોભર્યો દેહ ઉપર પ્રભુત્વ મેળવવા માટે સારી જેવી તપશ્ચર્યા કરવી પડી હશે તે આપણે સમજી લેવું જોઇએ. ને ભીષણ જીવનસંગ્રામમાં એને ઝંપલાવવાનું છે તેનો ખ્યાલ કરતાં જ આપણને સમજાશે કે આ તપશ્ચર્યા પણ સાર્થક જ છે. કેમકે પોતાના જીવનમાં એ જે કંઇ કરશે તે પોતાના દેહ વડે જ કરવાનું છે. જો એનો દેહ મુશ્કેલીઓની સામે ટક્કર ઝીલી શકે એવો સશક્ત હશે તો જ એ પોતાના જીવનને ધન્ય બનાવી શકશે. એની દરેક પ્રવૃત્તિ માટે એનો દેહ એ એક ઉપયોગી ને અનિવાર્ય સાધન છે. એની અવગણના કરીને લાંબા વખત સાટે એ કશું કરી શકે નહિ. આથી આ યુવકનું દેહસૌષ્ઠવ જોઇને આપણને કુદરતી રીતે હર્ષનાદ કરી ઊઠવાનું મન થાય છે કે એણે જીવનસંગ્રામમાં ઝંપલાવવા માટે જે પ્રાથમિક તૈયારી કરવી જોઇએ તે કરી લીધી છે.

"નૂતન શિક્ષણ"માંથી. ] ચન્દ્રવદન ચૂ. શાહ

# અમારો પંથ*

ઉપાડયાં આજ છે લંગર,
હવે તો છોડશું બંદર,
જવાનું છે અમારે તો અમારા લોકની અંદર.

પડયો છે ભવ્ય આ સાગર,
નથી દિશા, નથી પાદર,
જવાશે ત્યાં અમે જાશું – જઇશું ક્યાંય તો આખર !

અમે તો ફક્ત સોદાગર,
કર્યા સોદા છતાં આદર,
મળ્યો ના કોઇનો તો શું – રહીશું અહીં થવા ચાકર !

અમારો કાફલો જ્યારે,
ઉપડયો સિન્ધુ મોઝારે,
હતો ટંડેલ દોરવતો – ન તે ટંડેલ અત્યારે.

ભલે આવે હવે આફત,
ભલે મૃત્યુ કરે જાફત,
ભલે તોફાન સાગરમાં; જવામાં તોય ખિલાફત !

અમારા દૂર છે આરા,
ઘૂઘવતા માર્ગ છે ન્યારા,
ડૂબીશું કે તરી જાશું – અમે તો તોય જનારા !

ઉભા છે આશમિનારા –
અમારા દૂર કિનારા –
અમારા પંથ એ ન્યારા – કરે ટંડેલ ઈશારા !

कोलक

* " આહુતિ "ના દીપોત્સવી અંકમાંથી.

# આવતા માસની કાર્યદિશા

૧ વાર્ષિક નિવેદનો ઑગસ્ટના પહેલા અઠવાડીઆમાં તૈયાર કરી તમારા જૂથ મારફત ખાતા તરફ તુર્ત મોકલી આપો.

૨ કાયમનિધિ અગર કોઈપણ પ્રકારનું ઇતર ભંડોળ ખાનગી ઈસમ પાસે નહિ રાખતાં ખાતાએ જણાવેલી સંસ્થામાં જમા મૂકો.

૩ ઑગસ્ટના પહેલા અઠવાડિયામાં નવા વર્ષના અંદાજ માટે વાર્ષિક સભા બોલાવી તેમાં નવા વર્ષનું અંદાજપત્રક ખાતાના ધારાધોરણને અનુસરી બનાવો તથા નવા વર્ષનું વ્યવસ્થાપક મંડળ ચૂંટો. ટકાવારીની ગોઠવણી માટે ચાલુ માસનો વટહુકમ આજ અંકમાં વાંચો.

૪ અંદાજપત્રોમાં વર્તમાનપત્રો, પુસ્તકો, સામયિકો, લાકડીસામાન, રમતો, ઇતર સાહિત્યની યાદીઓ જરૂર સામેલ રાખો.

૫ જુલાઇ આખરે તમામ દફતરો, શિલકી સામાન, પુસ્તકો વગેરે વ્યવસ્થિત કરો. શિલકી સામાન, તથા પુસ્તકોની મેળવણી બદલ જે તે રજીસ્ટરો પર શેરા કરી પ્રમુખ–મંત્રીની સહીઓ કરાવો.

૬ રોજમેળ અને ખાતાવહીઓ ઉપરથી સંસ્થાની મિલ્કતની તારીજ કાઢી નવા વર્ષે તેની ખાતાવહીમાં નોંધ લેવી.

૭ અંદાજપત્રો તથા નિવેદનોની બે પ્રતો આ માસિકના છેવટના ભાગમાં જોડીને રાજ્યનાં તમામ પુસ્તકાલયોને મોકલી છે તેમાં હકીકત ભરી મોકલવી.

વડોદરા,
તા. ૧–૭–'૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

મધ્યવર્તી પુસ્તકાલય ખાતું  સાર્વજનિક પુસ્તકાલય શાખા વડોદરા

## સૂચના નં. ૩૨ સન ૧૯૪૨-૪૩

# વિષય

## સાર્વજનિક પુસ્તકાલયોનાં અંદાજપત્રો મંજૂર કરતી વખતે લક્ષમાં લેવાનારી બાબતો

**ઑગસ્ટ ૧૯૪૩ આખર સુધીમાં અંદાજો મોકલવા બાબત**

રાજ્યનાં મદદ મેળવનારાં તમામ સાર્વજનિક પુસ્તકાલયોના મંત્રીઓને વિનંતિ કરવામાં આવે છે કે પોતાના પુસ્તકાલયના ૧૯૪૩-૪૪ ના અંદાજપત્રો "પુસ્તકાલય" માસિકના જુલાઇ ૧૯૪૩ ના અંકમાં છાપેલા નમૂના પ્રમાણે બે પ્રતો તૈયાર કરી પુસ્તકાલય ખાતા તરફ ઑગસ્ટ માસની આખર તારીખ સુધીમાં મોકલી આપવા તેઓ મહેરબાનીથી તજવીજ કરશે.

**અંદાજમાં થતા ફેરફારની ગેરસમજ દૂર થવા બાબત**

પુસ્તકાલય ખાતા તરફથી અંદાજ મંજૂર કરતી વખતે કોઈ પત્ર કે સામયિક કાઢી નાખવામાં આવે છે ત્યારે એમ માનવામાં આવે છે કે આ બાબતમાં ખાતાએ મનસ્વી તજવીજ કરી છે. ખરું જોતાં આમ થતું નથી. અંદાજો મંજૂર કરતાં અગાઉ કેટલીક મહત્ત્વની બાબતો તરફ દર વર્ષે વ્યવસ્થાપકોનું ધ્યાન દોરવામાં આવે છે, અને એવી કોઇ બાબત તેમના તરફથી વિચારાઇ ન હોય અને તેમ કરવું પુસ્તકાલયપ્રગતિની દૃષ્ટિએ ઇષ્ટ લાગે તો અંદાજ મંજૂર કરતી વખતે ઘટિત ફેરફાર થાય છે. મંજૂર કરેલું અંદાજપત્ર પુસ્તકાલય તરફ પહોંચ્યા બાદ નિયમને અનુસરીને બીજી વધઘટ કરવી હોય તો તે પણ કરાવી શકે છે. સબબ આ ગેરસમજૂત દૂર થાય તે માટે આ સૂચના પુસ્તકાલયના જાહેર કાર્યકરો માટે પ્રસિદ્ધ કરવામાં આવી છે.

**અંદાજ મંજૂર કરતી વખતે લક્ષમાં લેવાનારી બાબતો**

અંદાજ મંજૂર કરતી વખતે પુસ્તકાલય ખાતુ નીચેની બાબતોનો વિચાર કરી અંદાજ મંજૂર કરે છે. તો આશા છે કે પુસ્તકાલયના સંચાલકો અંદાજો બનાવતી વખતે ખાસ તે બાબતો લક્ષમાં લેશે.

(૧) આ માસના "પુસ્તકાલય" માસિકમાં પ્રસિદ્ધ થયેલા ખાતાના વટહુકમ પ્રમાણે ટકાવારીના ધોરણે અંદાજપત્ર બનેલું હોવું જોઇએ.

( ) પુસ્તકાલયની સ્થળસ્થિતિ, વાચકોનું પ્રમાણ, પુસ્તકાલયની નિવેદનો મોકલવાની નિયમિતતા, જૂથમંડળ કે મહાલમંડળની કરેલી કામગીરી, અંદાજની સહકારના ધોરણે કરેલી ગોઠવણી, તપાસણી અધિકારી તરફથી લેવાયલા વાંધાના નિકાલ વગેરે વ્યવસ્થાની બાબતોનો ઘટિત વિચાર કરી અંદાજો મંજૂર કરવામાં આવે છે.

(૩) વર્તમાનપત્ર અને સામયિક વિભાગમાં બાળકો માટે એકાદ માસિક ટકાવારીની મત્તામાં રહીને પુસ્તકાલયોએ અવશ્ય વસાવવું જોઇએ. કારણ, મોટા ભાગે આપણી શાળાઓમાં જ આ પુસ્તકાલયો હોય છે અને બાળકો તેનો બહોળો ઉપયોગ કરે છે.

(૪) પુસ્તકોમાં પણ બાળકો, બહેનો, સામાન્ય થોડું ભણેલા માણસો સમજી શકે તેવું બાળોપયોગી, સ્ત્રીઉપયોગી અને સામાન્ય પ્રૌઢોને ઉપયોગી સાહિત્ય અવશ્ય થોડું ઘણું દર વર્ષે વસાવવું જોઇએ. પુસ્તકોની બેવડી યાદીઓ સામેલ રાખવી.

(૫) છેલ્લાં ત્રણ વર્ષમાં સરકારપંચાયતની મદદ જે મળી હશે તેની સરેરાશમાં જ ચાલુ સાલે પણ મદદ મળશે. વધારે માગણી હશે તો તે નછૂટકે કાપવી પડશે. અને તે પ્રમાણે ખર્ચની બાબતમાં પણ જુદે જુદે સ્થળે કપાત કરી પુસ્તકો, સામયિકો કે ઇતર સાહિત્ય કમી કરવું પડશે.

(૬) કાયમનિધિની રકમ ખાતાએ માન્ય કરેલે સ્થળે મુકાયેલી હોવી જોઇએ. અગર તેથી કાંઇ વિરુદ્ધ હકીકત હોય તો દર્શાવવી જોઇએ અને મંજૂરી મળી હોય તો મંજૂરીની નકલ પણ સામેલ રાખવી જોઇએ.

(૭) લોકમદદની નીમે રકમ કાયમનિધિ ખાતે દર વર્ષે મૂકવી જોઇએ.

(૮) પુસ્તકાલયના પાછલા હિસાબો તથા સરવૈયું વ્યવસ્થિત રીતે વ્યવસ્થાપક મંડળે મંજૂર કરેલું હોવું જોઇએ.

(૯) પુસ્તકો, ડેડસ્ટોક તથા ઇતર મિલકતની વર્ષ આખરે મેળવણી કરી તમામ જરૂરી રજીસ્ટરો પર સાલ આખરના શેરા થઇ મંત્રીની સહી થવી જોઇએ.

ઉપરની બાબતોને અનુલક્ષીને સાર્વજનિક પુસ્તકાલયોનાં સને ૧૯૪૩–૪૪ નાં અંદાજો મંજૂર થશે. તો આશા છે કે પુસ્તકાલયો પોતાનાં અંદાજો વ્યવસ્થિત રીતે બનાવી મોકલી આપશે.

વડોદરા, ૧–૭–૪૩     ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૩૩ સને ૧૯૪૨-૪૩

# વિષય

### વાર્ષિક નિવેદનો મોકલવા બાબત

**સને ૧૯૪૨-૪૩નાં વાર્ષિક નિવેદનો પુસ્તકાલય ખાતા તરફ મોકલવા બાબત**

સને ૧૯૪૨–૪૩ ની સાલનાં વાર્ષિક નિવેદનો વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો વેળાસર મોકલે તેમ જ હકીકત મોકલવામાં અનુકૂળતા થાય એ હેતુથી તેનાં ફોર્મો ચાલુ માસના 'પુસ્તકાલય'ના અંકમાં છેવટના ભાગમાં સાંધેલાં છે તે ફાડી લઇ તેનો ઉપયોગ કરવો.

આ અંક રાજ્યનાં તમામ પુસ્તકાલયોને મોકલવા "પુસ્તકાલય" માસિકના વ્યવસ્થાપકોએ ઉદારતા બતાવી છે.

**નિવેદનો તૈયાર કરવા બાબત**

આશા છે કે આ નિવેદનો જે તે પુસ્તકાલયના મંત્રીઓ તૈયાર કરી એક પ્રત પોતાને ત્યાં રાખી બીજી પ્રત પુસ્તકાલય ખાતા તરફ પોતાના જૂથ મારફત ઑગસ્ટ માસની તારીખ પંદર પહેલાં મોકલી આપવા ચૂકશે નહિ.

**મહાલ મંડળ અને રા. મહાલ શાળાધિકારી સાહેબોએ સહકાર આપવા બાબત**

રાજ્યનાં જુદાં જુદાં મહાલ અને જૂથ પુસ્તકાલય મંડળો, તેમ જ રા. મહાલ શાળાધિકારી સા. પણ આ બાબતમાં પોતાની સ્થળ-સીમામાં આવેલાં પુસ્તકાલયોને ઘટિત સૂચના આપી સૌને જાગ્રત રાખી ઉપર જણાવેલી તારીખ સુધીમાં નિવેદનો પુસ્તકાલય ખાતા તરફ બીનચૂક મોકલી આપવામાં જરૂરી સહકાર આપશે.

વડોદરા,
તા. ૧-૭-૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૩૪ સને ૧૯૪૨-૪૩

# વિષય

### વર્તમાનપત્રો મેળવવા સંબંધે લખાણો બાબત

ઉપરોક્ત વિષયના સંબંધમાં જણાવવાનું કે કેટલાંક સાર્વજનિક પુસ્તકાલયો પોતાનું અંદાજ મંજૂર થયું એટલે પત્રો શરૂ થવાં જ જોઇએ એમ માને છે તેમની ગેરસમજ દૂર કરવા માટે આ સૂચના પ્રકટ કરવી પડે છે.

અંદાજ મંજૂર થઇ આવે એટલે જેમ બને તેમ જલદી સદર પુસ્તકાલયે લોકમદદ તથા કાયમનિધિની રકમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં જમા મૂકવી જોઇએ. જો કાયમ-નિધિની રકમ ઇતર સ્થળે મૂકતા હોય તો તેની પાવતીની નકલ પુસ્તકાલય સહાયક સ. મંડળમાં મોકલવી જોઇએ.

આ પ્રમાણે થયું હોય તો મંત્રીએ પુસ્તકાલય સહાયક સ. મંડળ તરફથી વર્તમાનપત્રો શરૂ કર્યાની યાદી જાન્યુઆરીથી એપ્રિલ સુધી દર માસે પ્રસિદ્ધ થાય છે તેમાં જોવું જોઇએ. અને નાણાં મોકલવાની જરૂરી વ્યવસ્થા કરવા છતાં તજવીજ ન થઇ હોય તો તે માટે પુરાવાની તમામ હકીકત દર્શાવી પત્રો કેમ શરૂ થયાં નથી તેની માગણી અમારા તરફ કરવી જોઇએ. આ માટે પુસ્તકાલય મંડળ તરફથી કયી તારીખ સુધીની મળેલી લોકમદદનાં લવાજમો ભરાય છે તેની માહિતી અવશ્ય જોવી જોઇએ. એપ્રિલ માસ અને તે પછી મોકલેલી લોકમદદ માટે સરકાર-પંચાયતમદદની સવડ બની શકતી નથી એટલે તેમણે બીજા વર્ષ સુધી રાહ જોવી જોઇએ.

આ પ્રમાણે કાળજીપૂર્વક અને નિયમિત તજવીજ થયા પછી પત્ર જે તે પુસ્તકાલયને મળવું જ જોઇએ અને મંડળે તે માટે બનતી તજવીજ કરી આપવી જોઇએ. જો કોઇ પત્ર ઇરાદાપૂર્વક અનિયમિત મોકલાતું હોય, અને મંડળની હકીકત તે પત્ર સાંભળતું ન હોય તો તે બાબત મંડળે સાર્વજનિક પુસ્તકાલયોની જાણ માટે પ્રસિદ્ધ કરવી જોઇએ.

પત્રો શરૂ થયા પછી અધવચમાં બંધ પડે તે માટે પુસ્તકાલય ખાતાએ આ પહેલાં સૂચનાઓ કરી છે તે "પુસ્તકાલય પ્રવૃત્તિનું એકીકરણ" એ પુસ્તકમાં "પત્રો-માસિકો"ના મથાળા નીચે આપેલી માહિતી ઉપરથી જોઇતી માહિતી મળી શકશે.

આશા છે કે પત્રવ્યવહારમાં ઘટિત કરકસર કરવા માટે આ બધી બાબત સ્થાનિક પુસ્તકાલયના મંત્રીએ તપાસ કરી તે તમામ હકીકત દર્શાવી હશે તો જરૂરી અડચણ દૂર કરી આપવા પુસ્તકાલય ખાતુ ઘટતું કરશે. પણ અધુરી હકીકતો આવેલા પત્રો દફતરે કરવા પડશે. માટે સંપૂર્ણ વિગત અને આધારસહિત પોતાની અગવડ હવે પછી જે તે સ્થાનિક પુસ્તકાલયના મંત્રીએ રજૂ કરવાની મે. થશે.

વડોદરા,
૧–૭–૧૯૪૩

ઉ. મો. પટેલ,
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૩૫ સને ૧૯૪૨–૪૩

## વિષય

### ડેસ્કટોક સાહિત્ય સને ૧૯૪૩–૪૪ માટે વસાવવા બાબત

આથી તમામ મદદ મેળવતાં સાર્વજનિક પુસ્તકાલયોના વ્યવસ્થાપકોને વિનતિ કરવામાં આવે છે કે યુદ્ધસમય પૂરતાં પોતાને જોઇતાં ખુરસી, ટેબલ, માસિકોનાં બોર્ડ વગેરે જે કંઇ લાકડી સામાન અગર બાલોપયોગી રમતોનાં સાધનો પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાંથી તપાસાઇ ખાતરીપૂર્વક મોકલાવાતાં તે હવે મોકલતાં ઘણી જ મુશ્કેલીઓ નડે છે. સબબ ખાતાના ધારાધોરણ પ્રમાણે જે કબાટો જે તે ગામે હોય તેવાં વાર્નિશ સહિત ઉંચા લાકડાનાં બનાવી શકે તો પોતાના ગામના કે તાલુકાના કોઇ સુથાર કે મિસ્ત્રીને સોંપી કરાવી લેવાં; અને તે મેળવ્યા બાદ સ્થાનિક અધિકારી સાહેબ મારફત તે રકમની માગણી અમારા મારફત મંડળમાંથી કરવી એટલે અંદાજમાં મંજૂર કરેલી રકમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાંથી મોકલાવવા ઘટિત તજવીજ થશે.

આશા છે કે પુસ્તકાલયોના સંચાલકો આ બારિક સ્થિતિનો વિચાર કરી પોતાને જોઇતું મંજૂર કરેલું સાહિત્ય સ્થાનિક સવડ પ્રમાણે તૈયાર કરાવી લે. જેમનાથી તેમ ન બની શકે તેમને અંદાજપત્રમાં માગણી કરી તે પ્રમાણે શેરો કરવાથી પુસ્તકાલય મંડળ કરાવી આપવા ઘટતી તજવીજ કરશે.

વડોદરા,
૧–૭–૪૩

ઉ. મો. પટેલ,
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૩૬ સને ૧૯૪૨–૪૩

## વિષય

### ગ્રામપંચાયત તથા સુધરાઇઓની મદદ

આથી તમામ મદદ મેળવતાં સાર્વજનિક પુસ્તકાલયોને જણાવવાનું કે શ્રીમંત સરકારે કૃપાવંત થઈ રાજ્ય પુસ્તકાલય પરિષદની માગણી પ્રમાણે પ્રત્યેક સાર્વજનિક પુસ્તકાલયને દર વર્ષે સ્થાનિક ગ્રામપંચાયત કે સુધરાઇ તરફથી મદદ મળે તેવો પ્રતિબંધ કર્યો છે.

આ માટે તમામ સાર્વજનિક પુસ્તકાલયના મંત્રીઓને આથી જાહેર કરવામાં આવે છે કે તેમને પોતાના પુસ્તકાલયને જોઈતી મદદ માટે દર વર્ષે ઑગસ્ટ માસમાં જે તે સંસ્થાના (ગ્રામપંચાયત કે સુધરાઈ) પ્રમુખ તરફ લેખી માગણી કરવી. આ માગણી કરવામાં એક વસ્તુ ધ્યાન રાખવાની કે લોકમદદ પૈકી કાયમનિધિ નીમે રકમ મૂકયા બાદ જેટલી રકમ સરકારપંચાયતમદદ પડતી હોય તેથી વિશેષ રકમની માગણી કરવી નહિ.

આશા છે કે ગ્રામપુસ્તકાલયો ઉપર પ્રમાણે માગણી કરશે અને મંજૂરી મળે તો જ અંદાજમાં તે રકમ દાખલ કરશે.

જે સાર્વજનિક પુસ્તકાલયોને પોતાનું અંદાજપત્ર બનાવ્યા પછી આવી મંજૂરી જે તે સંસ્થા તરફથી આવે તો તે રકમ અનામત રાખી બીજા વર્ષના અંદાજપત્રમાં ગ્રામપંચાયતની મદદ અને સાલ લખવાં. ચાલુ અંદાજપત્રમાં પણ જે ગ્રામપુસ્તકાલયો પાસે ગ્રામપંચાયતની મદદ પડી રહી હોય તે અંદાજમાં સાલ લખી જણાવવું.

**કોઈ પણ સંજોગોમાં ગ્રામપંચાયત કે સુધરાઈમદદ લોકમદદ તરીકે ગણવાની નથી.**

આશા છે કે પોતાનું પુસ્તકાલય લોકપ્રિય બનાવી લોકોને તેમાં વધુ રસ લેતા કરી ગ્રામપંચાયત તરફથી મળતી મદદનો વધારો કરવા સૌ કાર્યકરો પ્રયાસ કરશે.

વડોદરા,
૧–૭–'૪૩

**ઉ. મો. પટેલ**
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૩૭ સને ૧૯૪૨–૪૩

# વિષય

### અંદાજપત્રમાં માગણી કરવા યોગ્ય ૧૯૪૨–૪૩ સાલમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની યાદી

વડોદરા રાજ્યનાં મદદ મેળવતાં ગ્રામ પુસ્તકાલયોને અનુકૂળ થઈ પડે તે માટે અમે આ નીચે એક પુસ્તકોની યાદી તૈયાર કરી છે. આ પુસ્તકો લગભગ જુન ૧૯૪૨ થી જુલાઈ ૧૯૪૩ ના સમય દરમ્યાન પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની છે. આવી યાદીઓ આ પહેલાં પ્રસિદ્ધ થયેલાં અને અમારી જાણમાં આવેલાં પુસ્તકોની યાદી પ્રતિવર્ષ સાલ આખરે અમે આપી ગયા છીએ.

જૂથ પુસ્તકાલયના મંત્રીઓ અને ગ્રંથપાલો ભેગા થઈ ભારે કિંમતનાં ઉપયોગી પુસ્તકો છૂટક છૂટક ખરીદી પોતાના જૂથ પુસ્તકાલયોનું પુસ્તક આપ–લેના કાર્યમાં સંગઠન સાધશે એવી આશા છે. આવતા વર્ષની પુસ્તકયાદીઓ તૈયાર કરતી વખતે બીજાં સાધનો સાથે સાથે આ યાદી જોવાથી પોતાની પુસ્તકપસંદગીની કાર્યરીતિ સરળ થશે, એમ અમારું માનવું છે.

પુસ્તકાલય સહાયક સ. મંડળ પાસે પુસ્તકોની માગણી કરતી વખતે રકમની સગવડ હોય તેથી બમણી રકમની યાદી મોકલવાથી પુસ્તકો મંગાવી આપવામાં સરળતા થશે. વળી પુસ્તકનું નામ તથા તેનું પ્રાપ્તિસ્થાન અમે બતાવ્યા પ્રમાણે દરેક યાદીમાં બતાવવું ઠીક થશે.

| પુસ્તકનું નામ | પ્રાપ્તિસ્થાન | કિંમત |
|---|---|---|
| **ધાર્મિક, નૈતિક અને તત્ત્વજ્ઞાન** | | |
| આપણો ધર્મ (આ. ૩) | ગૂ. ગ્રં. કા. અમદાવાદ | ૫-૦-૦ |
| આનંદમય જીવનનું રહસ્ય | શ્રીકૃષ્ણ કાર્યાલય રણપુર, (વડોદરા રાજ્ય) | ૧-૦-૦ |
| ઉપનિષદોનાં ચૌદ રત્નો | ભક્તિમાર્ગ કા. અમદાવાદ | ૦-૧૨-૦ |
| જગતના અરણ્યમાં | ગાંડીવ સા. મંદિર, સુરત | ૧-૧૨-૦ |
| તત્ત્વચિંતામણિ | ભક્તિમાર્ગ કા. અમદાવાદ | ૦-૮-૦ |
| દશમ સ્કંધ અધ્યાય ૧-૨૫ | કિતાબઘર, રાજકોટ | ૩-૦-૦ |
| દાર્શનિક શબ્દાવલિ | અરવિંદ કા., આણંદ | ૧-૧૨-૦ |
| દુનીઆની દુગ્ધાથી દૂર | રામકૃષ્ણ સે. સ., અમદાવાદ | ૦-૪-૦ |
| પ્રશ્નોત્તરી અને પ્રાસંગિક | મહાવીર સા. પ્ર. મં. અમદા. | ૦-૧૨-૦ |
| સુખી થવાનો માર્ગ અને સ્ત્રીધર્મશિક્ષણ | ભક્તિમાર્ગ કા., અમદાવાદ | ૦-૧૨-૦ |
| સંસારમાં સ્વર્ગ (આ. ૩) | સ. સા. વ. કા., અમદાવાદ | ૧-૬-૦ |
| સૃષ્ટિનું જ્ઞાન | દ. જે. ભટ, અમદાવાદ | ૩-૦-૦ |
| હિંદુજીવન દર્શન | નવજીવન પ્ર. મં. અમદાવાદ | ૦-૧૦-૦ |
| **કેળવણી** | | |
| ઉર્દૂલિપિ પરિચય | હરિહર પુસ્તકાલય, સુરત | ૦-૮-૦ |
| ઉર્દૂલિપિ શિક્ષિકા | નવજીવન પ્ર. મં. અમદાવાદ | ૦-૭-૦ |
| દિવાસ્વપ્ન (આ. ૨જી) | મ. મ્રૌ. પ. કું. મુંબાઇ | ૧-૦-૦ |
| ગ્રામની સર્વાંગી કેળવણી | નવજીવન પ્ર. મં. અમદાવાદ | ૦-૧૪-૦ |
| સર્વોદયની જીવનકળા | ,, ,, | ૨-૦-૦ |

| પુસ્તકનું નામ | પ્રાપ્તિસ્થાન | કિંમત |
|---|---|---|
| **વૈદક** | | |
| આયુર્વેદનો ઇતિહાસ | ગુ. વ. સો. અમદાવાદ | ૧-૦-૦ |
| ગુજરાતની સ્ત્રીઓની શારીરિક સંપત્તિ | ,, ,, | ૦-૩-૦ |
| પાયોરીઆ દિગ્દર્શન | વૈદ્ય કિ. ભા. ગુંજા, મુંબઇ | ૧-૦-૦ |
| મુખદ્વાર | ડૉ. કે. સો. છીલા, નવસારી | |
| માનવીનું આયુષ્ય | સ્વા. મં.(ગુ. વિભાગ)વડોદરા | ૦-૬-૦ |
| **વિજ્ઞાન અને ઉપયુક્ત કળા** | | |
| અજબ દુનિયા | ફૂલછાબ કાર્યાલય-રાણપુર | ૦-૮-૦ |
| આધુનિક આકાશવાણી | વિ. દુ. કા., વાડજરોડ, અમદાવાદ | ૦-૮-૦ |
| આપણે આંગણે ઊડનારાં | ફૂલછાબ કાર્યાલય, રાણપુર | ૩-૦-૦ |
| ખેતીની જમીન | ગુ. વ. સો. અમદાવાદ | ૦-૧૨-૦ |
| *ખાતરોની માહિતી અને ખેતી સુધારણા | સો. કિ. પટેલ, સુણાવ | ૧-૦-૦ |
| ખેડ અને ઓજારો | જ. ર. પાઠક | ૦-૧૦-૦ |
| ભવિષ્યવાણી | એન. એમ. ઠક્કરની કું. મુંબઇ | ૬-૧૨-૦ |
| ભાતભાતનું ભરતકામ | ,, ,, | ૧-૦-૦ |
| વિજળીની પરીક્ષાના પ્રશ્નોત્તર | અનુ. નં. ૧ પ્રમાણે ,, | ૧-૦-૦ |
| વિજળીનો આંચકો લાગે ત્યારે થતી અસર અને તેનો ઉપચાર | ઉપર પ્રમાણે | ૦-૧-૬ |
| ×વ્યાયામ જ્ઞાનકોષ ખંડ ૨ | વ્યાયામ કાર્યાલય, વડોદરા | ૭-૦-૦ |

* તા. ક. ગ્રામપુસ્તકાલયોને રૂા. ૦-૮-૦ મળશે. દરેક ગ્રામ પુસ્તકાલયે વસાવવું.

× દરેક કસ્બા અને મકાનવાળા ગ્રામ પુસ્તકાલયે અવશ્ય વસાવવું જોઇએ.

| | | |
|---|---|---|
| શરીર સામુદ્રિક | હરિહર પુસ્તકાલય, સુરત | ૩-૦-૦ |
| હાથની ભાષા | ,, ,, | ૫-૦-૦ |
| ઇમ્પીરીઅલ સિસ્ટમ ઑફ કટીંગ ભા. ૧-૨ | ધી. ઇમ્પીરીઅલ ટેલરીંગ કૉલેજ, સુરત | ૬-૦-૦ |

## સમાજશાસ્ત્ર, રાજનીતિ, અર્થશાસ્ત્ર વગેરે

| | | |
|---|---|---|
| અકબરની યાદમાં | ફૂલછાબ કાર્યાલય, રાણપુર | ૦-૮-૦ |
| આપણા ઘરની વધુ વાતો | ,, ,, | ૦-૮-૦ |
| ઓસરતો રૂપિયો | મ. પબ્લિશિંગ કું. મુંબઇ | ૧-૦-૦ |
| આપણું ઘર | ફૂલછાબ કાર્યાલય, રાણપુર | ૦-૮-૦ |
| સ્વજમિલાપ | ,, ,, | ૦-૮-૦ |
| મરેલાંનાં રુધિર અને જીવતાંનાં આંસુડાંઓ | ,, ,, | ૦-૮-૦ |
| પાંચ વર્ષનાં પંખીડાં | ,, ,, | ૦-૮-૦ |
| પારિભાષિક જ્ઞાનકોશ ખંડ-૧ રાજકારણ | ધી સ્ટે. પી. લી. મુંબઇ | ૩-૦-૦ |
| લગ્નસાધના | ભારતી સા. સંઘ અમદાવાદ | ૨-૮-૦ |
| વડોદરા રાજ્યનો રાજવહીવટ | ભા. શા. પ્રા. વિ. મં. વ. | ૦-૪-૬ |
| સામ્રાજ્યવાદ | રા. દે. ખમાણુ પાડરશીંગા પો. દામનગર | ૧-૧૨-૦ |
| આઝાદીની પજળવાળા | ભા. સા. સંઘ, અમદાવાદ | ૦-૮-૦ |
| ૧૯૪૩ નાં પ્રગરણ | ,, ,, | ૦-૧૦-૦ |

## ઇતિહાસ

| | | |
|---|---|---|
| ગુજરાતના ઐતિહાસિક લેખો ભા. ૩ જો | ફાર્બસ ગુજરાતી સભા, મુંબાઇ | ૬-૦-૦ |
| ગુજરાતનું પ્રાચીન સંશોધન | ફાર્બસ ગુજરાતી સભા, મુંબાઇ | ૬-૦-૦ |
| પ્રિયદર્શી યાને ભૂલથી મનાયેલા બાપુનાં પારણાં | ફૂલછાબ કાર્યાલય | ૦-૮-૦ |
| મહારાજ અશોક અથવા સમ્રાટ સંપ્રતિ | શશિકાન્ત એન્ડ કું. વડોદરા | ૬-૦-૦ |

## ગ્રામસુધારણા

| | | |
|---|---|---|
| આપણી ગ્રામસંસ્થાઓ | ભા. શા. પ્રા. વિ. મં. વડોદરા | ૦-૨-૦ |
| ઋણમુક્તિ | આર. આર. શેઠની કું. મુંબાઇ | ૩-૦-૦ |
| ખેડુતનો શિકારી અને મધ્યમસરની ચાલ | ન. પ્ર. મંદિર અમદાવાદ | ૦-૪-૦ |
| દેવાદાર ખેડૂત | ભા. શા. પ્રા. વિ. મં. વડોદરા | ૦-૩-૦ |
| પણ સરકારે લોકો માટે શું કર્યું | ઉપર પ્રમાણે | ૦-૨-૬ |

## સાહિત્ય

| | | |
|---|---|---|
| ગુજરાતી સાહિત્ય સભાની કાર્યવાહી ૧૯૪૧-૪૨ | ગુ. સા. સભા, અમદાવાદ | ૨-૪-૦ |
| તરંગ | ગાં. સા. મંદિર, સુરત | ૧-૮-૦ |
| દિગ્દર્શન | ગુ. વ. સો. અમદાવાદ | ૧-૦-૦ |
| દિ. બા. અંબાલાલ સાકરલાલ દેસાઇનાં ભાષણો અને લેખો | ન. પ્ર. મં. અમદાવાદ | ૨-૦-૦ |
| પગદંડીને પંથે | ગાં. સા. મંદિર, સુરત | ૦-૧૦-૦ |
| મંદિરને પગથિયે | યુગાંતર કાર્યાલય, સુરત | ૦-૮-૦ |
| લીલાં સુકાં પાન | એન. એમ. ત્રિપાઠીની કું. મુંબાઇ | ૨-૦-૦ |
| રસપાન | ગાં. સા. મંદિર, સુરત | ૧-૮-૦ |
| શરદવાણી | હરિહર પુસ્તકાલય, સુરત | ૨-૦-૦ |

## કાવ્યો

| | | |
|---|---|---|
| ૨૭ કલાન્ત કવિ | ગુ. વ. સો. અમદાવાદ | ૨-૪-૦ |
| કેસુડો અને સોનેરૂ તથા કોળાગ્નિ | ધી આરીક પ્રેસ, ગોવાલિયા ટેંકરોડ, મુંબઈ | ૧-૦-૦ |
| ચંદ્રશંકરનાં કાવ્યો | એન.એમ. ત્રિપાઠીની કં. મું. | ૨-૮-૦ |
| દીવડીઆ | શંકરલાલ ના. દવે, નવસારી | ૧-૮-૦ |
| પસલી | ઉમેશ કવિ, ભાવનગર | ૦-૧૨-૦ |
| બંસરી | નવયુગ કલામંદિર, વડોદરા | ૦-૪-૦ |
| ભજનસાગર | સ. સા. વ. કા. અમદાવાદ | ૨-૦-૦ |
| મનુનાં મુક્તકો | મનુ. હ. દવે, સિદ્ધપુર | ૧-૮-૦ |
| સંવેદના | એન. એમ. ત્રિપાઠીની કં. મું. | ૧-૮-૦ |
| શ્રીજી છપ્પનશાનો ગરબો | કવિ અ. ફ. ખબરદાર મુંબઈ | ૦-૪-૦ |

## સ્થળ વર્ણન, ભૂગોળ

| | | |
|---|---|---|
| પલટાતા નકશા | વંદેમાતરમ્ કાર્યાલય મુંબઈ | ૨-૦-૦ |
| પીરામીડની છાયામાં | ગુ. સા. પ., મુંબઈ | ૨-૦-૦ |
| બ્રહ્મદેશ | લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રે. વડોદરા | ૧-૮-૦ |
| મારી કચ્છયાત્રા | દીપસિંહ ભાંડીઆ, ઉજ્જૈન | ૦-૮-૦ |
| વિસનગર ( આ. ૨જી) | મહાસુખભાઈ ચુ. વિસનગર | ૨-૮-૦ |

## ટૂંકી વાર્તા—નવલકથા—નાટકો

| | | |
|---|---|---|
| અકલના ખાં | ન. ચે. સા. મં. અમદાવાદ | ૨-૮-૦ |
| અચલા | જીવનલાલ એન્ડ સન્સ | ૨-૦-૦ |
| અધૂરૂં સ્વપ્ન ભા. ૧-૨ | આર. આર. શેઠની કું. મુંબાઈ | ૬-૮-૦ |
| અભિમાન | એન.એમ. ઠક્કરની કું. મુંબાઈ | ૩-૦-૦ |
| આમ્રપાલી ભા. ૧-૨ | " " | ૬-૦-૦ |
| શરતના ઘોડા | એન. એમ. ત્રિપાઠી | ૧-૪-૦ |
| આરસીની ભીતરમાં | ગુ. ગ્રં. કા. અમદાવાદ | ૦-૮-૦ |
| કણ્ણવતી | " " | ૩-૮-૦ |
| કલ્યાણી | શ્રીજીવન કાર્યાલય, મુંબાઈ | ૨-૦-૦ |
| કુમકુમ | એન. એમ. ત્રિ.ની કું. મુંબાઈ | ૨-૦-૦ |
| કેતકી રાણી | આર. આર. શેઠની કું. મુંબાઈ | ૦-૮-૦ |
| ક્રાન્તિની ઝાલરી | નવયુગ પુ. ભંડાર, રાજકોટ | ૩-૦-૦ |
| ઘરકુકડી | ઉમેશ કવિ, ભાવનગર | ૧-૧૦-૦ |
| ચોરાની વાતો | આર. આર. શેઠની કું. મુંબાઈ | ૨-૮-૦ |
| ચૌલાદેવી (આ. ૨જી) | ગુ. ગ્રં. કા. અમદાવાદ | ૩-૮-૦ |
| ચંદા | ન. ચે. સા. મં. અમદાવાદ | ૨-૮-૦ |
| ટપાલપેટી | પ્રગતિ સા. મં. રાજકોટ | ૧-૮-૦ |
| ડંડી કુરતા અને બીજાં નાટકો | ગુ. ગ્રં. કા. અમદાવાદ | ૧-૮-૦ |
| તણખલાં | ફૂલછાબ કાર્યાલય | ૦-૮-૦ |
| દીલના ડંખ | ગ્રા. વ. પુ. માળા, અમદા. | ૩-૮-૦ |
| દુર્ગાશંકર મહેતાજી અને બીજાં નાટકો | યુગાન્તર કાર્યાલય. સુરત | ૧-૮-૦ |
| દેવદૂત | જ. અં. દવે, જેતપુર | ૧-૪-૦ |
| દ્વિરેફની વાતો ભા. ત્રીજો | મ. ગુ. પ. કંપની, મુંબાઈ | ૧-૧૨-૦ |
| નવનૈવેદ્ય | ન. સા. મં. અમદાવાદ | ૧-૦-૦ |
| નીલરેખા | આર. આર. શેઠની કું. મુંબાઈ | ૩-૮-૦ |
| પતિમંદિર | એન. એન. ઠક્કરની કું. મુંબાઈ | ૨-૦-૦ |
| પાર | " " | ૨-૦-૦ |
| બાતારી | હરિહર પુસ્તકાલય, સુરત | ૨-૮-૦ |
| માનવહૈયાં | એન. એમ. ઠક્કરની કું. મુંબાઈ | ૧-૪-૦ |
| મેઘાણીની નવલિકાઓ ભા. ૨ | આર. આર. શેઠની કું. મુંબાઈ | ૨-૮-૦ |
| રમા | ગુ. ગ્રં. કા. અમદાવાદ | ૨-૦-૦ |

| | | |
|---|---|---|
| રૂપાનો ઘંટ | ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત | ૨–૮–૦ |
| રંગનાં ચટકાં | આર. આર. શેઠની કું. મુંબાઇ | ૧–૪–૦ |
| રખારણ | ,, ,, ,, | ૨–૮–૦ |
| વારસદાર | હરિહર પુસ્તકાલય, સુરત | ૨–૮–૦ |
| વિશ્વસાહિત્યની વાર્તાઓ | ભા. સા. સંઘ અમદાવાદ | ૩–૮–૦ |
| વેવિશાળ | ગૂ. ગ્રં. કા. અમદાવાદ | ૨–૮–૦ |
| સનમની શોધમાં | હરિહર પુસ્તકાલય, સુરત | ૨–૮–૦ |
| સુબોધકથા સાગર (આ. ૨ જી) | સ. સા. વ. કા. અમદાવાદ | ૧–૧૦–૦ |
| સૌરાષ્ટ્રની રસધાર ભા. ૧ લો (આ. ૫ મી) | ગૂ. ગ્રં. કા. અમદાવાદ | ૨–૮–૦ |

**જીવનચરિત્ર**

| | | |
|---|---|---|
| આપણા કવિઓ ખંડ ૧ લો | ગુ. વ. સો. અમદાવાદ | ૧–૦–૦ |
| તેજચિત્રો | આર. આર. શેઠની કું. મુંબાઇ | ૩–૦–૦ |
| દત્ત અને પરશુરામ અથવા આત્મદર્શન વા અનાસક્તિયોગ | સ. સા. વ. કા. અમદાવાદ | ૨–૦–૦ |
| શ્રીમંત સયાજીરાવ ત્રીજા | લુહાણામિત્ર પ્રેસ, વડોદરા. | ૩–૮–૦ |
| સીધા ચઢાણ | ગૂ. ગ્રં. કા. અમદાવાદ | |
| *શ્રી શિવાજી છત્રપતિ | સ. સ. વ. કા. અમદાવાદ | ૨–૪–૦ |

* તમામ જીવનચરિત્રોનાં પુસ્તકો દરેક પુસ્તકાલયે અવશ્ય વસાવવા જોઇએ.

## બાલોપયોગી

| | | |
|---|---|---|
| અલિબાબા અને ચાલીસ ચોર | જી. અ. મહેતા, અમદાવાદ | ૦–૫–૦ |
| અમી ઝરણાં | ગાંડીવ સાહિત્યમંદિર, સુરત | ૦–૫–૦ |
| એક હતો રાજા ભા. ૧–૨ | ,, ,, | ૦–૬–૦ |
| કીર્તિસ્તંભ ભા. ૩ | ,, ,, | ૦–૫–૦ |
| ગુજરાતના ઇતિહાસની આરસી | ,, ,, | ૦–૪–૦ |
| ધરતીનો બાળમેળો | ન. સા. મં. અમદાવાદ | ૦–૬–૦ |
| નીલમ | ગાંડીવ સાહિત્યમંદિર, સુરત | ૦–૪–૦ |
| પુરાણનાં પાત્રો સીતા, હનુમાન, ધ્રુવકુમાર, શ્રીકૃષ્ણ, રામચંદ્ર (દરેકની છૂટક પુસ્તિકા) | યુગાન્તર કાર્યાલય, સુરત | ૦–૧ ૩–૬ |
| પંચામૃત | ગાંડીવ સાહિત્યમંદિર, સુરત | ૦–૭–૦ |
| બકુલ ભા. ૨ જો | ,, ,, | ૦–૩–૦ |
| બાલશિક્ષા | ભક્તિમાર્ગ કા., અમદાવાદ | ૦–૮–૦ |
| બાલમંજરી | આર.આર.શેઠની કું. મુંબાઇ | ૦–૧૦–૦ |
| વાણિયાની વાતો | ,, ,, | ૦–૧૦–૦ |
| વિજ્ઞાનની વાટે | ગુ. વ. સો. અમદાવાદ | ૦ ૧૨–૦ |
| વીર વનરાજ | ગૂર્જર ગ્રંથરત્ન કા. અમદાવાદ | ૦–૬–૦ |
| હયુએનસંગ | ,, ,, | ૦–૩–૦ |

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

## વટહુકમ નં. ૮ સને ૧૯૪૨-૪૩

# વિષય

### વાર્ષિક અંદાજપત્રની ગોઠવણી ટકાવારીના ક્રમે થવા બાબત

**ખાતા તરફથી સૂચવાયલી નીતિ**

વડોદરા રાજ્યનાં મદદ મેળવતાં પુસ્તકાલયોનાં અંદાજપત્રો કેમ બનાવવાં તે માટે અમોએ સન '૩૮-૩૯ અને સન '૩૯-૪૦ માં વિસ્તૃત સૂચનાઓ દ્વારા સમજ આપી છે. અને છેવટે પ્રાંત, કસ્બા તથા મકાનવાળાં અને ઇતર પુસ્તકાલયોએ પોતાનાં અંદાજ બનાવતી વખતે કયી બાબતો ધ્યાનમાં રાખવી તથા ખર્ચ કેવી રીતે કરવો તેની સમજ પણ આપી હતી.

**પુસ્તકાલય મંડળની સંમતિ છતાં જાગેલો વિરોધ**

ટકાવારીની અમોએ દર્શાવેલી યોજના, મહાલ, પ્રાંત અને રાજ્ય મંડળોની બેઠકોમાં સ્વીકારાઇ હતી; છતાં પુસ્તકાલયો તરફથી વર્તમાનપત્રો પાછળ અઢળક ખર્ચ કરવાની ચાલતી આવેલી નીતિને ચાલુ રાખવા માટે ઉહાપોહ થયો.

**ધારાસભા દ્વારા ચર્ચા અને નિર્ણય**

છેવટમાં ધારાસભામાં સદરહુ પ્રશ્ન આવતાં તે માટે સમિતિ નિમાઇ, અને સમિતિના નિર્ણયો શ્રીમંત સરકાર તરફ રજૂ કરતાં, તેમણે ખાતાએ સૂચવેલી ટકાવારીમાં પુસ્તકો ખાતેથી પાંચ ટકા કમી કરી, વર્તમાનપત્રો ખાતે પાંચ ટકા વધારી આપ્યા છે; જેથી હવેથી અંદાજપત્રો શ્રીમંત સરકારે સમિતિ દ્વારા નક્કી કરી આપેલ ટકા પ્રમાણે જ મંજૂર થશે. આશા છે કે, દરેક પુસ્તકાલયો નીચે જણાવેલી ટકાવારી મુજબ નવા વર્ષનાં અંદાજપત્રો બનાવી મોકલશે.

શ્રીમંત સરકારના છેવટના નિર્ણય પ્રમાણે સુધારેલી ટકાવારી નીચે મુજબ છેઃ

**શ્રીમંત સરકારના નિર્ણય પ્રમાણે સુધારેલી ટકાવારી**

| અનુક્રમ | બાબત | મકાન સિવાયનાં ગ્રામ પુસ્તકાલયે | મકાનવાળાં ગ્રામ પુસ્તકાલયે | કસ્બા તથા પ્રાંત પુસ્તકાલયે | શેરા |
|---|---|---|---|---|---|
| ૧ | પત્રો માસિકો ખાતે | ૫૦ | ૩૦ | ૨૫ | |
| ૨ | પુસ્તકો ખાતે | ૩૦ | ૩૫ | ૩૫ | |
| ૩ | પુસ્તક બંધામણી ખાતે | | | | |
| ૪ | નોકરખર્ચ | — | ૧૫ | ૨૦ | |
| ૫ | મકાન દુરસ્તી | ૧૦ | ૧૦ | ૧૦ | |
| ૬ | લાકડી સામાન | | | | |
| ૭ | પુસ્તકાલય મંડળનું શિક્ષણખર્ચ લવાજમ | ૧૦ | ૧૦ | ૧૦ | |
| ૮ | ફીરકોળ | | | | |

વડોદરા,
૧૮-૬-૪૩

ઉ. મો. પટેલ
અવેજી વ્યવસ્થાપક.

અમદાવાદ

તા.

પ્રિય અશ્વિન,

ગુજરાતી સાહિત્યમાં હવે લોકો પહેલાં કરતાં વિશેષ વાંચતા થયા છે એ વાત જેવી તેવી નથી.

પણ હું તો તને એક પુસ્તક વિષે લખવાની છું. હમણાં જન્મભૂમિએ તે વિષે બહુ વખાણ કર્યાં. આથી ત્રણ રૂપિયા ખર્ચી વી.પી.થી પુસ્તક મંગાવ્યું. ત્રણ ચાર વાર વાંચ્યું પણ હું હજી પણ ધરાઇ નથી. આ પુસ્તક તું મંગાવી જરૂર વાંચજે. જુવાનો માટે ઉત્તમ પુસ્તક એ છે. તું નામ જાણવા આતુર થઇ ગયો નહિ? તીર્થસલિલ. મૂલ્ય ૨–૮–૦ છે.

પછી એ પ્રકાશનસંસ્થાનાં બીજાં પુસ્તકો પણ મેં જોયાં. યુદ્ધનાં બંને પ્રકાશનો 'પાસિફિક' અને 'જાપાન' વાંચ્યા પછી મને યુદ્ધમાં ખૂબ સમજણ પડવા લાગી છે. શ્રી. પાઠકની "દ્વિરેફની વાતો" પણ ત્રીજા ભાગમાં કોઈ જુદી જ તરેહની છે. 'ગીતાંજલિ'માંનાં કાવ્યો મેં દસેક વાંર્યાં સાથે બેસાડ્યાં છે અને તેમાં તને તો ખૂબ જ મઝા પડશે. અને આ યુદ્ધ ચાલે છે તેને અંગે કવિવર ટાગોરે લખેલું 'પૂર્વ અને પશ્ચિમ' પણ ઘણું જ સારૂં છે. ગુરુદેવનાં હું કોણ વખાણ કરનારી? તું આ પુસ્તકો તારા મિત્રોને વાંચવા ભલામણ કરજે. આ સંસ્થાનો પત્તો ધી મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ. સર ફીરોજશાહ મહેતા રોડ, મુંબઈ–૧ છે.

લી.

તારી અનુ.

# ગૃહ ઉપયોગી આઠ ઉત્તમ ગ્રંથરત્નો

## ❊ પૈસાને બદલે પુસ્તકોનો સંગ્રહ કરો ❊

મુંબઇની મેસર્સ એન. એમ. ઠક્કરની કંપની (ઠે. ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨) તરફથી કાગળની સખત મોંઘવારી છતાં નવાંનવાં, વૈવિધ્યભર્યાં જીવનનું ઘડતર ઘડતાં પુસ્તકો આપવામાં આવે છે તે વસાવવાની અમારા વાંચનારાઓને અમે ભલામણ કરીએ છીએ. દરેક ઘરમાં નીચેનાં ગ્રન્થરત્નો અવશ્ય હોવાં જોઇએ.




**ભવિષ્યવાણી :** સોએ સો ટકા સાચા પડતા આ પુસ્તકમાંના ભવિષ્યદર્શનનો અનેકે લાભ ઉઠાવ્યો છે. આ ગ્રન્થમાં તમારી જન્મતારીખ ઉપરથી તમારૂં ભવિષ્ય દીવા જેટલું સ્પષ્ટ રીતે આપવામાં આવેલ છે. આ ગ્રન્થના વિદ્વાન કર્તાની મહાત્મા ગાંધીજીના ઉપવાસ સમયની આગાહી સોએ સો ટકા ખરી પડી હતી. પૈસા મેળવવા ઇચ્છનારા દરેકે આ પુસ્તકમાંથી પોતાનું કિસ્મત જાણી લઇ તે મુજબ ધંધો કરવો જોઇએ. કિંમત રૂા. ૬-૧૨-૦ વી. પી. ખર્ચ દસ આના જુદું.

[ સામેના પાના પર વાંચો ]

